# ઇંડીઅન લા રીપોર્ટસ.

## સને ૧૮૮૪ ની સાલના.

મુંબાઈ, મદરાશ, કલકતા અને અલ્હાબાદની
હાઈકોરટના ફેંસલાનો સાર.

અમદાવાદની સ્માલકાજ કોરટના વકીલ

**गोविंदलाल बालाजी**

પાસે તઇયાર કરાવી



**અમદાવાદમાં**

પાનકોરને નાકે બબ્બાજમાદારની હવેલીમાં "સમશેર બાહાદુર"
છાપખાનામાં સવાઈલાલ રાયચંદે છાપી પ્રસિદ્ધ કર્યા.

संवत १९४१—सने १८८५.

# अनुंक्रमणिका.

---

## મુંબાઈ.

### અ



### આ

ગ



ચ



જ



ત



દ

# ઇંડીયન લા રીપોર્ટસના ફેંસલાનો સાર

# મુંબઈ

## વાલ્યુમ ૮.

## દીવાની અસલ મુકરદમો.

મી૦ જસ્ટીસ બેલી આકટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ બા... મની રૂબરૂ.

...રવાનજી નવરોજજીના મુખત્યાર હોરમસજી. કાવસજી (વાદી)

વી.

...જી આમદ હાજી ઇસમાલ હબીબના કાયદેસર વારસ આસાબાઇ.(પ્રા૦)

ફેસલો—સ્મોલકોઝ કોરટ—સ્મોલકોઝ કોરટના ફેસલાની રૂઇ... એ સ્મોલકોઝ કોરટમાં દાવો—પ્રેસીડેંસી સ્મોલકોઝ કોરટ આ... સને ૧૮૮૨ ના આકટ ૧૫)ની કલમ ૧, ૪. ૯૮, સને ૧૮૭૭ ના મુ... તના આકટ ૧૫ ના પ્રશીષ્ટ ૨ ની આરટીકલ ૧૨૨, ૧૭૯

...ાનું ૧૯ } મુંબાઇની સ્મોલકોઝ કોરટના ચીફ જડજ ડબલ્યુ ઇ. હાર્ટ સાહેબે ૧૮૮૨ ના આકટની કલમ ૬૯ પ્રમાણે હાય કોરટના અભીપ્રાય ...ાટે આ કામમાં પુછેલુ છે.

સદરહુ મેરવાનજી નવરોજજીએ તા૦ ૧૧ ડીસેંબર સન ૧૮૭૬ ...ા રોજ હાજી આમદ હાજી ઇસમાએલ બીબીના ઉપર આ કોરટના ...જી પહેલા જડજની કોરટમાં રૂ. ૯૦૯—૧૩—૯ આઠ દીવસમાં વસુલ કરવાનું હુકમનામુ મેળવેલું છે.

૨ સદરહુ હાજી આમદ સદરહુ હુકમનામું અગર તેનો કાંઇ ભા... વસુલ આપ્યા વીના મરણ પામ્યો.

૩ સદરહુ મેરવાનજી નવરોજજીના મુખતીયાર તરીકે વાદી... ...૦ ૧૪ ફેબરવારી સને ૧૮૮૩ ના રોજ સદરહુ હુકમનામાની રકમ વસુલ કરવા સારૂ તે મરનાર હુકમનામાના દેણદારની વીધવા અને કાયદેસર ...ારસ પ્રતીવાદી ઉપેર દાવો દાખલ કરયો.

૪ આ દાવો તા૦ ૧૨ મી મારચ સને ૧૮૮૩ ના રોજ સુનાવણી ઊપર આવ્યો. તે વખતે પ્રતીવાદીના આટરનીએ ફક્ત એટલી તકરાર ઊઠાવી કે ફૈસલા ઊપરથી આ કોરટમાં દાવો ચાલી શકતો નથી. માટે કોરટને હકુમત નથી.

૫ તા૦ ૧ લી જુલાઈ સને ૧૮૮૨ ના રોજ પ્રેશીડેંશી સમાલકાજ કોરટ આકટ (સને ૧૮૮૨ નો આકટ ૧૫) અમલમાં આવ્યો, ત્યાર પછી આ દાવો દાખલ કરવામાં આવ્યો છે.

૬ તે આકટની કલમ ૯૪ મીમાં ઠરાવ્યું છે કે સમાલકાજ કોરટના કોઈ હુકમનામાની રૂઈએ કોઈ દાવો ચાલશે નહીં. પરંતુ કલમ ૧ ની રકમ ૨ માં ઠરાવ્યું છે કે તા૦ ૧ જુલાઈ સને ૧૮૮૧ પેહેલાં જે હુકમનામું થએલું હશે તે હુકમનામાની રૂઈએ કોઈ સખસના હક કીવા જવાબદારીને હરકત થશે નહીં. માટે જો સને ૧૮૮૨ નો આકટ ૧૫ મો અમલમાં આવતાં પહેલાં આ કોરટનું તા૦ ૧ જુલાઈ સને ૧૮૮૨ ના રોજ પેહેલાંનું હુકમનામું હોય તે હુકમનામાવાળાનો દાવો કરવાનો હક સને ૧૮૮૨ આકટ ૧૫ માથી લઈ લેવામા આવતો નથી, કારણ કે કલમ ૯૪ માથી તા૦ ૧ જુલાઈ સને ૧૮૮૨ પછી જે હુકમનામું થએલું હોય તેના આધારથી દાવો ચાલે નહીં એવો અટકાવ કરવામાં આવે છે સબબ આ દાવો ચાલવાને હરકત નથી, કારણકે જે હુકમનામાની રૂઈએ આ દાવો કરવામાં આવ્યો છે તે તા૦ ૧ જુલાઈ સને ૧૮૮૧ ના રોજ પહેલાં થએલું છે.

૭ તોપણ પ્રતીવાદીના આટરનીએ તકરાર કરી છે કે આ કોરટના ફૈસલાની રૂઈએ આ કોરટમાં કોઈ દીવસ દાવો થએલો નથી. માટે આ બાબતનોજ નીરણય થવાને આ કામ માહારી રૂબરૂ આવેલું છે.

૮ આ બાબતના બરોબર લાગતા કોઈ રીપોટ થએલો ઠરાવ આ મને મળી શકયો નથી. પરંતુ આ કોરટ તીસ વરસ કરતાં વધારે મુદતથી થએલી છે તેમાં હમેશાં આવો દાવો ચાલવા દેવાનો રીવાજ છે. xxx પછી કેટલાક ઠરાવોનો વીચાર કરી તેઊએ હાયકોરટ ઠરાવ કરે તે પ્રમાણે ફેરફાર કરવો તેવી શરત સાથે વાદીનું હુકમનામું કર્યું.

પ્રતીવાદીના આટરનીની અરજ ઊપરથી હાય કોરટને એવો સવાલ પુછવામાં આવ્યો કે તા૦ ૧ જુલાઈ સને ૧૮૮૧ ના પેહેલાં આ કોરટના હુકમનામાવાળાનો પોતાના હુકમનામાની રૂઈએ દાવો કરવાનો હક છે

તો કે શી રીતે? જો આ સવાલનો જવાબ હાકારમાં આવે તો સદરહુ હાલ કરેલુ હુકમનામુ બાહાલ રહેવુજ જોઇએ પણ તે જવાબના હારમાં આવેતો તે હુકમનામુ ફેરવવુ જોઇએ. અને હકુમતની ખામીને લીધે દાવો કાહાડી નાંખવો જોઇએ.

હાયકોરટમાં ઠરાવવામાં આવ્યુ કે સ્માલકાજ કોરટના હુકમનામાના ધણીદારનો તા૦ ૧ જુલાઇ સને ૧૮૮૨ પહેલાં તે કોરટમાં પોતાના ફંસલાની રૂઇએ દાવો કરવાનો હક નહીં હતો.

---

## દીવાની આપીલ.

તા૦ ૫ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ બેલી આંકટીંગ ચીફ જસટીસ.અને મી૦ જસટીસ વેસ્ટમી રૂપર

નરબદા બાઇ વીગેરે (અપલ અરજદારો)ની અરજીની બાબતમાં

સને ૧૮૬૪ ના આક્ટ ૨૦ ની કલમ ૬-૯ અને ૧૯ માને વહીવટદાર નીમવામાં આવી સગીરના મરણ પછી સગીરની મીલકતનો હીસાબ

જીલા કોરટ
પાનુ૧૪મું } સને ૧૮૮૨ ના નંબર ૩૭ ની અરજીમાં ખાનદેશનાઆકટીંગ જીલા જડજ જે.એલ. બહાનસ્ટોને ઠરાવ કરેલો તે ઉપર આ અપીલ કરવામાં આવી છે.

તા૦ ૧૩ મારચ સને ૧૮૭૭ ના રોજ નરબદા બાઇને પોતાના સગીર દીકરા માધવરાવની મીલકતની વહીવટદાર ઠરાવવામાં આવી તા રીખ ૩ મારચ સને ૧૮૮૨ ના રોજ માધવરાવ ગુજરી ગયો, તેની પાછળ તેની વીધવા આનંદા બાઇ અને તેની મા નરબદા બાઇ હયાત હતાં તા૦ ૩૧ મારચના રોજ તે સગીરની મીલકતનો નરબદા બાઇએ વહીવટ કરયો તેનો નરબદાબાઇ પાસે હીસાબ માગો. તેણીએ અને તેણીના છોકરાની વહુ આનંદાબાઇએ તે ઉપરથી તે કોરટને અરજ કરી કે નરબદાબાઇને જે સરટીફીકેટ આપવામાં આવેલુ તે હવે અમલમાં રહેલુ નથી. માટે જીલા જડજ સાહેબે માગેલા હીસાબ આપવાને નરબદાબા ઇ જવાબદાર નથી. જાનહનસટન સાહેબે તેઓની તે અરજી તા૦ ૨૭ જુલાઇ સને ૧૮૮૨ ના રોજ નામંજુર કરી.

તેથી તેઓએ હાઇ કોરટમાં અપીલ કરી અપીલ વાલા તરફથી મી. ક. ટી. તેલંગ (તેમની સાથે સાંતારામ નારાયણ અને મ. વ. ભંડારકર હતા) તેમણે તકરાર કરી કે જીલ્લા જડજનો તે હુકમ કાયદા વીરૂધ છે. સગીરના મરણ પછી જીલ્લા જડજને તે કામ કરવાને અધીકાર નથી. માટે વહીવટદારને જે મીલકત સોંપેલી તે મીલકતનો હીસાબ માગવાને જે હુકમ કરવામાં આવેલો છે તે કાયદે સર નથી.

જસ્ટીસ વેસ્ટ સાહેબઃ—સને ૧૮૬૪ના આ. ૨૦ની કલમ ૬ પ્રમાણે માને વહીવટદાર નીમવામાં આવેલી હોયતો, તે જેમ સગીરનું સગુ તે કારણસર કલમ ૧૯મી પ્રમાણે દાવો ના કરેતો લાયકાઇ ના કારણથી કયુરેટર અથવા બીજા સખસને નીમવામાં આવેલા હોય ને તે બંધનમાં છે, તેમાં તે મા બંધનમાં નથી. સગીરના મરણ પછી આવી અરજી થઇ શકવા નથી તો પણ તેના વારસ વહીવટદાર હીસાબ માગવાને હકદારછે. જ્યારે સગીર મરણ પામ્યો હોય ત્યારે તે આકટ પ્રમાણે સગીર તરફથી કોરટ કામ કરી શકતા નથી. વહીવટદાર પાસે હીશાબ માગવાનો બજાજ જેનું હીત હોય તે સખસ દાવો લાવી કરી શકેછે. માટે અમે જીલ્લા કોરટનો હુકમ ફેરવીએ છીએ.

હુકમ ફેરવ્યો.

---

## દીવાની અપીલ.

તા. ૧૧ શપટેંબર સને ૧૮૮૩

મી. જસ્ટીસ બેલી આકટીંગ ચીફ જસ્ટીસ અને મી. જસ્ટીસ બીરડીની રૂબરૂ.

બાઇ કકુ (અશલ પ્રતીવાદી) અપીલવાળી વી. બાઇ જડાવ (અસલ વાદી) અપીલની પ્રતીવાદી.

હિંદુસાસ્ત્ર—વિધવા—ખોરાકી પોશાકી—સાસુની ખોરાકી પોશાકી બાબત દીકરાની વિધવાની જવાબદારી.

પાનું ૧૫ } વાદી બાઇ જડાવ એક હિંદુ વિધવાછે તેણીએ પોતાના છોકરા (જે પહેલેથી મરણ પામેલો) ની વિધવા ઉપર છ વરસની ખોરાકી પોશાકી લેવા દાવો કર્યો. વાદીએ કહ્યું કે મારો મારા દીકરાની મીલકત અને પ્રતીવાદીઆણ તેની વીધવા પાસેથી ખોરાકી પોશાકી લેવાનો હક છે.

બાઈ કંકુએ જવાબ આપયો કે આ દાવો દાખલ કરવામાં આવ્યો ત્યાંર પહેલાં વીસવરસ પહેલાં વાદીનો ધણી મરણ પામેલો છે. તે દાવા ને મુદતની હરકત છે. અને મારી પાસે કુટંબી મીલકત નથી, માટે હું દાવાની જવાબદાર નથી.

સુરતના પહેલા વરગના સખોરડીનેટ જડજે દઓ ાવો કહાડી નાંખ્યો.

અપીલમાં જીલા જડજે ઠરાવ્યું કે દાવો ચાલવાને મુદતની હરકત નથી અને વાદીને ખોરાકી પોશાકી મળવાનો હકછે. તો પણ તેમણે ઠરાવેલુંછે કે પ્રતીવાદીઆણુનો પોતાના દાગીનાની ઉપજમાંથી નીવાહ ચાલે છે, અને કુટંબને રહેવાનું ઘર છે તે વાદી અને પ્રતીવાદીના મજીઆરા કબજામાં છે,

પ્રતીવાદીએ હાય કોરટમાં અપીલ કરી.

અપીલવાલા તરફથી મી. શાંતારામ નારાયણ અને એસ. વી. ભંડા રકર- જીલ્લા જડજે દાવાને મુદતની હરકત નથી એવું ઠરાવેલું છે તે બરોબર નથી. કારણ કે તે દાવાને સને ૧૮૭૭ની આ. ૧૫ નં. ૨ પ્ર સીસ્ટની આરટીકલ ૧૨૮મી પ્રમાણે મુદતની હરકત છે. એક ઘર સીવાય પ્રતીવાદીના કબજામાં બીજી કાંઇ વડીલો પારજીત મીલકતછે, એવો કાંઇ પુરાવ નથી. પણ એમ ઠરાવવામાં આવ્યું છે કે તે ઘરવાદી અને પ્રતીવાદી બેઉના બ્જામાંછે, અને તેનો કાંઈ નફો મલતો નથી, વળી એમ ઠરાવ વામાં આવ્યું છે કે વાદી પોતાનો નીવાહ પોતાના દાગીનામાંથી ચલાવેછે માટે આ કોરટના ફુલબેંચે સાવીત્રી બાઇ વી લક્ષ્મી બાઈના કામમાં ઠરાવ્યા પ્રમાણે પ્રતીવાદીને પોતાની સાસુને ખોરાકી પોશાકી આપવાનું બંધન નથી.

અપીલના પ્રતીવાદી તરફથી મી, પાંડુરંગ બાલીબદ્ર કોરટનો ફેસલો જસ્ટીસ પીન્હી સાહેબે નીચે પ્રમાણે આપયો.

મુદતના કારણુસર ફેસલો કરવા અમારી નજરમાં જરૂરનો નથી. કા રણ કે અમારી નજરમાં આવે છે કે બીજો સવાલ ગુણદોશનો છે તે ઉપર જીલા કોરટે જે ઠરાવ કરેલો છે તે બરોબર નથી અપચ ફરીથી કજીયો ના ચાલે તેથી અમે ધારીએ છીએ કે ગુણ દોશ ઉપર ફેસલો આપવો વધારે દુરસ્ત છે.

ફુલબેંચનો સાવીત્રી બાઇ વી૦ લક્ષ્મી બાઇના કામમાં જે ઠરાવછે તે પ્રમાણે જો પરતીવાદીના કબજામાં વડીલો પારજીત મીલકત અગર

પોતાના ધણીની મીલકત હોય તોજ પરતીવાદી તે વાદીની ઓરજી પેશગીની જવાબદાર છે જીલા જડજના ફેસલા ઉપરથી એમ જણાય છે કે પ્રતીવાદીના કબજામાં ફકત તેણીના સ્ત્રી ધનના દાગીના વેચેલા તેમાંથી ઉપજેલી રકમ છે, અને કુટુંબી ઘર છે તે વાદી અને પ્રતીવાદીના કબજામાં છે, અને તેનું કાંઇ ભાડું આવતું નથી, માટે આ દાવામાં વદીને પ્રતીવાદી જવાબદાર નથી.

સબબ અમે જીલા કોરટનું હુકમનામુ ફેરવી સબારડીનેટ જડજનું વાદીનો દાવો કાહાડી નંખાવાનું બાહાલ રાખીએ છીએ. વાદીએ જીલા કોરટનું અને આ કોરટનું ખરચ આપવું.

---

## દીવાની આપીલ.

સપટેંબર સને ૧૮૮૩.

મી૦ જસટીશ વેસ્ટ અને મી૦ જસ્ટીસનાનાભાઈ.

જગજીવન ઝવેરદાશ (અસલ પ્રતીવાદી આપીલવાળા વી. ગુલામ જીલાની ચોધરી (અસલ વાદી) આપીલા પરતીવાદી હુકમનામાની બજાવણીમાં લીધેલાં નાણાં બાબત દાવો-કંપનસેશન—નફો ખોવાથી નુકશાન અગર નાણા ઉપરનું વ્યાજ સને ૧૮૭૭ ના મુદતના આકટ ૧૫ ના ૨ જા પૂરીસ્ટની આરટીકલ ૨૯ અને ૧૦૨

પાનું ૧૭ } થાણાના બીજા વરગના સબારડીનેટ જડજ રા૦સા૦ શી. એન. ભટે હુકમનામુ કરેલું તે થાણાના પહેલા વરગના સબારડીનેટ જડજ ખા, બાહાદુર એમ. એન. નાણાવટીએ ફેરાવેલું તે ઉપર આ બીજી આપીલ કરવામાં આવીછે.

વાદી કહેછે કે પ્રતીવાદીએ સને ૧૮૬૧માં વાદીના બાપ ઉપર હુકમનામુ મેળવીને સને ૧૮૬૭ માં બજાવી વાદીના કુટુંબને સરકાર ટેઝરીમાંથી ચોધરી હકનુ વરસાશન મળતું તે જપ્ત કરાવવામાં આવ્યું હતું અને મારો બાપ સને ૧૮૬૯ માં મરણ પામ્યો, અને તે મરણ પામ્યો ત્યારથી અને તે મારા પોતાના હકથી મળેલું છે, તે મળતાં તા૦ ૨૫ અગષ્ટ સને ૧૮૭૫ ના રોજ સને ૧૮૭૧—૭૨, ૧૮૭૨—૭૩, અને સને ૧૮૭૪—૭૫ ના વરસોની બાકીના તે હકના રૂ૭૧૭—૮—૪સરકાર ટેઝરીમાંથી ખોટી રીતે પ્રતીવાદી લઇ આવ્યોછે, માટે અરજ છે કે તે રકમ તેની પાસેથી અપાવવાનો હુકમ થવો જોઇએ.

પ્રતીવાદીએ જવાબ આપ્યો કે મારા હુકમનામાની બજાવણીમાં તે રકમો કાયદેસર લીધેલી છે, માટે તે પાછી આપવાને હું જવાબદાર નથી, અને તકરાર કરી કે તે દાવો સને ૧૮૭૮માં દાખલ કરેલો છે તેને સને ૧૮૭૭ નાં આકટ ૧૫ ના ૨ જા પ્રશીડ્ટની આરટીકલ ૨૯ પ્રમાણે દાવાને મુદતની હરકતછે.

બીજા વરગના સબોરડીનેટ જડજે ઠરાવ્યું કે દાવાને મુદતની હરકત છે.

અપીલમા પહેલા વરગના સબારડીનેટ જડજે ઠરાવ્યું કે આરટીકલ ૧૨૦ મી પ્રમાણે છ વરશની મુદત લાગુછે. અને ગુણ ઉપરથી દાવાનો ભાગ અપાવ્યો.

પ્રતિવાદીએ હાયકોરટમાં અપીલ કરી.

અપીલવાળા તરફથી ધનસામ નીલકંઠ નાધકર્ણિ—સને ૧૮૭૭ ના મુદતના આકટ ૧૫ માના પ્રશીડ્ટ ૨ જા ની આરટીકલ ૨૯ મી માં ઠરાવવામાં આવ્યું છે કે કાઅદેશર "પ્રોસેસ" મુજબ જંગમ મીલકત ખોટી રીતે તે જપ્ત કરયાના કંપનશેશન સારૂ દાવાને એક વરસની મુદત છે." તેજ નાણા તો વસુલ થઇ શકે નહી. પણ તે સરખો બદલો વસુલ થઇ શકે છે. જેમ કે બળદની બાબતમાં તે આરટીકલ બેશક લાગુ થાય છે. આરટીકલ ૪૮ અને ૪૯ ખાશ જંગમ મીલકત સંબંધી છે. વાદીના ઉપયોગ સારૂ પ્રતીવાદીને નાણા મળેલા તે વાદીને પ્રતીવાદી પાસેથી પાછા મળવા જોગ હોય તે સબંધી આરટીકલ ૬૨ મી છે, માટે દાવાને મુદતની હરકતછે.

અપીલના પ્રતીવાદી તરફથી મી૦ માણુકશા જાંગીરશા—જ્યારે અમુક વસતુ પાછી આપવાની હોય ત્યારે અમુકું આરટીકલ ૨૯ મી લાગુ થતી નથી. અહીયાંતો પ્રતીવાદીએ જે ખોટી રીતે લીધેલુ તે લેવાનો દાવો છે. ગમે તેમ હોય પણ પ્રતીવાદીને વાદીના ઉપયોગ સારૂ નાણા મળેલાં તે લેવાનો આ દાવો છે, માટે કલમ ૬૨ પ્રમાણે ત્રણ વરસની મુદત લાગુ થાય છે.

જસ્ટીશ વેસ્ટ સાહેબ—સને ૧૮૭૭ ના આકટ ૧૫ માના ૨ જા પ્રશીડ્ટની આરટીકલ ૨૯ મી પ્રમાણે કંપનસેશન લેવાનો દાવો હુકમનામાની રૂયે લીધેલાં નાણા લેવાનો દાવો છે કીંવા નહી એ મુખ્ય સવાલ છે. તેમાં તેઓએ ઠરાવ્યુ કે તે આરટીકલ ૨૯ પ્રમાણે એક વરસની મુદત લાગુછે. અને તેજ દાવામાં નહાનુ જે નુકશાન થએલું હોય તે અગર વ્યા

ણા ઉપરનું વ્યાજ લેવાનો વધારાનો દાવો માગવામાં હોય તો, તેને પણ તેજ ઠરાવ પ્રમાણે સદરહુ મુદત લાગુ થાયછે.

---

## દીવાની અપીલ.

તા૰ ૨૭ સપટેમબર સને ૧૮૮૩

મી૰ જસ્ટીસ વેસ્ટ અને મી૰ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસની રૂબરૂ.

ગંગાધર સખારામ વાદી વી૰ મહાદુશંગજી પ્રતીવાદી

દક્ષણ રહીઅતના બચાવનો સને ૧૮૭૯ના આકટ ૧૭ ની કલમ ૪૭ દિવાની કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ નાં આકટ ૧૪) ની ક૰ ૫૨૫—અર્થ લવાદનો ઠરાવ— કોનશીલીએટર્સનું સર્ટિફીકટ.

પાનું ૨૬ મું } સને ૧૮૭૯ ના દક્ષણની રહીઅત બચાવના આકટ પ્રમાણે સ્પેશીઆલ સબોરડીનેટ જડજ અને સ્પેશીઅલ જડજની મારફતે વાઈના (ત્રીજા વરગના) સબારડીનેટ જડજ રા૰ સાહેબ વી. જે. ગનુએ દીવાની કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૬૧૭ પ્રમાણે આ રેફરંસ કરવામાં આવેલુ છે.

કોરટની મારફત બીના પક્ષકારોની વચમાંનો વાંધાનો ફેંસલો કરવા ત્રીજા પક્ષકારને લવાદ નીમવામાં આવેલો, પણ તેને સને ૧૮૭૯ના આકટ ૧૭ દક્ષણની રહીઅતના બચાવના આકટ મુજબ તેને કાઊનશીલીએટર નેમવામાં આવ્યો નથી, દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૨૫ પ્રમાણે ગંગાધર સખારામ પાસે આ કોરટને અરજ કરી કે તે ફેંસલો દાખલ કરવો જોઈએ, બેહુ તકરારદારને અરજદારે રજુ કરેલો તેણે તે ફેંસલો શા બાબતે દાખલ કરયો નથી તેનું કારણ બતાવ્યું નથી, સને ૧૮૭૯ ના આકટ ૧૭ ની કલમ ૪૬ અને ૪૭ માં જે કાનશીલીએટરનું સરટીફીકટ બતાવેલું છે તે રજુ કરેલું નથી, અને અરજદાર તે રજુ કરાવવાને ના પાડેછે. માટે સવાલ એવો ઉતપન થાય છે કે તે બાબતમાં કાંનશીલીએટરનું સરટીફીકટ અરજદાર રજુ કરે નહી તો, કોરટ સદરહુ અરજી સાંભળી શકે કીંવા નહીં.

તેમાં ઠરાવવામાં આવ્યું કે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૨૫ મી સને ૧૮૭૯ના દક્ષણના રહીઅતના બચાવના આકટની કલમ ૪૭ મીથી રદ થએલી નથી, માટે તે કલમ ૫૨ મી પ્રમાણે તે ફેંસલો દાખલ કરવાની અરજી કરી શકેછે.

# દીવાની અપીલ.

તા૦ ૨૮ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસની રૂબરૂ.

રામચંદ્ર દામોદર વીગરે (અસલ વાદીઓ) અપીલવાળા વી૦ અનંતભાત શેનવી વીગરે (અસલ પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી.

હકુમત, વતનદાર, વતનદાર તરિકેની પદવી મળવાનો દાવો. સને ૧૮૭૪ ના મુંબાઈના આક્ટ ૩.

પાનું ૨૫ } વીંગરલુના સબોરડીનેટ જડજનું હુકમનામુ રતનાગીરીના આસીસટંટ જડજ સી. ઈ, જી. ક્રાફરડ સાહેબે ફરમાવેલુ તે હુકમનામા ઉપર આ બીજી અપીલ કરવામાં આવી છે.

અસલ દાવો બે સખસોએ કરેલો તેમાં પાછળથી બીજા પાંચ સખસો સામેલ થએલા હતા. તમામ વાદીઓ વીંગરલુના ગાવકી વતનદારો છીએ એવું ઠરાવવાને દાવો રાખે છે અને નંબર ૨ થી ૬ સુધીનાએ તેની સાથે એક તીખત અગર ખેતરની વહેંચણ કરાવવાને માગેલુ છે. પ્રતીવાદીઓએ વાદીનો દાવો ઇનકાર કરી કેટલીક તકરારોની સાથે એવી તકરાર કરી કે પહેલા અને સાતમાં વાદીએ તે ખેતરમાં કાંઈ હીશા ઉપર દાવો રાખેલો નથી, માટે ભાગ વહેંચાવવાનો તથા હક ઠરાવવાનો દાવો તમામ વાદીઓના નામથી એક દાવો ચાલી શકતો નથી. વળી એવી તકરાર કરવામાં આવી છે કે સને ૧૮૭૧ ના પેનશન આકટ પ્રમાણે કલેકટરનુ સરટીફીકેટ લેવામાં આવેલું નથી, તેથી પણ આ દાવો ચાલવાને હરકત છે.

પ્રતીવાદીની તકરાર સબોરડીનેટ જડજે મંજુર કરી ને વાદીનો દાવો કહાડી નાખ્યો આશીસટંટ જડજે વહેંચણ બાબતનુ તેમનું હુકમનામુ ફેરાવ્યુ અને વતનદારો તરિકે પદવી ઠરાવવાના દાવા બાબત કામના ગુણદોશનો તપાશ થવા કામ પાછુ મોકલ્યુ. પાંચ વાદીઓએ હાયકોરટમાં અપીલ કરી.

અપીલ વાળા તરફથી મી૦ ઘનશામ નીલકંઠ નાધકરણી.

અપીલના પ્રતીવાદીઓ તરફથી પાંડુરંગ બળીભદ્ર.

જસ્ટીશ વેસ્ટ સાહેબ—એક શખસ વતનદારનો હક રાખતો હોય અને બીજો તે નાં કહેતો હોય તોજ તે હક રાખતો હોય તેનો તે હક

છે કીંવા નહી તેનો નીરણય કરવાને દિવાની કોરટને હકુમતછે, એવું સને ૧૮૭૪ નો મુંબઈનો આકટ ૩ થતાં પહેલાં સ્પષ્ટ રીતે કેટલાક ઠરાવોથી કાએમ થએલુછે. પણ તે વખતે પણ હાલની માફક કામ કરનારને કબુલ કરવાનો અગર તે નહી કબુલ કરવાનો અગર કેટલીક વખત તેને નીમવાનો કલેકટરને અધીકાર હતો, તેથી તે અખતીઆર વાપરવો કોઇએ, એવું ઠરાવવાને દાવો કરવામાં આવેલો, તે સાંભળવાને કોરટોએ ના પાડેલી, પરંતુ તે કામ હાલનું કામ જેમાં વાદિનો હક વહીવટદાર તરીકે છે તે બાબતના સવાલ વીશે છે તેથી તદન જુદુ હતું સને ૧૮૭૧ ના રેગીયુલર અપીલ નંબર ૭૨ ના ફેસલાની ફરી તપાસ કરવાની અરજીમાં આ કોરટે ઠરાવ્યું છે કે વતનદારોના હીસાની બાદમાંથી વાદિનું નામ ખસેડવાને કલેકટરને સમજાવવા એક વતનદાર ઊપરનો દાવો ચાલી શકે છે, અને રંગરાવ વેંકટેશ વી૦ કિશનરાવ ગોપાળના કામનો ફેંસલો લેવાજ પ્રકારનોછે,

હાલ એવી તકરાર કરવામાં આવી છે કે સને ૧૮૭૪ના મુંબઈના આકટ ૩ નો હેતુ કયા વતનદાર તરફથી કોણ હાજર થઇ શકે અને કોણ હાજર ના થઇ શકે, તે બાબત કલેકટરને જાહેર કરવાનોછે. અને તેઓનો ઠરાવ નીરચેકારક છે, માટે તે બાબત દીવાની કોરટની હકુમત રાખેલી નથી. પરંતુ આ તકરાર ગણેશરાવ પાંડુરાવ કુલકરણી વી. ગંગાધર અનંત કુલકરણીના કામમાં ના મંજુર કરવામાં આવી હતી.

સને ૧૮૭૪ના મુંબઈના આકટ ૩ થી વતનદારો તરફથી કીયા વતનદારોએ હાજર રહી કામ કરવું તે ઠરાવવાની કલેકટરને હકુમત આપવામાં આવીછે, તેથી તે આકટની વ્યાખ્યા પ્રમાણે તકરારી કામોમાં કોણ વતનદાર થશે તેનો નીરણય કરવાને તેમને હકુમત આપવામાં આવી નથી. અમુક શખસોની વચમાંની બાબતની વ્યવસ્થા કરાવવાની રીતી એવી હોય કે તે શખશોની પરસપર સ્થીતી વીશે કાંઇ વાંધો રહેતો ના હોય તો તે સ્થીતી બાબત તે રીતીથી નિરણય થાય છે, એમ થતું નથી. પ્રેનટીશ વી૦ બઉડન લોગહર્ષ્ટ આ કામમા તો વાદીના વતનદાર તરીકે અગર બાવકી વતનમાં સહભાગીઆ તરીકેનો હક છે કીંવા નહી તે વીશેનો સવાલછે. માટે તે તકરાર બાબત દીવાની કોરટોને હકુમત છે, એમાં કાંઇ ખરી રીતે અંદેશો રહેતો નથી, તે બાબતનો જ્યારે નિરણય કરવાનો હોય છે ત્યારે કલેકટરનો કુલ અખતીઆર તેમાં આવે છે.

એવો આગ્રહ કરવામાં આવ્યો છે કે વાદી પાસેથી કાંઈ મીલકત પ્રતીવાદીઓએ લીધી નથી. કાંઈ મીલકત લેવામાં આવી નથી, પરંતુ કલેકટરની રૂબરૂ વાદીનો સહ હીસેદાર તરીકેનો હક ઈનકાર કરવામાં આવ્યો તેથી તેઓએ તે કબુલ કરવાને ના પાડેલીછે. આ ઉપરથી કેટલીક વખતમાં વાદીએ જે પોતાના દાવા બાબત કહેછે તેને મુદતની હરકત થાય

ગીરીઆપા ગવડા વી૦ બાકમ ગાવડા. એમ નકી થઇ ચુકેલુ છે કે ખરી રીતે પઇશા બાબતનું નુકશાન દાવો કરવાને હક થવાને વધું જોઈએ એમ જરૂર નથી. * * * *

આ કામમાં વાદીઓ વેહેચણ કરાવવાને દાવો કરેછે, તેઓનો હક ઈનકાર કરવામાં આવ્યે છે, વાદીઓ પોતાના દાવામાં પ્રતીવાદીઓ ઉપર તાકીદી હુકમ માગે, તેથી તે તેમણે બરોબર કરયુ હોય કીંવા નહી, પણ તેઓ તે દાવામાં વતનનો સમાવેશ કરે તે બરોબર નથી એમ કહી શકાતુ નથી. જયાંસુધી કોંઇ ખાસ કાયદાથી તે બાબતની હકુમત ખેચી લેવામાં માં આવી નથી, અને અમારા જોવામાં છે તે પ્રમાણે તે લેઇ લીધી નથી, ત્યાંસુધી તે વાદીઓનો હક ઇનકાર કરવામાં આવે એટલે તે બાબત ઠરાવ કરવાને કોરટને હકુમત મળેછે ઉપલા કોરટે બરાબર ઠીચાર્યુંછે કે સને ૧૮૭૧ના આકટ ૨૩ પ્રમાણે શરટીફીકટ લેવાની જરૂર નથી.

સબબ ઉપલા કોરટે દાવાના આ બાબત હકુમત નથી એવું હુકમ બાબુ કરેલુ છે તે અમે ફેરવીએ છીએ. અને ઠરાવીએ છીએ કે જમીન શબંધી આ દાવો છે, તે સાથે તે દાવના ભાગનો પણ ફેંશલો કરવો. આ અપીલના ખરચના ઠરાવ આખર ઠરાવ થાય તે પ્રમાણે કરવો.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૯ નવેમબર સને ૧૮૮૩

મી૦ જશટીશ વેસ્ટ અને મી૦ જશટીસ નાહાનભાઇ હરીદાસ,

કીશનીઆહગડુના (અશલ પ્રતીવાદી) અપીલ વાળા વી૦ સુભાભટ (અશલવાદી) આલીલવાળો.

રીવાજ—ખાનગી રૂઇએ કુલ અખતીઆર—અખતિઆર—કુલ અખતીઆરનામાંમાં અપીલ કોરટે હાથ ઘાલવો.

પાનુ ૨૮ } ક્યાનેરા જીલ્લાના જડજ શતેંદ્રનાથ ટાગોર સાહેબે જીલા કોરટની ફાઇલ ઊપર ફરીથી અપીલ લેવાની ના પાડેલી તે હુકમ ઉપર દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની (શને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૫૮૮ મી પ્રમાણે આ અપીલ કરવામાં આવીછે.

* વીદી સુબાભટ પ્રતીવાદી ફીરાની અહમદુલા ઊપર કમટાના શબોરડીનેટ જડજની કોરટમાં ભાડુ લેવા દાવો કરયો, અને હુકમનામુ મેળવ્યું. પ્રતીવાદીએ આ ઠરાવ ઊપર અપીલ કરી અને વાદીને નોટીશ આપવામાં આવી, અને તા૦ ૧ લી ડીશમબર ૧૮૮૧ ના રોજ તે અપીલની સુનાવણીની મુદત કારવાડની જીલા કોરટમાં ઠરાવવામાં આવી. આ સુનાવણીના દીવશ પહેલાં જીલા કોરટ કારવાડમાંછે ને કારવાડ છોડી ત્યાંથી ખાનગી કામ ઉપર કમટા ગયો. તે જીલા કોરટોના રીવાજ પ્રમાણે નોટીશમાં સુનાવણીનો દીવશ ઠરાવવામાં આવેલો હોય છે તે દીવશે અપીલો સાંભળવામાં આવતી નથી, પણ તારપછી જે દીવશ કોરટને સુગમ હોય તે દીવશે એ અપીલો સાંભળવામાં આવે છે, એક તો સામાન્ય રીતના પાટીઆ ઉપર નજીની સુનાવણી ની મુદતો બતાવવામાં આવેછે, અને હમેશાં એક નોટીશ તઇઆર કરવામાં આવે છે તે સુનાવણીના પહેલે દીવસે કામ કરનારા વકીલોમાં ફેરવવામાં આવે છે. કારવાડ અને કમટા વચ્ચે તારછે, અને ખાસ ગોઠવ્યુ હોય તે, બાર કલાકમાં તે મુસાફરી થઇ શકે છે. મી૦ ભવાનીશંકરે કારવાડ છોડયું ત્યાર પહેલાં એવી ગોઠવણ કરી હતી કે સુનાવણીનો દીવસ ઠરાવવામાં આવે તે બાબત મને તાર મોકલી ખબર કરવી. પરંતુ તેનો જે એજંટ હતો, તેને ટેલીગ્રાફ માસ્તર માંદો છે, અને બે દીવસ લાગટથી ઓફીસ તે બંધ છે, એવું માલમ પડયું. પરીણામે એમ બન્યું કે જીલ્લા જડજે અપીલ સુનાવણી સારૂ લીધી, પણ અપીલવાળો કે તેનો વકીલ હાજર નહી હોવાથી તેણે અપીલ કાઢી નાખી. સદરહુ કહેલી હકીકત અપીલવાળાએ અને તેના વકીલે સોગન ઉપરના આફીડેવીટ આપી કહેલીછે. અને કારવાડના જીલ્લા જડજને તે અપીલ ફરી દાખલમાં લેવાને અરજ કરવામાં આવી છે. જીલાજડજે તે અપીલ નામંજુર કરી, એવા અભીપ્રાયથી કે કોરટની પરવાનગી વીનાં અપીલવાળાના વકીલની ગેરહાજરી બાબત અપીલવાળાએ સંતોશકારક રીતે ખુલાસો કરી આપ્યો નથી.

અપીલવાળાએ હાયકોરટમાં અપીલ કરી.

જસ્ટીસ વેસ્ટ સાહેબ:—જીલ્લા જડજની રૂબરૂ જે પુરાવા ગુજારવામાં આવેલો છે તે પુરાવા જોઇને જીલ્લા કોરટને જે ન્યાયની રૂઇએ કુલ અખ્તીઆર વાપરવાનો હક છે તે હક વાપરીને જીલ્લા જડજે એવો ઠરાવ કરેલો છે કે જે દીવસે અપીલની સુનાવણી ઠરાવવામાં આવી હતી તે દીવસે વકીલની ગેરહાજરી બાબત સંતોષકારક રીતે ખુલાસો કરવામાં આવેલો નથી. તેથી તેઓએ કાહાડી નાંખેલી અપીલ ફરી ફાઇલ ઊપર લેવાને ના પાડીછે. સબબ અમારે એટલા સવાલનો વીચાર કરવાનો છે કે અમે અપીલ કોરટ તરીકે જ્યાં તે "કુલ અખ્તીઆર બરાબર અને યોગ્ય રીતે વાપરવામાં આવેલો ના હોય" ત્યાં તે વાપરવો એમ દુરસ્ત ગણીએ છીએ કે નહિ.

અમારા અભીપ્રાયમાં આવે છે કે જે હુકમનો આધાર હકીકત ઉપર હોય તેવા તાબાની કોરટના હુકમ ઊપર અપીલ ચડતા દરજજાની કોરટમાં ચાલે તો, તે તાબાની કોરટનો તે અખ્તીઆર તે ચડતા દરજાની કોરટને મળે છે. તેથી જે હકીકત ઊપરથી તાબાની કોરટે હુકમ કરયો હોયતે હકીકતનુ વજન કરી પોતે સ્વતંત્ર રીતે ઠરાવ કરવો, તે ચડતા દરજાની કોરટની ફરજ છે. બીજી રીતે ઠરાવ કરવામાં આવે તો, અપીલનો જે હમેશાં ફાયદો છે. તે આપવાની અપીલવાળાંને ના પાડી થાય. જો અપીલકોરટનો અભિપ્રાય આનાકાની વાળો હોય તો. નીચેની કોરટે જે પોતાનો કુલ અખ્તીઆર વાપરયો હોય તેમાં, હાથ ઘાલવો તે અગત્ય વાજબી નથી પરંતુ નીચેની કોરટને કાયદા પ્રમાણે ન્યાયની રૂઇએ કુલ અખતિઆર આપેલો હોય તેથી જે કોરટમાં અપીલ ચાલતી હોય તે કોરટને હકીકત જોઇ પોતે ઠરાવ કરવાને કાંઈ અટકાવ નથી. તોપણ નીચેની કોરટનો યોગ્ય તપાસ કરયા પછી અને એમની રૂબરૂ જે હકીકત રજુ કરવામાં આવી છે તેનો ઘટતો વીચાર કરીને કરેલુંછે, અને કાંઇ તેરથી અગર ખોટા દીલથી કરેલુ નથી.

હવે બીજી બાબતમાં અમારી નજરમાં આવે છે કે આ કામમાં જે હકીકત છે, તે પ્રમાણે અમારે જીલ્લા કોરટની ફાઇલ ઉપર અપીલ લેવાને હુકમ કરવો જોઇએ, તે જડજ એમ કહેતા નથી કે તે આફીડેવીટમાં જે હકીકત કહેલી છે કે ટેલીગ્રાફ માસતર માંદો હતો અને પછી એકાએક લાગટ બે દીવસ તાર આફીસ બંધ રહેવાથી વકીલનો ગુમાસ્તો વકીલને ખબર આપી શકયો નહી. તે અમે માનતા નથી આ છેવટનુ જે કહેવું છે તે જુઠું હોયતો, તે ભાગેજ કહેવામાં આવે, કારણ કે તે જુઠું એમ સહે

બાબતથી શાબીત કરી શકાય, સામાન્ય રીતે શીરસ્તા પ્રમાણે તારનું કામ ચાલે છે, અને કોઈ વખતે જ હરકત તેને થાયછે તે લક્ષમાં લેતાં, અમારી નજરમાં આવેછે, કે અપીલવાળાએ જે કારણ બતાવેલું છે તે બસછે; એમ કરી જીલા જડજે કબુલ કરવું જોઈતું હતું, જે શબ્દો અમે વાપરતા વસુછે તેથી અમારી નજરમાં આવે છે કે જડજે તે કારણ બસછે એમ કબુલ કરવું જોઈતું હતું. માટે અમે ફરમાવીએ છીએ કે જો બીજું સારૂ પાકુ કારણ ના હોય તો, જીલા જડજે તે અપીલ પોતાની ફાઈલ ઉપર ફરીથી દાખલ કરવી અને કાયદા પ્રમાણે તેની વ્યવસ્થા કરવી.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૦ નવેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાનાભાઈ હરીદાસની રૂબરૂ.

લક્ષ્મણ ભાસ્કર (અસલવાદી) અપીલવાળો વી૦ બાબાજી ભાસ્કર વીગેરે (અસલપ્રતીવાદીઓ)

હકુમત—દાવાનો આંક—દાવાની બાબત—સને ૧૮૬૯ના આક્ટ ૧૪ ની કલમ ૨૫—વેહેંચણ.

પાનું ૩૧ } રતનાગીરીના પહેલા વર્ગના સબાર્ડીનેટ જડજ એસ. જી. ફરનાનડીઝ સાહેબે કોર્ટની હકુમત નથી એવા કારણથી દાવાની અરજી પાછી આપેલી તે બાબતના હુકમ ઉપર આ અપીલ કરવામાં આવીછે.

વાદીએ મજીઆરી કુટુંબની મીલકતમાંથી પોતાની હીસ્સાની રૂ૫૧૯૯–૨–૬ ની મીલકતછે એમ કહી લેવા દાવો કરેલોછે. અને કહેલુંછે કે અમો વાદી તથા પ્રતીવાદીઓ તે મજીઆરા કુટુંબના અંગભુતો છીએ. પ્રતીવાદીઓએ તકરાર કરી કે તે મીલકતની કીમત ઘણી ઓછીછે તેથી રૂ૫૦૦૦) કરતાં ઘણી કીમતનો વાદીનો હીસ્સોછે. પ્રથમ પેહેલા વર્ગના સબાર્ડીનેટ જડજને તે દાવો સાંભળવાને હકુમત નથી, સબાર્ડીનેટ જડજે ઠરાવ્યું કે વાદીએ ચડતા દરજાની હકુમતમાં દાવો લાવવાને ઇરાદાથી મીલકતનો આંક બાંધેલોછે, તેથી બીજા વર્ગના સબાર્ડીનેટ જડજની કોર્ટમાં તે દાવાની અરજી આપવાને પાછી આપવામાં આવી. વાદીએ તે ઉપર હાઈકોર્ટમાં અપીલ કરી.

અપીલવાળા તરફથી મી૦ માણેકશા જાંહાંગીરશાએ તકરાર કરી

કે વહેંચણના દાવામાં દાવાની બાબત તમામ મીલકતકે વાદી જે મીલકત ઊપર પોતાનો હક રાખતો હોય તેની આખી કીમત દાવાનો આંકછે, અને છેવટે વાદીનો જે મીલકત ઉપર હક થતો હોય તેની કીમતનો આંક નથી બાઇ માહાકોર વી. બુલખી ચકુ આ દાવા વાળીબાબતની કીમતનો નીર્ણય કરવાને કોર્ટની હકુમતછે કાલુ વી. વીશરામ ઠાકોરનો મનોહર ગણેશ વી. બાવારામચાર્ણનું કામ હતું તેમાં આ તકરાર ઊતપાન થએલી હતી પરંતુ કોર્ટે ફકત પોતાનું લક્ષ કોર્ટ ફીના કારણસર દાવાના આંકડા અને હકુમતના કારણસર દાવાના આંકમાં ભેદછે તે ઉપર આપી તેનો નીકાલ કરેલો નહી હતો આ કામમાં જે દાવાનો આંકછે તે શુધ અંતઃકરણથી બાંધવામાં આવેલોછે. તેથી હકુમતને હરકત થતી નથી. કોંદાજી બાગાજી વી અના

અપીલના પ્રતીવાદી તરફથી (શરકારી વકીલ આનરેબલ રા૦ સા૦ વી૦ એન મંડળીકે તકરાર કરી કે નીચેની કોર્ટના જડજના અભીપ્રાયમાં સ્પષ્ટ આવેલું છે કે વાદીનો હીસ્શો રૂ૫૦૦૦) કરતાં ઘણો ઓછી કીમતનો છે, અને તમામ મજીઆરી મીલકતની કીમત પણ રૂ૫૦૦૦) કરતાં ઓછીછે જે ઠરાવો બતાવવામાં આવ્યાછે તે ઉપરથી એમ જણાતું નથી કે જે કામમાં રૂ૫૦૦૦) કરતાં વધારે કીમતની તમામ મીલકત હોય તેમાંનો હીસ્સો લેવાનો દાવો સ્પેશીયલ હકુમતની કોર્ટમાં કરવો જોઇએ તે ઠરાવોથી તે તકરાર થઇ શકે તેવું નથી. સને ૧૮૬૯ ના. ૧૪ની ક. ૨૫ના અરથ પ્રમાણે જે દાવામાં હીસ્સો માગેલો હોય અગર જે દાવા સબંધી દાદ માગેલી હોય તે હીસ્સા દાવા વાળી બાબતછે વાદીએ પોતાના દાવામાં જે વધારો કરેલોછે ને તદન ઊડાઊપણાનો અને કપટ ભરેલો છે.

જસ્ટીસ વેસ્ટ સાહેબઃ— આ કામમાં પહેલા વરગના સબોરડીનેટ જડજ જે ઉતરતા દરજાની કોરટમાં દાવાની અરજી આપવાને પાછી આપીછે એવા કારણથી કે દાવાનો આંક રૂ૫૦૦૦) કરતાં ઘણો ઓછોછે પણ જે ખોટીબાબતો તે દાવામાં શામેલ કરવી નહી જોઇએ તેવી ખોટી બાબત તેમાં દાખલ કરીને રકમ કરતાં પણ ભારે રકમનો દાવો કરેલો હવે જો વાદીએ ઘણીજ સ્વભાવીક ભુલથી વાજીબ સખસ જે દાવાનો આંક બાંધે તે કરતાં કાંઇક વધારે બાંધેલો હોય, અને તેથી તે એવીરકમ થતી હોય કે જેથી પહેલા વરગના સબોર્ડીનેટ જડજને હકુમત મળે, અને પછી

તે કોરટ રૂ ૫૦૦૦ જેટલી રકમ અગર તેટલી કીમતની મીલકત અપાવે નહીંતો તેથી તે દાવો યોગ કોરટમાં લાવવામાં આવ્યો નથી એમ બીલકુલ નીશ્ચય કારક થતુ નથી. આ બાબત થોડી મુદત ફુલબેંચે બીજી રીતે વીચાર કરેલો છે. તેમાં તેઓએ એવો નીશ્ચય કરેલો હતો કે આ વી જાતની ચુક સુધ અંતઃકરણથી થએલી હોયતો તેને લીધે જે કામ ચલાવવામાં આવેલુ હોય તે કાયદા વીરૂધ થતુ નથી, પ્રથમ દર્સનીક રીતે વાદી જે દાવો બાંધે તે ઉપરથી હકુમત નકી કરવામાં આવે છે અને તે ઠરાવથી હકુમત કોરટને મળે છે, પછી જ્યાંહાં સુધી જુદો નિયમ આવો પરીણામ બનવાને હરકત કરે નહીં, અગર પ્રયમ્રીજ પ્રોસીડીંગ નહીં જેવું થાય નહીં ત્યાં સુધી દાવામાં ગમે તે હકીકત થાય પણ હકુમત જારી રહે છે.

આ નીયમ એ છે કે જે કોરટને કામની સુનાવણી કરવાની યોગ રીતે હકુમત હોય તે દાવામાં ખાતરી પુરવક વધારો કરવામાં આવેલો ના હોય તેથી તે હકુમત જતી નથી. નંદકુમાર બાનરજી વી. પ્રશન ચંદ્ર બાનરજીના કામમાં ચીફ જસ્ટીસ સર બારનસ પીકાક સાહેબે કહેલુ છે કે "વાદીને અમુક નહીંતો બીજી દાદ મળવાનો હક ના હોય તેની દાદ માગવાથી સ્માલકાજ કોરટની હકુમત જતી નથી" તેમ ઉતરતા દરજાની કોરટની હકુમત તરફ પ્રમાણે જે દાવામાં વધારો થઇ શકે તેવું નાહોય અને તે વધારો ચલવા દેવાની આસા રાખવાને યોગ કારણ પણ ના હોય તેમ છતાં તેવા વધારાથી જતી નથી. જે દાવાની કાયદા કરનારે જે કોરટથી તપાસ થવાનો ઇરદો કરેલો છે તેથી જુદી કોરટમાં તપાસ કરાવવાના કારણસર વધારે કરેલો દાવો તે કાયદાની બાબતમાં કપટ છે, માટે તે રદ કરવો જોઇએ, પછી તે ફકત બેદરકારાઇને લીધે હોય કે એક જડજને બદલે બીજા જડજ પાસે ફેંસલો કરાવવાને યુકતી ભરેલી ઊંકમત હોય તેની ચીતા નહીં.

દાવાની બાબત જે દાવામાં અમુક વસતુ માગેલી હોય તે સામાન્ય રીતે છે. એક ગાડીને નુંકશાન કરયાના નુંકશાનના દાવામાં એક રીતે દાવા વાળી બાબત તે ગાડી છે. પરંતુ તે દાવો કરાવવાનો હેતુ માગેલી રકમનો છે, સબબ સને ૧૮૬૯ ના આકટ ૧૪ ની કલમ ૨૫ મી પ્રમાણે કજીયાના કારણસર દાવાવાળી બાબત આછે. જયાં ખરી રીતે દાવામાં મીલકતના હોય જેમકે નીંદા બાબતના દાવામાંતો તેમાં દેખીતી વસ્તુ પ્રમાણ દાવાવા

ળી બાબત સમજી શકાતી નથી. પરંતુ બીજી બાજુ તરફ જ્યાં અમુક બે તર બાબતનો દાવો હોય તો તે બેતર મુદ્દાની વસતુ છે અને તે દાવાવાળી બાબત તરીકે માગવામાં આવેલી હોયછે, અને તેથી ગણવામાં આવી હોયછે. આ ઉપરથી ખુલુ છે કે દાવાવાળી બાબત ખરી રીતે કહો બાઇ અને મોઘમ રીતે દાવો જે બાબત હોય તે બાબત નથી.

એવી તકરાર કરવામાં આવી છે કે વહેંચણનો એક શખ્સ દાવો કરે તો, દાવાવાળી બાબત તમામ મજીઆરી મીલકત છે. એક રીતે તેમછે. જે જમીન અને માલમાંથી વાદી એક ભાગનો અમલ કરાવવા માગેછે તે માલિકપણાના હકનો અગત્યનો પાયોછે, પરંતુ તે આકટના અરથ પ્રમાણે અમારી નજરમાં આવેછે કે જે ન્યાય કરવાના સબંધ બાબત એક પક્ષકારે કહેલુ હોય અને બીજાએ ઇનકાર કરેલુ હોય તે છે, માટે એક હીશાની બાબતમાં તે ભાગનું માલિકપણુ તે દાવાવાળી બાબત છે, વીગેરે કરીને જ્યાં કુલ મીલકતમાં તે આવી ગએલો હોય અને તે કુલ મીલકત પણ દાવાવાળી બાબત હોય, પણ ઘણી દુરથી હોય છે, પણ તેવાજ કામોમાં જેવી દાવાવાળી બાબત સમજવી જોઇએ તેવી નહી.

હાલના કામમાં વાદીએ જે નીમે ભાગ માગેલા છે તે કાંઇ પણ વાજબી સાબેનથી રૂ૩૦૦૦) કરતાં બહુ વધે તેવો નથી. દાગીના વીગેરે બાબત પુરાવ નથી તે તેને આપાવી શકાતુ નથી, અને તેથી યુકતીથી રૂ૫૦૦૦ કરતાં વધારે રકમ કરવામાં આવેલીછે, કુટંબી મીલકતમાં એક પડાવ ખોટી રીતે વધારેલાછે તે બાબત આસીસ્ટંટ જડજના વીચારમાં આવેલુછે તે બરોબર નથી, કારણ કે તે ઉપર પ્રતીવાદીનું ગીરોછે એ ખોટી વાતછે. પણ સ્થાવર મીલકતની નકી થએલી કીમતમાં અને જે નાણા સબંધીના દાવા બાબતમાં કાંઇ પુરાવ છે તેમાં વધારવાથી પરીણામ અમારા કહેવા મુજબ થએલો છે. તે રકમોની જો કપટથી નહી તો બેદરકારાઇથી વધારે કીમત કરવામાં આવીછે માટે કાયદા કરનારાઓના ઇરાદાને વ્યાજબી લક્ષ આપવું અને તે પ્રમાણે ચાલવાને કોરટ બંધાએલાછે. આ કારણોથી જે હુકમ ઉપર અપીલ કરવામાં આવીછે તે ખરચ સાથે બહાલ રાખીએ છીએ.

## દીવાની અપીલ મુકરદમો.

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ સાહેબોની હજુર અને અપીલમાં મી. જસ્ટીસ પીલી આકટીંગ ચીફ જસ્ટીસ અને મી. જસ્ટીસ વેસ્ટની હજુર.

અસલ સુનાવણી માર્ચ, એપ્રીલ અને મે સને ૧૮૮૨ ના માસ માં અને

અપીલમા સુનાવણી મારચ અને એપ્રીલ સને ૧૮૮૩ ના માસમાં ધીલાન્ડ 'મોર્ટગેજ બેંક ઓફ ઇંડીઆ (વાદી) વી. અહમદભાઇ હબીબભાઇ અને કેશવરામ રામાનંદ (પ્રતીવાદીઓ)

અપકૃત્ય—નોટીસ—કારખાનાનો ધુમાડો અને —તાકીદી હુકમ—નુકશાની—તાકીદી હુકમ અને નુકશાન—સને ૧૮૭૭ વીશીશન્યાવ આકટ—હેર—હરકત લેવી નહી—પાછળથી વારસ થનારનો દાવો કરવાનો હક.

પાનુ ૭૫ } મુંબાઇમાં કોલાબામાંની મોહોટી ઇમારતોના વાદીઓ માલેક છે તે ઇમારતોમાં ત્રણ માળવાળી જગાઓ છે, તે પુર્વ તરફની અને પશ્ચીમ તરફની જગાઓના નામથી ઓળખાય છે.

તે દરેક જગામાં પાંચ ભાગ છે, તેમાં પુર્વ તરફની જગામાં નંબર ૧,૨,૩ અને ૪ ના ભાગ છે. અને પશ્ચિમ તરફની જગામાં નંબર ૫–૬–૭અને ૮ ના ભાગ છે દરેક જગામાં ચોતરીસ ઓરડાઓ છે વાદીઓ આ ઇમારતોના સને ૧૮૬૮માં માલેક થયા, તેથી તે ઓરડાઓ દર માસે સરાસરી રૂ૫૦ )ના દરના ભાડાના દરેક ઓરડાના કરી યુરોપીઅનોને ભાડે આપવામાં આવે છે તેમાંથી ભારે આમદાની તેઓને ત્યારથી મળે જાયછે.

પ્રતીવાદીઓ નજીકનુ રૂનુ કારખાનુ જે નીકલમીલના નામથી ઓળખાય છે. અને જે સને ૧૮૭૩ માં બનાવવામાં આવેલુ છે, તેના માલેકો છે. સને ૧૮૭૩ પેહેલાં તે જગોએ "હાઇડ્રોલીક પ્રેસ કંપની"જે સને ૧૮૬૮ મા બનાવવામાં આવેલી હતી, તે હતી. આ મકાનો સને ૧૮૭૩માં નીકલ પરેશ અને "માનીફાકચરીંગ કંપનીએ ખરીદ કરયાં. તેથી તેઓએ નીકલ મીલ બાંધવા માંડી. તા૦ ૩ અગષ્ટ સને ૧૮૭૪ ના રોજ તે મીલ બંધાવવાનુ કામ શીરૂ થએલું અને વાદીના શોલીશીટરોએ નીકલ પરેશ અને માન્યુફાકચરીંગ કંપનીના શેકરેટરીઓને નીચે પ્રમાણે લખ્યુઃ—"એવી અફવાઇ ચાલેલી છે, હાલ જે ઇમારતો ચણાય છે તેમા કાતવા અને વણવાનો ધંધો ચલાવવાનો ઇરાદો છે, ચારકુ 'ચાંડ'

ઇમારતોની પાસે આગો ધંધો ચલાવવાથી અમારા અસીલોની ઇમારતો મુકાબલે કીમત વીનાની થાય, માટે અમને અમારા અસીલ તરફથી ત મને તે બાબતની ખબર આપવાને કહેવામાં આવેલુ છે કે આવા પ્રકારનું કામ તે પેંક પોતાની મીલકતને નુકશાન થાય તે પ્રમાણે કરવા દેશે નહીં." આ પત્રનો તે કંપનીએ જવાબ આપ્યો કે તેજ જગોએ વાદીઓની અગર તે આંટ ઇમારતોનો કબજેદારોની હરકત વીના હાયડ્રોલીક પરેશ કંપ નીનું કામ ચાલતુ હતુ. અને નવી ઇમારતો કરાવવાથી વાદીની મીલકતની કીંમત વધશે અને તે ઘટવાની નથી, અને હાયડ્રોલીક પરેશ કંપનીને બદલે સ્પીનીંગ વીવીંગ કંપનીનું કામ ચલાવવાનો ઇરાદો છે તે વાદીઓના જાણુ વામાં છે, માટે તેઓની હરકત હોતતો, કેટલાક મહીના પહેલાં તે લેવી જોઇતી હતી આવી હકીકત છે, માટે તે મીલના કામમાં વાદીઓને હાથ ઘાલવામાં કાંઇ હક નથી સબબ નીકલ કંપનીએ તે મકાન બનાવવાનુ અ ને તે કંપની કારણસર તે પુરી થએ તે વાપરવાનો ઇરાદો કરેલો છે.

તે મીલ સને ૧૮૭૬ માં પુરી થઇ અને ૧૩૬૪૪ ત્રાકોથી કામ શીરૂ કરયુ, પણ તેમાં ૪૦૦૦૦ તરાકો અને વધારાની ૨૫૦ શાળો કરવા ની જગો છે. સને ૧૮૭૭ ના મારચમાં એટલે દાવો કરયાની તારીખે ૧૫૪૩૨ સુધી તરાકો વધારવામાં આવી- સને ૧૮૭૪ના માર્ચથી આંઠ ઇમાર તની પુર્વ તરફની જગો બંધ કરવામાં આવી. અને ભાડુઆતોને આપવામાં આવી નથી તેવી જાતના ઓરડા ઉદીયોગમાં આવે તેવી માગણી ફક્ત પ શ્ચમ તરફની જગાને માટે બરા હતી પણ સને ૧૮૭૮માં તે માગણી વધી અને પુર્વ તરફની જગા ફરીથી ખોલવામાં આવી, અને ભાડુવાતોને ભાડે આપવામાં આવી. નંબર ૧ નો ભાગ જાન્યુઆરી સને ૧૮૭૮ માં ખોલ વામાં આવ્યો નંબર ૨ નો મારચ સને ૧૮૭૮ના માસમાં ખોલવામાં આ વ્યો નંબર ૩ નો નવંબર માસમાં ખોલવામાં આવ્યો, અને નંબર ૪નો ડીશેંબર સને ૧૮૭૮માં ખોલવામાં આવ્યો તેથી નીકલ કંપની તરફથી થતી હરકતો બાબત આ ભાગોના ભાડુઆતો તરફથી ફરીઆદો આવી. તેથી વાદીએ ડીસંબર સને ૧૮૭૮ માં "નીકલ પરેશ અને માન્યુફેકચ રીંગ" કંપની ઉપરના દાવાની અરજી તઇઆર કરવાની પોતાના કોનશલને કહેવરાવ્યુ પરંતુ તે માસની તારીખ ૨૬ મીના રોજ તે કંપનીનુ કામ સમેટવાનો ઠરાવ કરી તે કામ બંધ કરયુ, આ ઉપરથી દાવાની અરજી ત ઇઆર કરવામાં આવી નહી પણ વાદીના કોનશીલે તે કંપનીના લીકવીડે

ટરોને નોટીસ મોકલી એવું બતાવ્યુ કે તેમાં કેવી રીતે બનેલુ છે, અને ચેતવણી આપી કે તે મીલ કોઇને વેચવામાં આવે અને કોઇ સખસ ફરીથી તે કામ શીરૂ કરે તે બાબત વાદીઓનો કામ ચલાવવાનો ઇરાદો છે મા ટે તેવી ખબર ખરીદદારને આપ્યા વીના તે વેચવી નહી એ મતલબની જા હેરખબરો ઇંગરેજીમાં અને દેશી રાજ્યના વરતમાન પતરોમાં આપવામાં આવી, તે મીલ જાહેરાંત લીલામથી વેચવાની છે, એવું સાંભળવામાં આવવાથી વાદીઓએ લીકવીડેટરોને તેવીજ નોટીસ આપી તા. ૨૫ અગષ્ટ ૧૮૮૦ ના રોજ પ્રતીવાદીની મીલનુ લીલામ કરવામાં આવ્યું. તેવી વાદીઓના શોલીશીટરોએ તે નોટીસ વાંચી બતાવી, પ્રતીવાદીઓ હાજર હતા અને તે નોટીસ વાંચતાં સાંભળી હતી પ્રતીવાદીઓએ તે મીલકત રૂ૩૬૧૦૦૦ માટે ખરીદ કરી, અને તે વેચાણ કોર ટે મંજુર રાખ્યુ તા૦ ૧ જાનેવારી સને ૧૮૮૧ ના રોજ તે મીલે ફરીથી તે કામ કરવું શીરૂ કરયુ ફકત બે દીવસ બંધ રહેલી હતી. તા૦ ૨૬ જા ન્યુઆરી સને ૧૮૮૧ ના રોજ વાદીઓએ પ્રતીવાદીને એવી નોટીસ આપી કે જો તે કામ બંધ નહી રાખવામાં આવે તો, દાવો કરવામાં આ વશે પ્રતીવાદીઓએ તે હરકતની ઇનકારીઅત કરી અને કહયુ કે જો કાંઇ પણ દાવો કરવામાં આવશે તો તેનો બચાવ કરવામાં આવસે તેથી તારી ખ ૫ ફેબરવારી સને ૧૮૮૧ ના રોજ દાવો દાખલ કરવામાં આ૦પો. વા દીઓ કહે છે કે પ્રતીવાદીની મીલમાંથી થતા ગોઘાટ, નીકળતો ધુમાડો અને રૂની બાસ વીગરે નીકળવાથી ગ્રાંટ ઇમારતોના પુર્વ તરફની જગાના બાડુઆતોને તે વીશેશ કરીને હરકત થાય છે. તેઓએ ફરીઆદ કરીકે જયારે પ્રતીવાદીઓ જે તરાકો અને શાળોને સારૂ તે મીલ બાંધી છે, તે તરાકો અને સાળોની પુરેપુરી સંખ્યા કરવાનો ઇરાદો છે તે અમલ માં આવશે ત્યારે સખ્ખ્ત હરકત વધશે તેથી તેઓએ તાકીદી હુકમ અને રૂ૧૦૦૦) નુકશાનના માગ્યા. પ્રતીવાદીઓએ જે અપકૃત્ય કહેવામાં આ વેલુ છે તે ઇનકાર કરયુ, અને તકરાર કરી કે દાવામાં જે દાદ માગવા માં આવી છે તે દાદ વાદીઓને મળી શકતી નથી.

આ દાવાની અરજી દાખલ કરતી વખતે તે ગ્રાંટ ઇમારતોમાં જે ઓરડાઓ ખાલી હતા તે નીચે પ્રમાણે છે;—પુર્વ તરફની જગામાં નંબર ૧ ના ભાગમાં બે ઓરડા, નંબર ૩ ના ભાગમાં ૧ ઓરડો, અ ને નંબર ૪ ના ભાગમાં ૧ ઓરડો. પસ્ચમ તરફના ભાગમાં પાંચ ઓ

રડાઓ ખાલી હતા, ખાલી ઓરડાનું કુલ ભાડું (૧૨ માસે ૩૨૫૦) અને રો કાએલા ઓરડાનું ૩૨૪૧૦ હતું પુર્વ તરફની જગાના ઓરડાના ઘણાક ભાડુઆતોએ તે ઓરડાઓ મીલમાંથી થવી હરકતના કારણથી ખાલી કરેલા હતા. પણ તે ઓરડાઓની માગણી એટલી બધી હતી કે જેવા તે ખાલી થતા કે તેમાં ભાડુઆતો આવી રહેતા હતા.

દાવાની સુનાવણી વખતે પુર્વ તરફની જગોમાં ચાર ઓરડાઓ ખાલી હતા, અને પસ્ચમ તરફની જગોમા બીલકુલ ઓરડા. ખાલી નહી હતા. ફાઇલ કરવાની અને તેની દાવાની સુનાવણીની વચમાં મીલમાં ફેરફાર થએલાછે, અને તેથી તે હરકત ઓછી થએલી છે જેમ કે નવું "બાઇલર" કરવામાં આવ્યુંછે, ધુમાડા વીનાના કોયલા વાપરવામાં આવ્યા છે. પડદા વીગરે દાખલ કરવામાં આવ્યુછે, તેમજ મીલની ઉપર તરફની મીલની બારીઓમાંથી ઘોંઘાટને અટકાવવાને બેવડી બારીઓ જડવામાં આવીછે, વીગેરે ઇલાજો કરવામાં આવ્યાછે.

સુનાવણી વખતે એવી તકરાર કરવામાં આવી છે કે (૧) તે મીલથીહરકત નથી. (૨) જો તેની હરકત હોય તો પણ વાદીઓ પોતાની વરતણુકને લીધે તે હરકત લઇ શકતા નથી. (૩) અને વાદીઓ પાછળથી મકાનના માલેક તરીકે પાછળથી કબજો લેનાર છે, માટે તેમનો દાવો કરવાનો હક નથી.

પુરાવ ઉપરથી ઠરાવવામાં આવ્યુ કે વાદીઓ બેશી રહયા અગર તેઓએ કસુર કરી તેથી તેમને દાવો કરવાની હરકત નથી. પણ વાદીઓનો ઇરાદો જો તે મીલકત હરકત કારક માલુમ પડે તો તેને કામ કરતા અટકાવવાનો છે. એવી દરેક વખતે પ્રતીવાદીઓને અને તે મીલના પ્રથમના માલેકોને ખબર આપવામાં આવી હતી.

(૨) નંબર ૨–૩ અને ૪ ના ભાગમાં રહેનારાઓને મીલનું કામ ચાલવાથી ઘોંઘાટ, ધુમાડો અને ચોમાસામાં ઉડતી રૂના છુંછાંથી હરકત થાય છે,

(૩) જે દાવાના કારણ ઉપર વાદી આધાર પોતાના દાવાની પુષ્ટીમાં રાખી શકે તે મીલનું કામ ચાલવાથી વાદીઓની મીલકતની કીમત ઓછી થાય છે, એટલે દાવો દાખલ કરતી વખતે નંબર ૨,૩ અને ૪ ના ભાગમાં ચાર ઓરડાઓને હરકત થાય છે:

(૪) એક વખત હરકત છે એમ સાબેત થયુ એટલે તાકીદી હુકમના સવાલમાં દાવો કરયા પછી પ્રતીવાદીઓએ જે હરકત કમી કરવાને બંદોબસ્ત કરેલો છે, તેનો આધાર પ્રતીવાદીઓ અને તેમના નોકરોના સારા ઇરાદા અને હમેશાંની જાતીકી સંભાળ એટલો બધો છે કે તેથી તેને કાંઇ હરકત થવી નહી જોઇએ.

(૫) જો કે (વાદીઓનો દાવાની તારીખે અડચણ જોગા ઓરડાઓ માંથી ચાર ઓરડાઓ બાબતજ ફક્ત દાવો કરવાનો હક થએલોછે) એમ કહી શકીએ કે મીલકતની કીમત થતા અપકૃત્યથી કાંઇ દેખીતી રીતે કમી થતી નથી, તો પણ કદાપી તાકીદી હુકમ આપવામાં આવે તો, તે આપતી વખતે તે આપવો વાજબી છે કે નહી, તે વીશેની સઘળી હકીકત ધ્યાનમાં લેવામાં આવે કે, ભાડુતોને નોટીશ આપ્યા પછી નંબર ૨-૩ અને ૪ના ભાગના ઓરડાઓની બાબતમાં વાદીઓને દાવો લાવવાની કાંઇ જરૂર રહે નહી, તેથી કરીને વીશેશ રીતે કરાર અમલમાં લાવવાના આકટની કલમ ૫૪ મુજબ જે દાવાને વાસતે તાકીદી હુકમ આપવાનો અખતીઆર છે, તેવા કામમાં ઘણા દાવા થતા અટકે, તે કામની ખાશ હકીકત પ્રમાણે નંબર ૨-૩ અને ૪ ના ભાગના તમામ ઓરડાઓની બાબતમાં જાણે દાવો કરવાને વાદીઓને હક છે એમ ધારીને તાકીદ હુકમ આપવો કીંવા નહી તેનો વીચાર કરવો જોઇએ.

(૬) "ચાંટ" ઇમારતોમાં વાદીઓનુ ફક્ત જાતીકુ હીત હોવાથી અને વાદીઓનો હેતુ ફક્ત પોતાની મીલકતને સારામાં સારી કીમત મળે એવુ શાચવવાનો હોવાથી, અને આ કામની હકીકતના પ્રકાર ઊપરથી વાદીની અરજ મુજબ તાકીદી હુકમ આપવામાં આવે તો તેથી પ્રતીવાદીઓને તદન વાદીઓની સતામાં સ્વાધીન કરવામાં આવે, એવો વીચાર કરીએતો વાદીઓને જે દાવામાં દાદ મળવાની તે દાદ તાકીદી હુકમ કરતાં પઇશાની નુકશાની અપાવવી જોઇએ. અને પુરવ તરફની જગોના નંબર ૨-૩ અને ૪ના ભાગને અપકૃત્યથી વાદીઓની મીલકતની કીમત કમી થવામાં જે કાંઇ નુકશાન થયુ છે, અથવા થવાનું છે, એ બાબતનો લગતો પુરાવો લેવાને હુકમ કરવામાં આવ્યો. વધારે પુરાવ લીધા પછી, કોરટની નજરમાં એમ વાજબી આવ્યુ કે આ કામની તાકીદ હુકમ અને નુકશાનીઆં બેઉ દાદ આપવાથી આ કામનો સરસમાં સરસ નીકાલ થશે. તેથી એવું ફરમાવવામાં આવ્યું કે નંબર ૨, ૩ અને ભાગમાં જે વખતે

જે ભાડુઆતો હોય; તે ભાડુઆતો. અને માલીક તરીકે વાદીઓને મોબા ટ, ધુમાડો, અને તેના કચરાથી જે હરકત થાય તે વીરૂધ તાકીદી હુકમ આપવો પરંતુ પંદર દીવસ પુરા થતા પેહેલાં પ્રતીવાદીઓ વાદીઓને રૂ ૪૦૦૦૦) આપે તો આવો તાકીદ હુકમ કાહાડવો નહી. જો આ રકમ આપવામાં આવે તો, ચાંટ ઇમારતોની નજીકની બાજુમાં જે બારીઓ આવેલી છે તેને બેવડા કાચના બારણાની બારીઓ બંધ રાખ્યા શીવાય આ મીલનું કામ પ્રતીવાદીઓ ના કરે એવો અને વળી જે હાલ મોબાટ છે તેના કરતાં વધારે ગોપાટ અઅત્વની રીતે વધે તો વાદીઓ અરજ કરે તેવી પરવાનગી સાથે પ્રતીવાદીઓ કાંઇ ધુમાડો અગર તેનો કચરો જવાદે નહી ને તેવો પ્રતીવાદીને અટકાવ કરવાનો તાકીદ હુકમ કાહાડવો.

અપીલમાં ઠરાવવામાં આવ્યું કે (આકટીંગ ચીફ જસ્ટીસ બેલી સા હેબ તથા જસ્ટીશ વેસ્ટ સાહેબે) નુકશાનીમાં પઇસા અપાવવાની દાદ બ રોબર રીતની છે એમ કબુલ કરીએ તો, તે બદલો એવો હોવો જોઇએ કે તેનું માપ ઇમારતનું માલેકપણું વાદીઓનુ નહીં પણ તે તેમના ક બજામાં હોવી જોઇએ એટલે બીજી રીતે કહીએ તો તે ઓરડા ભાડે આપ્યા વીના ના હોવાં જોઇએ. ફકત આ કારણોથી વાદીઓ દાવો કર વાને મુખ્તીઆર છે, અને વધારાના બોહોળા કારણથી તેઓનો કંપન શેસન મળવાનો હક થઇ શકતો નથી, તકરારી ઓરડાઓની બાબતમાંજ આ દાવો અને તેમાંનું હુકમનામું છે અને તે બાબતમાંજ વધારે આગ ળ કામ ચલાવવું ના પડે તેમ પ્રતીવાદિઓના વીરૂધ થાય છે. રૂ ૪૦૦૦૦) વાદીઓને આપવામાં આવે તેથી તે ઓરડાઓના ભાડુઆતોને જે તે અપક્રત્યથી હરકત થાય અને જે કારણ વાદીઓએ આ કામમાં બતાવેલું છે તે કારણથી પ્રતીવાદીઓ ઉપર દાવો કરવાને હરકત નથી. જે શખ્શો ને કાયદેસર રીતે નુકશાન લેવાનો હક થએલો નથી, અને જેઓને તે પાછું જેનો હક થાય તેને આપવું પડે તેઓને સામટું નુકશાન પ્રતીવા દીઓ પાસેથી અપાવવું એ વાજબી નથી. દાવો દાખલ કરતી વખતે જે ઓરડાઓ ભાડે આપવામાં આવેલા નહી તે બાબત વાદીઓને નુક શાનના રૂ ૧૦૦૦) જોઇતો બદલો છે, માટે જે રકમ આપવામાં આ વી છે તે કમી કરવી ને તેટલી રૂ ૧૦૦૦) ની રકમ રાખવી.

આ પ્રમાણે હુકમનામું દુરસ્ત કરવામાં આવ્યું અને વળી તેમાં એક ઠરાવ દાખલ કરવામાં આવ્યો રૂપક રીતે કે હુકમનામાની તારીખે

જે ગોધાઉનુ બુભાડો, અને હનો કચરો જે છે તેથી વધારે થાય નહી અ ને વળી ઠરાવવામાં આવ્યું કે કાંઇ એવો શોધ કરવામાં આવે કે જેથી આ હરકત ઓછી થાય તો વાદીનો જે હક પ્રતીવાદીઓ પાણ તે શોધ પ્રમાણે આજમાવવાને બજાજ કરવાનો હોય કે જેથી જેમ બને તેમ ઓ છી હરકત થાય તો તેમાં આ હુકમનામાથી હરકત થતી નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૬ સપટેમ્બર સને ૧૮૮૩

મી. જસટીશ બેલી, આકટીંગ ચીફજસ્ટીશ અને મી. જસ્ટીશ વેસ્ટ ની રૂબરૂ

નંદકીશોર બાળગોવીંદ (અસલ પ્રતીવાદી) અપીલવાળા વી. બાપુ ભાઇ પ્રાણજીવનદાસ (અસલ વાદી) અપીલના પ્રતીવાદી.

અજવાળુ અને હવા–હરકત–વાસ્તવીક નુકશાન–તાકીદી હુકમ–નુકશા ન–વાધો કહાડવો નહી.

પાનુ ૭૫ } જંબુસરના બીજા વર્ગના સબારડીનેટ જડજ ઇ. એમ. મો દીનું હુકમનામું ભરૂચના આકટીંગ આસીસ્ટંટ જડજે બા

હાલ રાખેલુ તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવી છે.

વાદી બાપુભાઇએ પ્રતીવાદીઓ ઉપર એવો દાવો કરયો કે મારા ઘરની એક બારીમાંથી અજવાલુ અને હવા આવતી હતી, પણ તેઓની દુકાનના બાગથી તે અજવાલુ અને હવાને હરકત થએલી છે, માટે તે બાગ ખશેડવાનો હુકમ કરવાનો તાકીદી હુકમ કરી આપો.

વાદીનુ ઘર અને પ્રતીવાદીઓની દુકાન એક બીજાની જોડા જોડ છે અને તેઓનાં બારણાં પણ એકજ દીશાનાં છે. તે બે મકાનોની વચ માં ફરો છે તે વાદી અને પ્રતીવાદીનો સહીઆરો છે. વાદીનુ ઘર તે પ્રતીવાદીઓની દુકાન કરતાં ઉચુ હતુ. અને તે ફરામાં વાદીની બારી હ વી તે પ્રતીવાદીની દુકાનના છાપરા ઉપર પડતી હતી. પ્રતીવાદીએ મ સને ૧૮૭૬ માં પોતાની દુકાનની બાહારની દીવાલ ઉચી કરી, અને તે થી વાદીની સદરહુ બારી બંધ કરી. પછી જુલાઇ મહીનામાં દાવાની અ રજી જુલાઇ માસમાં દાખલ કરી. પ્રતીવાદીએ જવાબ આપયો કે વાદી નો અજવાળા અને હવાનો કાંઇ હક નથી; અને જે હરકત વીશે ફરી

આદ કરવામાં આવી છે તેથી ખરેખરી ઇજા કાંઇ પણ તેને થએલી નથી.

સબારડીનેટ જડજે ઠરાવ્યું કે વાદીનો અજવાળાનો અને હવાનો હક છે, અને પરતીવાદીની ઇમારતથી તેને હરકત થએલી છે. તેથી તે હરકત દુર કરવાને તેમણે હુકમ કરયો. અપીલમાં આસીસ્ટંટ જડજે નિચેનિ કોરટનું હુકમનામું બાહાલ રાખ્યું.

પ્રતીવાદીએ હાયકોરટમાં અપીલ કરી.

અપીલવાળા તરફથી મીં૦ ઇનવેરારીટી (તેમની સાથે મી૦ ગોકળદાસ કહાનદાસ)—પ્રતીવાદીની ઇમારતથી વાદીની બારીને ખરી રીતે કાંઈ પણ હરકત થએલી નથી. નીચેની કોરટોએ નુકશાની અપાવવાને બદલે તે ઇમારત ખસેડવાનું ઠરાવ્યુ છે તે બરોબર નથી. જે નુકશાન જો કાંઇ પણ થએલું હોય તો તે એવું છે કે તે નુંકસાનીના હુકમનામાથી પુકત રીતે તેનો બદલો મળત. નીચેની કોરટોએ આ દાવો કરવામાં વાદીએ વાર લગાડેલી છે કે નહી, અને તેથી તેણે તાકીદી હુકમ મેળવવાનો હક તેણે ખોએલો છે કે નહી.

અપીલના પ્રતીવાદી તરફથી આનરેબલ જે. મારીએટ (આડવોકેટ જનરલ) જેફરસન, ભાઇશંકર અને દીનશા—નીચેની બેઉ કોરટેએ ખરી હકીકત તરીકે ઠરાવ્યુંછે કે વાદીને ભારે ઇજા થએલીછે. સબબ તે ઠરાવ આ કોરટને બંધનકારક છે. નીચેની કોરટમાં પ્રતીવાદીએ પોતાની વરતણુ કથીજ એવો ઇસ્યુ કહાડવાને માગેલુ નથી કે તે હરકત થઇ તેમાં વાદીએ પોતાની વરતણુથીક અગર બીજી કોઇ રીતે કોઇ રીતની કબુલત આપેલી છે કીંવા નહી.

જસ્ટીસ વેસ્ટ સાહેબ—આ કામમાં અપીલવાળા તરફથી તકરાર એવી છે કે (૧) વાદીને ખરી રીતે કાંઇ ઇજા થએલી નથી. (૨) અને જો કાંઇ ઇજા કરવામાં આવેલી હોયતો. એવા પ્રકારની છે કે તે નુકશાન આપી પુકત રીતે તેનો બદલો વળી સકે તેવી છે. અને (૩) તે ઇલાજ જો તરત કરવામાં આવ્યો હોત તો, તેમ થઇ શકત, પણ વાદીએ વાર લગાડવાથી તાકીદી હુકમ મેળવવાનો જે હક તેમાંથી તે બાતલ થએલોછે. માટે કોરટ જે બદલો અપાવે તે તેણે કબુલ કરવો જોઇએ.

આ પ્રમાણે પહેલી ઉઠાવેલી તકરારની બાબતમાં નીચેની કોરટોના જે ઠરાવ હકીકત બાબતછે, તે બંધનકારકછે. રહેવાના ઘરની બારીના અ

જવાળા અને હવાને જે હરકત તે પ્રથમ દરશનીક તો ભારે હરકત જેવું છે. આ કામમાં વાદીની બારી પ્રતીવાદીના મકાનના ઓરડાથી બંધ કરવામાં આવી છે. તે ઓરડો સારો અજવાળોછે, એમ કહેવામાંછે. પરંતુ તે ઓરડો જ્યાં સુધી કાયમ હોય અને તેમાં ભાડુઆત રહેતો હોય તો પ્રતીવાદીની બારીમાં અજવાળુ જવા દેવું તેનો તે ભાડુઆતની સારી મરજી ઉપર આધાર રાખેછે. અજવાળા કરતાં હવા આવતી હોય તે આ દેસમાં થોડી અગત્યની ભાગેજછે. સાધારણ માહેતી તરીકે એમ માનવું જોઇએ કે તેમાં વધારે હરકત કરવી તે ઇજા કારકછે, તે જે ઘરને તે હરકત થએલી હોય તે ઘરમાં રહેનારની સુખાકારીને હરકત કારકછે, એટલુજ નહી પણ તેઓની તનદુરસ્તીને પણ હરકત કારકછે. હવે આ કામમાં પ્રતીવાદીયે વાદીની બારી પોતાના ઘરમાં ઢાંકી દીધી છે, અને તેથી તેને એવી ફરજ પાડી છે કે વાદીએ પોતાની બારી બંધ કરવી, અગર પ્રતીવાદીની મરજીમાં આવે તેટલી હવા તેણે લેવાને પસંદ કરવું, ખોટી ગંધ વખતે જવા રાહે પશરે તે કારણથી પ્રતીવાદી પોતાના બચાવના કારણસર હરકોઇ વખતે તે બંધ કરવાની વાદીને ફરજ પાડે. આ પ્રમાણે જે સખશને હવા અને અજવાળુ ભોગવવાનો હક હોય તેની પાસેથી તેનો દાબ લેઇ લેવો એ ભારે ઇજા છે અને તેથી દીવાની કોરટમાં દાવો કરી દાદ મેળવવાનો તેનો હક થાયછે,

ફકત નુકશાનીથી દાદ મેળવવી તેથી વાદીના ઇઝમેંટનુ બળાતકારથી વેચાણ કરાવ્યુ થાય છે. ઇંગરેજી 'લા' પ્રમાણે જ્યાં વાસ્તવીક નુકસાન આપાવી શકાય ત્યાં તાકીદી હુકમ કાહાડી શકાયછે. ડેન્ટ વી૦ આકશન માઇ કંપની વીગરે. નુકશાનીના વીરધના તમામ જે તાકીદી હુકમ ઊપરના અંગરેજી ઠરાવો છે તેનું સમાધાન કરવું તે સહેલુ નથી. તે સવાલ એક પર્ટીનો છે, અને તમામ હકીકત ભાગેજ કહેવામાં આવે છે, અગર કોઇ દીવસમાં કહેવામાં આવતી નથી. તો પણ આટલું ખુલ્લું છે કે બીજા માણસની મીલકત ઉપર અણ સમજથી જાણી બુજીને ઉપરી પણુ રાખવું. અગર ફકત જાણ્યા ઉપર આધાર રાખી તેનો ઉપયોગ કરવો તે સહન કરવા લાયક નથી. સ્મીથ વી૦ સ્મીથના કામની મુજબ આ કામમાં પણ પ્રતીવાદીએ જાણવુંજ જોઇએ કે, હું વાદીને ભારે ઇજા કરૂછુ. તેણે વાદીની પરવાનગી અગર રજા વીના તેની બારીનો કબજો એવો લીધો છે કે તે તદન બંધ કરીછે. માટે આવા કા

મમાં જયાં પક્ષકારને થએલી ઇજા બાબત તેની મરજી વીરૂધ નુકશાની અપાવવાનો આગળ કોઇ દાખલો બનેલો નથી.

હાલ જે ત્રીજો સવાલ ઉતપન કરવામાં આવેલો છે, તે વીશે અસલ કોરટમાં કાંઇઇસ્યુ કડાવવામાં આવેલો નથી. જો તે તકરાર કરવામાં આવી હોતતો, વાદીને જેવી ખબર પડી તેવી તેણે હરકત લીધી અને નોટીશ આપી. તો તેનો પુરાવ આપ્યા વીના રેહે એ સંભવીત નથી. તે ઇમારત મે માસમાં શીરૂ થઇ, અને દાવો જુલાઇ માસમાં દાખલ કરવામાં આવ્યો છે. પ્રથમ દરશનીક તો વાદીનો તે હરકત દુર કરાવવાનો હક છે. વાદીએ આ હક પોતાની કબુલતથી ખોએલો છે તેવો જવાબ પોતાના બચાવમાં પ્રતીવાદીએ આપવાનો હતો. પરંતુ તે જવાબ આપવામાં આવ્યો નથી. તેથી પ્રતીવાદીના જાણવામાં હતુ કે તે બાબત તપાસ ચાલી શકે તેવુ નથી. જે ઇસ્યુઓ કાહાડવામાં આવ્યાં છે તે બાબતમાં વાદીનો દાદ મળવાનો હક છે. સબબ અમે જીલા કોરટનું હુકમનામુ બાહાલ રાખીએ છીએ અને તે તાકીદી હુકમ પ્રમાણે ચાલવાને અમે પ્રતીવાદીને બે માસની મુદત આપીએ છીએ.

---

## દીવાની અપીલ

### તા૦ ૨૧ નવેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ નાહાનાભાઇ હરીદાસની રૂબરૂ.

ધર્મા વીઠલ વીગરે (અસલ પ્રતીવાદીઓ) અપીલવાળાઓ] વી૦ ગોવીદરાવ વલકર.

મુદત—નવી મુદત—મુદત ગએલો દાવો તાજો થવો—દાવાની અરજી—પોહોચ—હુકમનામુ—કબુલત—એજંટ—વકીલ સને ૧૮૭૭ ના આકટ ૧૫ ની કલમ ૧૯—ગીરો—ગીરોથી છોડાવવું.

પાનું ૯૯ } વેંગુરલાના સબારડીનેટ જડજ રા. શા. પરસરાંમ બલાલ જોશીએ કરેલુ હુકમનામુ રતનાગીરીના આશીસટંટ જડજ શી. ઇ. જી. ફ્રાફરડ સાહેબે ફેરાવેલુ તે ઉપર આ અપીલ કરવામાં આવી છે,

સને ૧૭૯૭ માં પ્રતીવાદીઓના વડીલ નારાયણ શેઠને એક કડો જમીન વાદીના વડીલ બાપુશદ વાલકરે ગીરો આપેલી. ગીરો ખતના

ઠરાવ પ્રમાણે ગીરો રાખનારનારના કબજામાં ગીરો વાળી મીલકત રહેવાની અને વ્યાજ બદલે તેનો નફો તેણે ભોગવવાનો છે. તેથી ગીરો રાખ નારે તે મીલકત ત્રણ વરસ કબજામાં રાખી અને પછી રાજ્ય પ્રકરણી તોફાન થવાના કારણથી તે દેશમાંથી નાશી ગયો. ગીરો આપનાર પણ નાશી ગયો હતો, તોપણ તે ગીરો રાખનાર કરતાં જલદીથી પાછો આવ્યો, તેથી તે ગીરોવાળી જમીનનો તેણે ચુપકીથી કબજો લીધો. પછી તરતજ ગીરો રાખનાર પાછો આવ્યો, અને તેને ગીરો ખતના હેતુ પ્રમાણે કબજો લેવાને દીવાની કોરટમાં સને ૧૮૨૬ માં દાવો કરવો પડયો. સને ૧૮૨૭ માં ગીરો રાખનારે હુકમનામુ મેળવ્યુ અને કબજો લીધો, અને તે હુકમનામામાં ઠરાવ્યા પ્રમાણે જમીનનો કબજો મળ્યોછે, એવું કબુલ કરવાની નાજરને તેણે પોહોચ આપી.

તારીખ ૪ ડીસેંબર સને ૧૮૮૦ ના રોજ વાદીએ પ્રતીવાદી ઉપર સને ૧૭૯૭ માં ગીરો આપેલી જમીન ગીરોથી છોડાવવાને દાવો કર્યો પ્રતીવાદીએ તકરાર કરીકે આ દાવાને મુદતની હરકત છે. કારણ કે ગીરો લખી આપ્યાની તારીખથી સાઠ વરસ કરતાં વધારે મુદત વીતી ગએલી છે.

સબોરડીનેટ જડજે તે દાવાને મુદતની હરકત છે, એમ ઠરાવ્યુ. આસીસ્ટંટ જડજના અભીપ્રાયમાં જુદી રીતે આવ્યુ. તેઓના અભીપ્રાયમાં આવ્યુ છે કે તે જમીનનો ફરીથી ગીરો રાખનારે કબજો લઇ કોરટના અમલદારને પોહોચ લખી આપી છે તેની કબુલત થાય છે, સબબ સને ૧૮૭૭ ના મુદતના આકટની કલમ ૧૯ પ્રમાણે મુદત તે પોહોચની તારીખથી નવી ગણવી જોઇએ. તે ફકત એક હુકમનામા સબંધી છે તે હુકમનામામાં એમ ઠરાવવામાં આવ્યુ છે કે પ્રતીવાદીનો વડીલ જે તે વખતે વાદી હતો તેનો વાદીના વડીલ એટલે તે વખતના પ્રતીવાદી હતો, તેની પાસેથી ગીરો રાખનાર તરીકે કબજો મળવાનો હક છે, અને પ્રતીવાદીના વડીલની તે પોહોચ ઉપર જે સહી છે, તેથી તેણે કબુલ કર્યુ છે કે ગીરો રાખનાર તરીકે મને કબજો મળ્યો છે. તેથી આશીસટંટ જડજે સબોરડીનેટ જડજનું હુકમનામુ ફેરાવ્યુ, અને તે કામના ગુણ દોશનો નીરણય થવાને તે કામ પાછુ મોકલ્યું. તે પાછું મોકલ્યાના હુકમ ઉપર પ્રતીવાદીઓએ હાઇ કોરટમાં અપીલ કરી

અપીલવાળાઓ તરફથી મી૦ ઘનશામ નીલકંઠ નાધકર્ણી

અપીલના પ્રતીવાદી તરફથી મી૦ પાડુરંગ બળીભદ્ર

જસ્ટીસ વેસ્ટ સાહેબ:—આ કામમાં હાલનું ફેંકુ શીરૂ થના પહેલાં થોડાં વરસ અગાઉ ગીરો કરી આપવામાં આવ્યું છે માટે જો બીજુ ના હોયતો આ ગીરો છોડાવવાના દાવાને મુદતની હરકત થાય પણ આ શઇકાના શીરૂ ભાગમાં ગીરો આપનાર અને ગીરો લેનારને આ દેશ માંથી નાસી જવું પડેલુ હતુ ગીરો આપનાર અગર તેનો વારસ વકીલ પહેલો પાછો આવ્યો, અને ગીરોવાળી જમીનનો કબજો પાછો લીધો પછી ગીરો રાખનાર પણ પાછો આવ્યો, અને તેણે પોતાના ગીરોની રૂઇએ તેણે તે કબજો પાછો મળવાનો દાવો રાખ્યો, પણ તે આપવાની તેને ના કહેવામાં આવી, પણ તેણે સને ૧૮૨૬ માં દાખલ કરી, સને ૧૮૨૭માં હુકમનામુ મેળવી તે કબજો પાછો લીધો. તે જમીન પાછી લીધાની પોહોચ કોરટના અમલદાર (નાઝીર) ને આપવામાં આવેલી તે પુરાવમાં છે તે એક દાવા અને હુકમનામા સબંધી છે, અને તેમાં તે દાવો અને હુકમનામુ બતાવેલુ છે અને તે હુકમનામામાં તે વખતના વાદીનો દાવો ગીરોના આધારથી એમ બતાવેલુ છે, તેથી આસીસ્ટંટ જડજે ઠરાવેલુ છે કે તે હુકમનામામાં તે બાબત આવી ગએલીછે માટે સને ૧૮૨૭ માં ગીરો છે એવી કબુલાત તરીકે તે પોહોચ થાયછે. અને તેથી સને ૧૮૮૭ સુધી ગીરો છોડાવવાનો દાવો કરવાની મુદત ગીરો આપનારને મળેલી છે અમારી નજરમાં આવતુ નથી કે સને ૧૮૭૭ ના આક્ટ ૧૫ ની કલમ ૧૯ મીનો આ ખરો અરથ છે તે કલમનો ઇરાદો આવી કબુલાત વખતે જવાબદારીની સ્પષ્ટ કબુલાત થવી જોઇએ કે જેથી તે જવાબદારી તાજી થાય તેવો છે પરંતુ પક્ષકાર અમુક બાબત કબુલ કરે છે એવું જાણ્યા શીવાય ખરી રીતે કાંઇ કબુલાત થતી નથી, હવે ગર્ભીત રીતે પહોચથી જે કબુલ કરવામાં આવેલુ છે તે એટલુ છે કે જે હુકમનામાથી જમીન અપાવેલી છે તે તેને મળેલી છે, જયારે તેણે તે જમીન મારા કબજામાં આવીછે એમ કબુલ કરયુ ત્યારે તે પહોચ આપનારની સમજમાં જે આવવાનો સંભવ છે તે ઉપરાંતની આ બાબત થાય છે તે કાયદાનો ઇરાદો મુદતના કારણસર નવો કાયદો થાય તેવી કબુલત સ્પષ્ટ રીતે હોવી જોઇએ તેવો છે પરંતુ આ કારણસર જેમ કરારમાં સમજ અને ઇરાદો શફાઇબંધ હોવો જોઇએ તેમ તે સફાઇબંધ હોવુ જોઇએ. અને કોઇ એમઅ મસ્તુ પણ કહી શકે નહી કે અમુક હુકમનામાથી જે જમીન આપવામાં

આવી છે તે જમીન ખરીદ કરવાના કરારથી તે ફેંસલાની વીગતની કબુલત થતી નથી. તેમાં જે બતાવવામાં આવેલું છે ને જે બાબત કરાર કરવામાં આવી છે તે બાબતની હદ બાંધવાનુ તે ફક્ત સાધન થાય છે માટે જે વસ્તુ આપવામાં આવી હોય તે વસ્તુની હદ બાંધવાના ફક્ત કારણસર તે બતાવવામાં આવ્યું છે.

વળી એવી તકરાર કરવામાં આવીછે કે સને ૧૮૨૬ ના દાવામાં દાવાની અરજી છે તે ગીરોછે તે બાબતની કબુલત છે, માટે તે મુદતના કારણશર બસછે.

હવે દાવાની અરજી ઉપર વાદીઓએ સહી કરીછે, એટલે તેમના વકીલે સહી કરીછે. અને તેને તે વખતનાં વાદીના, અને તે વખતના પ્રતીવાદીના વચમાંનો શબંધ વાદીના હકનો અમલ કરાવવાના ઇરાદાથી બતાવવાને નીમેલો હતો, તેથી તે બેશક તેને તે બાબતમાં કબુલત કરવાને તેમની તરફનો એજંટ હતો અને તે કબુલત તે કામમાં લાગતી અને યોગ્ય રીતે તેના અખતીઆરના અંદરની હતી, સને ૧૮૭૭ ના આકટ ૧૫ની કલમ ૧૯ મી ના બીજા ખુલાસા [સને ૧૮૭૧ ના આકટ ૯ ની કલમ ૨૦ પ્રમાણે] આવી કબુલત જેમ અશીલ મુદત અટકાવવાને સહી કરી હોય તેમજ એક સરખી રીતે ઉપીયોગી થાય છે. પરંતુ એજન્ટની કરેલી કબુલતથી આગળના મુદતના કાયદા પ્રમાણે કાંઇ અસર થતો નહી, માટે તે કાયદાઓ પ્રમાણે તે કબુલત મુખ્યે શહી કરી હોય તેવી કબુલત થતી નથી, સબબ તે કબુલત થઇ ના હોય અને જેમ કામ હતુ તેવુંછે,

એટલુ પરીણામ તરીકે ખુલુ છે કે કલમ ૨૦ ની આખરે જે. ઠરાવ છે, તે ઠરાવનો અરથ આગળના આકટોનો થાય એમ કાંઇ થઇ શકે નહીંતો, જયારે સને ૧૮૭૭ નો આકટ ૧૫ મો અમલમાં આવ્યો, ત્યારે આ દાવો અમલમાં લાવવા રહેલો નહી હતો. આ દાવોનો સને ૧૮૭૧ નો આ૦ ૯ મો પણ થતા અવલ મુદત બાહાર થએલો છે, અને પ્રથમનો સને ૧૮૫૯ નો આ૦ ૧૪ મામાં એવું કાંઇ નથી જેથી ગીરો આપનાર જેમ વસુલ આપે અને તે તાજુ રાખે તેમ ગીરો રાખનારનો કબજો હોવાથી તેનો પણ સામો હક તાજો થાય. જો તે સને ૧૮૭૧ માં છોડાવા લાયક હક તરીકે હયાત નહી હતો, તો આ કોરટના ઠરાવો એવી મતલબના છે કે તે વરશના આકટથી તે તાજો થતો નથી. તેમ

જ સને ૧૮૭૭ ના પાછળના આકટથી તે થોડોજ તાજો થાય. તેમાંતો ખુલ્લી રીતે ઠરાવ્યુ છે કે તે અમલમાં આવતા પહેલાં જે દાવાને તે પહેલાંના કાયદાથી મુદતની હરકત હશે તે દાવાઓ તાજા થસે નહીં.

મી૦ પાંડુરંગે શકતી ભરેલી તકરારમાં કલકતાના મુકરદમો બતાવે લા છે, અને તેમાં એવુ ઠરાવ્યુ જણાય છે કે જે કબુલતો ઊપર એજંટ સહી કરેલી હોય અને તે કબુલત આગળના કાયદા પ્રમાણે દાવાને મુદતની હરકત ન થવાને કાંઇ ઉપયોગમાં આવેલી ના હોય તોપણ સને ૧૮૭૭ નો આકટ ૧૫ અમલમાં આવ્યા પછી જયારે દાવો કરવામાં આવ્યો હોય તોપણ તે કારણુસર તે કામમાં આવે છે. પણ તે છેવટના કાયદાની કલમ ૨ જી જો ના હોતતો, બેસક તેમ થાય. જયારે કાંઇ ઇલાજ તેની શરતો સાથે કરવાનો હોય; તો મુદત તેજ લાગુ થાય છે. તે મજ તે આકટની કલમ ૪ થી ૨ જા પ્રશીડની આરટીકલ ૧૪૮ મી સાથે ગીરો રાખનાર ગીરોથી છોડાવવાને દાવો કરે તેને લાગુ કરવામાં આવે તો, અમારે જોવું જોઇએ કે કલમ ૧૯ મી પ્રમાણેના હેતુ પ્રમાણે કોઇ હોવાથી કયારથી મુદત ગણવી તે બાબત કાંઇ નકી થએલુ છે કે નહી. ધારો કે હાલ જે રકમો બતાવવામાં આવીછે, તેથી તે દાવો તાજો થાય છે તો, કલમ ૨ થી તે કલમો લાગુ થઇ શકતી નથી. અમારા જોવામાં છે કે તે આકટ અમલમાં આવતાં પહેલાં આ કામમાં જે દાવો છે, તેને મુદતની હરકત હતી. તો પણ જો તે આકટ પ્રમાણે અમુક હકીકત હોત તો તે કરજ અને લાગતી બાબત તાજી રહેત, કલમ ૨ જી ના હેતુ પ્રમાણેનો આ બરોબર દાવો છે. તે આકટમાં સને ૧૮૭૧ ના આકટ ૯ થી અગર તેથી જે આકટ ૨૬ થએલો તેની જે દાવો કરવાને મુદતની હરકત થએલી તે તાજો થાય તેવું કાંઇપણ નથી. સબબ આગળના કાયદા ચાલુ હોવાથી આ દાવાને મુદતની હરકત હતી તે એજંટે કબુલ કરેલા દાવાનો નવો અમલ કરી સને ૧૮૭૭ ના આકટ ૧૫ પ્રમાણે તાજો થતો નથી. જાતીકો હક એક વખત ગયો એટલે તે હમેશાં જાય છે, અને પ્રાશીગટનવીઃ લીવેલીનમાં કહયા પ્રમાણે જે હકનો લય થઇ ગએલો છે તેને કોઇ છોડાવનાર નથી.

સબબ અમારે જીલા કોરટ (આશીટંટ જડજ) નું હુકમનામુ ફેરવવું જોઇએ, અને સબારડીનેટ જડજનું પાછુ બહાલ રાખવું જોઇએ અને તમામ ખરચ અપીલના પ્રતીવાદીને શીરછે. હુકમ ફેરવ્યો

## ફુલબેંચ.

તા૦ ૫ અકટોમ્બર અને તા૦ ૧૪ ડીસેંબર સને ૧૮૮૩

(મી૦ જસ્ટીશ બેલી આકટીંગ ચીફજસ્ટીસ, મી૦ જસ્ટીસ વેસ્ટ,

મી૦ જસ્ટીશ પીનહી, મી૦ જસ્ટીસ સ્કાટ અને મી૦ જસ્ટીસ

બાથમ સાહેબોની રૂબરૂ.

પ્લીડર્સ—વકીલો—મુંબાઇની સ્માલકાજ કોરટને લગતો ઇતિહાસ અને તેને લગતા કાયદા—ઉપલા કોરટો—માગીસ્ટરેટો—આટરનીઓ—સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા આકટ ૧૪ ની કલમ ૨ અને ૩૬—ઇલાકાની સ્માલકાજ કોરટનો આકટ સને ૧૮૮૨ ના ૧૫ માની કલમ ૩૮ અને ૭૬—વકીલનું કામ કરવાનો હક—નીયમો—નીયમો બાંધવાનો અખતીઆર.

પાનુ ૧૦૫ } પશ્ચીમ હીંદુસ્તાનના વકીલોની આસોશીએશને આ કામમાં એવી અરજી કરી છે કે ઇલાકામાં તાબાની તમામ કોરટો અને મુંબાઇની સ્માલકાજકોરટો ઊપર એવો સરક્યુલર હુકમ થવો જોઇએ કે હાયકોર્ટના વકીલોને તે કોરટમા ખાસ સનંદ અગર પરવાનગી વીના વકીલનું કામ કરવાનો હક છે, આ બાબત નીચે પ્રમાણે ઊતપન થઇછે,

મુંબાઇની સ્માલકાજ કોરટના પહેલા જડજ ડબલ્યુ. ઇ. હાર્ટ સાહેબે પોતાની તરફથી અને તે કોરટના બીજા જડજો તરફથી હાયકોરટને નીચે મુજબ પત્ર લખ્યોછે.

"હાયકોરટના રજીસ્ટ્રાર સાહેબ

એપીસ બાજુ, મુંબાઇ

તા૦ ૧૬ જાનેવારી સને ૧૮૮૧

સાહેબ—

"સ્માલકાજ કોરટના જડજોએ નીચે પ્રમાણે નીયમ બાંધ્યો છે, તે હાયકોરટે મંજુર કરવો જોઇએ, માટે સને ૧૮૫૦ ના આકટ ૯ ની કલમ ૪૧ પ્રમાણે તે હાયકોરટના નામદાર ચીફ જસ્ટીશ અને જડજોની મંજુરી માટે તમે મેહેરબાની કરી મુકશો,—

"તા૦ ૩૦ એપ્રીલ સને ૧૮૮૧ પછી જે શખશ બારીસ્ટર, આડવોકેટ, સોલીસીટર, આટરની, અગર હાયકોરટનો વકીલ નહી હોય તેનો

સ્માલકોજ કોરટના વકીલ તરીકે કામ કરવાને દાખલ કરવામાં આવશે નહી."

૨ "સને ૧૮૬૦ પહેલાં તે સ્માલકાજકોરટમાં બારીસ્ટરો, અને આટરનીને ફકત કામ કરવામાં કબુલ કરવામાં આવતા હતા. તે વખતે સદર અદાલતના વકીલોને આ કોરટમાં વકીલનું કામ કરવાને પરવાનગી આપવામાં આવતી નહી હતી, કારણ કે તેમને જે પરીક્ષામાં પાશ થવાનું હતુ તેમાં ઈંગરેજી ભાશાની જરૂર નહી હતી, તેમાં સ્માલકાજ કોરટમાં ખાસ તો ઈંગરેજી "લા" ના ગ્નાનની જરૂર નહી હતી. પરંતુ સરકારે જુડીશીઅલ ખાતામાં તા૦ ૧૪ એપરેલ સને ૧૮૬૦ ના રોજ ઠરાવ (સને ૧૮૬૦ ના નં૦ ૧૩૪૯) કરી અભીપ્રાય બતાવેલો તે અભીપ્રાયને માના અપી "સરકારની કાયદાની શાળામાં જેઓ ચાર વરસ સુધી ભાશણો સાંભળી છેવટે સરકારના કાયદાના પ્રોફેસરની ખાતરી. થાય તે પ્રમાણે પરીક્ષામાં પાસ થાય તેમને "કાયદાના લાયક વીદ્યારથીઓ" ના નામથી આ કોરટના જડજો પોતાની રૂબરૂ તેમને વકીલ તરીકે દાખલ કરતા હતા. આ મતલબનો નીયમ આ કોરટના જડજોએ સુપ્રીમકોરટના જડજોની મંજુરી સારૂ મોકલેલો હતો, પરંતુ તેઓ સાહેબોએ તે મંજુર અગર નામંજુર કરેલો નથી, સબબ સને ૧૮૫૦ ના આકટ ૯ ની કલમ ૪૧ મી ના ઠરાવ પ્રમાણે તે ચાલુ રહયો. આ "કાયદાના લાયક થએલા વિદ્યારથીઓ"ને સુપ્રીમકોરટમાં દાખલ કરવામાં આવતા નહી, તેમ મારા જાણવામાં છે તે પ્રમાણે જીલ્લના કોરટોમાં પણ દાખલ કરવામાં આવેલા નથી.

૩ "જયારે શરકારી કાયદાની શાળાને મુંબાઇની "યુનીવરશીટી" કરવામાં આવી ત્યારે "કાયદાના લાયક થએલા વિદ્યારથીઓ" બંધ થયા, અને તેમની જગાએ અરથાર્થ રીતે યુનીવરશીટી જેઓને "એલ. એલ. બી." ની "ડીગ્રી" આપે છે તેઓ થએલાછે. તે ડીગ્રીની પરીક્ષા સદરહુ વિદ્યારથીઓને માટે જે આખરની પરીક્ષા હતી તે થએલીછે, તેથી આ કોરટના જડજો તે વિદ્યારથીઓને પોતાની રૂબરૂ વકીલનુ કામ કરવા દેતા હતા તેમ "એલ. એલ, બી." ની ડીગ્રીવાળા શખસોને તે કામ કરવા દેતા, પરંતુ આ બાબત કાંઇ સ્પષ્ટ નીયમ કરેલો જણાતો નથી, તેજ અરસાના સુમારથી મારા માનવા પ્રમાણે જેઓ "એલ. એલ. બી." ની પરીક્ષામાં પાસ થએલા તેમને સદરહુ અદાલતના જડજોએ તે કોરટના વકીલ તરીકે દાખલ કરેલાછે.

૪ "જયારે તા૦ ૧૩ આગષ્ટ સને ૧૮૧૯ ના રોજ હાયકોરટના જ ડજ સાહેબોએ ધારા મંજુર કરી અપીલ બાજુની હાયકોરટમાંના વકીલો ની પરીક્ષામાં ફેરફાર કરી ઇંગરેજી ભાશા અને ઇંગ્રેજી 'લા' અવશ્ય કરીને જાણવું જોઇએ, એવુ ઠરાવ્યું ત્યારે તે પરીક્ષામાં જે પાશ થાય તેમને સ્માલકાજ કોરટમાં વકીલનું કામ કરવાને આ કોરટના જડજોએ પરવાનગી આપી, પરંતુ તે મતલબનો કાંઇ ખાશ નીયમ ઠરાવવામાં આવેલો નથી.

૫ "તે વખતથી "લાયક થએલા વીદ્યારથીઓ" રહેલા નથી, અને હાલનો સ્ટાંપ આકટ (સને ૧૮૭૯ નો ૧ લો) પાશ થયો ત્યાં સુધી હાયકોરટમાં અને સ્માલકાજ કોરટમાં વકીલનુ કામ કરવાની સરતો એકજ હવી પણ તેજ આકટ થયો ત્યારે તેના પહેલા પ્રશીષ્ટની આરટીકલ ૨૭ પ્રમાણે જે શક્ષ આડવોકેટ, સોલીશીટર, અગર હાયકોરટના વકીલ તરીકે કામ કરવાને માગે તેમણે રૂ૫૦૦) પાંચશો આપવા એવી જરૂર પાડવામાં આવી છે. પરંતુ આ ઠરાવ જરૂરે કરીને સ્માલકાજ કોરટને લાગુ નથી, અને જે એલ૦ એલ૦ બી૦ ની પરીક્ષામાં પાશ થાય અગર હાયકોરટના વકીલની પરીક્ષામાં પાસ થાય તેમને હાયકોરટના આડવોકેટ અગર વકીલ તરિકે દાખલ કરવામાં આવેલા ના હોય તોપણ સ્માલકાજ કોરટના વકીલ તરીકે દાખલ કરવામાં આવે છે. આ કોરટના જડજોની નજરમાં આવે છે કે કાયદાના કામ કરનારનો એક એવો વરગ રહે કે જેમના ઊપર આ દેશમાં ઊંચામાં ઊચા વરગની કોરટ પણ કોઇ રીતની નીધેબાની અગર દાબ રાખી શકે નહી, એ કેટલુંક બરોબર નથી, અને વળી સ્માલકાજ કોરટમાં વકીલનુ કામ કરવાને લાએક થવાને ફકત હાયકોરટમાં જેઓનો કોઇ દીવશ વકીલનું કામ કરવાનો ઇરાદો હોય નહી તો પણ તેઓ હાયકોરટના વકીલને સારૂ જે પરીક્ષા લે તેમાં સ્માલકાજ કોરટના વકીલ થવાને પાશ થવુ જોઇએ.—

૬ "આ વીચાર શીવાયપણ બે વારશીક પરીક્ષાઓના પરીણામ કહી બતાવવામાં આવે એટલે થોડાક વરશોથી આવા શખશોની શંખ્યા ઘણી વધેલી છે તેમાં વધારો થતો જવાનો, તેથી, જે સ્માલકાજ કોરટના વકીલોમાં જોઇએ તેના કરતાં વધારે વધારો થવાથી આ કોરટમાં કજીઆના પક્ષકારો કે જેમાં ઘણા ખરા ગરીબો હોય છે તેમના હીતને ઘણુજ હરકતકારક પરીણામે થવાનું. વકીલનું કામ કરનારાઓમાં વધારો થતો જ

રી રહેવાથી સ્વભાવીક રીતે ફી કમતી થાય. આ કેટલેક સુધીતો લોકોને ફાયદાવાળુંછે. પણ કેટલીક બાબત પછી વીરૂધ પરીણામછે. એક બીજાની ચડશાચડસીથી ફી એટલી બધી ઓછી થઇ કે જેથી સ્માલકાજ કોરટમાં હાજર થવાને જોઇએ તેવા અને આબરૂદાર આડવોકેટ અગર વકીલ મળે નહી. માટે તે હજુ જારી રાખવાથી લાયક નહી અગર આબરૂવાળા નહી તેવા વકીલો જે કામ કરવાને લાયક નહી તેવા કામ માથે લે એટલુંજ નહી પણ ગુજારો મેળવવાને ફકત નહી, જેવા કામ પણ લે. આ ઉપરથી છેવટે જે શખશોને પોતાનુ ગુજરાન ચલાવવાનુ શાધન નહીં જેવાં કામોને ઉતેજન આપી, સટા જેવાં કામો માથે રાખી અને પોતાના ગરીબ અને અગ્નાન અશીલાને ઠગીને બળાતકારથી નાણા કડાવવાનું થાય. અને તેઓ સંતોશ થાય તેના કરતાં બરોબર કામ કરવાને ઘણીજ વધારે ફી પડે. હું કહેવાને દલગીરછું કે આ કોરટના તમામ જડજોની નજરમાં આવેલુંછે કે આવી હકીકત થવાની નજીક બાબત આવી પહોચી છે. એવો અંદેશો રાખવાને કેટલાક બનાવો થયાછે. તેમજ જેવો બારીસ્ટર, આડવોકેટ શોલીસીટરોમાં અને વકીલો લોકો વીરૂધ વકીલોની શંખ્યામાં ઘણો વધારો થવાથી કાંઇ ખોટો પરીણામ થાય નહી તેવો ધારો ચાલુ હોયછે" અગર ધંધાની રીતી હોય છે, તેવો સ્માલકાજ કોરટોના વકીલોમાં નથી, વળી આ શીવાય જે છેવટ કહેલા વકીલોછે તે સ્માલકાજ કોરટના વકીલો કરતાં વધારે સારી કેળવણી અને ઊંચા વડના શખશોછે, સબબ એક તરફ બરી રીતે તેઓ પ્રમાણીકપણાના વીચાર વાળા હોય એમ વધારે સંભવીત છે, અને બીજી બાજુ તરફ ઘણી તંગીવાળા સાધનના અને થોડી કેળવણી વાળા સખસોને જે લાલચોછે, તેના કરતા તેઓને ઓછી લાલચોનો સંભવ છે.

૭ "જે નીયમ હાલ નામદાર જડજ સાહેબોની મંજુરી માટે મોકલવામાં આવેલોછે, તેનો હેતુ જેઓએ હાયકોરટમાં કામ કરવાને રૂ૫૦૦) પાંચશો આપેલા નથી, તેમને સ્માલકાજ કોરટમાં કામ કરતાં અટકાવવાનો છે, અને તેથી જેમ હાયકોરટમાં પ્રાંપ આકટથી વકીલોની મરીયાદા રાખવામાં આવી છે તેટલીજ મરીઆદા ઉતરતા દરજજાની કોરટમાં રાખવાનો છે. આ કોરટના જડજો કબુલ કરેછે કે મીલકતની બાબતમાં લાયકાઇ વીશેના સવાલ વીશે જે હરકતો બતાવી શકાય તે આજે નીયમ બાબત દરખાસ્ત કરવામાં આવી છે તેને લાગુ થાય છે, અને તેઓના જાણ

વામાંછે કે જે શખશે। ૨૫૦૦) મારવાડી પાસેથી ઉછીતા લઇ શકે તે સદરહુ નીયમનો અશર અટકાવી શકે. પરંતુ તેની સાથે તેઓ અરજ ક રેછે કે સદરહુ કહેલા સ્ટાંપ આકટના ઠરાવોને તે હરકતો એક સરખી રીતે લાગુ થાય છે, અને જે શખ્શોને સ્માલકાજ કોરટોમાં કામ કરવાને દાખલ કરવામાં આવેલાછે તેમના ઉપર વધારે મરીયાદા રાખવાની જરૂર છે, માટે તે કરવાને હાયકોરટમાં જે ઇલાજ કરવામાં આવેલા છે. તે ઇ લાજ શીવાય બીજો ઇલાજ આ કરવાને તેઓ સુચવી શકતા નથી.

"૮ આ કોરટના જડજોના અભિપ્રાયમાં આવે છે કે સદરહુ કાર ણુસર તેઓ જે નીયમ બાંધે તેનો અમલ આગળની બાબતમાં લાગુ થા ય તેવો એવી રીતે કરવાનો નથી કે જેથી જે શખશો આડવોકેટ, સોલી શીટર અગર હાયકોરટના વકીલ શીવાય સ્માલકાજ કોરટના વકીલ તરીકે દાખલ થઇ ચુકેલાછે તેમને લાગુ થાય, વળી તેવોની નજરમાં આવે છે કે જેઓ હાલના રીવાજ ઉપર આધાર રાખી આ કોરટમાં દાખલ થ વાને લાયક થવા સારૂ પરીક્ષામાં પાશ થએલાછે, પરંતુ હજુ તેઓ વકી લા તરીકે દાખલ થએલા નથી તેઓને માટે તેઓ દાખલ થઇ સકે તે કા રણુશર તે નીયમનો અમલ બંધ રાખવો વ્યાજબી છે. આ કારણોથી તે નીયમમાં એવા શબ્દો વાપરવામાં આવેલા છે કે જેથી ત્રણ માસ તેનો અમલ કરવાનો નથી. માટે જો હાયકોરટ તે મંજુર કરે તે, તે દરમી આનમાં તે પ્રસીધ કરવાને દરખાસ્ત કરવામાં આવેછે, સબબ મારી વી નવી છે કે તમે નામદાર સાહેબોને અરજ કરશો કે તેઉ સાહેબો આ દર ખાસ્ત વાળો નિયમ મંજુર કરેછે કે નહી તે જેમ બને તેમ જલદીથી કહેવું.

હું છું તમારો ઇત્યાદી
ડબલ્યુ. ઇ હાર્ટની સહી
પહેલા જડજ

સદરહુ પત્રનો નીચે પ્રમાણે જવાબ મોકલવાને તે વખતના ચીફ જ શટીશ સર વીકોલ વેસ્ટ્રાપ સાહેબે અને બીજા જડજ સાહેબોએ ફરમાવ્યું હતું;—

"સાહેબ—

તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૮૧ ના રોજ હાયકોરટની અપીલ બા જુમાં ર૭મા ઉપરનો પત્ર લખી મુબાઇની સ્માલકાજ કોરટના જડજો

એ નિચેનો નિયમ હાયકોરટના નામદાર ચીફ જશટીશ અને જડજ સાહે બોની મંજુરી સારૂ મોકલ્યોછે:—

"તા૦ ૩૦ અપરેલ સને ૧૮૮૧ ના રોજ પછી કોઇપણ શખશ બારીષ્ટર, આટવોકેટ, સોલીશીટર, આટરની અગર હાયકોરટનો વકીલ ના હોય તો તેને સ્માલકાજ કોરટમાં "પ્લીડર" તરીકે કામને દાખલ કરવામાં આવશે નહિ."

"નામદાર ચીફ જસટીસ અને જડજ સાહેબોએ તે પત્રનો જવા બ નિચે પ્રમાણે આપાતાને મને મરજી બતાવીછે:—

"૨ સર વીલીઅમ સારે (મુમાઇના પહેલા રીકાર્ડર) પોતાની કો રટના મારટર (સને ૧૭૯૮ ની) પ્રમાણે આવી એક પ્રકારની બાદસાહી સનંદથી સ્માલકાજ કોરટ (જે પાછળથી કોરટ ઓફ રીકવેટ કહેવાતી હ તી તેથી કેવળ જુદી) રૂ૧૭૫) થી વધારે રકમનું લહેણુ ના હોય તે વ શુલ કરવા સારૂ સ્થાપવાના નિયમો કરેલા જણાયછે.— તે રકમની મરીયા દા સને ૧૮૧૮ માં વધારી સર. અલેકઝાંડર આન્સ્ટ્રુથરે ધારા બાંધી રૂ ૩૫૦) સુધીનો કરીછે. તા૦ ૨૨ આપરેલ સને ૧૮૪૭ ના રોજ સુપ્રીમ કોરટે (સર ડેવીટ પોલોક અને સર ઇ૦ પેરી સાહેબો) તે હદ વધારી રૂ૬૦૦) સુધીની બાંધવાના નિયમો કરયા, અને તેવી કહેવાતી સ્માલકાજ કોરટની હકુમત નુકસાન, પ્રવેસ અને લહેણાને લાગુ કરવામાં આવી. આ સને ૧૮૪૭ ના અપરેલ માસના નિયમો તા૦ ૨૨ જુલાઇ સને ૧૮૪૭ ના રોજ મહારાણી ઇનકાંઉનશીલે બહાલ રાખ્યા, પરંતુ પાછળથી (તા૦ ૬ સપટેમબર સને ૧૮૪૭) બોર્ડ ઓફ કનટ્રોલના પ્રેસીડેંટે (સર. જે. હોબહાઉસ) સુપ્રીમ કોરટને એવી સલાહ આપી કે બીજી ખબર આ પતાં સુધી તે નિયમો પ્રમાણે ચાલવુ નહી, કારણ કે તેના કાયદેસર પણા વીશે અંદેશો ઉતપન થએલાછે, તેજ બોર્ડનો બાજો કાગળ (તા૦ ૬ મારચ શને ૧૮૪૮ ના રોજનો) થી તે વખતના ચીફજસટીશ સર ઇ. પેરી સાહેબને ખબર આપવામાં આવી છે કે સોલીશીટર જનરલ અને ઇંગ્લંડીયા કંપનીના શ્ટાનડીંગ કઉનસલ પોતાનો અભીપ્રાય કહેલોછેકે સ્માલ કાજકોર્ટ સ્થાપવાના અને તેમાં સુધારવાના નિયમો યોગ્ય અધીકારવાળા સક્ષો એ મંજુર કરેલા નથી, માટે તે હેતુ પાર પાડવાના હેતુથી કાયદા બાંધના રની મદદની જરૂર પડશે. આવી હકીકતને લીધે બોર્ડની આપવથી તા. ૧૫મી એપ્રીલ શને ૧૮૪૮ ના રોજ મહારાણી ઇનકાંઉનશીલે તા૦ ૨૪ એપ્રીલ

૧૮૪૮ ના રોજનો પત્ર શર, જાહાન હોબહાઉસે સર ઇ. પેરીને મોકલી તા૦ ૨૨ જુલાઇ સને ૧૮૪૭ ના રોજનો હુકમ રદ કરયો. આ કાગળ પતરોનો વ્યવહાર ચાલતો હતો તે દરમીઆનમાં સર ઇ. પેરી સાહેબે પોતાની સ્માલકાજ કોરટ સબંધી કેટલાક ધારા બાંધ્યા પરંતુ આ નીયમો પણ આગળના નીયમો મુજબ કાયદેસર નહી હતા, તેથી માહારાણીની કાંઉશીલે મંજુર કરયા નહી હતા, એમ પાછળથી ચાલેલા કાગળ પત્રના વ્યવહારથી જણાય છે તોપણ સને ૧૭૯૯ જેવી શરૂઆતની સાલમાં "રીકાર્ડરે" જે હેતુ પાર પાડવાને માગેલુ અને પછલથી સુપ્રીમ કોરટના જડજ સાહેબોએ, અને મુખ્યત્વે કરીને સર ઇ. પેરી સાહેબની ભલામણથી મુબાઇ શરકાર, હંદુસતાન સરકાર અને 'બોર્ડ ઓફ કનટ્રોલ' નું વલણ એવું થયું કે જેથી સને ૧૮૫૦ નો કાયદો જે હમણેજ લક્ષમાં લેવાનો છે, તે ચેક કરવો પડે નહી તો તે સરલ થાય તેવું થયુ.

"૩ સદરહુ કહેલી ગેરનીરસતે સ્થપાએલી સ્માલકાજ કોરટમાં પ્રથમ રીકારડરના અને પાછળથી સુપ્રીમકોરટના બારીસ્ટરો અને આટરનીઓ જઇ શકતા હતા, સુપ્રીમકોરટના નીયમો અને હુકમો બાબત મી૦ મેકનજીનુ પુસતકછે તેમાં સ્માલકાજ કોરટ સબંધી બારીસટરો વીસે લક્ષ આપવામાં આવેલુછે, અને તેજ પુશતકને પાને ૪૬, ૪૭, ૪૮ અને ૪૯ મે નિયમ ૨૦૭, ૨૦૮, ૨૦૯. ૨૧૦ અને ૨૧૯ ના નીયમોમાં આટરનીની બાબત બતાવેલીછે. આ નિયમો પ્રશીધ કરવાને મી૦ મેકનજીના કારણો માલુમ પડતાં, એ સહેલુ નથી, કારણ કે તેમણે તે પુસતક પ્રશીધ સને ૧૮૫૨માં કરયુ ત્યાર પહેલાં સુપ્રીમકોરટની સ્માલકાજ કોરટ બંધ થએલી હતી.

"૪ મુબાઇની હાલની ચોગ્ય સ્માલકાજ કોરટનુ નામ છેવટની સદરહુ કલમમાં જે બીના બતાવેલીછે તે ઉપરથી થએલુ છે. પરંતુ કાયદેશર રીતે કહેતાં, કોરટ ઓફ રીકવેસ્ટનો ફેલાવો કરવામાં આવેલોછે, એમ સને ૧૮૫૦ ના આક્ટ ૯ ના ઉદેશ અને પહેલી કલમ ઉપરથી જણાય છે.

"૫ બાદસાહી સનદથી સને ૧૭૨૬ માં અશલ 'મેયરસકોરટ કરવામાં આવેલી તે તાજી કરવામાં આવેલી અને તે સનંદથી 'કોરટ ઓફ રીકવેસ્ટ' સને ૧૭૫૩ માં સ્થાપવામાં આવી હતી. કલમ ૩૪, ૪૮, અને ૬૦ સને ૧૭૫૩ ના ચારટર ના ભાગોછે. તા૦ ૨૬ જાનેવારી, ૧૨ જાર્જ

ર) અને તે કોરટ ઓફ રીકવેસ્ટ સબંધી છે. તે ચારટરમાં મદરાસ, મુંબઇ અને કલકતાની કોરટ ઓફ રીકવેસ્ટસ સબંધી ઠરાવોછે. પરંતુ મેયરશકોરટમાં અગર 'કોરટ ઓફ રીકવેસ્ટર'માં કોઇપણ વરગના કાયદાના હીમાયતીઓને દાખલ કરવા સબંધી તેમાં કાંઇ નથી. સને ૧૭૨૬ ના ચારટર ફકત મેયરકોરટ સબંધી છે, અને તેમાં પણ એક શરખી રીતે કાયદાના હીમાયતીઓ સબંધી કાંઇ નથી.

"૬ સ્ટાટયુટ ૩૭ જાર્જ ૩ (સને ૧૭૯૩) ના સ્ટાટયુટથી મદ્રાસ અને મુંબાઇમાં રીકારડરની કોરટ કરવા સબંધી અને વળી ત્રણે ઇલાંકાના શેહેરોમાં 'કોરટ ઓફ રીકવેસ્ટર' ની હકુમત રૂ૮૦ સુધી વધારવા સબંધી હતો, પરંતુ બીજી બાબતમાં તે શબંધી કાંઇ ઠરાવ તેમાં નહી હતો, મદ્રાસ અને મુંબાઇની રીકારડરની કોરટોનું ચારટર હતું તેથી 'કોરટ ઓફ રીકવેસ્ટસ' ને જેમ ઇંગલાંડમાં નીચા વરગની કોરટોને 'કીંગસબેંચ' ની કોરટને જેટલે દરજે તાબે રાખવામાં આવેલી તેટલે દરજે રીકારડરની કોરટના હુકમ અને દાબ નીચે રાખવામાં આવેલી હતી. તેમાં ખરા કાયદાના હીમાયતીઓ તે વખત હતા તેમને રીકારડરની કોરટમાં કાયદાનું કામ દાખલ કરવા વીશે, અને રીકારડરની કોરટોને બારીસટર અને આટરની અગર શોલીશીટરને રીકારડરની કોરટને અખતીઆર આપવાસબંધી ઠરાવ કરવામાં આવેલોછે. તેથી રીકારડરની કોરટોમાંથી તમામ બીજા સખશોને બાતલ કરવામાં આવેલા હતા.

"૭ તેજ પ્રમાણે મુબાઇની શુપ્રીમકોરટના ચારટરમાં રીકારડરની કોરટમાં ખરા કાયદાના હીમાયતીઓને કબુલ કરવા સબંધી નથી તે પછી બારીસટર, અટરની અને શોલીશીટરોને દાખલ કરવા સબંધી ઠરાવ કરેલો હતો, પણ તે ચારટરથી બીજા તમામ શખશોને બાતલ કરવામાં આવેલા હતા. તે ચારટરથી જેમ નીચા વરગની કોરટો કીંગસબેંચની કોરટને તાબે ઇંગલાંડમાંછે તેમ 'કોરટસ ઓફ રીકવેસને સુપ્રીમ કોરટના હુકમ અને દાબ નીચે રાખવાને ઠરાવ કરવામાં આવેલો હતો, પરંતુ કોરટ ઓફ રીકવેસ્ટમાં કાયદાના હીમાયતી એ સબંધી કાંઇ પણ નથી.

"૮ સને ૧૮૨૭ ના મુબાઇના કાયદાનો બાબ ૬ "પ્લીડરો" સબંધી છે તે ફકત જીલાઓને અને સદર અદાલતને લાગુ છે.

"૯ સને ૧૮૪૬ નો આકટ ૧ લો જેટલો "પ્લીડરો"ને લાગુ છે તે ફકત ઇસ્ટ ઇંડીઆ કંપનીની કોરટોને લાગુ છે ઇલાકાના શેહેરોમાં

જે "કોરટ ઓફ રીકવેસ્ટ' તે સને ૧૭૫૩ ની બાદસાહી સનંદ પ્રમાણે સ્થાપવામાં આવેલી છે. સબબ તે સદરહુ આકટ પ્રમાણે નથી. સને૧૮૪૬ ના આકટ ૧ લાની કલમ ૫ મીમાં જે બારીસ્ટરોને ઇસ્ટ ઇંડીઆ કંપની ના સદર કોરટોમાં સાંભળવા એવો પહેલ વહેલોજ ઠરાવ થએલો જણાયછે.

"૧૦ સને ૧૮૪૮ નો આ, ૧૨ મો ફકત કલકતાની "કોરટઓફ રીકવેસ્ટસ"ને લાગુ છે એમ જણાય છે.

"૧૧ હીંદુસતાનના અને બાદશાહી આકટોસને ૧૮૫૦ સુધીના ચારટરો તપાસતાં પરીણામ એવો છે કે તેમાંથી એકેકમાં નામદાર ચીફ જસ્ટીસ અને જડજોને મુમાઇની "કોરટ ઓફ રીકવેસ્ટસ"માં કોઇપણ વરગના કાયદાના હીમાયતીઓને દાખલ કરવાનો કાંઇ પણ ઠરાવ માલમ પડેલો નથી,

"૧૨ સને ૧૮૫૦ થી "કોરટસ આફ રીકવેસ્ટસ"ની જગોએ બાલકાજ કોરટો સ્થાપવામાં આવી છે, અને તેમાં તે કોરટોમાં કાયદાના હીમાઇતીઓને દાખલ કરવા વીસે કાંઇ પણ સ્પસ્ટ ઠરાવ નથી કલમ ૪૧ પ્રમાણે તે કોરટોના જડજો તે કોરટના રીવાજો અને કામ ચલાવવાના તમામ સામાન્ય ધારા બાંધી શકે છે; અને વળી નમુના પણ કરી શકે છે. તે પ્રમાણે જે નીયમો કરવામાં આવેલા છે, અને નમુના ઘડવામાં આવેલા છે તે પ્રમાણે તે કોરટમાં ચાલવુ. અને તેનો ઉપયોગ કરવો, પણ તે મંજુર થવા સુપ્રીમ કોરટ (હાલ હાયકોરટ)ને મોકલવાં, પણ જયાંહાં સુધી તે નામંજુર કરવામાં આવે નહીં ત્યાંહા સુધી તે પ્રમાણે ચાલવું અને જે કોઇ બાબત તેમાં ખુલી રીતે ઠરાવ ના હોય અગર નીયમ ના હોય તોતે જડજો પોતાની કોરટમાં ચાલતા દાવા અને પ્રોશીડીંગમાં પોતાની મરજીમ, આવેતો શુપ્રીમ કોરટ સામાન્ય રીવાજો પસંદ કરે અને તે લાગુ કરે," કલકતાના શુપ્રીમ કોરટના ચારટરની ૩૮ મી કલમમાં તેવોજ અખત્યાર છે એટલે ન્યાયનો કારોબાર ચલાવવાને, અને દીવાની, ફોજદારી. આડમીરલટી અને "આડમીરલટી હકુમત વાપરવાને અને તેવીજ બીજી જરૂરીઆત બાબતો સારૂં રીવાજના ધારા બાંધવાને અને અને હુકમો કરવાને જોકે અખ્તીઆર છે. તોપણ તે ચારટરમાં ૧૧ મી કલમમાં આડવોકેટ અને આટરનીઓને દાખલ કરવાને કલકતાની શુપ્રીમ કોરટને ખાસ અખતીઆર આપવા બાબૂનો ઠરાવ દાખલ કરવાને જરૂર છે, એમ સરકારે ધારેલુ છે. તેવોજ ભેદ જોકે કદાપી એટલી બધી

મજબુતાઇ બતાવવામાં આવેલી નથી. તોપણ જુદો ઠરાવ મદ્રાસ અને મુંબાઇની રીકાર્ડી કોરટના ચારટરની કલમ ૧૮—૨૭—૨૮—૭૩—૭૯ માંછે અને મદ્રાસની સુપ્રીમ કોરટના ચારટરની કલમ ૧૭—૨૮—૨૯ અને મુંબાઇની સુપ્રીમ કોરટના ચારટરની કલમ ૨૪—૨૫—૩૭—૩૮—૩૯ માં અને સને ૧૮૬૫ ના મુંબાઇની હાઇકોરટના ચારટરની કલમ ૯—૧૦—૩૭ માં સ્પષ્ટ ઠરાવ છે. તમાંમ જે ચારટરો (આ કલમમા કહેવામાં આવે લાં છે) કાયદાના હીમાયતીઓને દાખલ કરવા અને હુકમ અને રીવાજ બાબત નીયમો ઘડવાનો જે અધીકાર છે તે સ્પષ્ટ અખત્યાર પ્રમાણે ગણવામાં આવે છે, અને તે પ્રમાણે તે જુદો આપવામાં આવેલો છે. આવી હકીકત છતાં, અને સને ૧૮૫૦ ના આ. ૯ માની કલમ ૪૧ મીનો સંભાળ ભરેલો વીચાર કરતાં નામદાર ચીફ જસ્ટીસ અને જડજ સાહેબો એમ ગણી શકતા નથી કે કાયદાના હીમાયતીઓને દાખલ કરવાને એટલે જે બાબત આકસ્માત રીતે હીંદુસ્તાનના કાયદા કરનારના જોવામાં રહી ગએલી છે. અગર જે જાણી બુજીને તેઓએ લક્ષમાં લીધી નથી તે બાબત સ્માલકાજ કોરટના જડજોને નીયમ બાંધવાનો અગર સુપ્રીમ કોરટ કીવા હાઇ કોરટને તે મંજુર કરવાના અધીકારનો તેમાં સમાસ થાય છે.

"૧૩ સને ૧૮૫૩ નો આકટ ૨૦ મો ફકત ઇસ્ટ ઇંડીઆ કંપનીની કોરટો સબંધી છે. તે વખતે મુંબાઇની સ્માલકાજ કોરટમાં કબુલ કરેલા કોઇ પણ વકીલો નહી હતા. તે આકટ (કલમ ૩)થી સુપ્રીમ કોરટના આટરનીઓને સદર અદાલતમાં બારીસ્ટર અને આટરનીઓને સદર અદાલતના તાબાની કોરટમાં કામ કરવાને પરવાનગી આપવામાં આવી છે તેમાં ઇલાકાના સહેરોની સ્માલકાજ કોરટો બાબત કાંઇ કહેલું નથી.

"૧૪ સને ૧૮૬૪ ના આકટ ૨૬ માથી ઇલાકાની સ્માલકાજ કોરટની હકુમત વધારવામાં આવી છે, અને પહેલ વહેલોજ મુંબાઇની સ્માલકાજ કોરટ સબંધીનો કાયદો છે, અને તેમાં કાયદાના હીમાયતીઓ બાબત કહેવામાં આવ્યુ છે. તેમાં તે હીમાયતીઓને દાખલ કરવા બાબત તેમા કાંઇ પણ પ્રત્યક્ષ ઠરાવ નથી પરંતુ કલમ ૩ માં જ્યારે બેઉ પક્ષકારો પોતાની અગર પોતાના આટરનીઓની સહીવાળી યાદદાશતથી કબુલ કરે કે રૂ૧૦૦૦) ઉપરાંતના લહેણા, નુકશાન, અગર તકરારી મીલક

તની કીમત હોય તેવા કામ કે જેનો સમાસ સને ૧૮૫૦ નાં આ. ૯માંની કલમ ૨૫ મીના વાશીષ ઠરાવમાં કાંઇ સમાસ કરવામાં આવેલો નથી. તેવા કામની તપાસ કરવાનો તે કોરટને અખત્યાર છે ત્યારે આટરનીઓને ત્યાંહાં કામ કરવાનો હક છે, એમ તે લગાયતમાં કબુલ કરવામાં આવે છે અને તેજ આકટ (સને ૧૮૬૪ ના આકટ ૨૬ ની કલમ ૧૩મીમાં ઇલાકાની સ્માલકાજ કોરટોમાં બારીસ્ટર અને આટરનીઓને ખરચ નક્કી કરતાં ફી આપવા સબંધી જે ફી બાબત ધારો કરવામાં આવેલો છે તેથી તેઓનો ને કોરટોમાં કામ કરવાનો હક વધારે કબુલ કરવામાં આવેલો છે. તેજ આકટમાં વકીલો બાબત બીલકુલ કાંઇ પણ નથી, તે ઘણું સમજવા લાયક છે. કારણ કે સને ૧૮૬૦ થી તેઓ મુંબાઇની સ્માલકાજ કોરટમાં કામ કરનારાઓનો છે આવી રીતે જે કાગળનો આ જવાબ આપવામાં આવે છે તે સ્માલકાજ કોરટના કાગળની કલમ ૨ જી ઉપરથી જણાય છે ખરી રીતે સુપ્રીમ કોરટના બારીસ્ટર અને આટરનીયો સને ૧૮૫૦ ના આકટ ૯ પ્રમાણે જયારથી મુંબાઇની સ્માલકાજ કોરટ સ્થાપવામાં આવી ત્યારથી તે કોરટમાં બારીસ્ટર અને આટરનીઓ કામ કરે છે.

"૧૫ હાય કોરટની સલાહને અનુસરીને મુંબાઇ સરકારે જોકે તેણે સને ૧૮૬૫ નો આકટ ૨૦ મો "મુખત્યાર અને વકીલો સબંધી છે તે આકટની કલમ ૪૭ મી પ્રમાણે લાગુ કરી શકે છે, તોપણ તેણે લાગુ કરેલો નથી. જો આ ઇલાકાને તે લાગુ કરવામાં આવેલો હોતતો તે તમામ લાગુ કરવો પડત તે આકટમાંથી થોડોક લાગુ કરવાને કાંઇ પણ અખત્યાર નથી.

"૧૬ સને ૧૮૭૯ નો આકટ ૧૮ માં સામાન્ય રીતે કાયદાનો ધંધો કરનારા સબંધી છે, તેની કલમ ૧ લી શીવાય આ"ઇલાકાને તે લાગુ થતો નથી. પરંતુ તે કલમ પ્રમાણે મુંબાઇ સરકાર વખતે વખતે"સરકારી ગેજીટમાં જાહેર ખબર કરી આ તમામ આકટ અગર તેમાંનો કાંઇ ભાગ પોતાના કારોબારના તાબાના તમામ અગર થોડા મુલકનો લાગુ કરવાને મુખત્યાર છે સને ૧૮૬૫ના આકટ ૨૦ પ્રમાણે તે આકટનો પણ ઘણો ખરો ભાગ નામદાર ચીફ જસ્ટીસ અને અને જડજ સાહેબોની નજરમાં આ ઇલાકામાં હરકત કારક અને બીલકુલ સુગમ પડે તેવો નથી.

"૧૭ હાલની મુંબાઇની સ્માલકાજ કોરટનો ઇતીહાસ અને તે સ

બંધીના કાયદાનો, અને કોરટ આફ રીક્વેસ્ટસ પ્રથમ જે સુપ્રીમ કોરટ માં સ્માલકાજ કોરટ સ્થાપવામાં આવી હતી, તે કેહેવાતી સ્માલકાજ કોરટનો ઈતીહાસ આગળ બતાવ્યા પ્રમાણે તપાસતાં નામદાર ચીફ જસ્ટીસ અને જડજ સાહેબો એવો નીશ્ચય કરવાને દોરવાએલાછે કે મુંબાઈની હાલની સ્માલકાજ કોરટને હાલ જે કાયદો ચાલુ છે તે મુજબ તે કોરટના જડજોને તે કોરટમાં કામકરવાને વકીલોને દાખલ કરવા બાબત નીયમ બાંધવાનો અખ્ત્યાર નથી. અને કોઈ દીવસહતો પણ નહી, તેમ હાય કોરટને તે બાબત હાય કોરટના નામદાર ચીફ જષ્ટીસ અને જડજ સાહેબોને તેવા નીયમો કરવાને અગર મંજુર કરવાને અખ્ત્યાર નથી. આ ઉપરથી નામદાર ચીફ જષ્ટીશ અને જડજ સાહેબો ઠરાવેછે કે તે સ્માલકાજ કોરટમાં જે વકીલો હાલ કામ કરે છે તેઓનો કોઈ પણ કાયદેસર આધાર નથી પણ તેઉનો તેવો અભીપ્રાય છે, અને સમજવામાં છે કે સ્માલકાજ કોરટના જડજોનો પણ તેવોજ અભીપ્રાય છે તોપણ જે વકીલો તે કોરટમાં કામ કરે છે. તેમનો ઘટતો વીચાર કરીને તે કોરટમાં કામ કરવા દેવા જોઈએ.

"૧૮ તે વકીલોનો કાયદેસર હક સાચવવાને અને સ્માલકાજ કોરટમાં હવે પછી રીતસર વકીલોને દાખલ કરવાને જો સ્માલકાજ કોરટના જડજોની તેવી મરજી હોયતો, હાય કોરટના નામદાર ચીફ જષ્ટીસ અને જડજ સાહેબો મુંબાઈ સરકારને એવી સલાહ આપવાને ખુશી છે કે એ બાબામાં એક્ટ સને ૧૮૫૦ ના આકટ ૯ પ્રમાણે સ્થપાએલી સમાલકાજ કોરટને સને ૧૮૭૯ના આકટ ૧૮ની કલમ ૩માં તાબાની કોરટોની વાખ્યા જેટલી લાગુ થાય તેટલી લાગુ થાય તેમતે વાખ્યા આ ઇલાકાને લાગુકરવી જોઈએ આ બાબત ઓનરેબલ મી૦ જષ્ટીસ ગ્રીન સાહેબનો સને ૧૮૬૫ ના હાય કોરટ ચારટરની કલમ ૧૩ મી સમાલકાજ કોરટને લાગુ કરવા સબંધી ઠરાવછે, તે લક્ષમાં લેતાં કાંઈ નથી. તે વાખ્યા લાગુ કરવાનો હેતુ તેજ આકટની કલમ ૬ નો નીચેનો ભાગ લાગુ કરવાને પ્રસતાવના તરીક છે, એટલે કે વખતે વખતે નીચેની બાબતમાં આ આકટને અનુશરીને ધારા બાંધવાને હાયકોરટ મુખ્તીઆરછે એટલેઃ—(અ) તાબાની કોરટોમાં વકીલ થવાને જે શખશો હોય તેમના ગુણ, અને તે યોગ્ય શખશોછે માટે તેમને દાખલ કરવાને અને તેમના સરટીફીકેટો બાબત (બ) આ વકીલોની પરીક્ષા અને તેમને દાખલ કરવા સારુની ફી (ક)—

આ વકીલોને સસપેંડ કરવાને, અને કહાડી મુકવા સારૂ—આવા તમામ નીયમો સ્થાનીક સરકારી ગેજીટમાં પ્રસીધ કરવામાં આવસે, અને તે પછે કાયદાસર બળવાન થશે." ને આકટોનો જે ભાગ મફસલની સ્માલકાજ કોરટને લાગુ થઇ શકે તે ભાગ નામદાર ચીફજસ્ટીસ અને જડજ સાહેબે મુંબાઈ સરકારને એવી સલાહ આપવાને પુછીછે કે તે સરકારે મુંબાઇ ઇલાકામાં લાગુ કરવો, જો મુંબાઇ સરકાર તે સલાહ પ્રમાણે ચાલે તો, નામદાર ચીફજસટીસ અને જડજ સાહેબો, મુંબાઇની સ્માલકાજ કોરટના જડજો જે નિયમ (જે નીયમ બાબત તેઓએ કાગળ લખેલો અને જેનો આ જવાબ છે) સને ૧૮૫૦ આ૦ ૯ મંજુર થવા મોકલ્યોછે તે પ્રમાણે વકીલો સંબંધી નીયમ બાંધશે. કારણ મુંબાઇની સ્માલકાજ કોરટના જડજોની વખાણવા લાયક જે ઇછા જેમ બને તેમ તે કોરટના વકીલોને સ્વતંત્ર રાખવા અને તે હેતુ કોરટના પક્ષકારોને ઘણોજ ફાયદેમંદ છે, તે ઇચ્છા સાથે નામદાર ચીફજસ્ટીસ અને જડજ સાહેબો મળતા છે, વળી નામદાર ચીફ જસ્ટીસ અને જડજ સાહેબો તે કોરટના હાલના વકીલો બાબત નીયમ કરશે, અને સ્માલકાજ કોરટના જડજો વકીલો વીશે બીજા કાંઇ નીયમ બાબત સુચના કરસે તો, તેનો પણ તેઉ સાહેબ જેટલો બને તેટલો વીચાર કરશે, પણ સને ૧૮૫૦ ના આકટ ૯ માં પ્રમાણે વકીલો દાખલ થઇ શકતા નથી માટે તે આકટ પ્રમાણે વધારે વકીલો દાખલ કરવા એ દુરસ્ત નથી,

હું છું વીગેરે.
જી. એચ. ક્યારન
હાયકોરટના પ્રોથોનોટરી તરફથી.

તાજા કલમ જે—હાલ ઇલાકાના શહેરોની સ્માલકાજ કોરટો બાબત ગવરનર જનરલ સાહેબની કાયદા કરનાર સભાની રૂબરૂ હાલ જે બીલછે તેની કલમ ૫૩ મી નામદાર ચીફ જસ્ટીસ અને જડજ સાહેબોને જોવી રહી ગએલીછે. તે કલમથી ઉપર બતાવ્યા પ્રમાણે સને ૧૮૭૬ના આકટ ૧૮ નો જેટલો ભાગ લાગુ કરવાને કહેવામાં આવેલુછે તે જરૂરી દુર થતી નથી.

તા૦ ૪ સપટેંબર સને ૧૮૮૩ ના રોજ પશ્ચમ હીંદુસતાનના વકીલોની આશોશીએસને આ અરજી હાયકોરટને કરી. તે અરજીમાં એવું કહેલુ છે:—

અને ૧૮૨૭ ના કાયદા પ્રમાણેના જે નીયમ મુજબ હાયકોરટના વ કીલને કોઇપણ જીલાની અંદર વકીલનુ કામ કરવા શારૂ ખાશ શનંદ રૂ૫) ફી આપી મેળવવી પડે છે, તે બાબતમાં વકીલોની આસોશીએશન તરફ થી મને એવું કરવવામાં આવ્યુંછે કે નામદાર ચીફ જશટીશ અને જડજ સાહેબોએ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨(સને૧૮૮૨ ના આ. ૧૪) માં હાયકોરટના વકીલની સ્થીતીમાં ફેરફાર થએલ છે તે ઉપર લક્ષ આપવા સારૂ તેઉ સાહેબને આપ વીનતી કરો એવી મારે આપને અરજ કરવી. તે આશોશીએશન નમ્રતા પુરવક નામદાર સાહેબો ના વીચાર માટે અરજ કરેછે કે છેવટ જે આકટ કહેવામાં આવેલોછે. કે હાયકોરટનો વકીલ હાયકોરટના વકીલ તરીકે હાયકોરટના તાબાની તમામ કોર ટોમાં વકીલનું કામ કરવાને હકદારછે. સબબ તેઓ અરજ કરેછે વકીલો ની પરિક્ષાના નીયમોમાં ૧૪ મા નીયમમાં છેવટનું વાક્યછે તે નામદાર સાહેબો મહેરબાની કરી રદ કરશે. અને પોતાના તાબાની તમામ કોરટો ઊપર શરકયુલર હુકમ કરશો અને તેમાં એવી ખબર આપસો કે હાયકોરટના વકીલોનો ખાસ શનંદ ફીવા રજા શીવાયતે કોરટોમાં વકીલનુ કામ કરવાને હક છે.હું છું તમારો શેવક વીગરે

શામરાવ વીઠલ.

સેક્રેટરી.

સદરહુ પત્રમાં જે નીયમ બતાવવામાં આવેલોછે તે હાયકોરટના સર કયુલર બુકને પાને ૧૪૨ મેછે. તે નિયમનું છેવટનુ વાક્ય જે વકીલોની અસોસીએશન રદ કરવાને માગે છે તે નીચે પ્રમાણેછે.—

"હાયકોરટના વકીલો જે જીલાની ભાશા બાબત નામદાર ચીફ જ સટીશ અને જડજ સાહેબોને ખાતરી કરી આપશે તે જીલ્લામાં વકી લનું કામ કરવાની સનંદ તેઓ અરજી કરી રૂ૦ ૫) ફીના આપી મેળવી શકે છે.

ઇલાકાની સ્માલકાજ કોરટ હાય કોરટના તાબાની કોરટ ઠરાવવામાં આવીછે, તેથી હાયકોરટના વકીલોની અરજી કબુલ કરવામાં આવેતો, હા યકોરટનો સદરહુ જે પત્ર બતાવેલો છે, તેમાં દરશાવેલા વીચારથી વીરૂધ છે. તેથી નામદાર આકટીંગ ચીફ જશટીશ અને જડજ સાહેબોએ બાર (બારીસટરો) તરફથી આડવોકેટ જનરલ અને હાયકોરટના શોલીસીટરો ત રફથી મુંબાઇની કાયદાની 'સોશાઇટી' ના ચેરમેન ઉપર એક ચીઠી મોકલ

વાનુ ફરમાવ્યું કે વકીલોની તે અરજી શા વાસતે કબુલ રાખવી નહી તે નું કારણ બતાવવું જોઇએ, અને તે અરજીની સુનાવણી ફુલબેંચની રૂબરૂ થશે.

હાયકોરટના વકીલો તરફથી મી૦ શાંતારામ નારાયણ

પશ્ચમ હીંદુસ્તાનના વકીલોની આશોશીએશન તરફથી મી૦ શાંમ રાવ વીઠલ,

મુંબાઇની સ્મોલકાજ કોરટના વકીલો તરફથી મી૦ જાંગીર મેરવાજી

બારીસટરો તરફથી આડવોકેટ જનરલ આનરેબલ જે૦ મારીયટ સાહેબ—

આટરની તરફથી મુંબાઇની કાયદાની "સોશાઇટી" તરફથી મી૦ જાર ડીન.

જશટીસ બેલી, જસટીસ વેસ્ટ અને જસટીસ લાથમ સાહેબોના અભિપ્રાયમાં આવ્યું કે મુંબાઇની સ્મોલકાજ કોરટમાં બારીસટર અને આટરની શીવાય બીજાને કામ કરવાનો કાયદેશર હક નથી. દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ૦ ૧૪) ની કલમ ૨ અને ૩૬ પ્રમાણે મુંબાઇની હાયકોરટના વકીલોને તે હક આપેલો નથી, તેમ ઇલાકાની સ્મોલકાજ કોરટ આકટ (શને ૧૮૮૨ ના આકટ ૧૫) ની કલમ ૩૬—અને ૭૬ પ્રમાણે પણ તેમને તે હક આપવામાં આવેલો નથી.

સને ૧૮૨૭ ના કાયદા ૨ જા ની કલમ ૪૭ મી માં જે ઠરાવ છે કે જે શખસની પાશે હાયકોરટની શનંદ છે તે જીલાની કોરટોમાં વકીલનું કામ કરવાનો અખતીઆર આપ્યા બાબત છે તે હજુ અમલમાં છે.

જસટીસ બેલી, જસટીશ વેસ્ટ, જસટીશ પીન્હી અને જસટીશ લાથમ સાહેબો—સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨ પ્રમાણે દરેક વકીલને હાજર થઇ તકરાર કરવાનો હક નથી. તેમાં ફક્ત એટલું ઠરાવવામાં આવ્યુછે કે 'પ્લીડર' એટલે દરેક શખશ જેને કોરટમાં બીજા શખશ તરફથી તકરાર કરવાનો હકછે. અને તેમાં હાયકોરટના આડવોકેટ, વકીલ, અને આટરનીનો સમાસ થાયછે. સબબ 'પ્લીડર' અગરવકીલજેઓ એકજ વરગના કાયદાના ધંધો કરનારાછે તેઓનો કોરટ માંબીજાની તરફથી હાજર થવાનો, અગર તકરાર કરવાનો કાયદા પ્રમાણે હક નથી. 'વકીલ'ની વાખ્યાથી તેઓને નવો હક અગર નવી સ્થાતા આપવામાં આવેલી નથી.

સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના આકટ ૧૪ મા ની કલમ ૩૬ માં તેની 'તરફથી યોગ્ય રીતે નિમાએલા વકીલની મારફતે' એ શબ્દનો અરથ ફક્ત એવો થતો નથી કે દાવામાં જે પક્ષકાર હોય તેણે યોગ્ય રીતે નિમેલો હોય તેજ પણ અમુક કોરટમાં વકીલો સબંધી જે કાયદો ચાલુ હોય તે પ્રમાણે યોગ્ય રીતે નિમાએલો 'પ્લીડર'છે.

જસટીસ પીન્હી, જસટીશ સ્કોટ અને જસટીશ લાથમ સાહેબે (તે માં જસટીસ વેસ્ટ વીરૂધ પડયા)—મુંબાઇની સ્માલકાજ કોરટમાં વકીલનું કામ કરવાને વકીલોને દાખલ કરવાનો નીયમ બાંધવાને હાયકોરટને અખતીઆર છે, અને તેગજ ઇલાકાની સ્માલકાજ કોરટ આકટ સને ૧૮૮૨ નો ૧૫ મો છે, તેની કલમ ૯ મી પ્રમાણે મુંબાઇની સ્માલકાજ કોરટને હાયકોરટની મંજુરી સાથે તેવાજ નીયમો કરવાને અખતીઆરછે.

અરજી નામંજુર કરવાંમાં આવી.

---

# ફોજદારી ફરી તપાસ.

તા૦ ૨૮ નવેમબર સને ૧૮૮૩

મી૦ જસટીસ વેસ્ટ અને મી. જસટીશ નહાનાભાઈ હરીદાસની રૂબરૂ

કેસરેહીંદ વી૦ સદાનંદ શીવાજી.

સને ૧૮૭૨ ના મુંબઇના મ્યુનિસિપલ આકટની કલમ ૨૨૦ મી સને ૧૮૭૮ ના મુંબઇના આકટ ૪ થી દુરસ્ત કરવામાં આવી છે તે પ્રમાણે—ઘરો—મુંબઈ શેહેર—ઊંચેથી હવા આવે તેવું કરવુંતે—નોટીસ.

પાનું ૧૫૧ } પરેશીડંસી માજીસ્ત્રેટ ડોસાભાઇ ફરામજી શી. એશ. આ ઇ. એ ગુનોહ સાબીત ઠરાવી શીક્ષાનો હુકમ કરેલો તે ફેરવવા ને આ અરજી કરવામાં આવીછે.

અરજદાર સદાનંદ શી કીશ્નાજી ૨૯ ઓરડાની ઓલ એકછે તેનો માલેકછે. દરેક ઓરડો ૧૩ ફુટ લાંબો, અને સાત ફુટ અને ૭ઇંચ પોહોળો છે. દરેક ઓરડાની વચમાં આગળ બારણુંછે, અને પછવાડે ૨ ફુટ અને ૧૦ ઇંચ પોહોળી અને ૧૮ ઇંચ ઊચી બારીછે. તે ઓરડાઓ ભાડુઆતોને ભાડે આંપેલાછે. તેથી કેટલાક ભાડુઆતોએ તે બારીઓમાંથી કેટલીક બારીઓ લાકડાંના પાટીઆંથી બંદ કરીછે. તે ઓરડા

એ પ્રથમ અરજ દારના કબજામાં સને ૧૮૭૬માં આંવ્યા, આ વરસ ની એટલે સને ૧૮૮૩ની શીરૂઆતમાં મુનશીપાલિટીના હેલ્થ ઓફીસરેતે ઓરડાઓ તપાસ્યા. તેથી તેઉના અભીપ્રાયમાં આવ્યુ કે તેમાં જોઈતી હવા આવવાનો રસ્તો નથી. તેથી તા૦ ૧૬ મે સને ૧૮૮૩ના રોજ મુબઇના મયુનશીનલકમીસનરે માલિક ઉપર નોટીસ કરી કેતેમારાં સદરહુ ઓરડાઓ જોઇતી હવા આવવાનો રસ્તો નથી, માટે નોટીસની તારીખથી સાત દીવસમાં તે કરવુ અને તે કરવામાં કસર કરવામાં આવશે તો, જેટલી મુદત તે નોટીસ પ્રમાંણે ચાલવામાં નહી આવેતો રૂ ૫૦) ગુનેહગારીના અને દરરોજના રૂ ૫) પ્રમાણે દંડ આપવાને પાત્ર થસો.

સદાનંદ આ નોટીસ પ્રમાણે ચાલ્યો નહી, તેથી તેના ઉપર પ્રેશીડંશી માજીસતરેટની રૂબરૂ ફરીઆદ ચલાવી, તેમાં તેઉ સાહેબે પુરાવ દાખલ કરી હુકમ કરયો કે તેણે રૂ ૨૦) દંડ અને જાંહાં સુધી સદરહુ નોટીસમાં લખ્યા પ્રમાંણે કરવામાં આવે ત્યાંહાંસુધી દરરોજના રૂ૧) પ્રમાંણે દંડનો આપવો.

આ હુકમ ઉપર સદાનંદે હાઇકોરટમાં અરજી કરી.

તેમાં જસ્ટીસ વેસ્ટ અને જસ્ટીસ નાહાના ભાઇ હરીદાસ એ બેઉ સાહેબોએ ઠરાવ્યુ કે સને ૧૮૭૨ના મયુનશીપલ આકટની કલમ ૨૧૦ની મુબઇના સને ૧૮૭૮ના આ. ૪ થી દુરસ્ત કરવામાં આવેલી છે તે પ્રમાણે ઇમારતની બાંધણીમાં ફેરફાર કરવાનો હુકમ કરવાને મયુનશીપલ કમીસનરને અખત્યાર આપવામાં આવ્યો નથી માટે સદરહુ રીતે હવાની જગો કરવાને જે નોટીસ આપવામાં આવીછે તે કાયદેસર નથી સબબ માલિક તેપ્રમાણે ચાલવાને ના કહેવાથી કાંઇ ગુનોહ કરયો નથી.

---

મી. જસ્ટીસ સ્કોટ સાહેબની રૂબરૂ.

મુળજી લીલા અને ધરમા લીલા વાદીઓ વી. ગોકળદાસ વલ્લભ. રણછોડદાસ દારશી અને દયાળ દારશી—પ્રતીવાદીઓ,

હિંદુશાસ્ત્ર—મજીયારૂં—કુટંબ—મજીઆરી મીલકત—કુટંબ મજીયારૂ છે, એવું અનુમાન જુદાપણુ—પુરાવનો બોજો—જુદાપણુ સાબેત કરવાનો પ્રકાર—

પાનુ ૧૫૪ આ દાવો વહેચણુ કરાવવાનો છે. દાવાની અરજીમાં કહયું છે કે એક ભીમજી પારસીઆ ત્રણ દીકરાઓ નામે દાર શી ભીમજી, વલા ભીમજી, અને લીલા ભીમજીને મુકી વશીયત કરયા વીના ઘણા વરશો ઉંપર મરણ પામ્યો છે. તે છોકરાઓએ પોતાના બાપના મરણ પછી બાપની મીલકત પોતાના કબજામાં લીધી અને તેઓ અવીભકત હીંદુ કુટંબ તરીકે એકઠા રહયા વળી તે ત્રણે ભાઇઓએ દારજી ભીમજીના નામથી વેહેપાર ચલાવ્યો, અને ઘણી દોલત મેળવી અ્ કામમાં વાદીઓ તે લીલા ભીમજીના દીકરાઓછે. પેહેલો પ્રતીવાદી સદરહુ વલા ભીમજીનો દીકરો છે અને બીજો અને ત્રીજો પ્રતીવાદી સદરહુ દા રશી ભીમજીના દીકરા છે વળી વાદીઓ કહેછે કે અમો વાદીઓ તથા પ્રતીવાદીઓ અમારા પોત પોતાના બાપના મરણ પછી એકઠા મજીયારા કુટંબ તરીકે રહેલા હતા, અને સને ૧૮૮૦ના એપ્રીલ માસ સુધી દારશી ભીમજીની પેહેડી મજીઆરે ચલાવતા હતા પણ તકરાર થવાથી અમો વાદીએ વહેચણુ કરવાનુ કહયુ, પણ પ્રતીવાદીઓએ તે કરવાની ના કહી.

પ્રતીવાદીઓએ પોતાની લખેલી હકીકતમાં ભીમજી પારસીઆએ કછમાં રૂ૧૦૦)નુ ઘર મુકેલુ તે શીવાય કાંઇ પણ જંગમ મીલકત મુકયાની વાત અગર તેના મરણ પછી તેના દીકરાઓએ ભાગીદારીથી મજીઆરો વેપાર કરવાની વાત ઇનકાર કરી તેઓ કહેછે કે વલો પ્રથમ કરશનદાસ નરસીની પેહેડીમાં દાખલ થયો, અને વલાના મરણ પછી સંવત ૧૯૦૦માં તેની પેહે ડી દારશી ભીમજીએ લીધી અને તેનું નામ તે પેહેડીને સંવત ૧૯૧૨માં આપવામાં આવ્યુ સંવત ૧૯૧૨માં વલા ભીમના દીકરા ગોકલદાસને તે પ હેડીમાં દાખલ કરયો, પણ ત્યાર પછી ત્રણ વરશે દારશી મરણ પામ્યો તે વખતે તેણે બે દીકરા નંબર ૨ અને ૩ ના પ્રતીવાદી મુકેલા હતા, અને તેઓએ ત્યારથી નંબર ૧ ના પ્રતીવાદી (ગોકલદાસ)સાથે તે પેહેડીનું કાં મ ચલાવેલુ હતુ વાદીઓ અમારી સાથે કાઇ પણ વખતે મજીઆરા હતા અગર દારસી ભીમજીની દુકાનમાં તેઓનું કોઇ વખત પણ હીત હતુ એ વાત પ્રતીવાદીઓએ ઇનકાર કરી અને તેઓએ કહયુ છે કે દાવાની અ રજીમાં જે મીલકત કહેલી છે તે અમો પ્રતીવાદીએ અગર અમારા બાપે મેળવેલીછે અને વાદીઓનુ તેમાં કાંઇ હીત નથી.

વાદીઓ તરફથી મી૦ બાથમ અને મી૦ ઇનવેરારીટી

પ્રતીવાદીઓ તરફથી મી૦ લાંગ તથા મી૦ જારડીન

ઠરાવવામાં આવ્યું કે હીંદુશાસ્ત્ર પ્રમાણે દરેક કુટુંબ મજીયારૂ છે. અને કુટુંબના કબજામાં જે મીલકત હોય તે મજીઆરી છે એવું અનુમાન થાયછે. તોપણ અવીભકત કુટુંબનો અંગભુત પોતાની આગવી મીલકત મેળવી સકે છે, પરંતુ તે કેવી સ્વતંત્ર રીતે આગવી મેળવી તે સાબેત કરવાનો બોજો તે અંગભુત ઉપરછે, તેને પોતાનો એકલો હક મીલકત ઉપરછે તેમાં અગતની હકીકત એ છે કે કુટુંબનું જે કાંઇ હોય તેના ઉપયોગ શીવાય તેણે તે પોતે એકલાએ મેળવેલી જોઇએ.

જો મીલકત જુદી જુદી હોય તો તે અનુમાન વધારે વાર રહેતુ નથી. સબબ દરેક અંગભુતના કબજામાં જે હોય તેનો તે દરેક માલેક છે જુદા થએલા કુટુંબમાં પણ કેટલીક પાયરી સુધી એક રકતના સંબંધથી આશરો રાખનાર સગાઓ તરફ જો કે કાયદેશર ફરજ નથી, તો પણ નીતીની ફરજ છે. ગરીબ સગાઓનો સારો નીરવાહ કરવામાં આવે અને તેઓના લગનનું ખરચ આપવામાં આવે તેથી બીજા પુરાવ શીવાય તે કાંઇ મજીઆરા કુટુંબનો પુરાવ નથી. સબબ આ કામમાં તેવું કરવામાં આવેલુ તેથી કાંઈ મજીઆર કુટુંબ થતુ નથી. માટે પ્રતીવાદીઓના લાભમાં હુકમનામુ કરવામાં આવ્યું.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૧ ડીસેંબર સને ૧૮૭૫

મી૦ જસ્ટીશ વેસ્ટ, અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસ ની રૂબરૂ.

વેંકટેશ નારાયણ પાઇ (અસલવાદી) અપીલવાળો વી૦ ક્રશ્નાજી અરજુન (અસલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

જમીનદાર અને સાંથે રાખનાર—પટે આપનાર અને પટે રાખનાર—કબુલત—સાંથ બાબતનો દાવો—છોડી દેવાની નોટીસ—સાંથે રાખનાર જમીન છોડવી.

આનુ ૧૬૦ } માલવાલનના બીજા વરગના સબારડીનેંટ જડજનુ હુકમનામુ રતનાગીરીના આકટીંગ આશીસ્ટંટ જડજ એ. ડી. પોલન સાહેબે ઠરાવેલુ તે ઠરાવ ઉપર આ સ્પેશીઅલ અપીલ કરવામાં આવી છે.

વાદી. તકરારી જમીન એક પુંડાલીક મહાદ શેઠ પાસેથી ગીરો રાખનારછે. તેથી પ્રતીવાદીએ સાંથ રાખનાર તરીકે તેનો કબજો હોવાથી વાદીને કબુલત લખી આપેલી, તેની રૂએ ત્રણ વરસની સાંથ લેવા તે પ્રતીવાદી ઊપર દાવો કરયો, વાદી કહેછે કે મુદત પુરી થઇ પણ પ્રતીવાદીએ જમીન કબજે આપી નહી, અને સને ૧૮૬૮ માં અને ફરીથી સને ૧૮૭૦ માં એ રીતે બે વખત મેં તેના ઊપર સાંથ બાબત દાવા કરી હુકમનામાં મેળવેલાંછે, તો પણ પ્રતીવાદીએ તે જમીન છોડી નહી, માટે આ દાવો ત્યાર પછીની લહેણી થએલી સાંથ બાબતનો છે.

પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તકરારી વરસોમાં તે જમીન મારા કબજામાં નથી. અને તે પુંડાલીક જે અશલ ગીરો આપનાર છે તેના કબજામાંછે.

સબારડીનેંટ જડજે વાદીનો દાવો અપાવ્યો, અને ઠરાવ્યું કે પ્રતીવાદી પોતાની સને ૧૮૬૬ ની કબુલતથી જવાબદારછે.

અપીલમાં પ્રતીવાદીએ તકરાર કરી કે તે કબુલત ફક્ત એક વરસની છે. સબબ તકરારી વરસો બાબત હું જવાબદાર નથી. કારણ કે તે મુદતમાં મારો કબજો નહી હતો.

આશી० જડજે વાદીનો દાવો રદ કરયો, તેથી વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

જસ્ટીસ વેસ્ટ સાહેબ:—આ કામમાં આશી० જડજ સાહેબે ઠરાવ્યું છે કે પ્રથમના દાવાઓમાં પ્રતીવાદીની જે વરતણુક હતી તેથી તે વાદી પાસેથી સાંથે રાખનાર રહેલો નથી એવી વાદીને પુરત ખબર મળી હતી. પરંતુ તે પ્રથમના દાવાઓનો પરીણામ એવો હતો કે કોશ્રાજીનો તે પટો સાંથે રાખનાર તરીકેનો અગર તેની સાંથે રાખનાર તરીકેની જવાબદારી સને ૧૮૭૦ સુધી ન્યાયના કારણસર જારી હતી એમ ઠરેલું છે. પ્રતીવાદીના પટાના ઠરાવ પ્રમાણે તે મીલકત પટે આપનારને તે પાછી આપે ત્યાં સુધી તે જવાબદાર છે. માટે તેણે સાંથના દાવા તીરૂધ બતાવવાનું હતુ કે મેં પટે આપનારને ખબર આપી ને સાંથનો પટો બંધ કર્યો છે. આ કામમાં પટે આપનારને નોટીસ આપી હતી, અગર જમીન પાછી કબજે લેવાનો લાગ તેને આપ્યો હતો, એવો કાંઇ પુરાવ ગુજારવામાં આવ્યો હોય એમ જણાતુ નથી. જો આવી નોટીસ આપવામાં આ

હોય, અને લાગ પણ આપવામાં આવેલો હોય તો, તે વરસ પુરૂ થયા પછી વાદી સાંથનો દાવો કાયદેશર રીતે કરી શકતો નથી, સબબ તે બાબત કોરટનું લક્ષ ખેંચવું જોઇતું હતુ. માટે પ્રતીવાદીએ જે બચાવ આપેલાછે તે લાગતો નથી તોપણ આ કામનો આધાર તે બાબતો ઉપર રહેવો જોએ. સબબ અમારે નીચેની કોરટોનાં હુકમનામાં ફેરાવવાં જોઇએ, અને સદરહુ લખાણની સાથે કામ ફરી તપાસ સારૂ પાછુ મોકલવું જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૨૮ જુલાઈ સને ૧૮૮૧

સર એમ. આર. વેસ્ત્રાપ નાઇટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટીસ વેસ્ટ સાહેબોની રૂબરૂ.

બાલાજી શીતારામ નાયક સાલગાવકર (અસલવાદી) અપીલવાળો વી૦ ભીખાજી સોવારી પ્રભુકાંજોલીકર (અસલપ્રતીવાદી) અપીલનો પ્રતિ વાદી.

જમીનદાર અને સાંથે રાખનાર—પટે રાખનાર અને પટે આપનાર —સાંથનો દાવો—સાંથે રાખનારે જમીન છોડવાની નોટીસ—દાવાના કારણનો ભાગ તોડવો--બાપે સાંથે રાખ્યાનો કરાર કરયો હોય તેમાં દીકરાની જવાબદારી.

પાનું૧૬૪ } આ દાવો સાંથ લેવા કરેલાછે. એક સામનીશ તકરારી જમીન વાદીને તા. ૨૨ અપરેલ સને ૧૮૪૮ ના રોજ ગીરો આપી તે વખત સોવારનો (પ્રતીવાદી ભીખાજીનો બાપ) સાંથે રાખનાર તરીકે તે જમીનનો કબજો હતા સને ૧૮૭૦ માં તે સોવારના કબજામાં સાંથે રાખનાર તરીકે તે જમીન હતી અને તે મરણ પામ્યો. સને ૧૮૭૭ માં ત્રણ વરસની એટલે સને ૧૮૭૧ થી તે સન ૧૮૭૪ સુધીની સાંથ લેવા શોવારના વારસ તરીકે પ્રતીવાદી ભીખાજી ઉપર વાદીએ દાવો કરયો. તે દાવાવાળા વરસોમાં મારો કબજો હતો અગર સને ૧૮૭૦ માં મારો બાપ મરણ પામ્યો ત્યારથી મેં કોઇ દીવશ કબજો લીધો છે એ વાત ભીખાજીએ પોતાના જવાબમાં ઇનકારી કરી.

પરંતુ કોરટે ઠરાવ્યું કે શને ૧૮૭૪ સુધી પ્રતીવાદીનો કબજો હતો, તેથી દાવાવાળી સાંથનું હુકમનામું કરયું. આ દાવો સને ૧૮૭૫ થી સને ૧૮૭૮ સુધી ત્રણ વરસની સાંથ બાબતનો છે. પ્રતીવાદીએ જવાબ આપ્યો કે સને ૧૮૭૧—૭૨ માં મે તે જમીન છોડી છે.

સબોરડીનેટ જડજે ઠરાવ્યુ કે કબુલત સાબેત છે, પણ જે વરશોની સાંથ બાબત દાવો કરેલો છે તે વરશોમાં પ્રતીવાદીનો કબજો હતો. એમ વાદી સાબેત કરી શકયો નથી, અને શરતુ કબુલત પ્રતીવાદીને બંધનકારક નથી, તેથી વાદીનો દાવો કાહાડી નાંખ્યો.

અપીલમાં રતનાગીરી જીલાના જડજ શી. બી. આઇઝન સાહેબે અસલ કોરટનું હુકમનામુ બાહાલ રાખ્યુ, અને તેણે સાહેબે કહયું છે કે

"આ કોરટે પ્રથમના કામમાં ઠરાવ્યુંછે કે પ્રતીવાદીના કબજામાં તે જમીન સને ૧૮૭૪ સુધી હતી. પરંતુ તે ઉપરથી એમં નીકળતુ નથી કે ત્યાર પછી પણ તે કબજો રાખી રહેલો હતો. પ્રતીવાદીએ તે જમીન વાવી હતી તેનો કાંઇ પુરાવ નથી, અને તેનો બાપ સાંથે રાખી તે જમીન ખેડતો હતો, તેથી તે પણ ખેડતો હતો, એવું અનુમાન કરવુ અશકય છે."

વાદીએ હાય કોરટમાં અપીલ કરી.

અપીલવાળા તરફથી મી. જી. એન, નાધકર્ણી.

અપીલના પ્રતીવાદી તરફથી મી૦ માંણુકશા જાહાંગીરશા.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે કબુલત પ્રમાણે શોપરે વારર્ષીક શાંથે રાખનાર હતો, અને જયાહાં સુધી ગીરો પતાવવામાં આવે ત્યાંહાં સુધી તે સાંથે રાખવાને બંધાએલો નહી હતો.

વળી ઠરાવવામાં આવ્યુ કે વાદી અગર સોપરે તા૦ ૩૦ જુનના રોજ વાવેતરનુ વરસ પુરૂ થાય તાર પહેલા છ માસની નોટીસ આપી ના હોયતો એક બીજાની કબુલત શીવાય તે સાંથનો પંટો બંધ કરી શકતા નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે સોપરેના વારસ દીકરા તરીકે પ્રતીવાદીના કબજામાં જેટલી મીલકત આવેલી હોય તેટલે દરજે પ્રતીવાદી પોતાના બાપે કરેલા સાંથના કરાર બાબત જવાબદાર છે. સબબ તે મીલકતને તે બારી જવાબદારીમાંથી છુટી કરવાને વાદીને તે જમીન આપવાની તઈયા

રી બાબત છ માસની તેણે નોટીસ આપવી જોઈએ. પ્રથમના અને હાલ ના કામમાં પ્રતીવાદીએ મારો કબજો નથી એમ કહેલું છે, તેથી તે સદર હુ પ્રકારની નોટીસ થતી નથી, માટે પ્રતીવાદીએ જમીન છોડી દીધી તેમાં વાદી એટલે ગીરો રાખનારને કબુલાત આપેલી ના હોયતો, પ્રતીવાદીના કબ જામાં તે ના હોય અગર તેણે તે એડલી ના હોય તેથી વારસીક સાંથ આપવાની તેની જવાબદારી છે તેમાંથી તે બચી શકતો નથી.

વળી ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૫—૭૬ ની સાલની સાંથનો દાવો તે પ્રથમના દાવામાં વાદી સામેલ કરી શકતો હતો કીંવા નહી તે ઊપર છે.

સબબ હાય કોરટે નીચેની કોરટના હુકમનામાં ફેરવી સને ૧૮૭૬ ૭૭ અને સને ૧૮૭૭—૭૮ ની સાલની સાંથનું વાદીના લાભમા હુકમ નામુ કરયું.

---

## દીવાની અપીલ

તા. ૨૨ આગષ્ટ સને ૧૮૮૧

સર. એમ. આર. વેસ્ટ્રોપ નાઈટ ચીફ જસ્ટીસ અને મી. જષ્ટીસ કેંબાલ શાહેબોની રૂબરૂ.

રાધા બાઈ (અસલ પ્રતીવાદી) અપીલવાળો વી૦ શંભરાવ વીનાયક (અસલ વાદી) અપીલનો પ્રતીવાદી.

ગીરો—પ્રથમ હક—ગીરોથી છોડાવવાનો હક—રજીષ્ટર—નોટીસ—કબ જો પહેલા ગીરો રાખનારના દાવામાં પક્ષકારો—રીવાજ—દાવાની અર જીમાં શુધારો.

પાનું ૧૬૮ } એક આંણંદરાવ બાપુજી મુબાબમાં રહેતો હતો. તેના કબ જામાં થાણા જીલામાંની અમુક જમીન અને મકાન હતુ તે ની મા નરબદા બાઇ તે જમીન સાંથે રાખનાર તરીકે એ ડલી હતી.

તા૦ ૨૭ નવેંબર શને ૧૮૬૭ ના રોજ આંણંદરાવે તે જમીન અને મકાન રૂ૧૫૦૦) માટે પોતાની માશી શીતા બાઇને દશ વરસની મુદતે ગીરો આપ્યું. તા૦ ૧૩ ડીસંબર સને ૧૮૬૭ ના રોજ સીતા બાઇએતે બાબતનો દસ્તાવેજ રજીષ્ટર કરાવ્યો, પણ મીલકતનો કબજો લીધો નહી,

તા૦ ૧૭ જાનેવારી સને ૧૮૬૮ ના રોજ તેની તે જમીન (પણ ઘર નહી) રૂ૨૫૦) માટે રાધા બાઇને ગીરો આપી. તે ખત મે શને ૧૮૬૮ માં રજીસ્ટર થયુ. અને તેમાં એવી હકીકત હતી કે રાધા બાઇને કબજો આપવામાં આવ્યો છે. નીચેની કોરટોએ ઠરાવ્યુ કે તેણીને કબજો આપવામાં આવેયો છે તે ખરી વાત છે,

તા૦ ૮ ડીસંબર સને ૧૮૬૯ ના રોજ શીતા બાઇએ પોતાના ગીરો ખતની રૂઇએ તે ગીરો વાળી મીલકત વેચાવવાનું હુકમનામુ મેળવ્યું. તે કામમાં રાધાબાઈ કાંઇ પક્ષકાર નહી હતી તા. ૧૦ મારચ સને ૧૮૭૦ ના રોજ ગીરોવાળી મીલકત વેચાવવામાં આવી, તેમાંથી વાદી રૂ૯૯–૧૨ માટે ખરીદદાર થયો, તે વેચાંણ વખતે રાધા બાઇએ પોતાના ગીરોની ખબર આપી હતી.

તા૦ ૨૮ નવેંબર શને ૧૮૭૦ ના રોજ રાધાબાઇએ સાંથે રાખનાર નરબદા બાઇ પાસેથી કબજો છોડાવવાને દાવો કરયો. કારણ કે તે સાંથ આપતી નહી હતી. તા૦ ૭ જુલાઈ સને ૧૮૭૦ ના રોજ સદરહુ વેચાણમાંથી ખરીદદાર તરીક વાદીએ તે જમીનનો કબજો મેળવ્યો, પરંતુ તા૦ ૨૪ અગષ્ટ સને ૧૮૭૦ ના રોજ રાધા બાઇએ પોતાના ઊપર કહેલા કબજો છોડાવવાના દાવામાં હુકમનામુ નરબદાબાઇ ઉપર મેળવ્યુ, અને તેથી તેણે તે જમીન અને મકાનનો કબજો મેળવ્યો, અને વાદી જોકે તે કામમાં પક્ષકાર નહી હતો, તોપણ તેની પાશેથી કબજો લીધો તેથી દીવાની કાંમ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૫૯ ના આ.૮)ની કલમ ૨૩૦ પ્રમાણે તે ઘર અને જમીનનો કબજો લેવા આ દાવો કરયો સબોરડીનેટ જડજે ઠરાવ્યુ કે સને ૧૮૬૭ નુ શીતાબાઇનુ જે ગીરો છે તે કપટ ભરેલુ છે, તેથી રાધાબાઇ (પ્રતીવાદી)ના લાભમાં હુકમનામુ કરયુ વાદીએ અપીલ કરવા ઉપરથી જીલ્લા કોરટે વાદીના લાભમાં હુકમનામું કરયું. આ ઉપરથી પ્રતીવાદી રાધા બાઇએ હાઇ કોરટમાં અપીલ કરી.

અપીલવાળા તરફથી મી. ભૈરવનાથ મંગેશ,

અપીલના પ્રતીવાદી તરફથી જી. એન. નાધકર્ણી

તેમાં ઠરાવવામાં આવ્યું કે શીતાબાઇનું ગીરો પેહેલાંનું છે, અને રજીસ્ટર કરાવેલુ છે, માટે પ્રતીવાદી કરતાં તે શીતાબાઇનો પ્રથમ હક તે જમીન ઉપર છે.

શીતાબાઇનો પોતાનું ગીરો વસુલ થવા સારૂ તે જમીન વેચાવવાનો દાવો કરવાનો હક હતો, પરંતુ તેણીએ પાછળના ગીરો રાખનારને

તે દાવામાં પક્ષકાર કરવો જોઇતો હતો. કારણ કે ગીરોથી છોડાવવાનો હક પ્રતીવાદીનું જેટલું ગીરો છે તેટલે દરજે તેનો છે. માટે પ્રતીવાદીઆણુનો શીતાબાઇને ગીરોનાં નાંણાં જે તેના દાવામાં લહેણા માલુમ પડે તે વસુલ આપી તે ગીરો છોડાવવાનો હક છે. શીતાબાઇએ દાવો દાખલ કરયો તે વખતે પ્રતીવાદીના કબજામાં તે જમીન હતી અને પ્રતીવાદી આણુનું ગીરો પણ રજીસ્ટર થએલુંછે માટે સીતાબાઇને પ્રતીવાદીના દાવાની ખબર હતી એમ માનવું જોઇએ, સબબ તે દાવામાં જે હુકમનામુ થાય તે હુકમનામાની રૂઇએ જે ખરીદદાર થાય તેને ગીરો હક મળવાના કારણસર તે પ્રતીવાદીઆણુને તે કામમાં પક્ષકાર કરવાને બંધાએલી હતી સીતાબાઈએ તેમ નહી કરવાથી પ્રતીવાદીનો જે ગીરોથી છોડાવવાનો હક છે તે છોડાવવાને તેને લાગ આપેલો નથી પ્રતીવાદીના દાવાની વાદીને ખબર છતાં અને જો કે તે કામમાં પ્રતીવાદી પક્ષકાર નહી છતાં વાદી ખરીદદાર થએલો છે માટે તેમાં જે હુકમનામુ થએલું તેથી તે બંધનમાં નથી. સબબ વાદી જે હક મેળવતો હતો તે નબળો છે તેની સારી પેઠે તેને માહેતી હતી શીતાબાઇના દાવામાં આણંદરાવ પક્ષકાર હતો, માટે તેમાં થએલું હુકમનામુ ગીરોથી છોડાવવા સબંધીમાં તે આણંદરાવને બેશક બંધનકારક છે. સબબ આણંદરાવનો હક સબંધ વાદીને ગીરો મળેલો છે. માટે પ્રતીવાદીનું ગીરો છોડાવવાને તેનો હક છે. વાદીને વધારેમાં વધારે દાદ કોરટ જે આપાની શકે તે પોતાના દાવાની અરજી પ્રતીવાદીનું ગીરો છોડાવવાને દાવો રાખે છે એમ સુધારવાની હકીકત જાતાં પરવાનગી આપે, અને કબજો છોડાવવાનો દાવો છે તે બદલીને ગીરોથી છોડાવવાનો દાવો તે ગણે.

તેથી હાયકોરટે જીલા જડજનું હુકમનામું ફેરાવ્યું, અને પ્રતીવાદીના ગીરોના હીસાબનું અને અમુક મુદતમાં તેનું ગીરો ઊપરનું જે બાકી લહેણું નીકળે તે આપે અને તે ગીરોથી છોડાવે, અને તે કરવામાં કસુર કરવામાં આવે તો પછી વાદીનો તે ગીરોથી છોડાવવાનો હક નથી એવો હુકમ કરવામાં આવ્યો.

ઇછારામ દયારામ વી. રાયજી જગા અને એસ. બી. શ્રીંગારપુરે વી. એસ. બી. પીઠના કામના ઠરાવો જોવામાં આવ્યા અને તે પ્રમાણે ચાલવામાં આવ્યું.



# દીવાની અપીલ.

## ફુલ બેંચ.

તા૦ ૯ માર્ચ સને ૧૮૮૨

મી૦ જસ્ટીશ મેલવીલ, મે૦ જસ્ટીશ વેસ્ટ અને મી૦ જસ્ટીશ પીનહી સાહેબોની રૂબરૂ.

ગીરધર મનોરદાસ વીગરે (અશલ પ્રતીવાદીઓ) અપીલવાળાઓ વી૦ ડાહયાભાઇ કાળાભાઇ વીગરે (અશલવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

એક વખત નીરણય થઇ ગએલો—જે પટા કહેવામાં આવેલો છે તેની રૂહએ પ્રથમનો દાવો—માલીકપણાના હક ઉપર આધાર રાખનાર તરીકે સાંથે રાખનારનો પ્રવેશ કરનાર પ્રમાણે કબજો છોડાવવાનો દાવો.

પા૦ ૧૭૪ સને ૧૮૬૯ માં વાદીઓએ હાલના પ્રતીવાદીઓ પાસેથી અમુક જમીનનો કબજો છોડાવવાને દાવો કરેલો હતો, એવુ કહીને કે પ્રતીવાદી પાશે જુલાઇ સને ૧૮૬૪ ના રોજના અમુક પટાના આધારથી તે જમીન છે તે દાવામાં તે પટાના સાચાપણાનો પ્રશ્ન હતો. અને તે વાદીના લાભમાં ઠેરવવામાં આવ્યો, તેથી વાદીએ હુકમનામુ મેળવ્યુ. અપિલમાં જીલ્લા જડજના અભીપ્રાયમાં આવ્યુ કે તે પટા સાબેત કરવામાં આવેલા નથી, માટે તેઉએ તે હુકમનામુ ફેરવ્યુ, સને ૧૮૭૪ માં વાદીઓએ આ દાવો તેજ જમીન પ્રતીવાદીઓ પાસેથી લેવા કરયો, આ દાવો વાદીએ ફક્ત માલીક તરીકે કરેલોછે અને કહેલુ છે કે પ્રતીવાદીઓના કબજામાં તે સાંથ આપી સાંથે રાખનાર તરીકે છે, પણ તેઓ (પ્રતીવાદીઓ) તે કબજો આપવાની ના પાડેછે.

પ્રથમના દાવામાં દાવાની અરજીમાં અગત્યનો ભાગ નીચે પ્રમાણે હતો:—

"તે જમીન સંવત ૧૯૨૦ ના અશાડ સુદ ૨ (તા૦ ૬ જુલાઈ સને ૧૮૬૪) ના રોજના લખેલા પટાથી ચાર શખસોને એટલે નંબર ૧, ૨, અને ૩, ના પ્રતીવાદીને અને નંબર ૪ ના પ્રતીવાદીના મરનાર બાપ મીઠા કહાનદાસને મજીયારે આપવામાં આવેલી છે, તેમ છતાં અમે

સને ૧૮૬૯ ના મે માસમાં તે જમીનનો કબજો માગ્યો ત્યારે તેમણે તે આપવાની ના કહી. તેથી દાવાનું કારણ તે તારીખથી ઉત્પન્ન થએલું છે, માટે અમારી અરજ એ છે કે તે જમીન અમને અપાવવી જોઈએ."

પ્રતીવાદીઓએ પોતાની લખેલી હકીકતના વાંધાઓએ જે પટા રજુ કરેલાછે તેમાં જે સાલની રકમ લખેલી છે તે કરતા ઘણી ઓછી રકમની *સાંથનો દર ઠરાવીને અમો કાયમ સાથે રાખનારા છીએ એવો દાવો રાખ્યો.

સબોરડીનેટ જડજે નીચેના ઠરાવ કહાડયાઃ—

૧ પટાના સામા પટાછે તે ખરા છે કીવા નહી.

૨ જો તે ખરા છે તો, પ્રતીવાદીઓનો કબજો છોડાવવાને અને જમીનનો કબજો લેવાને જોઇતો હક છે કીંવા નહી.

સબારડીનેટ જડજના અભિપરાયમાં તે પટા સાબેત આવ્યાથી વાદીનું હુકમનામુ કરયું.

ઉપર આગળ કહેલા પ્રમાણે આ હુકમનામુ અપીલમાં અમદાવાદના આસીસટંટ જડજ લારકન શાહેબે તે પટા સાચા ઠરાવવાને પુરાવા બસ નથી, એમ કહી ફેરવવામાં આવ્યું, તેથી વાદીઓએ હાયકોરટમાં અપિલ કરતાં પણ તે જીલાકોરટનુ હુકમનામુ બહાલ રાખ્યુ.

તેથી વાદીએ આ દાવો પ્રતીવાદીઓ પાસેથી તેજ જમીન લેવા કરયોછે. તેમાં દાવાની અરજીનો અગત્યનો ભાગ નીચે મુજબછે.—

"નંબર ૨ ના પ્રતીવાદીના મરનાર મામા શંભુ નરશી તે જમીનનો ખેડુત હતો અને તેના મરણ પછી નંબર ૨ નો પ્રતીવાદી અને નંબર ૧, ૩ અને ૪ ના પ્રતીવાદીઓ સદરહુ જમીનના ખેડુતોછે, તેથી તેમણે અમારી તરફથી સરકાર આકાર ભરેલો છે અને તેની સાથે અમને સાથ આપી તે જમીન ખેડે છે. પણ અમે તે જમીન સને ૧૮૬૯ના મે માશમાં પાછી અમને સોપવાનું તે પ્રતીવાદીઓને કહયું પણ તેમણે તે અમારા કબજામાં કરી નહી; સબબ પ્રતીવાદીઓ તે જમીનનો કબજો છોડી અમને સોંપે તેવો હુકમ થવો જોઇએ * * * * અમે આ કોરટમાં સને ૧૮૬૫ ના નંબર ૧૧૪૬ અમુક લખેલા પટાના આધારથી તેજ જમીન સબંધી કરેલો હતો, પરંતુ તે દાવો આખરે અપિલ

કોરટે કહાડી નાખેલો, તેથી આ દાવો માલિકપણાના હકથી કરવામાં આવેલછે"

આ કામની હકીકત પ્રમાણે ફુલબેંચને એવો સવાલ પુછવામાં આવેલોછે કે આ દાવાનો એક વખત નીરણય થઇ ગએલોછે, એમ સમજવું જોઇએ કીંવા નહીં,

વાદી પ્રતીવાદીઓએ કેટલાક આધારો પોત પોતાની તકરારના આધારમાં બતાવ્યા.

ઠરાવવામાં (જસ્ટીશ મેલવીલ સાહેબ જુદા પડયા) એવું કે આગળના દાવામાં થએલા ફેંસલાથી વાદીઓને આ દાવામાં હરકત નથી, બેઉ દાવામાં વાદીઓના સાથ રાખનાર તરીકેની હકીકત પ્રતીવાદીઓ વીરૂધ છે, તેથી તે બેઉ દાવાના કારણો એકજછે એમ ગરમીત રીતે થતુ નથી. 'સાંથનો પટો' એ શબ્દો કબજેદાર અને માલકની વચમાં ઘણા જુદા જુદા સબંધોને લાગુ થઇ શકેછે. આ દરેક કામમાં બની રીતે આ તકરારના કારગુસર સાંથના પટાની બાબત બાવની નથી, પણ જે આગળના કામમાં સાથ બાબતનો જે કરાર ઊપર આધાર રાખવામાં આવેલો, તે કરાર આ બીજા દાવાના આધાર તરકે છે કીંવા નહીં, ખાનગી શખશોની વચમાંની તકરારમાં દાવાનું કારણ માથે કરી દેવામાં આવે, તેથી વીશેશ હક અને તે હક વીશેશ રીતે તોડયો એમ ગરભીત રીતે થાય છે, અને એક વીશેશ હક સાબેત કરવામાં આવેલો નથી એવો ફેંસલો થએલો હોય તેથી બીજા વીશેશ હકના આધારથી જે દાવાનું કારણ હોય છે તેનો તપાશ કરી નીરણય થયો છે એમ થતુ નથી. જે વીશેશ હક ઉપર વાદીઓએ બે દાવામાં આધાર રાખેલાછે તે જુદાજુદા છે, અને તે જુદા જુદા પુરાવથી સાબેત કરવાનાછે.

સબબ નીચેની કોરટોના હુકમનામાંર્થી ગુણ દોશ ઊપરથી ઠરાવવામાં આવેલું છે કુ દાવાની અરજીમાં કહેલી જમાન પ્રતીવાદીઓએ વાદીઓને આપવી અને પ્રતીવાદીઓએ જેટલી મુદત ખોટી રીતે કબજો આપ્યો તેટલી મુદત વાદીઓને જે નુકશાન થયું તેના ૨૪૫૦) વાદીઓને આપવા તે હુકમનામામાં બહાલ રાખવામાં આવ્યાછે,

હુકમનામાં બહાલ.



# દીવાની અપીલ.

તા૦ ૨૨ જાનેવારી સને ૧૮૮૩

સર ચારલ્શ સારજંટ, નાઇટ ચીફ જસટીસ, અને મી૦ જસટીશ

માકડોનાલ્ડ સાહેબોની રૂબરૂ-

સાંતાયા માંનગરસ્યાયા (અશલવાદી) અપિલવાળા વી૦ નારાયણ

વીગેરે (અસલપ્રતીવાદીઓ)

રજીસ્ટર—પ્રથમ હક—સને ૧૮૭૭ ના આકટ ૩ ની કલમ ૪૯—

કબજો—નોટીશ.

ફેબ્રુ૦ ૧૮૨ | વાદી શાંતાયાએ અમુક જમીન ઉપર ખરીદદાર તરીકેનો પોતાનો હક સાબીત કરવાને અને નંબર ૧ ના પ્રતીવાદીએ નંબર ૨ ના પ્રતીવાદીને વેચાણ ખત રદ કરાવવાને આ દાવો કરયો. આ દાવો વાદી કહે છે કે નંબર ૧ ના પ્રતીવાદીએ તે જમીન રૂ ૭૦ માટે મને વેચાણ આપી, તા૦ ૮ એપ્રીલ સને ૧૮૭૯ ના રોજ વેચાણ ખત લખી આપેલું અને તે રજીસ્ટર ખત રજીસ્ટર કરાવતી વખતે તેની કીમત આપવાનો કરાર કરવામાં આવેલો હતો, પણ સબ રજીસ્ટરારની રૂબરૂ નંબર ૧ ના પ્રતીવાદીએ તે વેચાણ ખત લખી આપ્યાની વાત ઇનકાર કરી, તેથી વાદીએ ડીપુટી રજીસ્ટ્રારને અરજ કરી તા૦ ૨૫ આગસ્ટ સને ૧૮૭૯ ના રોજ તે ખત નોંધવું એવો હુકમ મેળવ્યો પરંતુ તે દરમીઆનમાં તે પ્રતીવાદીએ કપટથી તા૦ ૧૪ જુન સને ૧૮૭૯ ના રોજ નંબર ૨ ના પ્રતીવાદીને વેચાણ ખત લખી આપ્યું.

નંબર ૧ ના પ્રતીવાદીએ વેચાણ ખત લખી આપાની વાત ઇનકાર કરી કહયુ કે મેં તે જમીન નંબર ૨ ના પ્રતીવાદીને વેચાણ આપી છે. અને તેની પાસેથી તેની કીમત મળેલી છે.

સબોરડીનેટ જડજે ઠરાવ્યું કે વાદીનું વેચાણ કપટ ભરેલું છે, અને નંબર ૨ નો પ્રતીવાદી કીમતી અવેજ લેઇ ખરીદદાર થએલો છે તેથી તેણે વાદીનો દાવો રદ કરયો, અને નંબર ૨ ના પ્રતીવાદીને તે જમીન અપાવી,

અપીલમાં કાનેરાની જીલા કોરટના જડજ ટાગોર સાહેબે અસલ કોરટનું હુકમનામુ બાહાલ રાખ્યું.

આ ઠરાવ ઊપર હાવ કોરટમાં અપીલ કોરટમાં અપીલ કરવામાં આવી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બેઊ ખતો મરજીમાં આવેતો રજીસ્ટર કરાવવાં તેવા છે, પરંતુ તે બેઉ રજીસ્ટર કરાવવામાં આવેલાં છે સબબ સને ૧૮૭૭ ના આ ૩ ની કલમ ૪૭ પ્રમાણે તે બેઉ ખતો થયાની તારીખથી અમલમાં છે.

વળી ઠરાવવામાં આવ્યુ કે વાદીના વેચાણની તે પ્રતીવાદીને ખબર હતી સબબ વાદીનો તે જમીન ઉપર હક છે. તેથી નીચેની કોરટોના હુકમનામાં ફેરવવામાં આવ્યાં

---

## દીવાની અપીલ

તા૦ ૩૦ જાનેવારી સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ પીનહી સાહેબોની રૂબરૂ

સદાશીવ બલીત (અસલ વાદી) અપીલવાળો વી૦ જયંતીબાઇ ગોવીંદ પાયએની વીધવા (અસલ વાદી) અપીલનો પ્રતીવાદી

હુકમનામુ—બજાવણી—દીવાની કામ ચલાવવા વીતીના કાયદા(સને ૧૮૭૭ ના આ૦ ૧૦)ની કલમ ૨૬૬-હુકમનામાની બજાવણી-વ્રતી

પાનુ૧૮૧ | રતનાગીરી જીલામાં વાતજ ગામમાં ધરમની ક્રીયા કરવાનો પ્રતીવાદી અગુના ધણી ગોવીંદ પાયયે પોતાનો હક વાદીને ગીરો આપેલો છે તે ગીરોખતમા એવા કરાર છે કે ગીરો રાખનારને હકપટે આપી બીજાને આપી શકે અને તેમાં કાંઇ ગીરો આપનાર હરકત કરે નહી. સને ૧૮૮૦ ની શરૂઆતમાં વાદીએ પોતાનાં નાણું પ્રથમ તે વ્રતીમાંથી અને પછી પ્રતીવાદીની મીલકતથી લેવા દાવો કરયો, અને તારીખ ૧૧ જુન સને ૧૮૮૦ ના રોજ દાવાની અરજીમાં માગ્યા પ્રમાણે હુકમનામુ મેળવ્યુ. સને ૧૮૮૧ ના મારચ માસમાં વાદીએ તે હુકમનામુ તે વ્રતીનું વેચાણ કરાવી બજાવવાને માગ્યું સબોરડીનેઠ જડજે ઠરાવ્યુ કે

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૭૭ના આક્ટ ૧૦)ની કલમ ૨૬૬ વરતીનું વેચાણ કરવાની મનાઈ, અને બીજા જડજે તે હુકમ બહાલ રાખ્યો, એવું ઠરાવીને વૃતી જે પ્રકારની છે તે જોતાં તે વેચી શકાતી નથી, કારણ કે લીલામમાંની તે મુસલમાન અગર ખ્રીસ્તી ખરીદ કરી શકે પણ તે મુસલમાન અગર પારસી હીંદુ ધરમની નોકરી કરી શકે નહીં.

હાય કોરટમાં વાદીએ અપીલ કરી.

જસ્ટીસ ફંબન સાહેબ.— એક હુકમનામામાં ગીરો ઉપરનું લહેણું વસુલ કરવાને તે વૃતી વેચવાનો ઠરાવ કરવામાં આવેલો છે પરંતુ નીચેની કોરટોએ તે હુકમનામાની બજાવણીમાં તે વૃતી વેચવાને ના પાડેલી છે સબોરડીનેટ જડજે એવા કારણથી કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૬ મી પ્રમાણે જપતીને ગીલકત જવાબદાર નથી, અને બીજા જડજે એવા અભીપ્રાયની સાથે કે તે મીલકતનો પ્રકાર જોતાં, પણ તે વેચી શકાતી નથી, કારણ કે તે હક મુસલમાન અગર ખ્રીસ્તી ધરમનો માણસ પણ ખરીદ કરે, પરંતુ અમારા અભીપ્રાયમાં આવે છે કે આવો સવાલ બજાવણીમાં ઉતપન થઇ શકતો નથી. તે હુકમનામામાં સ્પષ્ટ ઠરાવેલું છે કે ગીરો આપનારની વૃતી ઉપર જે હક હોય તે વેચવો. બાહુચરદાસ શોભણદાસ મી૦ ગોકળીઆ ભગલા ઉરફે ભગવાન અને પ્રાણનાથ પાંતરે મી૦ શ્રી મંગુલા દેખીઆ. સબબ બેઉ નીચેની કોરટના હુકમો અમે ખરચ સાથે ફેરવીએ છીએ.

હુકમો ફેરવ્યા.

---

## દીવાની અપીલ

તા. ૮ ફેબરવારી સને ૧૮૮૩

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મેલવીલ સાહેબોની રૂબરૂ.

ગણેશ ષંઠી (વાદી) અપીલવાળા વી. મેહેતા વંકટરામ હરજીવન (પ્રતીવાદી) અપીલવાળો.

હકુમત—સ્માલકાજ કોરટ—વાદી પાશેથી કાયદા વીરૂધ લીધેલાં ના ણાં—મામલતદારનો હુકમ—મુંબાઇના સને ૧૮૭૯ ના આકટ ૫ ની ક લમ ૮૭

પાનુ ૧૮૮ } અમદાવાદના જીલ્લા જડજ એચ. એસ. ફીલપોટસ સાહેબે આ કામમા હાયકોરટનો હુકમ થવા શારૂ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની (સને ૧૮૭૭ ના આકટ ૧૦) ની કલમ ૬૧૭ પ્રમાણે પુછેલુછે.

વાદી ગણેશ પ્રતીવાદી ઉપર રૂ૧૩૬-૫-૦ બાબત દાવો કરયોછે એવું કહીને કે પ્રતીવાદીએ મારી (વાદી) પાસેથી અમદાવાદ તાબાના દશક્રોઇ તાલુકાના મામલતદારના હુકમથી જમીનની સાથ તરીકે તે રકમ કાયદા વીરૂધ લીધેલીછે. વાદીએ આ નાણાં લેવાનો દાવો પ્રથમ અમદાવાદમાં સ્માલકાજકોરટમાં દાખલ કરયો. પરંતુ તે કોરટે તે નામંજુર કરયો, એવા કારણથી કે તે કોરટને તે સાંભળવાની હકુમત નથી. પછી તેણે તે જગોએ તાબાની કોરટમાં દાવો કરયો, સબારડીનેટ જડજે તા૦ ૨૩ અક ટોમર સને ૧૮૮૨ ના રોજ દાવાની અરજી યોગ્ય કોરટમાં આપવા એટલે સ્માલકાજ કોરટમાં આપવા પાછી આપી. તે ઉપરથી વાદીએ જીલા જડજને અપિલ કરી તેથી નીચેના લખાણ સાથે તેઉ સાહેબે આ કામમાં હાયકોરટને પુછેલુછે.

"રામચંદ્ર ભીખાજી વી૦ રતનાગીરીના કલેકટરના કામમાં જેમ હાયકોરટે ઠરાવેલુછે એટલે કે વાદીના ઉદીયોગને સારૂ નાણા મળેલાંછે, માટે તે સ્માલકાજ કોરટને સાંભળવા લાયકછે તે પ્રમાણે વાદીઓ પાસેથી કાયદા વીરૂધ કઢાવેલાં નાણાં લેવાનો આ દાવો છે. પરંતુ તે કોરટના વીદવાન જડજે ઠરાવ્યુછે કે તે દાવો સાંભળવાને તેમને હકુમત નથી, કારણ કે મામલતદારના જે ઠરાવ પ્રમાણે પ્રતીવાદીએ નાણા લીધેલાંછે તે કાયમછે, સબબ વાદીને તે મામલતદારનો તેના વીરૂધનો ઠરાવછે, તેથી પ્રતીબંધ છે તે હુકમનામુ તે વીદવાન જડજના વીચારમાં નીસ્ચયકારક આવેલુછે તેથી તે વીરૂધ સ્માલકાજ કોરટ ન્યાય કરવા બેશી શકતા નથી.

તો પણ અમારા અભીપ્રાયમાં મામલતદારનો હુકમ તે કાંઇ હુકમનામુ નથી, ફકત સને ૧૮૭૯ના મુબાઇના આકટ ૫ ની કલમ ૮૬મી પ્રમાણે મામલતદાર તે હુકમ કરી શકે છે, અને તે કલમનો છેવટનો ભાગ તે વીદ

વાન જડજના અભીપ્રાયની વીરૂધ છે. તે નીચે પ્રમાણે એવી મતલબનો છે કે 'આ કલમમાં જે ઠરાવ છે તેથી હરકોઇ પક્ષકારનું જે લહેણું નીકળે અગર તેની પાસેથી જે લહેણું થાય તે કરતાં વધારે વસુલ કરવામાં આવેલું હોય તો તે બાબત દીવાની કોરટની મદદ લેવાને તેને હરકત નથી' આ પરથી ખુલું જણાય છે કે મામલતદારનો હુકમ પ્રથમ દરશનીક પણ નીશ્ચેકારક નથી. અને પક્ષકારોના કાયદેસર જે દેખાવ છે તેમાં પણ ખાનગી સલાહનો હુકમ હોય તે કરતાં વધારે નીશ્ચયાકારક નથી. માટે વાદીને તે હુકમ રદ કરાવવાને દાવો કરવાની કાંઇ જરૂર નહી હતી. તો તેને તેની પ્રતીગ્નામ થોડોજ હોય પ્રતીવાદી ઉપર જે નાણું તેને મળેલાં તે બાબત મામલતદારનો હુકમ ફેરવવાને દાવો કરયા વીના દાવો કરવાને તેને સંપુરણ હક છે."

હાયકોરટમાં કોઇ પક્ષકારો હાજર નથી.

ઠરાવઃ—અમારી નજરમા આવે છે કે સ્માલકાજ કોરટને હુકમત છે એવો જીલા જડજનો અભીપ્રાય છે તે બરોબર છે. આ કામ બરોબર રામચંદ્ર ભીખાજી વી૦ રતનાગીરીના કલેકટરના જેવુંજ છે દાવાના પ્રકાર પ્રમાણે અને જીલા જડજના બતાવ્યા પ્રમાણે મુબાઇના સને ૧૮૭૯ ના આકટ ૫ ની કલમ ૮૭ નો છેવટનો ભાગ છે તેથી સ્પષ્ટ જણાય છે કે જે પક્ષકાર મામલતદારના હુકમથી રાજી ના હોય તે પક્ષકારને જીલ્લા જડજના ધારવા પ્રમાણે દીવાની કોરટની મદદ લેવાને કાંઇ અટકાવ થતો નથી,

---

## દીવાની અપીલ

તા૦ ૧૨ ફેબરવારી સને ૧૮૮૩

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મેલવીલ સાહેબોની રૂબરૂ

ધોંડો રામચંદ્ર ગુજરયો છે તેના દીકરા અને વારસો બાળકૃષ્ન વીગેરે (અસલ પ્રતીવાદીઓ) અપીલવાળાઓ વી. બાળકૃષ્ન ગોવીંદ નાગવેકર વીગેરે (અસલ વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

હિંદુશાસ્ત્ર—વીધવાની મીલકત—હીંદુ વીધવાએ કરેલુ વેચાણ—વીધવાનો મીલકત બીજાને આપવાનો અખત્યાર—ખરીદદારનો ગીરોથી છોડાવવાનો દાવો—ગીરોથી છોડાવવાના દાવાનું ખરચ—ગીરો રાખનારને કંપનસેસન—એવા મુકદમાને ઠરાવ કરવો રહેલો—રીવાજ

જાનુ૦ ૧૮૮૦ — એક બાળલીએ અમુક મીલકત મોરૂ રામચંદ્રને ગીરો આપી હતી. તે બાળલીના મરણ પછી તેની વીધવા સુંદર બાઇએ તે મીલકત વાદીઓને વેચાતી આપી. ગીરવે રાખનારઓ ને તેના દીકરા મુકી મરણ પામ્યો. પછી વાદીઓએ તે સુંદર બાઇ અને આ ત્રણ દીકરાઓ ઉપર બાળલીની મુકેલી ગીરો મીલકત ગીરોથી છોડાવવાનો દાવો કરયો. તે દાવો જારી હતો અને સુંદર બાઇ મરણ પામી બીજા પરતીવાદીઓએ તકરાર લીધી કે સુંદર બાઇએ કરેલુ વેચાણ હીંદુશાસ્ત્ર પ્રમાણે બળવાન નથી માટે વાદીઓનો તે ગીરોમાંથી છોડાવવાનો હક નથી અને ગીરોવાળી મીલકતનો ભાગ કપટથી ગીરોથી બાળલીએ છોડાવેલા હોવાથી તેથી કંપનસેશન મળવાનો તેઓનો (પ્રતીવાદીઓ) હક છે.

સબોરડીનેટ જડજે ઠરાવ્યુ કે પરતીવાદીને રૂ ૫૦૨ વાદીઓ આપી તે મીલકત ગીરોથી છોડાવે અપીલમાં રતનાગીરીના જીલ્લા જડજ સી. બી. આરકિન સાહેબે તે હુકમનામુ બાહાલ રાખ્યું, એવા અભીપરાયથી કે પરતીવાદીઓના વીરૂધ તે વેચાણ બળવાન છે, કારણ કે બાળલીએ સરખી પેહેડીમાં કોઇ વારસ મુકેલ નથી.

પ્રતીવાદીઓએ હાયકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામા આવ્યુ કે મથલી પટમ વી૦ કાવલી વેંકટ નારાયણપાના કામમાં પ્રીવીકૌનસીલે ઠરાવ્યુ છે તે પરમાણે વાદીઓ પોતાનો હક સાબેત કરવાને બંધાએલા છે, માટે હીંદુ વીધવાએ મીલકત વેચાણ આપેલી છે તે આધારથી જયાં સુધી તે વેચાણ હિંદુશાસ્ત્રમાં કબુલ કરેલી જરૂરીઓ બાબત કરવામાં આવેલુ છે એમ સાબીત કરવામાં આવે નહી ત્યા સુધી તેઓ હક મેળવી શકતા નથી.

વળી ઠરાવવામાં આવ્યુ કે અસલ માલીકે ગીરોવાળી મીલકતનો ભાગ છોડાવેલા છે. તેથી પરતીવાદીઓનો કાંઇ કંપનસેશન મળવાનો હક નથી, કારણ કે તેઓના જાણવામાં હતું કે જે ગીરો આપવામાં આવેલ

તે ગીરો છોડાવવા લાયક હતું, અને પરતીવાદીઓએ પોતાના જોખમથી તે જામીનો લીધેલી છે.

ગીરોથી છોડાવવાના દાવામાં પરતીવાદી (ગીરો રાખનાર)એ તેને પોતાની લહેણી રકમ આપવા માંડેલી હોય અને તેની ના કહેલી ના હોય, અગર દાવો ચાલતાની દરમીઆનમાં એવી ખોટી રીતે ચાલેલો હોય કે જેથી કોરટ તેને ગુનેગારીને પાત્ર ઠરાવે તેવો તે ચાલેલો ના હોયતો તે પરતીવાદીનો સાધારણ રીતે પોતાનું ખરચ વસુલ કરવાનો હક છે.

---

# દીવાની અપીલ

ફુલબેંચ

તા૦ ૧૯ ફેબરૂઆરી સને ૧૮૮૩

સર ચારલસ સારજંટ ચીફ જસ્ટીસ મી૦ જસ્ટીસ મેલવીલ અને મી. જસ્ટીસ કેંબાલની રૂબરૂ

ચોકશી હીમતલાલ હરીવલભદાસ (વાદી) વી૦ ચોકસી અચરતલાલ હરીવલભદાસ (પ્રતીવાદી)

ખાતુ અગર સામ સાંગી હીસાબ કરેલો—કબુલાત—લખેલુ વચન કરાર—સને ૧૮૭૨ ના કરાર આકટ ૯. બાની કલમ ૨૫ ની રકમ ૩ અને કલમ ૯૨ ની રકમ (બ),

પાનુ ૧૯૪ | સને ૧૮૭૯ ના આકટ ૧ ની કલમ ૪૯ પરમાણે આમ દાવાદના પહેલા વરગના સબોરડીનેટ જડજ રાવ બાહાદુર મુકંદરાય મણીરાયે હાય કોરટનો આ કાગમાં અભીપરાય માગેલા છે.

વાદી અને પરતીવાદી ભાઈઓ છે, વાદીને પરતીવાદીએ સાંમસાંમી હીસાબ કરી ખાતુ તા૦ ૧૯ અગસ્ટ સને ૧૮૮૦ ના રોજ પાડી આપેલ તેની રૂઈએ દાવો કરવામાં આવેલો છે. આ દાવો અસલ પલાની રકમ પક્ષકારોના બાપ પાસે સોળ વરસ ઉપર અનામત મુકેલી તે બાબતનો છે બાપના ચોપડામાં તે નાણું વાદીને નામે જમે કરવામાં આવેલાં હતા. પરતીવાદીઓએ એ રકમ આપવાને પોતાને શીર લીધુ છે, એમ જણાય છે, અને વાદીને ખાતુ પાડી આપેલુ છે તે નીચે પરમાણે છે,

"સોનીવાણીઆ અચરતલાલ હરીવલભદાસ સંવત ૧૯૩૪ શ્રાવણ વદ ૧૧ (તા૦ ૧૯ આગસ્ટ સને ૧૮૮૧)

| જ. | ઉ. |
|---|---|
| ૫૩૭ાાા ૧૪ હીસાબ કરીને બાકી કાહાડયા છે | ૪૫૧) શ્રાવણ વદ ૧૧ ૪૫૧ મુબાઈગરા રોકડા પલાના હતા તે લખનુંગ અચરતલાલ હરીવલભદાસ સહી દસકત પોતાના, |
| | ૮૬ાાા–૧૪ શ્રાવણ વદ ૧૦ સુધીનું વ્યાજ |
| ૫૩૭ાાા ૧૪ | ૫૩૭ાાા ૧૪" |

હાયકોરટને એવો સવાલ પુછવામાં આવ્યો કે આ લખાણને ફક્ત પ્રામીશરી નોટ કે કરાર ઠરાવવો જોઈએ કે શી રીતે.

સબોરડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યું કે આ લખાણ કરારછે માટે તેને તે પ્રમાણે સ્ટાંપ જોઈએ.

તેમા ઠરાવવામાં આવ્યુ કે આ લખાણ ફક્ત છે, અને તેથી કાંઈ વધારે નથી તે કાંઈ હીંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૫ મીની ૨ કલમ ૩ ના અરથ પરમાણે કરાર નથી કારણ કે તેમાં કાંઈ લખીત વચન નથી સબબ અમારા અભીપ્રાયમાં આવે છે કે એક આંનાનો સ્ટાંપ બસછે સાંમસાંમી હીસાબ તે કરાર ગણવામાં આવેતો તેને મુદત કાયદાની હરકત ના થાય એવો સબોરડીનેટ જડજનો અભીપ્રાય છે, તે બાબતમાં મુલચંદ વી૦ ગીરધરના કામનો રીપોર્ટ અને તેમાં વીશેસે કરીને તે રીપોર્ટ (૮ મુંબાઈ હા૦ કો૦ રી૦ પાનુ ૬)ને પાને ૮ અને ૯ મે જે વીચારછે તે ઉપર સબોરડીનેટ જડજે લક્ષ આપવું જોઈએ.

## દીવાની અપીલ

તા૦ ૧૫ ફેબરવારી સને ૧૮૮૩

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કેંબાલ સાહેબોની હજુર

પરભુદાસ વેલજી અરજદાર વી૦ છગન રામચંદ હુકમનામાવાળો.

નાદારીની અરજી—દીવાની કામ ચલાવવાની રીતના કાયદા સ: ૧૮૭૭ ના આ૦ ૧૦ ની કલમ ૩૪૪થી ૩૬૦—હકુમત—તાબાની અને જીલ્લા કોરટો.

પાનું ૧૯૬ | અમદાવાદના પેહેલા વરગના સબોરડીનેટ જડજ રાવ બાહાદુર મુકંદરાય મણીરાયે સને ૧૮૭૭ ના આ૦ ૧૦ ની કલમ ૬૧૭ પ્રમાણે હાય કોરટના ઠરાવ થવા સારૂ આ કામમાં પુછેલું છે. તેમાં તેઉએ નીચેની મતલબનું જણાણ કરેલું છે.

હુકમનામાના દેણદાર (અરજદાર)ના માલકીપણાનું ઘર જપત કરવાનો હુકમ આ કોરટના હુકમનામાની બજાવણીમાં કરવામાં આવવાથી, દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૪ મી પરમાણે નાદાર ઠરાવવાને તેણે અરજ કરેલી છે.

કલમ ૩૬૦ મી પરમાણે સ્થાનીક સરકારે આ જીલ્લાની તમામ તાબાની કોરટોને જોઇતો અખતીઆર આપેલો છે પરંતુ સવાલ એ છે કે કલમ ૩૪૪ અને કલમ ૩૬૦ ની રકમ ૨ પરમાણે હું આવી અરજી સાંભળી શકું કીંવા નહી માહારા અભીપરાયમાં આવે છે કે હું સાંભળી શકતો નથી,

તેમાં ઠરાવવામાં આવ્યું કે સબોરડીનેટ જડજ તે અરજી સાંભળી શકતા નથી એવો તેઉનો અભીપરાય છે તે બરોબર છે.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧ મારચ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કેમબાલ અને મી૦ જસ્ટીસ પીનહી સાહેબોની

હજુર.

ફરીઆદી વીરુધ શેખ સાહેબ બદરદીન અને બદરદીન શેખ સાહેબ

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૪૩૯ અને ૪૨૩—હાયકોરટ—ફરી તપાશણીકોરટ—અપીલકોરટ—ગુન્હ આપતીઆર —અપીલ—પુરાવ.

પાનું૧૯૭ } આ કામમાં પહેલા તહોમતવાળાને થાણાના પહેલા વરગના માજીસતરેટ ડબલયુ ડબલયુ ડરયુ હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૪૧૭ મી પ્રમાણે ઠગાઈના અને બીજાને તેઉ સાહેબે તેજ કાયદાની કલમ ૪૧૭ અને ૧૦૯ પ્રમાણે મદદ કરયાનો ગુનેગાર ઠરાવેલા. ફરીઆદી કહેછે કે તા૦ ૩ અકટોબર સને ૧૮૮૧ ના રોજ બે તહોમતવાળા બાપ દીકરો મારી પાસે મીઠુ ખરીદ કરવા આવયા. પણ મેં રોકડ નાણાં તે આપે નહોતા તે આપવાની નાકહી તથી તે તહોમતવાળાએ એક દોઢ માસના વાયદાની હુંડી પહેલા તહોમતવાળાની સહીથી મુંબઈમાં એક પેઢી ઉપર આપી. તેથી મેં તહોમતવાળાને મીઠુ આપ્યુ. હુંડીની મુદ્દત પુરી થએ નાણાં મળવા તે હુંડી દેખાડી. પરંતુ જેના ઉપર લખી આપવામાં આવેલી તેણે અને તહોમતવાળાએ શીકારી નહીં, તહોમતવાળાએ તકરાર કરી કે બીજા તહોમતવાળાને ફરીઆદીએ મીઠુ વેચાણ આપ્યું, ત્યાર પછી તે બીજા તહોમતવાળાની ગેરહાજરીમાં પહેલા તહોમતવાળા પાસે ગયો અને બીજા તહોમતવાળાએ હુંડી આપવાનું કહયુ છે એમ કહી પહેલા તહોમતવાળા પાસેથી હુંડી લખાવી લીધી.

વળી તેઓએ કહેલુછે કે અમારે અને ફરીઆદીને નાણાંની લેણદેણ ચાલેલી તેમાં ફરીઆદી પાસે અમારૂ લહેણુંછે તેથી તેને રોકડનાણાં અગર હુંડી આપવાની બીલકુલ જરૂર નહી હતી તહોમતવાળાનો પુરાવ માજીસતરેટે નહી માનતા ઠરાવયુ કે ફરીઆદીનું કહેવું સાબીત થાય છે. તેથી સદરહુ કહેલા પ્રમાણે ગુનેગાર ઠરાવી તહોમતવાળા દરેકને રૂ૩૦ દંડ અને દંડ ના આપેતો એક માસ આસાન કેદની શીક્ષા કરવામાં આવી.

ફોજદારી કયાલેંડર તપાસતાં હાયકોરટની નજરમાં આવયુ કે તહોમતવાળાએ જે બીલ આપેલુ છે તે બીલ આપવાથી ફરીઆદીએ મીઠુ આપેલુ હોય અને તે બિલ અગર હુંડી શીકારવાનો તોમતવાળાનો ઇરાદો

રાખેલો નાણાંનો નો, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૨૦ મી પ્રમાણે તહોમતવાળાનો ગુનો થાય છે, માટે કેદની શીક્ષાને તે પાત્ર થાયછે તેથી કામના કાગળો મંગાવવામાં આવ્યા અને તોહોમતવાળાઓ ઉપર તેઓને જે ગુન્હાના ગુન્હેગાર ઠરાવ્યાછે તેનો હુકમ શા વાસ્તે નહીં ફેરવવો તેનું કારણ બતાવવાની નોટીશ કહાડવામાં આવી.

તેમાં આખરે ઠરાવવામાં આવ્યું કે જે કામમાં કાયદા પ્રમાણે અપીલ ચાલી શકતી નથી, તેમાં ખાસ કારણો વીના હાઈકોરટ ફેરી તપાસની કોરટ તરીકે અપીલ કોરટનો અખતીઆર વાપરતી નથી. પરંતુ જ્યાં ખાસ કારણો હોય જેમ કે ગુનાની શાબેતી હુકમની પુરતીમાં કાંઈ પુરાવો ના હોય તો ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૯ મી પ્રમાણે હાયકોરટ પોતાનો ફુલ અખતીઆર વાપરે અને ગુનાની સાબેતી અને શીક્ષાનો હુકમ ફેરાવે.

---

## અસલ ફોજદારી મુકરદમો.

તા૦ ૧૪, ૧૫ ફેબરવારી સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ, નાઈટ ચીફ જસ્ટીસ, માનજસ્ટીશ બેલી

અને મી૦ જસ્ટીસ રંકોટની રૂબરૂ,

કેસરેહીંદ વી૦ આપાસુભાનામેંડરે

પાનું ૨૦૦ } આ કામ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૪ પ્રમાણે રાખવામાં આવેલુંછે.

તા૦ ૨૦ અક્ટોબર સને ૧૮૮૩ ના રોજ રાધુ નાવાવાનું આપા સુભાનામેંડરે અને રાધુ સખારામ વાગુજારીએ ખુન કરયું એવો આરોપ રાખી પ્રસીડંસીના માજીસ્તરેટ પાટ્રીનરાવ સાહેબ તા૦ ૧૬ જાનેવારી સને ૧૮૮૪ ના રોજ તેમને કમીટ કરયા છે તોહોમતનામું અને જુબાનીયો હમેશાંની રીતી પ્રમાણે છે, અને તે "કલાર્ક ઓફ ધી ક્રાઉન" તરફ મોકલવામાં આવેલી છે, તેમણે બીજા ત્રણ તોહોમતો તઈઆર કરયાં તે એક (૧) બેઉ કેદીઓ ઉપર ખુનનો આરોપ, (૨) આપા ઊપર ખુનનો આરોપ અને રાધુ ઉપર તે આપાને સદરહુ ખુન કરવામાં મદદ ક

રવાનો આરોપ, રાઘુ ઊપર ખુનનો આરોપ, અને આપા ઊપર તે રાઘુને સદરહુ ખુન કરવામાં મદદ કરયાનો આરોપ રાખવામાં આવ્યોછે.

આ કેદીઓને હાય કોરટમાં મી૦ જસ્ટીસ સ્કાટ સાહેબની રૂબરૂ ફોજદારી સેશનમાં તપાસ સારૂ રજુ કરવામાં આવ્યા. ઉપર છેવટ જે ત્રણ આરોપ બતાવવામાં આવેલ તેનો આરોપ રાખવામાં આવ્યો," અને બેઉએ પોતાની તપાસ કરાવવાને દાવો રાખ્યો,

ફરીઆદી તરફથી (આકટીંગ આડવોકેટ જનરલ) આનરેબલ ઈ. એલ. લાથમ (તેની શાથે મી૦ ઈનવેર રીટી) હાજર થયા અને કોરટને અરજ કરી કે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૦) ની કલમ ૩૩૭ પ્રમાણે રાઘુસખારામ (નંબર ૨ નો કેદી) ને સદરહુ કલમમાં કહેલી સરતો સાથે માફી આપવી જોઈએ કોરટે તે અરજ મંજુર રાખી અને કેદીના પાંજરામાંથી રાઘુને ખશેડવામાં આવ્યો, પછી આપાની તપાસ ચલાવવામાં આવી અને રાઘુને ફરીઆદ તરફથી તપાસવામાં આવ્યો. ત્યાર પછી જે હકીકત બની તે મી૦ જસ્ટીસ સ્કાટ સાહેબના કહેવા પ્રમાણે નીચેના કામમાં બતાવવામાં આવી છે.

બુધવાર તા૦ ૧૬ ફેબરવારીના રોજ સદરહુ આરોપ તે બે કેદીઓ ઊપર રાખવામાં આવ્યા અને તેઓએ તપાસ રખાવવાને દાવો રાખ્યો ત્યાર પછી સરકાર તરફથી આડવોકેટ જનરલે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૭ અને ૩૩૮ મુજબ કોરટનો હુકમ અખત્યાર વાપરવાને અને નંબર ૨ ના કેદીને કાયદામાં બતાવેલી શરતો પ્રમાણે માફી આપવાને માગ્યુ જડજે તે અરજી મંજુર રાખી અને નંબર ૨ ના કેદીને માફી આપી નંબર ૨ ના કેદીને પાંજરામાંથી ખસેડવામાં આવ્યો, અને પછી કામમાં સાક્ષી તરીકે તેને તપાસવામાં આવ્યો,

તે કામ ચાલતાની દરમીઆનમાં ફરીઆદ તરફથી તે આરોપો દુરસ્ત કરવાને કાંઈ દરખાસ્ત કરવામાં આવી નથી,

કામની હકીકત સંક્ષેપમાં બતાવતાં જડજે જયુરીને ખુનનો આરોપ અને મદદ કરવાનો આરોપ કેવા પ્રકારનો છે, તે સમજાવ્યુ, પણ તેમણે "જયુરી"ની રૂબરૂ તોહોમતો વાચ્યાં નહીં તેમજ મદદ બાબત આરોપ રાખવામાં આવ્યો છે તે જે સખસને મદદ કરવામાં આવી છે તે સબંધી નંબર ૨ ના કેદી વીશેજ છે એમ પણ તેમણે કહયું નહી,

જ્યુરી વીચાર કરવા જતા હતા. તે વખતે તેમને જડજે ખાસ રી તે યાદ દેવરાવ્યું હતું કે તે કેદી ઉપર ખુન કરવાનો અને ખુનમાં મદદ કરવાનો આરોપ રાખવામાં આવ્યો છે,

જ્યુરી વીચાર કરીને પાછા આવતાં તેમને પુછવામાં આવતાં આ ગેવાંને કહ્યું કે અમે એક મત થઇ ઠરાવીએ છીએ કે તેઓ ગુનેગાર છે અને જ્યારે તેમને વધારે પુછવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું કે ત ફકત મદદ કરવાનો એટલે સાધારણ રીતે મદદ કરવાનો ગુનેગાર છે

જડજે આ ઠરાવ કબુલ કર્યો નહી જડજે જ્યુરીને કેદી ઉપરના ખાસ આ રોપો સમજાવ્યા, અને પછી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૦૪ પ્રમાણે પુછ્યું કે તેઓ ઠરાવ બાબત વીચાર કરવામાં તે કેદી ઉપર ખરા આરોપોની બાબતમાં ખોટું સમજેલા છે કે શી રીતે તેઓએ જવાબ આપ્યો કે અમે ખોટું સમજેલા અને તે આરોપ મા ત્ર મદદ કરવાનો છે એમ ધારેલું હતું.

પછી જડજે કહ્યું કે આવી હકીકત છતાં અમે તમારો ઠરાવ દફત રમાં દાખલ કરી શકતા નથી. કારણ કે તોહોમતનામામાં જે આરોપો છે. તે ઉપર તે ઠરાવ નથી તેમણે કહ્યું કે જ્યુરીને કાયદો ફરીથી સમજાવ વાની અમારે જરૂર છે પછી મણે તેઓને કહ્યું કે તેઓએ પોતાના ઠરાવનો ફરીથી વીચાર કરવો.

કામની આ હકીકત વખતે આડવોકેટ જનરલે કોઇક સખસ અ ગર સખસો જે જાણવામાં નહી તેમણે કરેલા ખુનમાં મદદ કરવાનો આ રોપ વધારવાની પરવાનગી મળવાને અરજ કરી,

જડજે ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૨૨૭ મી જોઇ તે એવી છે "ફેંસલો આપતાં પેહેલાં અગર સેશન્શ અગર હાયકોરટની રૂબરૂ તપાસતાં જ્યુરીએ ઠરાવ આપતા પહેલાં હરકોઇ વખતે કોરટ કોઇ પણ આરોપમાં ફેરફાર કરી શકે."

આ કલમ પરમાણે જડજે આ વધારો કરવા દેવાનો ઠરાવ કર્યો પછી વધારાનું તોહોમત ઘડવામાં આવ્યું, અને તાંણીને અવાજથી જુ રીને વાંચી બતાવવામાં આવ્યું કેદી તરફથી કોનસલ હાજર હતો. તેથી કેદીને ખાસ રીતે સમજાવવામાં આવેલું નહી હતું.

બેશક તે અરજી વહેલી કરી હોતતો વધારે યોગ્ય વખતે કરી થા ત પરંતુ તે કલમના અરથ પ્રમાણે તે મુદતની અંદર છે, એમ જણાયું તેથી જે અભીપ્રાય જ્યુરીએ બતાવ્યો છે તેથી જણાય છે કે જો તે ના બાતમ થવાથી ઇનસાફ આપવામાં નીસફળ થાય.

પછી જડજે કેદીના કોનસલને પુછયું કે જો તમે કલમ ૨૨૮—૨૯ મુજબ દુરસ્ત કરેલા આરોપની નવી તપાસ કરાવવાને માગો છો કે શીરી તે જવાબબકારમાં આપવામાં આવ્યો પરંતું કેદી તરફના કોનસલે અર જ કરી કે હવે કાંઇ પણ દુરસ્ત થઇ શકે કીંવા નહી તે શવાલ વીચાર સાફ રાખવો જોઇએ.

ફરી જડજે જયુરીની રૂબરૂ જુદા જુદા આરોપો વાંચ્યા, અને તેમાં વધારાનો આરોપ પણ આવી ગયેલો હતો. અને તેમને પોતાના ઠરાવનો વીચાર કરવાનુ કહેવામાં આવ્યું.

નંબર ૧ અને ૨ ના તોહોમતોનો ગુનેહગાર નથી અને નંબર ૩ ના અમુક સખશ અગર સખશો એ ખુન કરવામાં મદદ કરવાના આ રોપનો ગુનેગાર છે' એવો ઠરાવ જયુરીએ કરયો.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૪ મી પ્રમા ણે જડજે હાય કોરટના ઠરાવ સારૂ નીચેના સવાલો રાખ્યા.—

૧ સદરહુ કહેલી હકીકત પ્રમાણે જે તીજા આરોપ બાબત કેદીને ગુનેગાર ઠરાવ્યો છે તે આરોપ વધારીને તોહોમતમાં ફેરફાર કરવાનો કલ મ ૨૨૭ મી પ્રમાણે કોરટને અખત્યાર છે કીંવા નહીં,

(૨) તીજા આરોપ બાબત કેદી ઉપર તોહોમત રાખવામાં આ વેલું નહી તેમ છતાં તે તીજા આરોપનો ઠરાવ કરવામાં આવેલો છે તે ઠરાવ બળવાન છે કે નહી.

આ શવાલો ઉપર ઠરાવ થતાં સુધી શીક્ષાનો હુકમ બંધ રાખવા માં આવ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જડજે અસલ તહોમતોની સાથે નવું ત હોમત વધેલું છે તે બરોબર કરયુ નથી તે ભુલ એક નમુનાની છે અ ને કાંઇ વાસ્તવીક રીતની નથી, માટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા (શને ૧૮૮૨ ના આકટ ૧૦)ની કલમ ૫૩૭ પ્રમાણે તે ગુનાની સા બીતીના હુકમમાં હાથ ઘાલવાની કોરટે ના પાડી. વળી ઠરાવવામાં આવ્યું

કે ફોજદારી કામમાં કાયદાનો સવાલ કોરાણે રાખેલો હોય તે પ્રમાણેના સવાલનો નીરણય કરવાને કોરટ બેસે તે કોરટનો અખત્યારછે તે ફગ તપાસ કરવાના અખત્યાર જેવો છે અને તે કોરટ "રેફરંસ" કોરટ અગર "રીવીજન"ની કોરટ તરીકે છે વળી ઠરાવવામાં આવ્યુ કે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૮, ૨૨૯ અને ૨૩૦ ઉપર લક્ષ આપતાં * એ કરેલા ખુનમાં મદદ કરવાનો આરોપ છે તે ફેરવી મેબમ મદદ કરવાનો આરોપ થઇ શકે છે વળી ઠરાવવામાં આવ્યુ કે ગમે તેમ હોય પણ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૬ અને ૨૩૭ પ્રમાણે તે ગુનાની સાબીતીનો હુકમ બરોબર છે. ખુનનો ગુનો * એ કરેલા ખુનમાં મદદ કરવાનો ગુનો. અગર કોઇ જાણવામાં નહી તેવા સખસે કરેલા ખુનમાં મદદ કરવાનો ગુનો પુરાવ ઉપરથી સાબીત થાય છે કે નહીં તે અંદેશા ભરેલુ છે. બરોબર તોહોમત ઘડવામાં આવેલુ ના હોયતો પણ કલમ ૨૩૭ પ્રમાણે જડજ જયુરીનો કરેલો ઠરાવ કબુલ કરી દફતરમાં દાખલ કરી શકે છે. જડજે બરોબર આરોપ ધારણા બાહાર ઘડેલો હોય તે, તેમના અખત્યાર ઉપરાંત છે, પણ તે આરોપ કબુલ કરેલો હોય તેથી ગુનાની સાબેતી કાયદેસર છે તેમાં કાંઇ હરકત થતી નથી. વળી ઠરાવવામાં આવ્યુ કે કેદીને તોહોમત વાંચીન સંભળાવવું રહેલુ હોય તેથી કેદીને હરકત થએલી નથી, માટે તે અગત્યનું નથી. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમમાં "તોહોમત" શબ્દ વાપરયો છે તે અમુક ગુનાની હકીકત તરીકે છે. એમ વાપરેલાછે અને તોહોમતવાળા ઉપર કેટલાક ગુન્હાના આરોપો રાખવામાં આવ્યા હોય એવુ બતાવી આપે છે તે તરીકે વાપરવામા આવેલો નથી. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ "તોહોમત વગર" એ શબ્દો તે જે કામમાં બીલકુલ આરોપ ના હોય તેનેજ ફકત યોગ્ય રીતે લાગુ થાય છે, એટલુંજ નહીં પણ સેશન જડજ અગર કલર્ક ઓફધી ક્રાઉનના વીચારમાં જે કામમાં જે આરોપ બાબત તપાસ કરવો જોઇએ તે આરોપ તે કામમાં ના હોય તેને પણ લાગુ થાય છે. કલમ ૨૨૭ મીમાં "ફેરવવુ" શબ્દ છે તેમાં "વધારાનો" સમાસ થાય તો, જે વધારો કરવાની પરવાનગી આપવામાં આવી છે, તે અમુક ગુન્હામાં વધારો કરવા જેવો તે ફેરફાર છે. અને નવા આરોપમાં વધારો કરવો એવો નથી. કલમ

૨૨૭ મીમાં "ઠરાવ કરવામાં આવે" એવા શબ્દો છે તેનો અર્થ જડજ જે આખરનો ઠરાવ દફતરમાં દાખલ કરવાને બંધાએલો છે તે છે. જયારે કેદીના કાંગીનરશીલની અરજી ઉપરથી ફોજદારી કામ ચલાવવાની રીતી (સને ૧૮૮૨ના આ૦ ૧૦)ના કાયદાની કલમ ૪૩૪ મી મુજબ કાયદાનો સવાલ કોરટના ઠરાવ સારૂ રાખવામાં આવ્યો હોયતો, કેદીના કાંગીનરશીલને કામ શીરૂ કરવાનો હક છે.

---

## ફોજદારી અપીલ

તા૦ ૨૯ નવેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ પીન્ડી અને મી૦ જસ્ટીસ સ્કોટ સાહેબોની

રૂબરૂ,

કેસરેહિંદ વી૦ પરસરામ રામસંગ.

જુઠો પુરાવ—પોલીસની તપાશ—આપની રૂબરૂ ચાલેલું કામ—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૧૫૫ અને ૧૬૧—હીંદુસ્થાનના ફોજદારી કાયદા સને ૧૮૬૦ ના આ૦ ૪૫ ની કલમ ૧૯૩

પાનુ ૨૧૬ — હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ પ્રમાણે આપની રૂબરૂ ચાલતા કામમાં ઇરાદા પુરવક જુઠી સક્ષી આપવાના ગુનાની સરીતીનો હુકમ કરી ખાંનદેશના સેશન જડજ એમ બી. બેકર સાહેબે ત્રણ માસ સખત માજુરી સાથે કેદની શીક્ષા કરેલી તે ઉપર આ અપીલ કરવામાં આવી છે.

તેમાં જસ્ટીસ સ્કોટ સાહેબે નીચે પ્રમાણે ઠરાવ કરયો.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા ( સને ૧૮૮૨ ના આકટ ૧૦) ની કલમ ૧૬૧ મીમાં કહેલુંછે કે સદરહુ કાયદાના બાબ ૧૪ માની કલમ ૧૫૫ પ્રમાણે પોલીસ તપાસ કરે તે દરમીઆનમાં કોઇ સખસને તપાસવામાં આવે તોતે (કેટલાક અપવાદ છે જે આ કામમાં લાગુ પડતા નથી તે સવે) જેટલા સવાલ તેને પુછવામાં આવે તેટલા તમામ સવાલનો સાચો જવાબ આપવાને તે બંધાએલો છે આ ઠરાવ નવો છે.

આગળના કાયદા પ્રમાણે પોલીસની તપાસમાં સાચું બોલવાના બંધનનો અમલ કરવાને કાંઇ પણ સ્પષ્ટ ઠરાવ નહી હતો.

ફોજદારી કાયદાની કલમ ૧૯૧ મીમાં કહેલુ છે કે હરકોઇ સ્પષ્ટ ઠરાવથી કોઇ સખસ સાચુ કહેવાને બંધાએલો હોય તેમ છતાં જે બાબત જુઠી હોય તે જાણી બુઝીને કહેતો, તેણે જુઠી સાક્ષી આપી કહેવાય છે. માટે આ કામ હાલ કાયદો છે તે પરમાણે અપીલવાળાએ જુઠી સાક્ષી આપી થાય છે.

ફોજદારી કાયદાની કલમ ૧૯૩ મીમાં કહેલુ છે કે ન્યાયની રૂઇએ ચાલતા કામમાં કોઇ સખસ ઇરાદા પુરવક જુઠી સાહેદી આપેતો તે શીક્ષાને પાત્ર થશે વીગરે. માટે તેજ કલમના ૨ જા ખુલાસા પ્રમાણે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૧૪ પ્રમાણે પોલીસ તપાસ કરે તે ન્યાયની રૂઇએ ચાલતુ કામ છે. માટે અમારી નજરમાં આવે છે કે હાલના કાયદા પ્રમાણે જીલા જડજનો ઠરાવ બરોબર છે; સબબ અપીલની અરજી રદ કરવામાં આવે છે,

---

## દીવાની અપીલ

તા૦ ૬ ડીસંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ વેસ્ટ—અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસ.

કેવલ ભગવાન ગુજર વાદી વી૦ ગણપત નારાયણ સગીર છે તેના કામ ચલાઉ વાલી પરસરામ માહાડ કોરટના નાજર પ્રતીવાદી.

હિંદુશાસ્ત્ર—વારસો—સગીર—બાપનું કરજ આપવાને દીકરાની જવાબદારી—મુબાઇના સને ૧૮૬૬ ના આ૦ ૭

સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે માહાડના સબારડીનેટ જડજ રાવ સાહેબ સખારામ એમ ચીતલે રેફરંસ કરેલુ છે. વાદીએ મરનાર નારાયણની મીલકતમાંથી તા. ૧૨ મી જુન સને ૧૮૭૮ ના રોજના ખતની રૂઇએ રૂ૯) અને ૮ માણુ ડાંગર અગર તેની કીમતના રૂ૯) લેવા દાવો કરયો.

સગીરનો વાલી હાજર નથી.

ઠરાવવાની બાબત એ છે કે

૧ મરનાર નારાયણે વાદીને તે ખત લખી આપ્યુ છે કે નહી.

૨ સગીર ગણપતરાએ પોતાના બાપ નારાયણની મીલકત લીધી છે કે નહી.)

૩ જો તેણે તે મીલકત લીધી ના હોયતો વાદીનો તે ગણપતી ઉપર દાવો કરવાનો હક છે કીંવા નહીં.

વાદીએ વીઠુ દાજી અને તે દાજીની વાયવા તાઇને તે સગીરના વાલી તરીકે સામેલ કરેલા છે. આ દાવાના કારણસર તે બેઉ વાલી નામાવવાને નાખુશી બતાવી છે. ખત તે નારાયણે લખી આપેલું છે તે સાબીત થએલુ છે, પણ તે સગીરે પોતાના બાપ નારાયણની મીલકત લીધી છે, એવું વાદીએ સાબીત કરયુ નથી નારાયણની મીલકત વીઠુએ લીધી છે, એમ જણાય છે, પણ વીઠુ આ કામમાં પક્ષકાર નથી. વળી એમ પણ જણાવામાં આવેલુ નથી કે વીઠુએ તે મીલકત તે સગીરની તરફથી અને સગીરને માટે લીધી છે. માટે મેં ઠરાવ્યુ છે કે સગીર ગણપતીને પોતાના બાપ નારાયણની કાંઇ મીલકત વારસામાં મળી નથી. માટે સદરહુ તીજી બાબત વીચાર કરવાની જરૂર છે તેથી સદરહુ સબોરડીનેટ જડજે નીચે પ્રમાણે હાય કોરટમાં નીરણય થવાને સવાલ પુછયો.

વાદી મરનાર દેણદારના દીકરા ઉપર મરનાર પાસેનું લહેણુ વસુલ કરવાને દાવો કરેતો વાદીનો તે દીકરા ઉપર દાવો કરવાનો હક થવાને તેણે સું એમ કહેવુજ જોઇએ અને સાબેત પણ કરવુજ જોઇએ કે દીકરાએ પોતાના તે બાપની મીલકત લીધી છે.

જષ્ટીસ વેષ્ટ સાહેબ.—આ કામમાં એવું છે કે એક હીંદુ મીલકત મુકી વશીઅત કરયા વીના મરણ પામ્યો છે, અને તે મીલકત તેના મરણની તારીખથી કાયદા પ્રમાણે તેના દીકરાની થાય છે. તે દીકરો સગીર છે. તેથી તે મીલકત તીજા સખસે પોતાના કબજામાં લીધી છે આવી હકીકત છતાં બાપનો લેણદાર દીકરા ઉપર પોતાનું લેણુ વસુલ કરવાને દાવે કરે છે માટે સવાલ એટલોજ છે કે દીકરો તેનો જવાબદાર છે કીવા નહીં. ફકત દીકરા તરીકેનો તે જવાબદાર નથી એ ખુલ્લુ છે. તે બાબતમાં મુબાઇના સને ૧૮૬૬ ના આકટ ૭ ની કલમ ૧ લી સ્પષ્ટ છે પણ જયારે બાપે

મીલકત મુકેલી છે, તે જો દીકરાની કબુજત તરીક લેવામાં આવી હોયતો દીકરો તે લઇ શકે છે. અને દીકરાની બાપ તરફની જે પેહેલી ફરજ છે, તે અદા કરવાને તેણે તે લેવી જોઇએ માટે જ્યાં સુધી તે ઇલાજ કરે નહીં ત્યાં સુધી તે મીલકત તેની કબુજત સાથે લેવામાં આવેલી છે, એમ અનુંમાન થાય. જ્યારે તે દાવો કરે ત્યારે તે કરી શકે છે. માટે સદરહુ બતાવેલા આકટની કલમ ર જીના અરથ પ્રમાણે તેના એટલે દીકરાના ઉપયોગ સારૂ તેની પાસે છે, એમ થાય છે. क ના માલેકપણાના નાણાં જ્યારે ख અને ग ખોટી રીતે લેતો તે ખોટા કૃત્યનો દાવો કરવાનો હક क ખોઇ શકે પણ તે નાણાં તેના પોતાના ઉપયોગ સારૂ લેવામાં આવેલાં છે, તે પ્રમાણે તે લેવાને દાવો કરી શકે છે આજ પ્રમાણે આ કામમાં દીકરો પોતાના ઇસ્ટમીત્ર અગર વાલીની મારફતે દાવો કરે તોતે ત્રીજા પક્ષકાર પાસેથી આવજાવ બાબત નુંકશાન લેઇ શકે છે, અગર મીલકત પાછી મેળવી શકે છે. તે પ્રમાણીક રીતે આ કરવાને બંધાએલો છે અને તે દરમીઆનમાં તે મીલકતનો કબજો તેના ઊપયોગ સારૂ છે. માટે તેની કીમત જેટલી હોય તેટલે દરજ્જે તે પોતાના બાપના દેવાનો જવાબદાર થાય છે. લેણદાર મીલકત છે કેહે ત્યારે તે વાત તે ઇનકાર કરી શકે છે. તે વખતે લેણદારને પ્રથમ દરશનીક રીતે જેટલી મીલકત હોય અને જે મળી શકે તેવું હોય તેટલે દરજ્જે દાદ આપી શકાય છે પણ જેટલી રકમ ખરી રીતે સાબીત ઊપયોગમાં આવે તેવી થાય તેટલી મર્યાદાની સાથેજ ફકત બજાવણી થવાને પાત્ર છે. માટે લેણદાર પોતાનું હુકમનામું મેળવીને પછી તેને વધારે હરકત કરવામાં આવેતો, તે પોતાનો દાવો વસુલ કરવાને મીલકત મળે તે સારૂ તે દાવો કરી શકે અગર સગીર તરફથી દાવો કરાવે એવી કે કોરટની મદદ મળવાને યોગ્ય રીતે દાવો રાખી શકે છે. માટે સગીરનું વાલીનું કામ કરવાને તેનો સગો નાં હોય અગર જીલા કોરટ તેના ઉપર ભરૂસો ના રાખેતો હમેશાંનો ઓફીસીઅલ એડમીનીસ્ટેટરને ઠરાવવો તે યોગ્ય છે

# ફોજદારી અપીલ.

તા૦ ૬ સપટંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસ સાહેબોની રૂબરૂ.

કેસરેહીંદ વી૦ નુરમહમદ.

બનાવેલો શીકો—પુરાવ—હિંદુસ્તાનના ફોજદારી કાયદા (સને૧૮૬૦ ના આ૦ ૪૫)ની કલમ ૨૩૯

પાનુ૨૨૩ પુનાના સેશન જડજ ડબલ્યુ એમ. ક્રો સાહેબના ઠરાવ ઊપર આ અપીલ કરવામાં આવી છે.

અપીલવાળા નુરમહમદ વલદે અબદુલ જેને સાધારણ રીતે નમાશેઠ (શેશન કોરટની રૂબરૂ નંબર ૨ નો તોહોમતદારવાળો) કહેવામાં આવે છે, તેને મહમદ વલદે ઇમામની સાથે (સેશન કોરટની રૂબરૂ નં૦ ૧ નો તોહોમતવાળો) જુઠો બનાવેલો શીકો પોતાની પાસે હતો તે જાણ્યું છતાં દગાથી તેણે બીજાને આપયો. એવો પુનાની શેશન કોરટે હિંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૨૩૯ મી મુજબ ગુનેગાર ઠરાવી તેને બે વરસ સખત મજુરી સાથે કેદની શીક્ષા કરવામાં આવી છે. તેની સાથે ઇલીયાસ વલદે યુસફ જેની તેમાં મદદ કરવા બાબત તપાસ કરવામા આવી હતી તેને નીરદોશ ઠરાવી છોડી દેવામાં આવ્યો છે મહમદ શેશન મેલસીના ઉપર પણ તોહોમત રાખવામાં આવ્યુ હતુ. પણ ફોજદારી કામ ચલાવવાના રીતીના કાયદાની કલમ ૨૦૯ પ્રમાણે તેને છોડી દેવામાં આવ્યો છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે એક તોહોમતવાળાની કબુલાત બીજા તોહોમતવાળા વીરૂધ લાગતીછે. એક વ્યવહારમાંથી ઉતપન થતી એકજ વાબ્યાનો આરોપ બે સખશો ઊપર રાખવામાં આવ્યો હોયતો પછી એકની કબુલતથી બીજાનાં જે ક્રાયો હોય તેથી જુદા થાય તેવાં કૃત્યોને લીધે તે કબુલત કરનાર ગુનામાં આવતો હોય અને મેળાપીથી બીજા ગુનાનો ગુનેગાર થતો હોય તોપણ તે બીજા વીરૂધ વાપરી શકાય છે.

# દીવાની અપીલ

તા० ૧૩ ડીસેંબર સને ૧૮૮૩

મી० જસ્ટીસ વેસ્ટ અને મી० જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની હજુર,

બાબા (અસલ પ્રતીવાદી) અપીલવાળો વી० વીશ્વનાથ જોશી (અસલ વાદી) અપીલનો પ્રતીવાદી.

જમીનદાર અને સાંથે રાખનાર—કબજો છોડાવવાની નોટીસ—કાયમ પટે રાખવું—વરસો વરસનો પટો—કબજો છોડાવવો—

ખાનદેશ | આમળનેરના સબોરડીનેટ જડજ રા० વીઠલ વીનાયકનું ઠરેલું હુકમનામું ખાનદેશના જીલા જડજ સી. એફ. એચ. શા. સાહેબે ફેરવેલ તે ઠરાવ ઉપર આ અપીલ કરવામાં આવી છે.

સને ૧૮૨૦ માં ઇંગરેજ સરકારે અંજુરવાડ ગાંમ "સરંજામ" તરીકે એક નાના સાહેબ બીંમનીને આપેલું સને ૧૮૩૫ માં નાના સાહેબે તે ગામ પોતાની બેહેન દુરગાબાઇને આપ્યું. નાના સાહેબ સને ૧૮૩૬માં મરણ પામયા, તેથી સરકારે તે ખાલસાદાખલ કર્યું. પરંતુ દુરગાબાઇની હયાતી સુધી તેણીને તે પાછું આંપવામાં આવ્યું. દુરગાબાઇએ સને ૧૮૬૩ ના સમરીસેટલમેંટ આકટના ઠરાવનો ફાયદો લેઇ તે સેટલમેંટ આપવાને કબુલ કર્યું. અને અરજ કરીકે તે ગામ વંશ પરંપરા ભોગવી શકાય. અને બીજાને આપી શકાય તેવું કરાવી આપો. આ અરજી કબુલ કરવામાં આવીને દુરગાબાઇના દત લીધેલા દીકરા યશવંતરાવને તા० ૧ ફેબરવારી સને ૧૮૬૭ ના રોજની સનંદ તા० ૩૦ અગસ્ટ સને ૧૮૭૩ ના રોજ આપવામાં આવી. તે સનંદની તારીખ પછી થોડાક મહીના વીત્યા બાદ દુરગાબાઇએ જમીનના સતાવીસ કડકા વાદીને ઇનામ આપ્યા, તેમાંનો એક જમીનનો કડકો વાદી કહે છે કે પ્રતીવાદીને દર વરસે રૂ૧૧) સાંથના કરી સાંથે આપ્યો છે વળી વાદીએ કહ્યું કે ગાંમના અધીકારીઓની મારફતે મને તે સાંથ મળેલી છે. પણ મારે તે પ્રતીવાદીની પાસેથી તે ખેતરનો કબજો લેવાની મરજી છે, તેથી તે કબજો છોડવાને મે તેને નોટીસ આપી પણ પ્રતીવાદી તે જમીન છોડતો નથી. તેથી વાદીએ પ્રતીવા

દી પાસેથી તે કબજો છોડાવવાને આ દાવો કરયો, બીજી કેટલીક તકરા રોની સાથે પ્રતીવાદીએ એવી તકરાર કરી કે હુ કાયમ સાંથે રાખનારછું, માટે જયાંહાં સુધી હું દર વરસે સાંથના રૂ૧૧) ગાંમના અધીકારીઓને આપે જાઉં ત્યાં સુધી તે કબજો છોડવાની નોટીસ આપવાનો વાદીનોકાંઇ હક નથી.

સબોરડીનેટ જડજે ઠરાવ્યુ કે જયાંહાં સુધી સાંથે રાખનાર સાંથ ક રાર પ્રમાણે આપે જાય ત્યાં સુધી નાંના સાહેબને કે દુરગાબાઇનો અને તેમજ વાદીનો તે જમીનનો કબજો લેવાનો હક નથી, તેથી તેણે એ તે દાવો કાહાડી નાંખ્યો. પરંતુ જીલા જડજે તેથી વીરૂધ એવું ઠરા વ્યુ કે વાદીનો પ્રતીવાદી પાસેથી કબજો લેવાનો હક છે અને તે કબ જો છોડાવવાને તેને નોટીસ આપેલી છે તેથી તેણે સાહેબે તે જમીન પ્રતીવાદીએ છોડવી તેવું હુકમનામુ કરયુ.

પ્રતીવાદીએ હાય કોરટમાં અપીલ કરી.

જસ્ટીસ વેસ્ટ સાહેબ—પ્રતીવાદી ઉપર આ કામમાં કબજો છોડા વવા દાવો કરવામાં આવ્યાથી તેણે હું કાયમ સાંથે રાખનારછુ એવો જ વાબ આપી તે હકની તકરાર કરી છે આ જવાબ ઉપરથી તે કાયમ સાંથે રાખનાર છે કે નહીં તેવો સવાલ ઉતપન થયો પણ તે વરસો વરસ સાથે રાખનાર છે કે તે સવાલ ઉતપન થયો નથી જો તે સવાલ ઉતપન થયો હોતતો વારશીક સાંથે રાખવાનો હક પુરો થએલો છે કે નહી તે સવાલ ઉતપન થાત પરંતુ જયારે પ્રતીવાદી વારસીક સાંથે રાખ્યાની વા ત ઇનકાર કરે છે, તો જે નોટીસ ફકત વારસીક સાંથે રાખનારને મળ વી જોઇએ તે નોટિસ મળવાનો તે દાવો રાખી શકતો નથી, સાહાબાખા ન વી. બાપુ વચારે સાંથ માગવાના દાવામાં દસતુર પ્રમાણે સાંથ આ પવાનો જવાબ આપવામાં આવે તો, જમીનદારનો હક એવી રીતનો ર હેતો નથી કે જેથી તે નોટીસ આપવની નોટીસ આપી સકે. તે જમીન દાર અને સાંથે રાખનારની વચમાં અસલ જમીનદારની મીલકત છે; અને તેથી તેનો કબજો મળવાનો હક ફકત સાંથે રાખનાર તે વીરૂધ જે હક સાબેત કરે તે શીવાયનોછે. જમીનદારની મરજી ઉપર નકી રહેતાં કા યમ કબજો રાખવાનો હક માગવામાં આવ્યોછે, જયારે આ બાબતનો પુ

રાવ નીરાકુળ ગયો ત્યારે જમીનદારની વચમાં અને તેને કબજો મળવા ની વચમાં કાંઈ નથી માટે તે પોગરીતે તેને આપાવવામાં આવ્યોછે; સબબ અમે જીલા કોરટનુ હુકમનામુ ખરચ સાથે બહાલ રાખીએ છીએ.

હુકમનામુ બાહાલ.

---

## દીવાની અપીલ

તા૦ ૭ ડીસંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ વેસ્ટ અને મી૦ જસટીસ નહાનાભાઈ હરીદા સની રૂબરૂ.

ભગવાન દયાળજી વાદી વી૦ બાલુ પ્રતીવાદી.

હકુમત—સને ૧૮૬૫ ના આકટ ૧૧ પ્રમાણે સ્માલકાજ કોરટ અને સને ૧૮૬૯ ના આકટ ૧૪ ની કલમ ૨૮ પ્રમાણે સબારડીનેટ જડજને સ્માલકાજ કોરટનો અખતીઆર આપેલો હોય તેમાં ભેદ—હુકમનામુ—બજાવણી—હુકમનામુ બજાવવાને મોકલવું—સબારડીનેટ જડજને સ્માલકાજ કોરટના અખતીઆર સાથે—સને ૧૮૬૫ના આકટ ૧૧ ની કલમ ૨૦—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૨૨૩—સને ૧૮૬૯ ના આ૦ ૧૪ ની કલમ ૨૮

પા૦ ૨૩૦ | મહાડના સબારડીનેટ જડજ રા૦ સા૦ એસ. એમ. મીતલે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે આ રેફરંસ કરેલુછે. તેમાં તેઉએ કહયુંછે કે:—

વાદી ભગવાને પ્રતીવાદી ઉપર તેની પાસેથી અમુક લેહેણું વસુલ કરવા દાવો કરયો, વાદીએ તે કામમાં હુકમનામું (સને ૧૮૮૨ ના નંબર ૪૦૧) કરયું આ દાવાની તપાસ આ કોરટની સ્માલકાજ કોરટની બાજુમાં કરવામાં આવી છે, કારણ કે તે સબારડીનેંટ જડજને સને ૧૮૬૯ ના આ૦ ૧૪ ની કા. ૨૮ પ્રમાણે અખતીઆર આપવામાં આવેલો છે, માટે સવાલ એવો ઊતપન થાય છે કે સને ૧૮૬૫ ના આ૦ ૧૧ ની કા. ૨૦ પ્રમાણે સરટીફીકેટ રજુ કરયા વીના વાદી હુકમનામું સ્થાવર મીલકત ઉપર બજાવી શકે છે કીંવા નહી,

વાદીનો વકીલ તકરાર કરે છે કે તે સરટીફીકેટની જરૂર નથી, તેણે તકરાર કરી કે સને ૧૮૬૯ ના આક્ટ ૧૪ ની કલમ ૨૮ પ્રમાણે સબારડીનેટ જડજને અખ્તીઆર આપવામાં આવ્યોછે, તેથી તેઉ કાંઇ સમાલકાજ કોરટના જડજ થતા નથી, તેમ તેમની કોરટ સને ૧૮૬૫ ના આક્ટ ૧૧ પ્રમાણે સ્થાપેલી થતી નથી. આ તકરારની પુશટીમાં વાદીના વકીલે બાળકૃષ્ન વી૦ લક્ષ્મણના કામમાં કરેલા ઠરાવ ઉપર *આધાર રાખેલોછે. પરંતુ તે ઠરાવ મારા અભીપ્રાય પરમાણે આ કામને લાગુ થતો નથી. તે કામમાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની (સને ૧૮૭૭ ના આક્ટ ૧૦) કલમ ૫ મી ના સબંધમાં તે સવાલનો વીચાર કરવામાં આવ્યોછે, મારા અભિપરાયમાં આવે છે કે સબારડીનેટ જડજને જયારે સને ૧૮૬૯ ના આક્ટ ૧૪ ની કલમ ૨૮ પ્રમાણે અખ્તીઆર આપવામાં આવે છે તારે તે બેઉ કોરટના જડજ થાયછે એટલે સબોરડીનેટ જડજની કોરટના જડજ અને સમાલકાજ કોરટને સાંભળવા લાયક કામનો જયારે તેણે તપાસ કરે અને દાવો રૂ૫૦) અગર ૫૦૦) કરતાં વધારે આંકનો ન હોય તારે તે સમાલકાજ કોરટનો જડજ થાય છે. મારો જો આમના હોય તો, હરકોઇ દાવો શમાલકાજ કોરટની બાજુ ઊપર તપાસવા લાયક હોય તેમાંનો હરકોઇ વાદી તેવા અખ્તીઆરવાળા સબોરડીનેટ જડજને રેગીયુલર દાવો ફાઇલ કરવામાં આવ્યો હોય તે તરીકે તેનો તપાસ કરવાને અરજ કરી ફતેહ મેળવે, તે પ્રમાણેના અખ્તીઆરવાળો શબારડીનેટ જડજજો સને ૧૮૬૫ ના આક્ટ ૧૧ પરમાણે સ્માલકાજ કોરટનો જડજ ના થાય તો, તે આક્ટની કલમ ૧૨ મી લાગુ થઇ સકતી નથી. વાદીને પોતાનું હુકમનામુ આખરનું નહી થવા દેવાની મરજી હોય તો વાદી આવા કામમાં આવી અરજ કરી શકે. વળી સબારડીનેટ જડજ પોતાની સ્માલકાજ કોરટની બાજુમાં જે હુકમનામુ કરેલ હોય તે સને ૧૮૬૫ ના આક્ટ ૧૧ ના અમલથી આખરનું થાય છે, જો તેવા સબારડીનેટ જડજ તે આક્ટ પ્રમાણેની કોરટનો જડજ ના થાય તો, તે આક્ટ મુજબ જે ફેસલા આખરના થાય છે, તે આખર થવાનો ઠરાવ તેના ફેંસલાને લાગુ કરવાનો સબબ મારા જોવામાં આવતો નથી. સબબ નમ્રતા પુરવક મારા અભિપરાયમાં આવેછે કે જે સબારડીનેટ જડજને સને ૧૮૬૯ ના આ૦ ૧૪ ની કલમ ૨૮ મી પ્રમાણે અખ્તીઆર આપવામાં આવ્યા

હોય છે તે ઉપર કહયા પ્રમાણે એઉ કોરટોનો જડજ થાય છે, માટે સને ૧૮૬૫ ના આક્ટ ૧૧ ની કલમ ૨૦ મી, સબારડીનેટ જડજે જે હુકમનામું પોતાની કોરટની સ્માલકાજ બાજુમાં કરેલુ હોય તેને લાગુ થાયછે.

પરંતુ આ સવાલ અગત્યનોછે, કારણ કે આવાં હુકમનામાં સ્થાવર મીલકતુ ઊપર બજાવવાની બાબતમાં તે વારંવાર ઊતપન થાય છે, માટે મહારા અભિપરાય વીશે મને વ્યાજબી રાહે અંદેશો પડે છે. સબબ સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે નામદાર હાયકોરટના અભિપ્રાય સારૂ તે સવાલ મોકલવાને હું વીનંતી કરૂ છું.

આ બાબતમાં નામદાર હાયકોરટનો હુકમ આવતાં સુધીમેં તે દરખાસ્ત ચાલુછે તેમાં આગળ કામ ચલાવવું બંધ રાખ્યુંછે.

એક પક્ષકારં તરફથી હાયકોરટમાં કોઈ હાજર થયું નહી,

જસટીસ વેસ્ટ સાહેબે નીચેની મતલબનો ફેંસલો આપ્યોઃ—

સને ૧૮૬૯ નો આક્ટ ૧૪ ની કલમ ૨૮ મી પ્રમાણે સમાલકાજ કોરટના જડજની હકુમત સબારડીનેટ જડજની કોરટોને આપવામાંજયારે આવેલો હોય ત્યારે તે સને ૧૮૬૫ ના આકટ ૧૧ પ્રેમાણે થએલી સ્માલકાજ કોરટ થતી નથી. તે કોરટો તો ફકત તેવી હકુમત વાપરેછે, આ ઉપરથી જે કામોમાં તે હકુમત લાગુ કરવામાં આવી હોય તેમાં તેમના ફેંસલા આખરના થાય છે. પરંતુ સને ૧૮૬૫ ના આકટ ૧૧ પરમાણે સ્થાપેલી કોરટોની બાબતમાં જે જુદી રીતે કામ ચલાવવાની રીતી ઠરાવી છે તેથી જુદા આક્ટ પ્રમાણે થએલી કોરટો જેમ બીજી સરતોને પાત્ર છે ને કોરટોને પણ લાગુ થાય છે, એમ નીકળતુ નથી. શબોરડીનેટ જડજની જે કોરટ સમાલકાજ કોરટનો અખતીઆર વાપરતી હોય તે દીવાની કામ ચલાવવાની રીતી (સને ૧૮૮૨ ના આક્ટ ૧૪) ના કાયદાની કલમ ૫ પ્રમાણે બીજી કોરટો જેમ સ્માલકાજની હકુમત વાપરે છે તેમાંની એક આ કોરટછે, માટે તે પ્રમાણેની કોર્ટમાં કામ કરવાની રીતીમાં સને ૧૮૬૫ ના આ૦ ૧૧ ના ઠરાવથી કાંઈ ફેરફાર નહી થતાં તેને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં ઠરાવેલી રીતીએ કામ ચલાવવામાં આવે છે માટે સને ૧૮૬૫ ના આ૦ ૧૧ ની કલમ ૨૦ પ્રમાણે સરટીફીકેટ રજુ કરવાની જરૂર નથી.

## દીવાની અપીલ

તા. ૧ ડીસમબર સને ૧૮૮૩

મી૦ જષ્ટીશ વેષ્ટ અને મી૦ જસટીસ નહાનાભાઇ હરીદાસ
ની રૂબરૂ.

મોરભટ પુરોહીત (અસલવાદી) અપીલવાળો—વી૦ ગંગાધર કરકરે (અસલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

ઇનામદાર—ખોટ—જમીનદાર અને સાંથે રાખનાર—સાંથે રાખનાર જમીનદારને અમુક દાણા આપવા ઠરાવેલા તેની કીમત માટે દાવો—જમીન ઉપરની જવાબદારી—જે નાણાની તે નાણા આપવાનો અમલ કરવાને દાવો—નીબંધ—માલની કીમત, શી કીમત—સને ૧૮૭૭ના આકટ ૧૫ ના ૨ જા પ્રશીષ્ટની આરટીકલ ૬૨, ૧૧૫, ૧૩૨, ૧૪૪.

પાનું ૨૨૪ } દેવરૂખમાં સંગેશ્વરના સબોરડીનેટ જડજ રાવ સાહેબ પી૦ ડી૦ ગાડગીલનુ કરેલુ હુકમનામુ રતનાગીરીના આશીશટંટ જડજ શી૦ઈ૦જી૦ ફાર્ડ્ર સાહેબે બહાલ રાખેલુ તે ઉપર આ બીજી અપીલ દરવામાં આવી છે.

પક્ષકારોની વચમાંના પ્રથમના દાવામાં વાદીએ કહેલુ છે કે તુરલગામના ઇનામદાર તરીકે તે ગામનો કબજો લેવા અને વહીવટ કરવાને મારો હક છે માટે ખોટ પ્રતીવાદી પાસેથી અમુક ઠરાવેલા દાણા મળવાને દાવો રાખ્યુછું પણ તેનો કબજો લેવાનો તથા વહીવટ કરવાનો હક ઇનકાર કરવામાં આવ્યો, પરંતુ તે દાણાની કીમત મળવાને મારો હક છે, એમ ઠરાવવામાં આવેલુછે, પણ દશ વરસોના દરેક વરસના છેના માસમાં જે બજાર ભાવ હતો, ભાવ પરમાણે દસ વરશની ચડેલી બાકી લેવા વાદીએ પ્રતીવાદી ઉપર હાલ દાવો કરયો છે પ્રતીવાદીએ તે દાવા સામા કેટલાક કારણોથી તકરાર કરી, તેમાં એક એવી તકરાર કરી કે આ દાવો દાખલ કરતાં પહેલાં તણ વરસ પહેલાંનો જેટલો દાવો છે તેટલા દાવાને મુદતની હરકત છે, અને સરકારની હરાજીમાં જે ભાવ હોય તે ભાવ લાગુ પાયછે. નીચેની બેઉ કોરટોએ પ્રતીવાદીની આ તકરાર મંજુર કરી વાદીને સરકારી દરથી ત્રણ વરસની ચડેલી બાકી ફકત અપાવી વાદીએ હાયકોરટમા અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે, હીંદુશાસ્ત્ર પ્રમાંણે વાદીનો હક "નીરબંધ" છે. માટે ઘણા કારણોસર તે સ્થાવર મીલકત તરીકે ગણાય. પરંતુ જે સખસ તે રકમ વસુલ કરે અને જે તે મળવાનો હેતુ હોય તેને મળવા જોગ થતી હોય તો, તેની બાબતમાં જુદો નીયમ લાગુ થાય છે. આ પ્રમાણે જેને મળવાનું હોય તેનો હક સબંધ નીરબંધ છે. પરંતુ અમુક રકમ જે તેની વહેંચણી થાય તે તેના ઉપયોગ સારૂ લીધી અગર કરાર પ્રમાણે આપવા જોગ થાય છે, અને તે આપવું નીરબંધ છે તે રદ થએલું હતું અને નાણા વસુલ થયા પછી તે બંધ થએલાં છે તો પણ તેની ચીંતા નહી. કીમતના નાંણા એટલે બજાર કીમત કે જે કીમતથી દાણા ખરી રીતે વેચવા હોય તે છે, અને ફકત હરાજીનો દર જે હોય છે તેવી સ્વછંદી કીમત નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૦ ડીસમબર સને ૧૮૮૩

મી૦ જસટીસ વેષ્ટ અને મી૦ જસટીસ નહાનાભાઈ હરીદાસ

ની રૂબરૂ.

નાગઠાકર સગીર તેનો ઇષ્ટ મીત્ર ગોવીંદ વીશાજી (અરાબવાદી નંબર ૨) વી૦ મદનજી શદાશીવ વીગરે (અશલ પ્રતીવાદીઓ)–સગીર—સગીર તરફથી દાવો–ઇષ્ટમીત્ર–વહીવટનું સરટીફીકટ–સગીરની મીલકત

પાનું ૨૩૯ } જ્યારે સગીરનો ઇષ્ટમીત્ર સગીર તરફથી કામ કરવાને ખુશી અને લાયક હોય તો, તે ઇષ્ટમીત્ર વહીવટનું સરટીફીકટ લીધા વીના તે સગીર તરફથી દાવો દાખલ કરી શકેછે, અમર દાખલ કરેલો હોય તે ચલાવી શકેછે. જો સગીરના લાભમાં હુકમનામું થાય તો, સને ૧૮૬૪ ના આકટ ૨૦ પ્રમાણે વહીવટદાર નાહોય તોપણ સગીરની મીલકત સાચવવાને કોરટ તે આકટ પરમાણેનુ વહીવટદાર નીમેછે તેવી જરૂરીઆત ગોઠવણ લાગે તેવી કરવાને મુખ્તીઆરછે,

---

# અશલ દીવાની મુકરદમો

તા૦ ૫ જાનેવારી સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ, ચીફજશટીશ અને મી૦ જસટીસ બેલી સાહેબોની રૂબરૂ,

શેખમુસા (અશલવાદીઓ) અપીલવાળો વી૦ શેખઇશા વીગેરે અપીલના પરતીવાદીઓ.

હીંદુ વીલની બાબતોમાં પરોબેટ ક્યારે જોઇએ છીએ—મુશલમાનના વીલની બાબતમાં પરોબેટની જરૂર નથી—એકઝીક્યુટર—સને ૧૮૬૦ ના આકટ ૨૭—ત્રણ એકઝીકટરોમાંથી એક એકઝીક્યુટરને દાવો કરવાનો હક—હીંદુસતાનમાં વારસાનો આકટ (સને ૧૮૬૫ નો આકટ ૧૦) ની કલમ ૧૮૭—પરોબેટના આકટ ૫ સને ૧૮૮૧ કલમ ૯૨—૧૫૪—હીંદુવીલ આકટ (સને ૧૮૭૦ નો આકટ ૨૧) –આકટનો અરથ—કાયદા કરનારનો ઇરાદો—હેતુ અને કારણો જોવામાં આવ્યાં–કાયદા કરનારની રૂબરૂ એક બીના જુદા જુદા રૂપમાં આવેલું તે જોવામાં આવ્યું.

પાનું ૨૪૧ | તા૦ ૧ મે સને ૧૮૮૩ ના રોજ જસટીસ વેસ્ટ સાહેબે મુકરદમાના પ્રતીવાદીઓની અરજી ઉપર દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૩૨ પરમાણે એવો હુકમ કરેલો કે દાવાની અરજી અને પરોસીડીંગમાંથી વાદીનુંનામ કહાડી નાખવું જોઇએ, અને વળી અપીલવાળા શીવાય બીજા વાદીઓની કબુલતથી તે દાવો કહાડી નાખવો જોઇએ, તે હુકમ ઊપર અપીલ કરવામાં આવી.

આ દાવો સને ૧૮૮૦ માં એક અબદલાબીન ખલીફા તથા તેની બહેન ફાતમા એ શેખઇશાબીન ખલીફા વીગર ઉપર કરેલો, એવા હેતુથી કે વાદી અને પ્રતીવાદીઓના બાપ એક ખલીફાની મિલકતની તેથી વહેંચણી થાય. પ્રતીવાદીઓને તેમા એવી શામી તકરાર કરી કે વાદીઓ અનઊરશ છે, અને જુદા જુદા બક્ષીશપતરોથી મરનાર ખલીફાએ અમો પ્રતીવાદીને તે મીલકત આપીછે. બીજી બાજુ તરફ વાદીઓએ એવી તકરાર કરી કે

મુશલમાની સરેહ પ્રમાણે અમે અહરસ છીએ, માટે અફસોસ પત્રો પ્રતીવા દીઓને કરી આપવ માં આવેલાછે તે બળવાન નથી.

તા૦ ૨૧ મારચ સને ૧૮૮૧ ના રોજ તે દાવો પંચો તરફ મોકલ વામાં આવ્યો અને તે મોકલવાના હુકમમાં એવું ફરમાવવામાં આવેલું કે પ્રતીવાદીઓ શેખ ઇશાએ વાદીઓને માશીક ખરચ ત્રાંસ બીજો હુકમ થતાં સુધિ આપવુ.

તા૦ ૧૩ મે શને ૧૮૮૧ ના રોજ વાદી અબદુલા મરણ પામ્યો, અને તેના વીલથી પોતાના ભતરીજા અહમદ (તેના જમાઇ) ને શેખમુસા અપીલન્ટાળાને અને તેની બહેન ફાતમાને પોતાના વીલના એક્ઝીક્યુટર નીમ્યા હતાં.

તા૦ ૨૦ જુન શને ૧૮૮૧ ના રોજ કોરટના હુકમથી તે દાવો તાજો કરવામાં આવ્યો અને વારસો લીધા શેખ [અને અમીના દીકરીને) તથા મરનાર વાદી અબદુલાના એકઝીક્યુટર (શેખ મુસા, અહમદ અને ફાતમાં) ને વાદિઓમાં વધારી પરોશીડીંગ દુરસ્ત કરવામાં આવ્યું.

આ દાવો તાજો થયા પછે પંચો સુમારે બે વરસ સુધી રહયા.

તા૦ ૬ અપરેલ સને ૧૮૮૩ ના રોજ શેખ અને ફાતમાએ પોતાના સોલીશીટર મેસરસ સ્મીથ અને ફ્રેરને કાગળ લખ્યો અને કહ્યુ કે દાવા વાળી મીલકતમાંની કાંઇ મીલકત ઉપર મારો હક નથી. તા૦ ૯ એપ્રેલના રોજ તેમણે અને અહમદે પણ મેશરસ સ્મીથ અને ફ્રેરને છોડયા અને મેસરસ પેન અને ગીલબર્ટને પોતાના આટરનીયો તરીકે રાખ્યા.

તા૦ ૨૪ અપરેલ સને ૧૮૮૩ ના રોજ પરતીવાદિના આટરનીઓ મેસરસ માકફરસેન અને એજલોએ મેસરસ સ્મીથ અને ફ્રેર જેઓ ફકત શેખમુશા તરફથી હતા તેમને લખીને એવી નોટીશ આપી કે કામમાંથી વાદી શેખમુશાનુ નામ કાહાડી નાખવા અને કસુરતથી દાવો કહાડી નાખવાનો હુકમ કરવાને કોરટને અરજી કરવામાં આવસે.

આ અરજીની પુષ્ટીમાં આફીડેવીટ કરવામાં આવ્યા તેમાં પ્રતીવાદી શેખ ઇસાએ કહયું છે કે ગએલતવાદી અબદુલાનું વીલ કોઇ દીવસ સાબેત થયું નથી, ને લવાદોની રૂબરૂ થએલી મીટીંગમાં એકઝીક્યુટરો જયાંહાં સુધી તે વીલ સાબેત કરે નહીં ત્યાંહાસુધી તેઓએ એકઝીક્યુટર તરીકે

કામ કરવું નહી એવી મેં હરકત લીધી છે. વળી તેણે કહ્યુ છે કે તારીખ ૨૦ જુન સને ૧૮૮૧ ના રોજ આ દાવો તાજો કરવાના હુકમની નોટીસ મને અગર બીજા પ્રતીવાદીઓને આપવામાં આવી નથી.

તે અરજીના સામા શેખ મુસાએ પોતાના આફીડવીટમાં એવી તકરાર કરી કે મુસલમાની શરેહ પ્રમાણે મારે અગર મારા સહ એક્ઝીક્યુટરને આ દાવો ચલાવવાને પ્રોબેટ લેવાની જરૂર નથી. અને પ્રતીવાદી શેખ દાઉદ કપટથી વાદીઓ શેકા, ફાતમા અને અહમદ સાથે મળી ગએલો છે. અને મારા માનવામાં છે કે દાવામા જ્યારે હીસાબ લેવામાંઆવશે ત્યારે પ્રતીવાદીઓને મરનારની મીલકતનું બારે રકમનુ દેવુ છે; એમ માલમ પડશે અને હું મરનારના લેણદાર તરીકે અને તેમજ તેના બીજા લેણદારોનું દાવાવાળી બાબતમાં ફાયદા ભરેલુ હીત છે.

તા૦ ૧ મે સને ૧૮૮૨ ના રોજ જષ્ટીસ વેસ્ટ સાહેબે તેમને કરેલી અરજી ઉપરથી પ્રોસીડીંગમાંથી શેખ મુસાનું નામ કાહાડી નાંખવાનો હુકમ કરયો, તેઉ સાહેબે તે હુકમ એવા કારણથી કરયો કે અપીલવાળાએ સને ૧૮૮૧ પ્રોબેટ આક્ટ ૫ મા પરમાણે અબદુલાના વીલનું તેણે પરોબેટ લીધુ નથી, માટે અબદુલાની મીલકત તરફથી હાજર થવાને અગર દાવામાં પક્ષકાર થવાને હક નથી અપીલવાળાનુ નામ વાદીમાંથી કાહાડી નાંખી બાકીના પક્ષકારોની કબુલત સાથે તે ડીવીઝન જડજ સાહેબે દાવો કાહાડી નાંખ્યો.

શેખ મુસાએ અપીલ કરી.

અપીલવાળા તરફથી આનરેબલ જે. એસ. લાથમ (આક્ટીંગ આડવોકેટ જનરલ, મી૦ જારડન, અને મી૦ એંડરસન.

અપીલના પ્રતીવાદી ફાતમા, શેકા અને અહમદ તરફથી મી૦ ઇન વેરારીટી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે ત્રણ એક્ઝીક્યુટરોમાંથી એક એક્ઝીક્યુટર પ્રોબેટ આક્ટ સને [૧૮૮૧ ના આક્ટ ૫) ની કલમ ૮૨ પ્રમાણે વશીયત કરનારના વીલનું પ્રથમ પ્રોબેટ મેળવ્યાવના દાવો ચલાવી શકતો નથી.

વળી ઠરાવવામાં આવ્યુ કે તે એક્ઝીક્યુટર છે, તેથી તેને દાવો ચલાવી મીલકત ઉપરના દાવા ચલાવવાને વશીયત કરનારની મીલકત [illegible]

નાલાયક છે તે દાવાના બીજા પક્ષકારો જેમનું હીત તે દાવામાં ફાયદા ભ રેલુ છે, અને જેમની મરજી તે દાવાનુ છેવટ લાવવાની છે, તેમણે પોતા નો એટલો બચાવ કરવાનો છે કે તે એકઝીક્યુટરને દેવું વાળવા સારૂ પુ જી આપવી જોઇએ.

આક્ટ ઉપરથી કાયદો કરનારનો ઇરાદો કેવો છે તે અંદેશા ભરે લુ જણાતુ હોયતો, "તેના કારણો અને હેતુ" જોઇ શકાય છે.

પરંતુ આ કારણુસર કાયદા કરનારની ખબર તે આક્ટનાં બીલોના જુદા જુદા રૂપમાં આવેલાં હોય તે જોવાય નહી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૦ જાનેવારી સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીશ. અને મી૦ જસ્ટીસ કં- બાલની રૂબરૂ.

હનમંતરાવ પાંડુરંગ જોગલેકર અરજદાર વી૦ સુબાજી ગીરમાજી સાંગાવાળા.

સને ૧૮૭૭ નો આ. ૧૫ મુદતનો છે તેના ૨ જા પુરીશ્ટની આ રટીકલ ૧૭૮—કોર્ટ—કોર્ટમાં થતા લીલામમાંથી લએલા ખરીદદારે કબ જો મળવા અરજી કરેલી—સને ૧૮૮૨ ના આ. ૧૪ ની કલમ ૩૧૮

પાનું ૨૫૭ | હુબલીના બીજા વરગના સબોરડીનેટ જડજ રાવ સાહેબ શાંધવેંદ્રરાવે આ કામમાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ પરમાણે હાય કોરટના ઠરાવ સારૂ

પુછેલુ'

અરજદાર હનમંતરાવ કોરટમાં થએલા લીલાંમમાંનો ખરીદદાર છે તેનુ વેચાણુ શર્ટીફીકેટ તા૦ ૧૭ મારચ સને ૧૮૮૦ ના રોજનુ છે. તા રીખ ૭ નવેંબર સને ૧૮૮૩ ના રોજ હુંબલીની કોરટે કરેલા લીલમમા થી તેને જે મીલકત વેંચાણ આપવામાં આવેલી તેનો કબજો મળવાને તેણે અરજ કરી છે. સબોરડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યુ કે તે અરજીને મુદતની હરકત છે. હાયકોરટમાં સબોરડીનેટ જડજે આ બાબ તમાં અભીપ્રાય પુછતાં તેમણે કહ્યુ છે કે.

બસાપા વી૦ મારીયાના કામનો ઠરાવ જોતાં, આવી અરજી તે સ રટીફીકેટની તારીખથી ત્રણ વરસમાં કરવી જોઈએ, અને તેને સને ૧૮૭૭ ના આ ૧૫ નાર પ્રશીરટની આરટીકલ ૧૭૮ મી લાગુ થાય છે પરંતુ અરજદાર તકરાર કરે છે કે વીઠલ જનારદન વી. વીઠોજીરાવ પુતબાજીરાવના કામના ઠરાવ પ્રમાણે મને સરટીફીકેટ આપવામાં આવ્યું ત્યારથી ૩ વરસ વીતી ગયા પછી પણ મારો કબજો મળવાની અરજ કરવાનો હકછે.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૧૮ મીમાં ઠરાવ્યા પ્રમાણેની અરજી ઉપરથી સંક્ષેપ કામ ચલાવવામાં આવે તેમાં ખરીદાર કબજો મેળવી શકે કીંવા નહી, એ સવાલ વીઠલ જનારદન વી૦ વીઠુજીરાવ પુતબાજીરાવના કામમાં ઊતપન થએલો નહીં હતો. તેમાંતો ફક્ત એટલો સવાલ ઊતપન થયો હતો કે જ્યારે લીલામ મંજુર થયા તારીખથી ૩ વરસ વીતી ગયા પછી વેચાણ સરટીફીકેટ મળવાની અરજી કરવામાં આવી હોય ત્યારે તે કાયદાની કલમ ૩૧૮ અને ૩૧૯ મુજબ ખરીદદારને દીવાની કોરટ કબજો અપાવી શકે કીંવા નહીં પરંતુ તે ઠરાવમાં એવા શબ્દો છે કે "કોરટને જે અરજીઓ ના મંજુર કરવાને કુલ અખત્યાર નથી તે અરજીયોને તેમજ પ્રધાનીક રૂપનું કામ કરવાની અરજીઓ હોય તેને મુદતના આકરોના ઠરાવો લાગુ થતા નથી." તે એવા મોયમ છે કે સરટીફીકેટની તારીખથી તરણ વરસ વીત્યાં પછી આવી અરજી કરવામાં આવેતો કોરટને તે નામંજુર કરવાને અખ્તીઆર છે તે બાબત શક ઊતપન થાય છે.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૧૮ મી પ્રમાણે ખરીદદારને કબજો મળતા પહેલાં ખરીદદારને તે અરજી કરવાની ફરજછે માટે મારા અભીપ્રાયમાં આવે છે કે જ્યારે તેની મરજી સંક્ષેપ રીતે કબજો મેળવવાની હોય ત્યારે તેણે સને ૧૮૭૭ ના આકટ ૧૫ ના રજીસ્ટરની આરટીકલ ૧૭૮ મી પ્રમાણે તરણ વરસની અંદર તેણે અરજી કરવી જોઈએ. પરંતુ ઉપર કહેલા ઠરાવ જે ઇં૦ લા૦ રી૦ મુંબાઈ વો૦ ૬ પાને ૫૮૬ મેછે તેના શબ્દોને લીધે આ બાબતમાં શક રહે છે. માટે આધાર સાથેના ઠરાવ થવા આ કામ મોકલુછું.

હાયકોરટમાં પક્ષકારો તરફથી કોઈ હાજર થયું નહી.

ઠરાવ—સરટીફીકેટ આપ્યા પછી તરણ વરસ કરતાં વધારે મુદત વી તી ગયા છતાં અરજદારે કબજો મળવાને અરજ કરી નહી, તેથી તેની અરજીને સને ૧૮૭૭ ના આ૦ ૧૫ ની આરટીકલ ૧૭૮ મી પ્રમાણે મુદતની હરકત છે, એવુ સબોરડીનેટ જડજે ઠરાવેલુ છે, તે બરોબર છે. વીઠલ જનારદન વી૦ રીડીજીરાવ પુતલાજીરાવના કામનો ઠરાવ સબોરડીનેટ જડજે બતાવ્યો છે તે લાગુ થતો નથી, કારણ કે ખરીદદાર જયાંહાં સુધી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ નો આકટ ૧૪ છે તેની કલમ ૩૧૮નો અમલ કરાવે નહીં ત્યાં સુધી કોરટ ખરીદદારને કબજો આપતા નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૦ જાનેવારી સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઈટ ચીફ જસ્ટીસ, અને મી૦ જસ્ટીસ કેંબાલ સાહેબોની રુબરુ

પગી પરતાપ હમીર(અસલવાદી)અરજદાર વી૦ વરજલાલ ફુળચંદ (અસલ પ્રતીવાદી)અપીલનો પ્રતીવાદી.

સ્માલકાજ કોરટ હકુમત—જંગમ મીલકત બાબત માલેકનો દાવો

પાનું ૨૫૯ | દીવાની કામ ચલાવવાની રીતીનાં કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે અમદાવાદ જીલાના આકટીંગ જડજ શી. ઈ. જી. ફાર્રાડ સાહેબે હાય કોરટમાં આ કામ ઠરાવ થવા સારૂ મોકલેલુ છે.

અમુક તાલુકદારી ગામના મેહેસુલનો ઈજારદાર પ્રતીવાદી વરજલાલ છે, તેથી તેણે હમીર વશાનની પાસે લેહેણી સાંથ બદલ એક ભેંશ જપ્ત કરાવી આ ઉપરથી વાદીએ અમદાવાદની સબોરડીનેટ કોરટમાં પ્રતીવાદીનો તે ભેંશ જપતી કરાવવાનો હક નથી, એવું ઠરાવવા દાવો દાખલ કરયો જડજે તે અરજી પાછી આપી. એવા કારણથી કે મને તે બાબતમાં હકુમત નથી ને ઉપરથી તે જણેની સ્માલકાજ કોરટમાં વાદીએ તે અરજી આપી. તે કોરટના જડજે પણ પોતાની હકુમતની ખામીના કારણથી તે અરજી પાછી આપી તેથી વાદીએ ફરીથી તે અરજી સબોરડીનેટ કોરટમાં

આવી પણ તેના તેજ કારણથી તે પાછી આપવામાં આવી. આ ઉપરથી વાદીએ જીલા કોરટમાં અપીલ કરી જડજ (મી૦ ફારરડના અભીપ્રાય માં આવ્યું કે તે સ્મોલકાજ કોરટમાં ફાઈલ કરવી જોઈએ કારણકે જંગમ મીલકત લેવાને તેના માલેકે કરેલો આ દાવો છે.

હાય કોરટમાં પક્ષકારો તરફથી કોઈ હાજર થયું નહી

ઠરાવ—અમે આકટીંગ જીના જડજના વીચાર સાથે મળતા છીએ કે આ દાવો જંગમ મીલકત લેવાને તેના માલેકે કરેલો છે. માટે તે નોછગનલાલ નાગરદાસ વી૦ જશવંતરાવ દલસુખરાંમના કામમાં સમાસ થાય છે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૫ જાનેવારી સને ૧૮૮૪

સર ચાર્લસ સારજંટ નાઈટ ચીફ જસ્ટીસ, અને મી. જસ્ટીસ કે બાલ સાહેબોની રૂબરૂ.

ગુલામહુસેન મહમદ (અસલવાદી) અપીલવાળો વી૦ શઈયદ મુસામી યાં મહમદ (અસલ પ્રતીવાદી) અપીલનો પરતીવાદી

ફરી તપાસ—ફરી તપાસની અરજી—મુદતના સને ૧૮૭૧ ના આકટ ૧૫ ની કલમ ૫ દેર થવાનું ખાસ કારણ—બીજી અપીલ ચાલુ—ફેંસલાના અસરની અજાણતા—સ્મોલકાજ કોરટ લાયક દાવો, દરમીઆન હુકમ ઉપર અપીલ રીવાજ—કામ ચલાવવાની રીતી

પાનું ૨૬૦ } સને ૧૮૮૦ ના નંબર ૧૫૫ ના અપીલના કામમાં ફરી તપાસની અરજીમાં અમદાવાદના જીલા જડજ એશ. એચ. શીનગોટસ સહેબના કરેલા ફેંસલા ઉપર આ અપીલ કરવામાં આવી છે.

સને ૧૮૭૮ માં અપીલવાળા ગુલામહુસને અપીલના પ્રતીવાદી સઈઅદ મુસાગીયા ઉપર તેમણે ઈનામદાર તરીકે સમરીસેંટલમેંટ અને લોકલફંડ બદલ અમુક નાણાંની રકમ કાયદા વીરૂધ વસુલ કરેલી તે પાછી વસુલ કરવા દાવો કર્યો. અમદાવાદના સબારડીનેંટ જડજે અપીલનો દાવો અપાવ્યો, અપીલમાં, અસલ કોરટથી અપાવેલી રકમ જીલા કોરટે

કમી કરી. જીલા કોરટનું હુકમનામું તા૦ ૨૧ માર્ચ સને ૧૮૮૧ ના રોજનુ છે અપીલના પ્રતીવાદી (સઈઅદ મુસા) એ તે હુકમનામા વીરૂધ બીજી અપીલ દાખલ કરી. તા૦ ૨૨ જુન સને ૧૮૮૨ ના રોજ હાયકોરટે બીજી અપીલ કાઢી નાંખી, એવા કારણથી કે નીચેની કોરટોને કાંઈ હકુમત નથી, કારણ કે તે દાવો સ્માલકાજ કોરટને શાંભળવા લાયકછે. આ ઉપરથી જીલાકોરટનું હુકમનામું અમલમાં રહ્યું. તેથી તા૦ ૧૦ જુલાઈ સને ૧૮૮૨ ના રોજ ગુલામહુશેને મુસાંનીયાં ઉપર પેહેલા દાવામાં જેટલી મુદતના નાંણાં લેવા દાવો કરયો હતો ત્યાર પછીના વરસોનાં નાણાં પાછાં વસુલ કરવાને અમદાવાદની સ્માલકાજ કોરટમાં બીજો દાવો કરયો. તે કોરટના જડજના અભીપ્રાયમાં આવ્યું કે પેહેલા દાવામાં થએલા હુકમનામાથી (તા૦ ૨૧ માર્ચ સને ૧૮૮૧) તે દાવા બાબત તકરાર કરવાને મુસામીયાંને પ્રતીબંધ છે. કારણ કે તે બાબતનો એક વખત નીરણય થઈ ગએલો છે. તે ઉપરથી મુસામીઆંએ સ્માલકાજ કોરટમાં ચાલતુ કામ બંધ રખાવ્યું, અને તા૦ ૧૮ નવેંબર સને ૧૮૮૨ ના રોજ જીલ્લા કોરટને પોતાનુ તા૦ ૨૧ માર્ચ સને ૧૮૮૧ ના રોજના હુકમનામાની ફરી તપાશ કરવા અરજ કરી. જીના જડજે ફરી તપાશની અરજી કબુલ કરી, એવા કારણથી કે બીજી અપીલ ચલાવવામાં મુશામીયાંએ જે મુદત ગુમાવી છે. તે ગણુતરીમાંથી બાતલ કરવી જોઈએ, અને પાછળથી જે દેર થએલી છે તે બીજા દાવામાં સ્માલકાજ કોરટના જડજે પેહેલા હુકમના અસર બાબત મુશામીયાંને ખબર આપી ત્યાંહાં સુધી તેને ખબર નહી હતી, તેથી વ્યાજબી રાહે થએલી છે.

ગુલામહુશેને હાઈકોરટમાં અપીલ કરી.

અપીલના પ્રતીવાદી તરફથી રા. સા. વાસુદેવ જગનનાથે એવો વાંધો ઉઠાવ્યો કે જે હુકમ ઉપર અપીલ કરવામાં આવી છે તે સ્માલકાજ કોરટને શાંભળવા લાયક દાવામાં દરમીઆન હુકમ થએલોછે તે છે, અને આવા દાવામાં છેવટના હુકમનામા ઉપર હાઈકોરટમાં અપીલ ચાલતી નથી, અને દરમીઆન હુકમ ઉપર તો નથીજ ચાલતી.

માહાદેવ નરશીંગ વી. રાધાકિસન અને ચોધરી રણજીતશીંગ વી૦ બાકરઅલીખાંનના કામના ઠરાવોના આધારથી તે વાંધો રદ કરયો.

અપીલવાળા તરફથી ગણપત શદાશીવરાવ. જીલ્લા જડજે ફરી તપાશની અરજી મંજુર કરી તે બરોબર નથી કારણ કે તે બાબત ઠરાવેલી મુદત પછી ઘણી મુદતે તે અરજી આપવામાં આવી હતી, અને તે મોડી આપવાનું પુકત કારણ બતાવવામાં આવ્યું નથી, માહારાજ મોહેસરશીંગ વી૦ બંગાળા શરકાર પ્રીવીકાંઊન્શીલના વીચારમાં આવ્યું છે તે પ્રમાણે ફરી તપાસની અરજી આપવાનું દેર થવાનું અને તે વ્યાજબી રાહે મંજુર રાખવાના જે કારણો બતાવવાનો હેતુ છે, તે ઘણા અગતવના હોવાં જોઇએ. પછી કેટલાક ઠરાવો બતાવવામાં આવ્યા. હરકોઇના ઊપર હુકમ લાગુ થાય તે હુકમનામાના અસરની અજાણતા બતાવવાને કોઇને પરવાનગી આપવી જોઇએ.

સામાવાળા તરફથી રા૦ સા૦ વાશુદેવ જગનનાથે તકરાર કરી કે અપિલના પ્રતીવાદીએ તા૦ ૨૧ મારચ સને ૧૮૮૧ ના રોજના હુકમનામા ઊપર બાજી અપીલ કરેલી તે શુનખુનાવી એવું માની કે તે અપીલ ચાલી શકછે. માટે તે અપીલની વ્યવસ્થા કરતાં જેટલી મુદતગએલીછે તે ગણત્રીમાંથી બાતલ થવી જોઇએ સને ૧૮૭૭ ના આકટ ૧૫ ની કલમ ૫ અને ૧૪. કેટલાક ઠરાવો બતાવ્યા. તા૦ ૨૨ જુન સને ૧૮૮૨ ના રોજ હાયકોરટે તે અપીલ કાડી નાખી તેની વચમાં અને તા૦ ૧૮ નવેમબર સને ૧૮૮૨ ના રોજ જીલ્લા કોરટને ફરી તપાસની અરજી આપવામાં આવી તેની વચમાંની મુદતમાં અપીલનો પ્રતીવાદી શુધબુધીથી માનતો હતો કે તે હુકમનામાની ફરી તપાસ થવી જોઇએ, માટે તેના અશર બાબત સમાનકાજ કોરટથી ખબર આપવામાં આવી ત્યાં શુધી તેનો અસર એક વખત નીરણય થઈ ગયા જેવો નથી, માટે તે મુદત તેમાંથી બાતલ કરવી જોઇએ. જે હુકમનામા ઊપર અપીલ કરવામાં આવી હોય પણ તે આરંભના મુદા ઊપરથી કાહાડી નાખવામાં આવી હોય તે હુકમનામાની કાયદેસર અશર શીછે. તે એક સવાલ વીચાર કરવા લાયકછે. આ બાબતમાં ફકત બે ઠરાવોછે. સીતારામ અમરીત વી૦ ભગવાન જગનનાથ, અને રામપક્ષ વી૦ ચીંતામણી વી૦ માધુ સુધાનપાલ ચઉધરી.

કોરટનો ફેંસલો ચીફજસટીસ સારજંટ સાહેબે નીચે પ્રમાણે આપ્યો હતો,

આમારી નજરમાં આવેછે કે અપીલના પ્રતીવાદીએ જે કારણો બતાવેલાંછે તે નેવુ દીવસ પુરા થયા પછી ફરી તપાસની અરજી વાજબી રાહે આપવાના પુક્ત કારણો નથી જે ફેસલાની ફરી તપાસ કરવાને માગવામાં આવેલુ તે ફેસલાની તા૦ ૨૧ મી મારચ સને ૧૮૮૧ ના રોજની અને તા૦ ૨૨ જુન સને ૧૮૮૨ ની વચમાં જે મુદત ગઇછે તે અપિલના પ્રતીવાદીએ બીજી અપીલ કરી અને સદરહુ છેવટ કહેલી તારીખસુધી તેનો ફેંસલો કરવામાં આવેલો નહી તેથી વાજબી રાહે ગએલીછે એમ જીલા જડજના વીચારમાં આવ્યુછે, પણ ફકીરા વી૦ બસાપા માહાધન શેટી અને લકરા વી૦ ગ્રીફનના કામના ઠરાવો "સ્પેશીઅલ અપીલ કરવામાં આવી હોય તેથી સને ૧૮૫૯ ના આક્ટ ૮ ની કલમ ૩૭૬ માં કહેલી મુદતની અંદર ફરી તપાસની અરજી નહી કરવાને વાજબી અને યોગ કારણ બનતુ નથી." તે બાબતના સ્પષ્ટ આધારોછે. માટે જો તેમ હોય તો સને ૧૮૭૭ ના આક્ટ ૧૫ ની કલમ ૫ ના હેતુ પ્રમાણે તે પુક્ત કારણ થતુ નથી.

વધારે ખાત એવી ખાતરી બતાવવામાં આવી છે કે સને ૧૮૫૯ ના આક્ટ ૧૪ અગર સને ૧૮૭૭ ના આ૦ ૯ ની કલમ ૫ પ્રમાણે અપીલ કરવામાં ફરી તપાસ કરવાની અરજીથી દેર થાય તો તે પાકુ કારણ છે એવું બતાવવાને તરંબકરાજ વી૦ જી. આઇ. પી. રેલવે કંપનીના કામમાં આ કોરટે પસંદ કરી જોગેન્દ્રકુમારરાવ ચઉધરી વી૦ બાબુ શ્રીનાથદાસ અને ફુલરસીંગ વી૦ જીવણસીંગની અરજીના કામમાં કલકતાની હાયકોરટે ઠરાવ કરેલા તે જોએલા હતા. પરંતુ આ કામોમાં જે ભેદ છે તે દેખીતો છે. જે હુકમનામા વીરૂધ ફરીઆદ હોય તે હુકમનામુ તેના ઉપર તે અપીલ કરવાનો ઇલાજ કરે ત્યાર પહેલા કોરટને તેની ફરી તપાસ કરીને દુરસ્ત કરવું જોઇએ એવી અરજ કરવી તેજ ફકત દરેક માણસને માટે બરોબરછે પરંતુ બીજી બાજુ તરફ જો તે યોગ ઇલાજ ના કરેતો ફરી તપાસ કરાવવાની અરજી કરવામાં દેર થાય તે (જો ખાસ હકીકત હોય તો જુદી વાત છે) ને માટે પુક્ત કારણ ગણી શકાતુ નથી,

આ કામમાં બીજી અપીલ એવા કારણથી ચુકાવવામાં આવી છે કે હાયકોરટને હકુમત નહી હતી, તેથી તે સવાલને અસર થવી જોઇએ.

એમ અગાશી નજરમાં આવતું નથી. વળી તે આપીલ તા૦ ૧૬ જુન સને ૧૮૮૨ ના રોજ ચુકેલી તેમ છતાં તા૦ ૧૮ નવેમબર સુધી આપીલના પ્રતીવાદીએ કાંઈ કામ ચલાવેલું નહી. આ દેર૦ ખાજબી રીતે થએલો છે. એવું જીલા જડજને તેણે એમ બતાવી ખાતરી કરેલી છે કે તે હુકમનામાની રકમ હલકી છે. અને આપીલવાળાએ બીજો દાવો તા૦૧૦ જુલાઇ સને ૧૮૮૨ ના રોજ દાખલ કરેલો તેની સુનાવણી વખતે સબારડીનેટ જડજે તેને ખબર આપી ત્યાંસુધી પ્રથમના દાવાનું હુકમનામું એક વખતે નીરણુંત થઇ ગયાની તારીખથી હરકત થશે એવી તેને ખબર નહી હતી, પરંતુ ફરી તપાસ કરવાની અરજીના અરજદારને ફેંસલાના કાયદેસર અસર બાબત અજાણતા હતી એવી તકરાર કરવાની તેને પરવાનગી આપવામાં આવે તો, હુકમનામાવાળો અનીશ્ચીત મુદત સુધી ફરી તપાસ કરાવે એમ થાય.

માટે અમારે જીલા જડજનો હુકમ કાઢી નાખવો જોઇએ. અને ફરી તપાસની અરજી ખરચ નીચેની કોરટનું અને આપીલમાં થએલું ખરચ અપીલના પ્રતીવાદીના શીર નાખી કાઢી નાખવી જોઇએ.

હુકમ રદ કરયો.

---

## દીવાની અપીલ.

તા. ૨૩ જાનેવારી સને૧૮૮૪

મી૦ જષ્ટીશ વેષ્ટ અને મી૦ જસટીસ નહાનાભાઇ હરીદાસ

ની રૂબરૂ

થાણાના કલેકટર અરજદાર વી૦ ભાશકર માહાદેવ શેઠ સામાવાળો.

વત—સને ૧૮૭૪ ના મુંબાઇના વંશ પરંપરાની ચાકરી બાબતના આકટ ૩ કલમ ૧૦—કલેકટરનું સરટીફીકેટ—મુંબાઇની કાયદા કરનાર સભા—તેમનો અખતીઆર કેટલે દરજે—હાયકોરટની હકુમત—

પાનું ૨૬૪ — ભાશકર માહાદેવ શેઠ, નાથીબા, મારીયા, અને શીનીયા ઉપર બાશીનની સબારડીનેટ કોરટમાં અમુક જમીનનો કબજો લેવા દાવો કરયો. તે સબારડીનેટ કોરટે અને થાણામાં જીલ્લા કોરટે તે દાવો કાહાઢી નાંખયો. હાઇ કોરટે સ્પેશઆલ આપીલમાં તે દા

વો અપાવ્યો અને તે જમીન ભાશકરને દરમીઆન ઊપજ બજાવણીમાં ન
થી કરી લેઇ તે લેવા સાથે અપાવી. હાય કોરટના હુકમનામાની બજાવણી
માં બાશીનના સબોરડીનેટ જડજે ભાશકરને તા૦ ૮ એપ્રીલ સને ૧૮૭૫
ના રોજ તે જમીનનો કબજો અપાવ્યો ત્યાર પછી કેટલેક વરશે તે ઝી-
લ્લાના કલેક્ટરના જાણવામાં આવ્યું કે તે જમીન વતનની જમીન છે, અ
ને તેથી સને ૧૮૭૪ ના મુંબાઇના આકટ ૩ વંશ પરંપરાની ચાકરી બા
બતનોછે તેની કલમ ૧૦ પ્રમાણે તે જમીન વતનનીછે એવું તેમણે સરટીફીક
ટ આપેલું છે, તેથી તે ભાશકરને આપી શકાય તેવી નથી, માટે સને ૧૮૮૩
માં સબોરડીનેટ જડજને તે ઠરાવ ફેરાવવાને તેમણે અરજ કરી, સબોર
ડીનેટ જડજે ઠરાવ્યું કે તે અરજી હાય કોરટમાં કરવી જોઇએ તેથી આ
અરજી કરવામાં આવી છે.

તા૦ ૨૩ નવેંબર સને ૧૮૮૩ ના રોજ હાય કોરટે ભાશકર મા
હાદેવ શેઠને હાયકોરટનું તે હુકમનામું શા વાસ્તે રદ કરવું નહીં જોઇયે
તેનું કારણ બતાવવાને નોટીશ કરી.

માહાદેવ ચીમનાજી આપતેએ એ કારણ બતાવ્યું.

થાણાના કલેક્ટરની તરફથી ઓનરેબલ વી૦ એન મંડળીક (સરકા
રી વકીલે) સદરહુ કારણ બતાવવાની અરજીની પુસ્ટીમાં તકરાર કરી.

જસ્ટીસ વેસ્ટ સાહેબે નીચેની મતલબનો ફેંશલો આપ્યો,

આ કોરટને બંધન થાય તેવું મુંબાઇના સને ૧૮૭૪ ના આ. ૩
ની કલમ ૧૦ પ્રમાણે કલેકટર શરટીફીકેટ આપે એવો કાયદો મુંબાઇ સરકા
ર કરી શકતા નથી, એવી હરકત એક રીતે બળવાન છે. પણ બીજી રી
તે બળવાન નથી. હાય કોરટની હકુમતનો આધાર સ્ટાટયુટ ૨૩ અને ૨૪
વીક બાબ ૧૦૧ અને તે સ્ટાટયુટ પ્રમાણે કહાડેલા લેટર્સપેટંટ ઉપર છે.
સ્થાનીક સરકારને કાયદા કરવાનો અખ્તીઆરનો આધાર ૨૩ અને ૨૪
વીક ૬૭ ની કલમ ૪૨ અને ૪૩ ના ઠરાવ ઊપર છે. જે સ્ટાટયુટના
આધારે આ હાય કોરટ સ્થાપવામાં આવેલી છે. અને લેટર્સ પેટંટ થએ
લું છે તેના આધારથી માજી સુપ્રીમ કોરટ અને સદર કોરટને જે હકુ
મત અપીલ સાંભળવાના સામાન્ય અખત્યાર સાથે તથા મુંબાઇ ઇલાકા
ની દીવાની કોરટો ઉપર નીપેબાની રાખવાના અખતીઆર સાથે હતી તેજ

હકુમત આ કોરટને આપેલી છે માટે સ્થાનીક સરકારના કોઇ આકટથી આ હરકત કમી કરવામાં આવેનો, તેટલે દરજે તે આકટ કાયદેસર નથી, અને અમલમાં આવે તેવો નથી.

પરંતુ એટલું યાદ રાખવાનું છે કે એક આધારથી બીજા આધારની હદ રાખવામાં આવી છે, તે ફક્ત હકુમતની બાબ છે એટલે ન્યાયની રૂઇના કામનો અને તેને લાગતી બાબતોનો અમલ કરવાનો છે. આ મુક કાયદો છે, એમ કબુલ કરીએતો, કેવી રીતે તેનો અરથ કરવો. ન્યાય સાથે તેનો કેવો સબંધ ઉતપન થાય છે. તેથી કેવી ફરજ છે, અને આ બધાનો કેવી રીતે અમલ કરવો તે તમામ સવાલોનો નીરણય હાય કોરટને કરવાનો છે, માટે આ કામ કરવાની બાબતમાં દાબ રાખવાને સ્થાનીક કાયદા કરનારા કાંઇ યત્ન કરેનો, તે બીલકુલ ચાલી શકે નહી × × × આ પ્રમાણે કેટલોક વીચાર કરયાં પછી તેઓ સાહેબે નીચેની મતલબનો ઠરાવ કરયો.

મુબાઇ સરકાની રઇઅતના હક અને ફરજોના બરોબર નીયમ બાંધવાને મુબાઇની કાયદા કરનાર સભાને અખતીઆર છે, પણ તેઓતે અખતીઆર વાપરે ત્યારે હાય કોરટના અખતીઆરને અસર થાય તેવા નીયમ બાંધવાને તેમને અખતીઆર નથી. તાબાની કોરટોમાં જેવો કાયદો ચાલુ હોય તેજ કાયદા પ્રમાણે હાઇકોરટ પોતાની અપિલ બાજુની હકુમતમાં ચાલવાને બંધાએલાછે. મુબઇના વંસ પરમપરાની ચાકરી બાબતના આકટ (સ. ૧૮૭૪ ના ૩ જો) ની કલમ ૧૦ પ્રમાણે કલેકટર જયારે સરટીફીકટ આપે ત્યારે તે ન્યાયની રૂઇનું કામ તેઓ કરેછે એમ થાય છે. માટે તે હાયકોરટની નીમેબાની નીચે છે, પરંતુ જયાંસુધી તેઓ પોતાના અખતીઆરનો જુલમી રીતે ખોટો ઉપયોગ કરે નહી. દપ્પીરી રીતે બદઇાનત રાખે નહી. અગર બેદરકારીથી કાયદાને અનુસરે નહી અગર ખોટી રીતે તેનો ખોટો અરથ કરે નહી ત્યાંસુધી તેમના કુલ અખતયારમાં હાયકોરટ હાથ ઘાલથી નહી, છેવટે આ કામમાં હાયકોરટે જે જમીન કલેકટરે વતન ની ઠરાવેલી તેનો કબજો ભાડકરને આપવાનું હુકમનામું કરેલ તે રદ કરવામાં આવ્યું.

## દીવાની અપીલ.

તા૦ ૧૮ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જસટીશ વેષ્ટ અને મી૦ જશટીશ નહાનાભાઈ હરીદાસ

ની રૂબરૂ.

વીશ્વંભર પંડીત ઉરફે નાહાના મહારાજ ( અશલપ્રતીવાદી ) અપિલ વાળો વી૦ પ્રભાકરભટ્ટ બીન જનારદનભટ ( અશલવાદી ) અપીલનો પ્રતીવાદી.

રજીસટર-રજીષ્ટર કરાવવાની ફરજ પાડવાનો દાવો—જરૂરીઆત પક્ષકાર-હકુમત-અપીલ—સને ૧૮૭૭ ના આકટ ૩ ની કલમ ૭૭.

પાનું ૨૧૯ | સી૦ એફ૦ એચ૦ સા સહેબે એક દશતાવેજ નોંધવાનો ઠરાવ કરેલો, તે ઉપર આ અપીલ કરવામાં આવીછે.

કનરના ઇનાંમદાર વીશ્વંભર પંડીતની દત લેનાર માએ હીંદુસ્થાનમાં ઇંગરેજી રાજની બહાર કોલાપુરમાં તેને એક બક્ષીશ પત્ર લખી આપેલુંછે તે બાઈ તા૦ ૨૭ અપરેલ સને ૧૮૭૯ ના રોજ મરણ પામ્યા. તેથી શદરહુ વીશ્વંભર પંડીતને તમામ મીલકત વારસામાં મળી અને તા૦ ૯ જુન સને ૧૮૭૯ ના રોજ તે બક્શીસ પત્ર મંજુર રાખ્યું, અને તા૦ ૧૮ અગષ્ટ સને ૧૮૮૦ ના રોજ આ દસતાવેજ હીંદુસતાનમાં ઇંગરેજી રાજનીઅંદર લાવવામાં આવ્યો, અને તાર પછી તા૦ ૧૩ ડીસંબરના ના રોજ એટલે હીંદુસતાનમાં અંગરેજી રાજની અંદર તે દશતાવેજ લાવવામાં આવ્યો ત્યારથી ચાર માસની અંદર વાદીએ કારવારના સબરજીસ્ટ્રારને તે દસતાવેજ નોંધવા સારૂ આપ્યો. પરંતુ વખતસર વીશ્વંભરપંડીતે તેમની રૂબરૂ હાજર થવાને કસુર કરવાના કારણથી તા૦ ૧૨ સપટેમબર સને ૧૮૮૧ ના રોજ તે રજીસટર કરવાની ના પાડવામાં આવી, તેથી વાદીએ જીલ્લાના રજીસ્ટરારને આ હુકમ ઉપર અપીલ કરી, પરંતુ તેમણે તે હુકમ મંજુર રાખ્યો, આ ઉપરથી બેલગામની જીલા કોરટમાં હીંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટ અને વીશ્વંભર પંડીતને દાવામાં પક્ષકાર કરી વાદીએ દાવો કરીને એવું માગ્યુ કે તે દસતાવેજ નોંધવાનો ઠરાવ કરવાનું હુકમનામું કરી આપો.

જીલા જડજે તે દસતાવેજ નોંધવાનું હુકમનામુ કરયું.

આ ઉપરથી વીશ્વંભર પંડીતે હાયકોરટમાં અપીલ કરી.

અપીલવાળા તરફથી ઘનસામ નીલકંઠ નાધકરણી.

અપિલના પ્રતીવાદીની તરફથી મી૦ માણેકશા જહાંગીરશા.

મી૦ માણેકશા જહાંગીરશાએ આરંભની હરકત લીધી કે આ અપીલ સાંભળી શકાતી નથી. કાયદાનો હેતુ દસ્તાવેજ નોંધવાના હુકમ ઊપર અપિલ સાંભળવાનો નથી. એક વખત દસ્તાવેજ રજીસ્ટર થયો એટલે પછી તે રજીસ્ટર થયા વીનાનો થતો નથી.

કોરટે આ હરકત ના મંજુર કરી.

ગુણદોશ ઉપર મી૦ ઘનસામ નીલકંઠે એવી તકરાર કરી કે પરથમ આ દાવો સાંભળવાને જીલ્લા કોરટને હુકમ નથી. કારણ કે તેમાં સેક્રેટરી ઓફ સ્ટેટ અગર રજીસ્ટરારને પક્ષકાર કરવાની જરૂર નથી.

સામા વાળા તરફથી મી૦ માણેકશા જહાંગીરશાએ તકરાર કરી કે કોર્ટનો હુકમ રજીસ્ટર કરનાર અમલદારના નામનો થવો જોઇએ. માટે તેને જરૂરે કરીને પક્ષકાર કરવો જોઇએ. તે હુકમ બરોબર નથી એવું કહેવાને લાગ તેને આપવો જોઇએ જો તેને પ્રતીવાદીમાં દાખલ કરવામાં ના આવે તો તે હુકમનામાની બાબતમાં રજીસ્ટર કરાવનાર અમલદાર તરાહીત પક્ષકારની સ્થીતીમાં થાય છે, અને તેમ થાય તો, હુકમનામું બંધન કારક તેને થાય નહી.

કોરટે ઠરાવ્યું કે આ દાવામાં રજીસ્ટર કરનાર અમલદાર અગર સરકારને પક્ષકાર કરવાની જરૂર નથી. માટે યોગ્ય રીતે આ દાવો નીચામાં નિમ્ના દરજાની યોગ કોરટમાં થવો જોઇએ. માટે રજીસ્ટર કરવાનો હુકમ રદ કરવામાં આવ્યો.

---

## દીવાની અપીલ

તા. ૨૯ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ બેલ્ઠ અને મી૦ જસ્ટીસ નાના ભાઇ હરીદાસ સાહેબો

ની રૂબરૂ

આ૦૨જી દોરાબજી (અશલવાદી) અપિલવાળો વી૦ અરદેશા ધનજી વીગરે (અશલ પ્રતીવાદીઓ) અપિલના પ્રતીવાદીઓ.

જાગીરદારીનો દાવો—હકુમત—જીલ્લા કોરટ—તાબાની કોરટ—જાગીરદારી જાગીરદાર બંધ પડી—અપખાત—નુકશાન—હીંદુસ્તાનના કારભારનો (શ

ને ૧૮૭૭ ના આક્ટ ૯) ની કલમ ૨૬૫ અને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ૦ ૧૪ ની કલમ ૨૧૩–

અર્જી ૨૭ | પુનાના જીલ્લા જડજ રા૦ ફારદો સાહેબે વાદીની દાવાની અરજી લેવાને ના કહેલી તે હુકમ ઉપર આ અપીલ કરવામાં આવીછે.

દાવાની અરજીનો મતલબ નીચે પરમાણેછે:—

સન ૧૮૭૬ના અગસટ મારામાં પુનાના કાંપની કમીટીએ કચરાપ ટીની ગાડીઓ પુરી પાડવા ટેંડર માગયાં હતાં પક્ષકારોએ એવો કરાર કરયો હતો કે જુદા જુદા ટેંડરો મોકલવાં અને તેમાંના કોઇનું કબુલ કરવામાં આવેતો તે કંટરાટનુ કામ પુરપાડવાને તેઓએ બાગીદારીથી તે કામ ચલાવવુ પછી તેમાંના એકના નામનુ ટેંડર કબુલથયુ તેથી પ્રતીવાદીએતા ૧૯ અગસટર સને ૧૮૭૬ના રોજ પાંચ વરસ સુધી તે કમેટીને તે ગાડીઓ પુરીપાડવાને તે કમેટી સાથે કરાર કરયો. તેથી સદરહુ કરાર પ્રમાંણે તા ૨૭ અકટોબર સને ૧૮૭૬ના રોજ પ્રતીવાદીઓએ વાદીને એકબાગીદારીનો દસતાવેજ લખીઆપીને, તે કંટરાટમાંથી પાંચ આંની હીસો આપયો અને તેમાં એવું ઠરાવ્યુ હતુ કે જયાં સુધી તે કંટરાટ ચાલે તીઆં સુધી તે બાંગીદારી જારી રહે તે ભાગીદારીનુ કામ ચલાવવાને વાદીએ ગાડીઓ કરાવવાને રૂ ૧૪૦૦) અગાઊથી આપયા હતા અને રૂ૧૬૦૦) બાકે બદલ રાખવાને આપેલા હતા પછી વાદીના કહેવા પરમાણે વાદીની કબુલત વીના પરતી વાદીએ એ યોગ્ય કારણ વીના સરકારની કમીટીની સાથેનો કંટરાકટબંધ કરયો અને તા. ૧૯ જાનયુઆરી સને ૧૮૭૭ ના રોજ એક વરસનો તેમણે નવો કંટરાકટ લીધો આ હકીકતથી વાદીએપ રથમ એવી દાદ માગી કે તા૦ ૨૭ આકટોબર સને ૧૮૭૬ ના રોજની બાગીદારી બંધ પડી છે, એવુ ઠરાવી આપો. બીજી એવી માગી કે રૂ૦ ૧૬૬૫—૧૫—૦ વાદીએ ધીરેલા નાણામાંથી ખરચ કરતાં બીનાના બાકી છે અને રૂ૦૨૧૯૫—૧૦—૦ નફાના રૂ૧૦૪૧—૫—૦ વ્યાજ સુધા અને તે સાથે ગાડીપોની કીમતના રૂ૧૩૩૪—૧—૦ અને કરાર તોડવાથી નુકસાનના રૂ૮૭૮૨—૯—૦ મને અપાવવા જોઇએ.

આ દાવાની અરજી તા૦ ૧૯ સપટેમબર સને ૧૮૮૦ ના રોજ પહેલા વરગના સબારડીનેટ જડજને આપવામાં આવી, અને તેજ તારી

એ દાખલ કરવામાં આવી. બેઉ પક્ષકારો તરફથી પુરાવ લેવામાં આવ્યો. પણ તા૦ ૯ મી જુલાઈ સને ૧૮૮૩ ના રોજ સબારડીનેટ જડજે એવું ઠરાવ્યું કે તેમને હકુમત નથી. તેથી દીવાની કામ ચલાવવાનીરીતીના કાયદાની કલમ ૫૭ પ્રમાણે તે દાવાની અરજી જીલા કોરટમાં આપવાને પાછી આપવામાં આવી. તેજ તારીખે વાદીએ દાવાની અરજી જીલા કોરટમાં આપી. મી૦ કોરડા સાહેબના અભીપરાયમાં આવ્યું કે નીમે કરતાં વધારે બાગનો દાવો નુકશાની બાબતછે, માટે સબારડીનેટ કોરટને તે સાંભળવાની હકુમતછે, અને જીલ્લાના કોરટને તે સાંભળવાની હકુમત નથી. તેથી તેમણે પણ દાવાની અરજી વાદીને પાછી આપી. તે ઊપરથી વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

કોરટનો ફેંસલો જશટીસ વેસ્ટ સાહેબે નીચેની મતલબનો આપ્યો:—

પુરી થએલી ભાગીદારી સમેટવાનો દાવો કરાર આકટ સને ૧૮૭૨ના આ૦ ૯) ની કલમ ૨૬૫ અને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૨૧૬ જીલામાં થઈ શકેછે,

પરંતુ કરાર આકટની કલમ ૨૬૫ મી પ્રમાણે જીલાકોરટને ખાસ હકુમત આપવામાં આવી છે. તેથી સાધારણ કોરટોની હકુમત રદ થતી નથી. ભાગીદારીની લેણદેણમાંથી કોઈને દાવાનું કારણ ઉતપન થાયતો, તે બાબત જે શખશ જવાબદાર હોય તેના ઉપર સાધારણ કોરટમાં દાવો ચાલી શકેછે.

તોપણ પુરી થએલી ભાગીદારી સમેટવાના દાવાની બાબતમાં તે કોરટોની હકુમત નથી, આ હકુમત કરાર આકટની કલમ ૨૬૫ મુજબ જીલા કોરટને આપવામાં આવી છે, માટે જયારે નવી રીતની દાદની સાથે તે આપવા અમુક હકુમત ઠરાવવામાં આવી હોયતો, જે કોરટ બતાવવામાં આવી હોય તે કોરટને તે બાબત અખીતારછે. અને બીજી કોઈ કોરટને નથી એમ સમજવું જોઈએ. માટે જો કે દાદ દેખીતી સબારડીનેટ કોરટમાં માગી શકાય પણ પુરી થએલી ભાગીદારી બાબતમાં જીલાકોરટ અગર હાયકોરટમાં દાદ મળી શકે છે, પરંતુ સબારડીનેટ કોરટોની હકુમત બીજી બાબતોમાં બંધન થતી નથી. દેખીતુ દાવાનુ કારણ હોય તે કોરટે જે દાદ તે આપાવી શકે તે મેળવવા સારૂ તે બાબતના દાવા તે કોર

ટોમાં કરવાનો હક થાય છે તો પણ કરાર આક્ટની કલમ ૨૬૫ ના હે
તુ પરમાણે અમુક હદ બાબતનો દાવો તે કોરટોમાં ચાલી શકતો નથી.

એકાદ દાવામાં દાવાનું કારણ ઉતરતા દરજાની કોરટમાં સાંભળવા
લાયક જણાય તો મે કોરટ બાજબી રાહે ફક્ત એટલા કારણથી કહાડી
નાખી શકતા નથી કે તે દાવો સાંભળવાને કરાર આ૦ ની કલમ ૨૬૫
ની પ્રમાણે જીલા કોર્ટની હકુમત થઇ શકે છે.

કરાર આ.કટની કલમ ૨૬૫ ની પ્રમાણે જયારે અરજી જીલા કોરટ
માં આપવામાં આવે તારે તે કોરટે આવા નીરણય કરવો જોઈએ કે
(૧) ફક્ત તે વહીવટ કરવાનો દાવો છે કે નહી, અગર (૨) ખરેખરા ત-
કરારી દાવાના કારણસર ફક્ત સાધન તરીકે વહીવટ માગવામાં આવ્યો
છે કે શી રીતે (૩) અગર વહીવટની સાથે સાધારણ રીતના ઇલાજનો
કજીઓ છે કે નહી. જો બ.જી રીતનો હોય તો, તે કોરટ જે કામ સા
ધારણ કોરટનું છે તે બાબત યોગ રીતે ના પાડી શકે છે. છેવટની બાબ
તમાં તે પહેલાંની મીલકતનો વહીવટ પોતે લે અગર હકીકત પ્રમાણે તે
કરવાની ના પાડે પણ તે વખતે તે ઊપર અપીલ ચાલી શકે છે અને પ
હેલાની બાબતમાં ભાગીઆમાં નીકલી ગએલા સવાલોની વચમાં ઊતપન
થતા તમામ સવાલોની તે પોતે વ્યવસથા કરે, અગર તે એવી રીતના
હોય છે કે જેથી નીરણય કરવની બાબત જુદી પાડી શકાય તેવું હોય
તો તે દરેક કામમાં સબંધ રાખનાર પક્ષકારે અમુક દાવાનું કારણ કહે
વામાં આવેલુ હોય તેની રૂઇએ સાધારણ હકુમતની કોરટમાં કામ ચલાવ
વું એવુ તે પક્ષકારને ફરમાવી શકાય છે અને તે પરીણામ તેના વહીવટના
એક સાધન તરીકે તે ઉપયોગમાં લઇ શકે છે.

આ કામમાં સબારડીનેટ જડજે દાવો કહાડી નાખ્યો છે તે ઘણું
ખોટુ કરયુ છે કારણ કે ખરી રીતે તે તકરાર પુરી થએલા છે, એટલે પ
ક્ષકારોએ હકુમત કબુલ કરેલી છે. અને ઘણામાં ઘણુ તો તે કામ એક
અંદેશા ભરેલુ છે તો તેમણે તેનો ફેસલો કરયો હોત તો તે તેમણે ખો
ટુ કરયુ એમ થઇ શકત નહી, કરાર આકટની કલમ ૨૬૫ મી પ્રમાણે
જીલા જડજે આ કામ પોતાનો અખતીઆર વાપરવા લાયક નથી તેથી
તે ઠરાવ પ્રમાણે દાવાની અરજી કબુલ કરવાને તેમણે ના પાડી છે તે કા
મની તેમણે સુનાવણી જોઇતી હતી, એમ નકી જણાતી નથી, માટે તે
હુકમ બહાલ રાખી સબોરડીનેટ જડજનો હુકમ રદ કરયો,

## અસલ દીવાની મુકરદમો

તા૦ ૩૧ મારચ અને તા૦ ૮ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ બેલી સાહેબની રૂબરૂ.

જાહાન થામસન વેદ્ધસના કામમાં

સને ૧૮૫૮ નો દીવાનાનો આકટ ૩૪છે તેની કલમ ૨૫—સ્કાટલંડમાં નીમાએલો કયુરેટર—

પાનું ૨૮૦ | આ અરજી જાહાન થામસન વેદ્ધસના તા૦ ૨૫ં અગસ્ટ સને ૧૮૮૩ ના રોજ સ્કોટલાંડમાં લોર્ડસ ઓફ કાઊનશીલ અને શેશનના હુકમનામાથી ડંકન ફોર્બિસ ડાલાસને 'કયુરેટર બોનીસ" નીમવામાં આવેલા. તે ડંકન ફોર્બિસ ડાલાશે એવી અરજી કરી છે કે અમારા મુખતીઆર તરીકે પ્રાઇસ વીડનને સદરહુ જાહાન થામસન વેદ્ધસના માલીકપણાના નાણા લેવાને, તેની કાયદેસર પોહોચો આપવાને અને તેના કેટલાક શેરો અને ખતો વેચવાને અને તે નાણાંમાંથી અને વેચાણની કીમતમાંથી ઉપજેલી રકમમાંથી અમો અરજદાર 'કયુરેટરં બોનીસ" તરીકે ફરમાવીએ તેટલી છુટ મુકવાને તેને અખત્યાર છે, એવો હુકમ કરી આપો.

અરજદાર તરફથી મી૦ જારડને અરજ આપી અને અરજમાં માગ્યા પ્રમાણે હુકમ થવાને માગ્યું. તેમણે સ્કોટ વી૦ બેંટલીના કામનો ઠરાવ બતાવ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે વેદ્ધસ ચીતભ્રમ થએલો છે અને તે પોતાની બાબતની વ્યવસ્થા કરી શકે તેવો નથી, અગર કયુરેટરે જામીનઆપેલા છે અગર વેદ્ધસની ખોરાકી પોશાકી સારૂ ફંડ જોઇએ છે, તેવો કાંઇ પુરાવ નથી, માટે અરજી ના મંજુર કરવામાં આવી.

---

## અસલ દીવાની મુકરદમો

તા૦ ૧૮ એપ્રીલ સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ નાનાભાઇ હરીદાસ સાહેબોની રૂબરૂ.

રૂસ્તમજી બરજોરજી (અસલ વાદી) અપીલવાળો વી૦ કુસવજી નાયક વગેરે (અસલ પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

રીવાજ—અપીલ—અપીલનો પ્રતીવાદી જયાં અપીલ કરવાના હક્ની ઇનકાર કરતો હોય ત્યાંહાં કામ શીરૂ કરવાનો હક—હીસાબ લીધા બાબત કમીશનરનો રીપોટ મંજુર કરવા બાબતનો હુકમ, તે ઊપર અપીલ નથી—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૩૦૨૪૪—હુકમનામુ થયા પછીનું પ્રોશીડીંગ—તે કેવું—હુકમનામુ તેની બજાવણી—બજાવણી બાબતના સવાલો, તે કીયા—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૫૯ ના આકટ ૮ અને ૧૮૬૧ ના આકટ ૨૩ ની ક. ૧૧—ઇકવીટીના નીયમો નંબર ૩૭૧ અને ૪૫૬

પાનું ૨૮૭ — હીશાબ લેવા બાબતના સ્પેસીઅલ કમીશનરનો રીપોટ તારીખ ૨૧ સપટેંબર સને ૧૮૮૩ના રોજ મી૦ જસ્ટીસ સ્કાટ સાહેબે મંજુર કરવાનો હુકમ કરેલો તે હુકમ ઊપર વાદીએ અપીલ કરી છે.

વાદીએ આ દાવો પ્રતીવાદીની પેહેડી નરશી કેશવજી અને કંપની છે તેમના ઊપર વાદીના હીસાબે પ્રતીવાદીની પેહેડીએ ચીનમાં કેટલોક ચાહા ખરીદ કરેલો અને ઇંગલાંડ મોકલી વેચેલો તેનો હીસાબ લેવા સબંધી કરેલો છે. પ્રતીવાદીએ તે વ્યવહાર કબુલ કરયો. તેથી તા૦ ૧૯ મારચ સને ૧૮૭૦ ના રોજના હુકમનામાથી અગર રેફરંસના હુકમથી તે કામ હીસાબ લેવા શારૂ કમીશનરની ઓફીસમાં મોકલવામાં આવ્યું.

તા૦ ૨૧ જાનેવારી સને ૧૮૮૨ ના રોજ કમીશનરે વાદીની ખાસ ઉપરથી પ્રતીવાદી ઊપર વારંટ કાહાડી તેમાં એવું ફરમાવ્યું કે તમારા કબજા, અખતીઆર અને દાબમાં જે ચોપડા અને દસ્તાવેજો છે, અને મુંબાઇમાં પીરભાઇ ખલકદીનના નાંમની પહેડી છે તેના ચોપડા અને કાગળો તથા કમીશનરની ઓફીસમાં અનામત મુકેલા તમામ ચોપડા અને કાગળો છે તે સુધાંત તમારે શા વાસતે રજુ નહી કરવા, અને કમીશનરની ઓફીસમાં અનામત મુકેલા ચોપડા ઊપરના કરેલા શીકા શા કારણથી ખશેડવા નહી કે જેથી તે ચોપડા સંપુરણ રીતે વાદી તપાસી શકે તેનું કારણ બતાવવું.

પક્ષકારોની તકરાર સાંભળીને કમીસનરે આ વારંટ રદ કરયું.

વાદીની અરજ ઊપરથી ઇકવીટીના નીયમોમાંના ૪૫૬ મા નીયમ પ્રમાણે કમીશનરે આ બાબતમાં કોરટનો અભીપ્રાય લેવા કોરટને ખાશ

રીપોટ કરયો, વાદીએ તે રીપોટમા ફેરફાર કરવાને અરજ કરી પણ તે બાબતની તકરાર સાંભળીને તા૦ ૨૧ સપટેંબર સને ૧૮૮૩ ના રોજ જ સ્ટીસ સ્કાટ સાહેબે વાદીની અરજી નામંજુર કરી, અને કમીશનરનો રી પોટ બાહાલ રાખ્યો, તેથી વાદીએ અપીલ કરી.

પ્રતીવાદીઓએ એવી હરકત લીધી કે હીસાબ લેવાના કમીશેનરનાં રીપોટ ઉપર જડજે જે ઠરાવ કરેલો હોય તે ઉપર અપીલ ચાલતી નથી. પક્ષકારોની વચમાં એમ કબુલ કરવામાં આવ્યુ કે આ અપીલ સાંભળવા પહેલાં, આ સવાલોનો નીરણય થવો જોઈએ,

તેથી આ આરંભની તકરાર બાબત આ કામની તકરાર સાંભળવા માં આવી.

અપીલવાળા તરફથી આનરેબલ ઈ. એલ. લાથમ (આડવોકેટ જનર લ) અને તેમની સાથે મી૦ ઇનવેરારીટી હાજર હતા.

અપીલના પ્રતીવાદી તરફથી મી૦ જારડીન હાજર હતા,

તેમાં ઠરાવવામાં આવ્યું કે જ્યારે અપીલ કાઇમ કરવામાં આવી હોય, અને અપીલનો પ્રતીવાદી એવી હરકત લેતો હોય કે અપીલ ચાલ તી નથી અને પક્ષકારોનો કબુલત પ્રમાણે આ આરંભની બાબતમાં ની કાલ કરવાને કામ રાખેલું હોયતો, અપીલવાળાને કામ સીરૂ કરવાનો હક છે

દીવાની મામલાનાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ ૧૪) ની કલમ ૩ ની રકમ ૩ માં એવું ઠરાવવામાં આવ્યું છે કે હુકમના મા પછીનુ કોઈ કામ તા૦ ૧ જુન સને ૧૮૮૨ ના રોજ શીરૂ થએલુ જે કામ ચાલુ હોય તે કામમાં આ કાયદાનો કોઈ ઠરાવ લાગુ નથી. તે તારીખ પહેલાં શીરૂ થએલા કોઈ કામ સને ૧૮૮૨ નો કાયદો લાગુ ક રવાનો આધાર એ ઉપર છે કે તે તારીખ પછી જે નવુ કામ ચાલેલું છે અને જેમાંથી આ સવાલ ઉતપન થએલો છે, તે એવી રીતનું છે કે પ્રથમના પ્રોસીડીંગની સાથે તે એવું સબંધ રાખતા છે કે જેથી તે તે માંનો ભાગ સમજાય.

સને ૧૮૭૦ માં હુકમનામુ થએલુ તેથી આ કામ હીસાબ લેવાને કમીશનરને તરફ મોકલવામા આવેલું. તા૦ ૨૧ જુન સને ૧૮૮૨ ના રો

જ કમીશનરે તે હીસાબ લેવાની દરમીઆનમાં પ્રતીવાદી ઉપર આગળ કહયા પ્રમાણે અમુક ચોપડા સાવાસ્તે તપાસવા દેવા નહી તેનું વારંટ કહાડેલું તે બાબતમાં ઠરાવવામાં આવ્યુ કે ચોપડા તપાસવાનો સવાલ હીસાબ લેવાની બાબત સાથે એટલા બધા સાંકડો સબંધ રાખે છે કે તે કામનો ભાગ છે, એમ સમજવું જોઇએ, અને વળી તે કામ શીરૂ થએલુ અને તા૦ ૧ જુન સને ૧૮૮૨ ના રોજ ચાલુ હતું, માટે તે હુકમ ઉપર અપીલ ચાલે કીંવા નહીં તેનો નીરણય (સને ૧૮૮૨ ના આ ૧૪ ની કલમ ૩ પ્રમાણે) દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો સને ૧૮૫૯ નો આક્ટ ૮ મો હતો. તે પ્રમાણે કરવાનો છે અને સને ૧૮૮૨ ના કાયદા પ્રમાણે કરવાનો નથી.

સને ૧૮૬૧ ના આક્ટ ૨૩ ની કલમ ૧૧ મી સને ૧૮૫૯ ના આક્ટ ૮ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની હતી તે દુરસ્ત કરયા તરીકે હતી એમ વાંચવી જોઇએ. તે કલમના શબ્દો પ્રમાણે જે સવાલો હુકમનામાની બજાવણીમાંથી ઊતપન થાય તેને લાગુ થાય છે, અને તે શબ્દો તે કાયદામાં વાપર્યા છે તે પ્રમાણે હુકમનામાનો એક અગર બીજા પક્ષકારની દરખાસ્ત ઉપરથી હુકમનામાનો અમલ કરવામાં આવે તેવો અર્થ થાય છે. તે વીશે ઠરાવવામાં આવ્યુ કે કમીશનરે પ્રતીવાદીના ચોપડા તપાસવા દેવાને ના પાડી તે બાબતનો તે કમીશનરનો રીપોર્ટ જડજે બહાલ રાખ્યાનો હુકમ તે કલમના હેતુ પ્રમાણેનો હુકમ નથી, માટે તે ઉપર અપીલ ચાલતી નથી.

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૪

કૈસરેહીંદ વી૦ ગોવીંદ પુજા.

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની રુબરુ

નુકશાન—લાસનો નાસ—જાનવરના ચામડા ઉપર હક—ગામના માહાર—રીવાજ

પાનુ ૨૯૩ | તોહોમતવાળાને નાશીકમાં પેહેલા વરગના માજીસ્ટ્રેટ શી. ઇ. ફરેરે સીક્ષા કરેલી તે શીક્ષાનો હુકમ ફેરવવાને અને હાય કોરટને ફરી વીચાર કરવાની હકુમત છે તે વાપરવાને આ અરજી કરવામાં આવી છે

ચીંચવાડ ગાંમના માહાર ઉપાડીઆ ગંગીઆએ એવી ફરીઆદ કરી કે તોહોમતવાળાએ પોતાના મરણ પામેલા બાગદને દાટયો અને તેના ચામડાનો નાશ કરયો. તેથી સંક્ષેપ તપાસમાં હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૨૬ મી પ્રમાણે બીગાડ કરયાનો ગુનેગાર થાય છે, અને તેથી તેને રૂ૧૦)દંડ અને દંડ આપવામાં કસુર કરવામા આવેતો દસ દીવસ આસાન કેદની શીક્ષા કરવામાં આવી.

જષ્ટીસ વેષ્ટ સાહેબ—તે બગદના માલેક તે મરી ગયા પછી તેની લાસ ઉપર પોતાનો હક હતો, એમ કહેલુ છે, અને તેના કબજામાં હતી, માટે જોતે કાંઇ હક દેખીતી રીતે પણ પોતાની પુષ્ટીમાં બતાવેતો, તે ગીલકત ઊપર વધારે સારો હક બતાવવામાં આવે ત્યાં શુધી તે કબજો રાખી શકે છે આ પ્રમાણે છેતો તે કૃત્ય એવું નથી કે જેથી તેની વ્યવસ્થા ફોજદારી કાયદા પ્રમાણે થઇશકે પણ તે બાબત તેને દીવાની કોરટમાં ઇલાજ કરવાનો હતો. માટે કોરટ ગુનાની સાબેતી અને શીક્ષાનો હુકમ ફેરવે છે અને દંડ પાછો આપવાને ફરમાવે છે.

---

## દીવાની અપીલ

### ફુલબેંચ

તા૦ ૬ ફેબરવારી સને ૧૮૮૪

સર ચાર્લસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ, મી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ વેષ્ટ સાહેબોની રૂબર

બાળકીસન વાદી—ગોવીંદપંડ નાયક પ્રતીવાદી.

સને ૧૮૭૯ નો સ્ટાંપ આકટ ૧લો—ખત—પ્રોમીસરી નોટ—

પાનું૨૯૭ } સને ૧૮૭૯ ના આકટ ૧ લાની કલમ ૪૯ મી પ્રમાણે અલીબાગના સબોરડીનેટ જડજે રા૦ સા૦ ક૦ એન૦ એરે હાયકોરટના હુકમ સારૂ આ કામમાં પુછેલું.

વાદી બાળકીસને એક લખત જેને પ્રામીસરી નોટ છે એમ કહી તેની રૂઇએ દાવા કરયો. તે તા૦ ૨૪ મી સપટેંબર સને ૧૮૮૧ ના રોજ નુછે, અને તેના ઊપર વળગે તેવા એક આંનાનો સ્ટાંપ છે તે દસ્તાવેજ નીચે પ્રમાણે છે;—

**અ બ** ને જોગ લખીતીંગ **ક ડ** માહરૂ આ પ્રામીસરી નોટ લખી આપવાનું કારણ એ છે કે પરારની સાલ મેં તમને રૂ૧૦) નું એક ખત લખી આપેલું છે તેનો હીસાબ કરતાં મુદલ તથા વ્યાજના આજ સુધીમાં રૂ૧૭—૯—૩ દેવા થએલા છેં અને ગયા વરશમાં બીજી રકમ રૂપીઆ ૧૮—૬—૯ ની મેં તમારી પાશેથી રોકડી કરજે લીધીછે. હું તે ઉપર દર માસે દર રૂપીએ પા આના પ્રમાણે વ્યાજ આપીશ, અને મુદલ રકમ જયારેં માગશો ત્યારે આપીશ હું અગર મારા વારશો આ કરાર પ્રમાણે ચાલીસું આ દસ્તાવેજ મેં મારી રાજી ખુશીથી અને કાંઇ નીશાના અશર વીના લખી આપેલો છે તા૦ ૨૪ સપટંબર સને ૧૮૮૧

સાક્ષી શહી.

હાય કોરટમેં એવો સવાલ પુછવામાં આવ્યો છે કે આ દસ્તાવેજ ઉપર જોઇતો સ્ટાંપ છે કીંવા નહીં.

સબારડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યું કે સને ૧૮૭૫ ના આકટ ૧ લા અરથના પ્રમાણે તે ખત છે,

હાય કોરટમાં કોઇ હાજર થયું નથી,

ઠરાવ આ દસતાવેજ સને ૧૮૭૯ ના સ્ટાંપ આકટ ૧ લામાં બતાવેલી વાખ્યા પ્રમાણે ખત છે, માટે તે ઉપર તે પ્રમાણેનો સ્ટાંપ હોવો જોઇએ.

---

## દીવાની અપીલ

## ફુલબેંચ.

તા૦ ૬ ફેબરવારી સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ, મી૦ જસ્ટીસ કુંબાલ અને મી૦ જસ્ટીસ વેસ્ટ સાહેબોની રૂબરૂ

નારાયણ રઘુનાથ પોટનીસ, વાદી. વી૦ કાશીનાથ વીઠ્ઠાધર પ્રતીવાદી

ચેહચાણુ—સને ૧૮૬૨ ના સ્ટાંપ આકટની કલમ ૫૪ પ્રમાણે દરેક હીસેદારની નકલ એટલે દરેક હીસેદારનો દસ્તાવેજના ભાગ તરીકે ડુપલીકેટ અગર ત્રીપલીકેટ એટલે બીજી અગર ત્રીજી નકલ હોય છે તે છે.

માટે બે ભાઇઓની વચમાંની વહેચણનો દસ્તાવેજ સને ૧૮૬૩ ના જુન માસનો છે, તે સાદા કાગળ ઉપર છે તેમાં ઠરાવવામાં આવ્યું કે તેના ઉપર સને ૧૮૬૨ ના આક્ટ ૧૦ ના પૃશીશટ બ ની કલમ ૫૪ મી પ્રમાણે દસ્તાવેજની દરેક ભીસેદારની નકલ પ્રમાણે છાંપ હોવો જોઇયે.

---

## દિવાની અપીલ

તા૦ ૭ ફેબરવારી સને ૧૮૮૪

સર ચાર્લેસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જશટીશ કે; બાલ સાહેબોની રૂબરૂ

પાંડુરંગ રામચંદ્ર ચોગલે વાદી વી૦ નારાયણ વીગરે પ્રતીવાદીઓ.

હુકમનામુ, તેનો ફેંસલો કરવો, કોરટની બાહાર—દીવાની કામ ચ લાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૪) ની કલમ ૨૫૮—કરાર—અવેજ—

પાનું ૩૦૦ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ ની પ્રમાણે માહાડના બીજા વરગનાં સબોરડીનેટ જડજ રા. સા. એસ૦ એમ૦ ચીટલે આ કામ હાય કોરટનાં અભીપ્રાય સારૂ મોકલેલુ છે.

તા૦ ૧૦ ડીસંબર સને ૧૮૭૯ ના રોજના ખતની રૂઇએ વાદી પાંડુરંગે મુદલ તથા વ્યાજના રૂ૨૫) લેવા પ્રતીવાદીઓ ઉપર દાવો ક રયો છે પ્રતીવાદીએ ખત લખી આપ્યુ કબુલ કરી પહેલા પ્રતીવાદીના ભાઇએ નોકરી કરેલી તે બાબતના રૂ૫)નો સાંમો દાવો કરયો છે.

ખત ઉપરથી તથા વાદીના વકીલને તપાસ ઉપરથી એમ જણાય છે કે પેહેલા પ્રતીવાદીને સને ૧૮૮૭ ના નંબર ૬૦૧ ના હુકમનામાનું વાદીનું દેવુ હતુ. તેથી વાદીએ તે હુકમનામુ પ્રતીવાદીની મીલકત જપ્ત કરાવી તે રૂપીઆ લેવાને બજાવેલુ હતુ, જપ્તી કરતી વખત સમાધાન થયું ને એવી સમજ થઇ કે પહેલા પ્રતીવાદીએ તે હુકમનામા બદલ નવું ખત લખી આ પવુ ને બીજા પ્રતીવાદીએ તેમાં જમાંન થવું. પણ તે સમાધાનની બાબત કોરટમાં જાહેર કરવામાં આવી નહી, જેથી સબોરડીનેટ જડજે નીચેના સવાલો પુછ્યા.

૧ આ ખતના અવેજમાં સને ૧૮૭૮ ના નંબર ૬૦૧ નું હુકમ નામુ પતાવેલુ તે છે કે નહીં,

૨ જે સમાધાન બાબત કોરટને જાહેર કરવામાં આવ્યુ નથી તે કોરટ કબુલ કરી શકે છે કીવા નહીં.

૩ અવેજની ખાંમીના કારણથી આ ખત રદ બાતલ છે કીવા નહીં.

સબોરડીનેટ જડજના અભીપ્રાયમાં આ તરણે સવાલોની બાબતમાં વાદી વીરૂધ આવ્યુ.

ચીફ જસ્ટીસ સારજંટ સાહેબઃ—અમારી નજરમાં આવે છે આ ખત અવેજની ખાંમીના કારણથી રદ બાતલ છે, એવું સબોરડીનેટ જડ જે ઠરાવેલુ છે તે બરોબર છે. તે હુકમનામાનુ તે સમાધાન કોરટને જાહેર કરેલુ નથી, માટે વાદીને તે બંધન કારક નહીં હતુ, સબબ તે અવેજ બ બર્યાંન નથી.

## દીવાની અપીલ

તા૦ ૭ ફેબરવારી સને ૧૮૮૪,

સર ચાર્લસ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કેંબાલ સાહે બોની રૂબરૂ.

હરગોવીંદ પરભુદાસ હુકમનામાવાળો વી૦ હીરા હરીભાઇ (હુકમનામા ના દેણદાર.

હુકમનામુ-કલેકટર—કલેકટરે હુકમનામું બજાવું-બજાવણીમાં થતા લીલામ ગેર શીરસ્તે થવું—દીવાની કોરટનો હાથ ઘાલવાનો અખતીઆર.

પાનું ૩૦૧ } અંકલેસ્વરના બીજા વરગના સબોરડીનેટ જડજ રા. સા એમ૦ બી૦ ડોલાએ હાલ કોરટના ઠરાવ સારૂ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ ૧૪) ની કલમ ૬૧૭ પ્રમાણે આ કામમાં પુછેલું છે.

હરગોવીંદ હીરા ઊપર ૨૪૬૦ અને ખરચનું હુકમનામુ મેળવ્યુ, અને તે બજાવવાને સને ૧૮૮૨ માં દરખાસ્ત કરવામાં આવી, તે દરખાસ્ત મંજુર રાખવામાં આવી અને તે હુકમનામું ભરૂચના કલેકટર તરફ બજાવવા સારૂ મોકલવામાં આવ્યુ. તા૦ ૧૨ મી એપ્રીલ સને ૧૮૮૩ ના રોજ કલેકટરના હુકમ પ્રમાણે અંકલેસ્વરના મામલતદારે

હુકમનામાના દેણદારની કેટલીક સ્થાવર મીલકતનું વેચાણ કરયું. તેમાં એક દામોદર વધારેમાં વધારે માગણી કરનાર હતો. તેથી તેને ખરીદદાર ઠરાવવામાં આવ્યો. ખરીદીની કીમતનાં નાણાં પઈકી ચોથાઈ દામોદરે તરત ભરી. પરંતુ કાયદા પ્રમાણે પંદરમા દીવસના સુર્ય અસ્ત થતા પહેલાં બાકીની કીમત ભરવાને તે ચુકયો. તા૦ ૪ મે સને ૧૮૮૩ ના રોજ (લીલામ પછી એકવીસ દીવસે) તે મામલતદારની રૂબરૂ હાજર થયો, અને પોતે ઘણોજ માંદો હતો, તે કારણથી તે નાણાં ભરી શકયો નહી હતો એમ કહીને તે બાકીની કીમત ભરવા માંડી. માંમલતદારે તે મંદગીનો પુરાવ લઈને તા૦ ૧૪ મેના રોજ તે નાણાં દાંમોદરને ભરવા દેવાનો હુકમ કરયો. તે પ્રમાણે ભરવામાં આવ્યો, અને તા૦ ૧૭ મેના રોજ તે વેચાણ મંજુર રાખવામાં આવ્યું, તા૦ ૧૭ જુલાઈ સબોરડીનેટ જડજના હુકમ પ્રમાણે મામલતદારે તે લીલાંમમાં ઉપજેલી રકમ હુકમનામાવાળા હરગોવીંદને આપી. પરંતુ સદરહુ ગેરશીરસ્તે થયાની બાબત સબોરડીનેટ જડજના જાણવામાં તે વખતે નહી હતી. જ્યારે માંમલતદારે હુકમનામાની બજાવણીનું કામ પાછુ મોકલ્યું ત્યારે તેના જાણવામાં આવ્યું કે મામલતદારે આ ગેરસીરસ્તે કરયા બાબત એક પક્ષકારે ફરીઆદ કરી નથી,

સબોરડીનેટ જડજે એવો સવાલ પુછયો કે આ લીલાંમ મંજુર રાખવામાં આવેલું છે તે કાયદેસર છે કીંવા નહી, અને જો નથી તો મામલતદારનું કાયદા વીરૂધ ચલાવેલું કામ કોરટે મંજુર રાખવું જોઈએ કે શી રીતે.

સબોરડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યું કે મામલતદારનું આકામ કાયદેસર નથી, માટે તે રદ કરવું જોઈએ.

હાય કોરટમાં એક પક્ષકાર હાજર થયા નથી.

ચીફ જષ્ટીસ સારજંટ સાહેબ:—જે કલેકટરને હુકમનામુ બજાવવા મોકલવામાં આવ્યું હોય તે કલેકટરના ચલાવેલા કામ ઉપર દાબ રાખવાને દીવાની કોરટને અખત્યાર છે કીંવા નહીં એ બાબત હાલ જે અધારો છે તે પ્રમાણે નકી થએલુ નથી તે બાબત કાંઈ પણ અભીપ્રાય બતાવ્યા વીના અમારી નજરમાં આવે છે કે જ્યાં સુધી બજાવણીના કામમાનો

એક પક્ષકાર આવી કોરટને તે બાબત ઇલાજ કરવા અરજ કરે નહી ત્યાં સુધી તેવો દાબ વાપરવો નહી જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૧૨ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસવેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસની

રૂબરૂ

નવલુ વાદી વી૦ રાધુ ગુજરયો છે તેનો વારસ તેનો દીકરો રાંમજી પ્રતીવાદી,

ગીરો—હીસાબ—ગીરોનું દેવું આપવામાં કસુર કરવાથી ગીરોના દાવામાં ગીરો રાખનારને હુકમનામાથી કબજો આપવામાં આવ્યો—ગીરો આપનાર અને ગીરો લેનારની વચમાં શબંધ—જમીનના નફા બાબત હીસાબ આપવાને જે ગીરો રાખનાર જવાબદાર નહી તે—ગીરોના દાવામાં કબજાનુંહુકમનામુ; તેની અસર—દક્ષણના ખેડુતોના બચાવનો સને ૧૮૭૯ નો આ. ૧૭ મો.

પાનુ ૩૦૩ | વાદીએ સને ૧૮૬૪ માં અમુક જમીન પ્રતીવાદીને ગીરો આપી હતી શને ૧૮૭૪ માં પ્રતીવાદીએ તે ગીરોની રૂઇએ વાદી વીરૂધ એવુ હુકમનામુ મેળવ્યુકે વાદીએ પ્રતીવાદીને રૂપીઆ ૪૯) આપવા અને તે આપવામાં કશુર કરવામાં આવેતો તે રકમ આપતાં સુધી પ્રતીવાદીએ ગીરોવાળી જમીનનો પોતાનો કબજો લેવો તે હુકમનામા પ્રમાણે પ્રતીવાદીએ તેનો કબજો લીધો વાદીએ તે જમીન છોડાવવાને આ દાવો કરયો. એવું કહીને કે ગીરો ઉપરના દેવાની રકમ તે જમીનના વધારાના નફામાંથી વશુલ થઇ ગએલી છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે પ્રતીવાદી (ગીરો રાખનાર) તે જમીનના નફાનો હીસાબ આપવાને જવાબદાર નથી પહેલાના હુકમનામા પ્રમાણે પ્રતીવાદી તે પોતાના કબજામાં લેઇ વાદી તે રકમ આપે તાહાં શુધી તે જમીન તથા તેથી થતો નફો પોતાની પાશે રાખી શકે છે. માટે તે રકમ આપવામાં આવે તાંહાં સુધી પ્રતીવાદીની પાશે તે જમીન શંપુરણ હક સાથેછે.

# ફોજદારી અપીલ

તા૦ ૧૪ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ વેષ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસ સાહેબોની રૂબરૂ

માહારાણી—કૈસરેહીંદ વી૦ કુસનગાયણ

નીરદોશ ઠરાવવું—ફરી તપાસ—હાયકોરટનુ વચમાં પડવું—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૪૦૩ અને ૫૩૦

પાનું ૩૦૧ | બેલગામ જીલાના માજીસ્ત્રેટ એ. ક્લાર્ક જરનાઇશ સાહેબે સને ૧૮૮૨ ના આ ૧૦ ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૪૩૮ મી પ્રમાણે આ રફરંસ કરેલું છે.

ગયા અગસ્ટ માસમાં તોહોમતવાળાએ ફરીઆદી એક સાલુકોમ લક્ષમણ પાશેથી તણ દાગીના ફરીઆદીની કીમત પ્રમાણે રૂ ૧૩૮, ૧૭૭ અને ૯૫)ની કીંમતના પંદર દીવસને માટે "પાટ" લગ્ન કરવાનું હતુ તે કારણસર ઉછીતા લીધા હતા આ મુદત પુરી થએ તે દાગીના ફરીઆદીએ પાછા માગ્યા, પણ તોહોમતવાળાએ તે લીધાની વાત ઇનકાર કરી, કેટલીક વખત પછી તે તણ દાગીનામાંથી નાકની અને કાનની વાળી કેટલાક મીતરોની મારફતે પાછી લીધી ગળાનો દાગીનો હતો તે પાછો આપવામાં આવ્યો નહીં. પણ તેની કીમતના રૂ ૪૫ તેણીને મોકલવામાં આવેલા હતા વળી એમ જણાય છે કે ફરીઆદીને તે દાગીના અને ગળાના દાગીનાના રૂ૪૫) મળ્યાની પોહોચ તેણે કરી આપી. એવી તઇઆર કરવામાં આવી હતી. ફરીઆદીએ ચીફ કાનસટેબલને ફરીઆદ કરીકે મેં કાંઇ આવી પોહોંચ કરી આપી નથી, અને ગળાના દાગીનાની કીમત રૂપીઆ ૧૩૮છે. તપાસ કરયા પછી હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૦૬ (સાપ્રાધ વીશ્વાસઘાત) પ્રમાણેના ગુનાની તપાસ કરવાને ચીફ કાંનસટેબલે તે કામ બીજા વરગના માજીસ્ત્રેટ તરફ મોકલ્યુ માજીસ્ત્રેટે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૧૭ મી પ્રમાણે આરોપ તઇઆર કરયો, અને ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મી પ્રમાણે તોહોમતવાળાને છોડી દેવામાં આવ્યો.

માજીસ્ટરેટે તોહોમતવાળાને છોડી દઇને કોરટની રૂબરૂ સોના રૂપા ની જણસોમાં નાકના રૂ૪)ની અને કાંનના આશરે રૂ૩૫) ની કીમતના અને રૂ૪૫ હતા તે ફરીઆદીને આપવાનો હુકમ કરયો.

તે છોડી દીધાના હુકમ વીરૂધ ફરીઆદીએ માજીસ્ટરેટને અરજી કરી તેમાં હાઇ કોરટ તરફ કામ મોકલતાં હાય કોરટે ઠરાવ્યુ કે જે માજી સ્ટરેટે તોહોમતવાળાને છોડી દીધો છે તેમને હકુમત નહી હોવાથી ક્રી. પ્રો. કોડની કલમ ૫૩૦ મી પ્રમાણે રદ બાતલ છે માટે તે કાયદાની ક લમ ૪૦૩ પ્રમાંણે યોગ્ય કોરટથી તપાસ ચલાવવાને અટકાવ થતો નથી. માટે હાય કોરટને તેમાં હાથ ઘાલવાને કાંઇ કારણ નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૧ ફેબરવારી સને ૧૮૮૪

સર ચાર્લસ સારજંટનાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કેંબાલ સાહેબોની રૂબરૂ.

ગીરધરલાલ ક્રીસનવલભ (વાદી) વિ. બાઇ શીવ હરીભાઇ બાપુની વીધવા (પ્રતીવાદી)

વારસ વકીલ ઉપર દાવો—મીલકત—હુકમનામુ—કેળવણી—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ° ૧૪) ની ક૦ ૨૫૨ અને ૧૮૬૬ ના મુબાઇના આ. ૭

પાનુ૩૦૯ } જંબુસરના બીજા વરગના સબોરડીનેટ જડજ રા૦ સા૦ એચ૦ એમ૦ મેહેતાએ હાય કોરટના ઠરાવ સારૂ આ કામ માં પુછેલું છે.

વાદી ગીરધારીલાલનો એક હરીભાઇ બાપુ ઉપર દાવો હતો. તેથી તે ગીરધાર હરીભાઇની વીધવા ઉપર તેણીના ધણીની કાયદેસર વારસ વ કીલ છે એમ કરી તેધણીની મીલકતથી વશુલકરવા દાવો કરયો, પુરાવા ઉ પરથી એમ માલુમ પડયુ કે પ્રતીવાદીઆણે તેણીના ધણીની મુકેલી મીલ કતનો કબજો લીધો નથી, પણ તે તેના સગાના કબજામાં છે.

તેમાં સવાલ એવો પુછવામાં આવ્યો કે પ્રતીવાદીએ તે મીલકતનો કબજો લીધો નથી તોપછી આ પ્રમાણે દાવો ચાલી શકે કીંવા નહીં.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે વારસ વકીલ પાસે મરનાર દેણદારની

મીલકત આવેલી છે, એવું સાબીત કરયા વીના વાદીનો દાવો કરવાનો અને પુરાવ ઉપરથી હુકમનામુ મેળવવાનો હક છે. જો મીલકત હોયતો તેના કબજામાં ને થાય તેવું હોયતો બસ છે. હુકમનામામાં એવું બતાવવું જોઈએ કે તે પ્રતીવાદી ઉપર તેની જીતનું હુકમનામુ છે, અને તેનો અમલ અલબત સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૨૫૨ માં બતાવેલી રીતીએ થશે. માટે અમારા અભીપ્રાય પ્રમાણે આ દાવો કાહાડી નાંખવો નહી જોઇએ. પણ મરનાર દેણદારનો પ્રતીવાદી વારસ છે તેના ઊપર હુકમનામુ થવુ જોઇએ.

---

## દીવાની અપીલ

## ફુલબેંચ.

તા૦ ૨૦ ફેબરવારી સને ૧૮૮૪

સર ચાર્લસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ, મી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ વેસ્ટ સાહેબોની રૂબરૂ

પહિંગણઘાટ મીલ કંપની લીમીટેડ ગીરો આપનાર વી૦ રેખચંદ ભીખાચંદ ગીરો રાખનાર

સને ૧૮૭૯ ના ઠરાવ આકટ ૧ લાના પૃશીષ્ઠ ૧ની આરટીકલ ૪૪ ની રકમ (અ) અને (બ)—અર્થ.

પાનુ ૩૧૦ } મધ્ય પ્રાંતોના ચીફ કમીશનરે સને ૧૮૭૯ ના આકટ ૧ લાની કલમ ૪૬ મી પ્રમાણે હાય કોરટના ઠરાવ સારૂ આ કામમાં પુછેલુ છે.

"હીંગણઘાટ મીલ કંપનીએ એક રેખચંદને તા૦ ૪ આગસ્ટ સને ૧૮૮૩ ના રોજ ગીરો ખત લખી આપેલું છે તે ખતમાં એવો ઠરાવ છે કે ગીરો રાખનારને (રેખચંદ) જો ગીરોવાળાં નાણાં તા૦ ૩૧ મારચ સને ૧૮૮૮ સુધીમાં બીલકુલ આપવામાં આવે નહીંતો, મીલકતનો કબજો તેને આપવો.

તેમાં કમીશનરે એવો સવાલ પુછયો કે શને ૧૮૭૯ ના આકટ ૧ લાના અ પ્રસીસ્ટની આરટીકલ ૪૪ માં "ગીરો લખી આપતી વખતે ગીરોવાળી મીલકતનો કબજો આપવામાં આવે અગર આપવાને કરાર કે

રવામાં આવે" એવા સબ્દો છે તેનો ખરો અરથ શો છે. હવે પછી કરાર પ્રમાણે કબજો આપવાનો હોય એવો જે દસતવેજમાં ઠરાવ હોય તેને તે ઠરાવ લાગુછે એમ તે શબ્દો વાંચવા કે શી રીતે.

તેમા ઠરાવવામાં આવ્યુ કે તે શબ્દો જે કરારથી તરતજ કબજો આપવાનો હોય તેને લાગુ થાય છે,

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૨૧ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસ સાહેબોની રૂબરૂ

માહારાણી—કેસરીસીંદ વી૦ ઠાકુ ગુકારાંમની સ્ત્રી.

કમીટમેંટ—ઓપ્રી શેશન્સની કુકડીમાં તપાસ—હકુમત—ફોજદારી કામ ચલાવવાની રીતી (સને ૧૮૮૨ના આ ૧૦)ની ક ૧૯૧ ૫૩૧

પાનું ૩૧૨ તોહોમતવાળા ઉપર તે પોતાના ધણીની હયાતીમાં ફરીથી લગ્ન કરવાનો આરોપ નાસીક જીલામાં પેહેલા વરગના માજીસ્ટ્રેટ મી૦ મેરાનસની રૂબરૂ રાખવામાં આવ્યો હતો. અને તેને નાસીકમાં શેશન કોરટમાં તપાસ થવા સારૂ કમીટ કરવામાં આવી હતી. માજીસ્ટ્રેટનું પ્રોસીડીંગ જોતાં શેશન જડજ મી૦ બેકરના જોવામાં આવ્યુ કે તે ગુનો અહમદ નગરની સેશન કોરટની હકુમતમાં કરવામાં આવેલો છે, માટે તે કામનો તપાસ કરવાની હકુમતમને નથી. તેમના વીચારમાં આવ્યુ કે ક્રી૦ પ્રો૦ કોડ (સને ૧૮૮૨ના આ ૧૦)ની કલમ ૫૩૨મી પ્રમાણે તે કમીટ કરવું કબુલ કરવાને તેમને અખત્યાર નથી માટે હાયકોરટમાં તે કમીટનો હુકમ કલમ ૨૧૫ પ્રમાણે રદ કરવાને તે કામ મોકલવાને તેઓ પોતે બંધાએલા છે એમ તેમના વીચારમાં આવવાથી હાયકોરટમાં રેફરંસ તેણે સાહેબે કરયું.

તોહોમતવાળા અગર સરકારની તરફથી હાય કોરટમાં કોઇ હાજર થયું નહીં.

ઠરાવઃ—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ના આકટ ૧૦) ની કલમ ૫૩૧ મી પ્રમાણે કમીટ કરવાનો ફોજદારી કોરટ

નો હુકમ ગેરરીતનો છે કે જો ગેર ઈનસાફ થાય તેવું ના હોયતો તે રદ થઇ શકતુ નથી. આ કમીટનો હુકમ રદ કરવાની જરૂર જણાતી નથી. કારણ કે તે કરવાથી હજુ કાંઇ ગેર ઈનસાફ થયો નથી. પરંતુ કલમ ૧૭૭ મી પ્રમાણે જે સેશન્સની હુકડીમાં ગુનો બન્યો હોય ત્યાહાં તેની તપાસ થવી જોઇએ. માટે જો અહમદ નગરના સેશન્સ કોરટનો એવો રીપોર્ટ નહી આવેકે તે અમારી કોરટમાં મોકલવાથી સર્વજનીક હરકત થશે, અગર કોઇ રીતે ન્યાયનો હેતુ પાર પડશે નહીતો કોર્ટ અહમદ નગરની કોરટ તરફ આ કામ મોકલશે. જો ઉપર પ્રમાણે રીપોર્ટ આવેતો નાશીકમાંત પાસ કરવાનો હુકમ કરવાને કોરટ મુખતીઆર છે.

---

## દીવાની અપીલ

### ફુલબેંચ

તા૦ ૨૮, ૨૯ જાનેવારી ૧૩, ૨૬ ફેબરવારી અને તા ૬ મારચ

સને ૧૮૮૪

સર ચાર્લસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ વેસ્ટ સાહેબોની રૂબરૂ

રીવાજ—કામ ચલાવવાની રીતી—યોગ્ય કોરટમાં દાવાની અરજી આપવા તે પાછી આપવી—હકુમત—અરથ—દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો સને સને ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૩૦ અને ૩૨—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪.ની કલમ ૫૩ અને ૫૭.

પાનું ૩૧૩ } સને ૧૮૮૨ ના નંબર ૧૧૪ ના અપીલના કામમાં પ્રમાકર ભટે દાવાની અરજી પાછી આપવા સારૂ અરજી કરેલી તેમાં ડીવીઝનબેંચે ફુલબેંચને પુછેલું છે.

ફુલ કોરટનો ફેંસલો જસ્ટીસ વેસ્ટ સાહેબે આપતાં કેટલુંક કહયા પછી તેણે સાહેબે કહયુ છે કે જે ઠરાવો અમને બતાવવામાં આવ્યા છે તેનો વીગતવાર વીચાર નહી કરતાં સને ૧૮૫૯ ના આક્ટ ૮ મા પ્રમાણે જયાં એમ માલુમ પડેલુ કે તપાસ કરનારી કોરટને હકુમત નથી ત્યાંહાં આ કોરટનો દાવાની અરજી પાછી આપવાની પરવાનગી આપવાનો અને તે

પાછી આપવાનો હુકમ કરવાનો રીવાજ હતો, અને તે રીવાજને તેજ કાયદા પ્રમાણે બીજે ઠેકાણે ચાલતા રીવાજથી પુષ્ટી મલીછે. આવી રીતે ચાલતાં સને ૧૮૭૭ નો નવો દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો થયો તે કાયદામાં આગળના કાયદા ઉપર થએલા લાગુક ઠરાવો દાખલ કરવામાં આવ્યા છે કેટલાકતો સ્પષ્ટ રીતે તેથી ના મંજુર કરવામા આવ્યા છે કેટલાક શરતોની સાથે કબુલ કરવામાં આવ્યા છે. હાલનો કાયદાનો સ્વરથ મુખ્ય ન્યાયાધીકારીઓએ દુરસ્ત કરવાને અને સંપુર્ણ કરવાના હેતુથી જેવો કરેલો છે, તે પ્રમાણે તે ઉપર કાયદાકરનારનુ લક્ષ્ય ઘણાં બાળથી આપવામાં આવેલું છે એ દેખીતુ છે પછી તેઉ સાહેબે કહયુછે કે નવા કાયદાની કલમ ૫૮૮ મીમાં દાવાની અંદર જુદા જુદા પ્રકારના હુકમો જેના ઉપર અપીલ થઇ શકે તેની લાંબી યાદ આપી છે. પણ કલમ ૫૭ મી પ્રમાણે દાવાની અરજી પાછી આપવાનો હુકમ તેમાં બતાવવામાં આવ્યો નથી. આ ઉપરથી એમ થતુ નથી કે તે અકસ્માત રીતે રહેલું છે પણ દાવાની અરજી દાવો દાખલ કરયા પછી મોડી વખતે આપી શકાય છે એવો નીયમ કબુલ કરવામાં આવ્યાથી તે બતાવવામાં આવ્યો નથી. જો તે કલમ ૫૭ બતાવવામાં આવી હોતતો, તે કલમ થી થાય દાવાની અરજી પાછી આપવાનો હેતુ નથી એમ જણાય. પણ તે બતાવવામાં આવી નથી, તેથી વીરૂધ બતાવી આપવામાં આવ્યુ છે સને ૧૮૭૭ નો આકટ મંજુર થયો અને સને ૧૮૮૨ નો કાયદો મંજુર થયો તેની વચમાં સને ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે કાયમ થએલા રીવાજ હાય કોરટોએ ચલાવેલો હતો જેમકે અબદુલ સાંગદ વી૦ રાજેંદ્ર કીશોરસીંગના કામનો દાખલો જોઇ શકાય છે. તેમાં વીદ્વાન જડજોએ કલમ ૫૭ મી વીશે કહેલુ છે કે "તે કલમનો હેતુ દાવાની અરજી પ્રથમ જયારે આપવામા આવે તારે પાછી આપવાનો હશે, પરંતુ કામમાં પાછળથી તે પાછી ના આપી શકાય તેવા તેમાં કાંઇ શબ્દો નથી, અને તે પ્રમાણે આગળના કામોમાં ઠરેલુ છે." આથી વધારે ખુલાસો નથી. જો કાયદા કરનારાઓએ તે ના પસંદ કરયુ હોતતો જયારે સને ૧૮૮૨ નો આકટ ફરીથી થયો. તે વખતે કાયદા કરનારને તે રદ કરવાનો લાગ હતો પણ આ પ્રમાણે કરેલુ નથી તેથી અમારી નજરમાં આવે છે કે જે પ્ર

માણે ચાલે છે, અને આગળ ચાલવામાં આવતું હતું તે પ્રમાણે ચાલવાને ઇરાદો છે, એમાં કાંઇ પણ વ્યાજબી રીતનો અંદેશો રહીશકતો નથી આ વીગરે કારણોથી તે સાહેબના અભીપ્રાયમાં આવ્યું કે આ કોરટનો બાંધો કાયમ થએલો રીવાજ દાવાની અરજી પાછી આપવા સબંધી છે, તે આગળના કાયદાઓની વીરૂધ નથી, અને ઓછામાં ઓછો આડી રીતનો તે હાલના કાયદાથી કાયમ રાખવામાં આવ્યો છે. માટે આ ઠરાવ પ્રમાણેડી વીઝન કોરટના રેફરંસનો જવાબ આપવામાં આવશે.

## અસલ દીવાની મુકરદમો

મી० જસ્ટીસ બેલી સાહેબની રૂબરૂ.

અહમદભાઇ હબીબભાઇ, વાદી વી० વલીભાઇ કાશમભાઇ વીગેરે પ્રતીવાદીઓ.

હાશમભાઇ વીશ્રાંમ—અરજદાર.

સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૩૨ અને ૩૭૨—પક્ષકારો—પ્રતીવાદીમાં પક્ષકાર તરીકે વધારવો—ગીરો રાખનારને પક્ષકાર તરીકે વધારવામાં આવ્યો—કાંમ ચાલતાની દરમીઆનમાં ખરીદદાર થએલાં તે—પ્રતીવાદીના હકનો દાવો થતા પહેલાંનું ગીરો—મુકરદમો ચાલતાની દરમીઆનમાં ગીરોથી છોડાવવાનો હક વેચાંણ કરવામાં આવ્યો.

પાનું ૩૨૩ સને ૧૮૮૧ ના નંબર ૪૮૬ ના કામમાં વાદીએ પ્રથમના (સને ૧૮૭૬ ના નંબર ૪૦૧) કામમાં હુકમનામું મેળવેલું તેની બજાવણીમાં અમુક મકાન તેનો જપ્ત કરાવવાનો હક છે એવું ઠરાવવા દાવો કરેલો છે, તેમાં અરજદાર હસન વીશ્રાંમને પ્રતીવાદીમાં પક્ષકાર તરીકે શા કારણથી દાખલ કરવો નહી જોઇએ તેવો હુકમ કાહાડવામાં આવેલો હતો.

તે કામમાં વાદીએ ફાજલભાઇ કાશમભાઇ ઉપર તેના બાપની મીલકતનો તે વહીવટદાર છે, એમ કહી (સને ૧૮૭૬ ના નંબર ૪૦૧માં) દાવો કરયો તેમાં તારીખ ૨૯ અગસ્ટ સને ૧૮૭૬ ના રોજ રૂ૧૭,૨૪૩—૯—૩ નું હુકમનામું મેળવ્યું. તે હુકમનામાની બજાવણીમાં નંબર ૨૮નું મકાન મુંબાઇમા સાંમજી હુસાજીના મોહોલામાં છે તે તેને વગીરો કરવા

રની મીલકત તરીકે કરી જપ્ત કરાવ્યુ પહેલા અને બીજા પ્રતીવાદીઓએ તે જપ્ત ખસેડવાને સમન્સ કઢાવ્યો. કેટલાક કારણોથી તેમાં એક એવા કારણથી કે કાશમભાઇ નથુભાઇની મીલકતમાં જેઓનો શેરાની મીલકત લેવાનો હક હતો, તે સખસોને તે મકાન વહેંચી આપવા અને જપ્તીની તારીખે પહેલા પ્રતીવાદી વલીભાઇ કાશમભાઇ તે મકાનનો પ્રતીવાદી સતબાઇનો તેણીની હયાતી સુધીનો તીજો હીસાનો હક સબંધ હતો તેની જ બાબતની સાથે એકલો હકદાર થએલો છે માટે એવો હુકમ કરવામાં આવ્યો છે કે જો વાદીને સલાહ મળે તો, વાદીનો તે હુકમનામાની બજાવણીમાં તે ઘર જપ્ત કરાવવાનો હક છે. એવો દાવો કરવાનો હક છે. તેથી વાદીએ તા૦ ૨૧ નવંબર સને ૧૮૮૧ ના રોજ આ દાવો ફાઇલ કર્યો, અને તેમાં એવી અરજ કરી કે તે મકાન સને ૧૮૭૬ના નંબર ૪૦૧ ના કામમાં થએલા હુકમનામાના નાણા સબંધી જવાબદારછે, એવું ઠરાવી આપો.

પેહેલા અને બીજા પ્રતીવાદીએ લખેલી હકીકતો ફાઇલ કરેલી છે, તેમાં તેઓએ કહ્યુ છે કે જે કરજ બાબત સને ૧૮૭૬ ના નંબર ૪૦૧ ના કામમાં વાદીએ હુકમનામુ મેળવેલુ છે તે કરજ કાસમભાઇ નથુભાઇ ની મીલકતની જવાબદારી ઉપરનુ નથી પણ વાદીનું વહીવટદાર ફાજલભાઇ (તીજા પ્રતીવાદી)ને દેવું હતુ અને વાદીએ તે હુકમનામુ કપટથી તે મીલકત ઉપર સદરહુ ફાજલભાઇ સાથે મળી જઇ મેળવેલુ છે.

હાલનો દાવો કરતા પહેલાં કેટલાક મહીના ઉપર પ્રતીવાદી વલીભાઇએ તે ઘર તીજા હીસાના મકાન ઉપર બીજા પ્રતીવાદી સારાબાઇનો હયાતી સુધી હક સબંધની જવાબદારી સાથે અરજદારને રૂ૩૩૦૦૦) તેની પાસેથી કરજે લઇ ગીરો આપ્યુ અને તા૦ ૨ ફેબરવારી સને ૧૮૮૧ ના રોજ ગીરો ખત ઇંગરેજીમા હમેશાંના નમુના પ્રમાણે લખી આપ્યુ તે મીલકત ગીરોથી છોડાવવાની તારીખ ૨૧ ફેબરવારી સને ૧૮૮૨ના રોજની હતી.

આ દાવો દાખલ થયા પછી સુમારે તરણ અઠવાડીયામાં અરજદારે તે વલીભાઇને બીજી રૂ ૫૦૦૦) ની રકમ ધીરી તેથી તે અને સદરહુ ગીરોવાણ કરજ લેણા વ્યાજ સુધાંત રૂ૪૫૫૦૦ થએલુ હતુ તેજ તારીખે અ

રજદાર અને વલીભાઇએ એક કરાર કરયો કે તે મકાન બીજી પ્રતીવાદી બાણુ (મતબાઇ)ના હયાતી સુધીનો તેમાં તીજા હીસાનો હક હતો તે શીવાય વલીભાઇએ અરજદારને તે મકાંન કાંઇ પણ જવાબદારી વીના વેચવું. તે કરારમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે વલીભાઇએ દાવામાં બચાવ કરવો. પરંતુ જો તે દાવામાં પરીણામ એવો થાય કે વાદીનો તે મકાન હુકમનામાની બજાવણીમાં વેચાવવાનો હક છે તો, તે . બેચાણનો રદ કરાવવાને હસનભાઇ મુખત્યાર છે. ત્યાર પછી વલીભાઇ બચાવ કરવાનું છોડી દેવાનો માંરો ઇરાદો છે; એમ હસનભાઇને લખ્યું. આ ઉપરથી હસનભાઇએ તે મકાંન વાદીને મળે નહી તે કારણસર તે કામમાં પ્રતીવાદી થવાને અરજ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે દીવાની કામ ચલાવવાંની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪)ની કલમ ૩૨ અને ૩૭૨ પ્રમાણે હસનભાઇને પક્ષકાર કરવો જોઇએ.

વળી ઠરાવવામાં આવ્યુ કે તા૦ ૧૨ ડીસંબરના રોજનો કરાર છે તે તકરારી મકાન ગીરોથી છોડાવવાના હકનો સ્વતંત્ર રીતનો વેચાણ કરવા જેવો છે.

---

# ફોજદારી ફરી તપાસ

તા૦ ૩૧ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની રૂબરૂ.

માહારાણી—ફરેયાદી વી૦ જોતીરાજનાક વીગરે.

પાનું ૩૩૮ | ફોજદારી કામ ચલાવવાની રીતીના સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૫૨૦—સને ૧૮ ૨ ના આકટ ૧૦ ની કલમ ૪૧૫—અને ૪૧૬—વરલી અગર ચોરાએલો માલ આપવો—માલકપણાની તપાસ—

પાનું ૩૩૮ } ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની ક૦ ૪૩૮ની પ્રમાણે સતારા જીલાના માજીસ્ટ્રેટ જે કીંગસાહેબે આ રેફરંસ કરેલ છે.

જોતીરાજનાક અને ૭ બીજા તોહોમતવાળાઓએ પટનના માજીસ્ટ્રેટ

રેટની હદ્દમાં આવેલ એક ઇનામી ગામ છે તેના જંગલમાંથી સાગના લાકડાં રૂ ૨૫ ની કીમતનાં તેના માલીકની કબુલત વીના કાપીને ખસેડયાં, અને તેથી તેમણે ચોરી કરી, એવો આરોપ રાખવામાં આવેલો હતો. પોલીસની કરેલી તપાસના કાગળો જોઇને માજીસ્ટરેટનો એવો નીશ્ચય થયો કે તોહોમતવાળાઓએ કાંઇ ગુનો કરયો નથી. કારણ કે તેમણે એવી ખોટી સમજથી તે લાકડાં ખસેડેલાં છે કે જે જમીનમાં તે હતાં તે જમીન અમારી છે, અને તેમની કાંઇ તેમાં બદદયાનત નહી હતી. પરંતુ મીલકતની વ્યવસ્થા બાબત શો હુકમ કરવો તે વીશે માજીસ્ટરેટને શક ભરેલું લાગવાથી પાટન તાલુકાના ઇનચારજ પહેલાવરગના માજીસ્ટરેટ મી૦ આલકોકને તેમણે રેફરંશ કરયું. મી૦ આલકોકે હુકમ કરયો કે તે લાકડાં ફરીઆદી જે તે ગામનો ઇનામદાર છે, અને તેની સનદ પ્રમાણે પાંણી ઘાસ, લાકડાં વીગરેના હક ઉપર માલકીનો તેનો હક છે, માટે તેને આપવાં જોઇએ, આ ઊપરથી તોહોમતવાળા નારાજી થઇ જીલા માજીસ્ટરેટને તે હુકમનો ફરી વીચાર કરવાને અરજ કરી, જીલા માજીસ્ટરેટે તે કાંમના કાગળો મંગાવ્યા અને ઠરાવ્યુંકે અનપુરણ બાઇના કામમાં હાયકોરટે જે નીયમ ઠરાવેલા છે તે નીયમ પ્રમાણે, તોહોમતવાળાને નીરદોસ ઠરાવવામાં આવે અગર છોડી દેવામાં આવે તો. જે સખસના કબજામાંથી તે મીલકત લેવામાં આવી હોય તે સખસને તે મીલકત પાછી શોંપવી જોઇએ. તે નીયમ પેહેલા વરગના માજીસ્ટરેટને સદરહુ હુકમ કરતી વખતે લક્ષમાં રાખવો રહી ગએલો છે. માટે આ નીયમના કારણથી માલેકપણાનો સવાલ જોયા વીના તોહોમતવાળાને તે મીલકત તોહોમતવાળાને પાછી શોંપવી જોઇએ, જો હાયકોરટ આ વીચાર સાથે મળે તો, માજીસ્ટરેટ (પહેલા વર્ગ)નો હુકમ ભુલ ભરેલો છે.

તોહોમતવાળાઓ અગર સરકાર તરફથી હાય કોરટમાં કોઇ હાજર થયું નથી.

કોરટનો ફેંસલો જસ્ટીસ વેસ્ટ સાહેબે નીચે પ્રમાણે આપ્યો.

કોરટની નજરમાં આ કામમાં હાથ ઘાલવાનું કાંઇ કારણ આવતું નથી અને ૧૮૮૨ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ પ૨૩ મી પ્રમાણે જેનો કબજો મેળવવાનો હક હોય તેને મીલકત આપવા

ને માજીસ્ટ્રેટ હુકમ કરી શકે છે આ કામમાં માલીકનો એટલે ઇનામદાર નો હક છે અનપુરણાબાઈના કામમાં સને ૧૮૭૨ ના કાયદાની કલમ ૪૧૫ અને ૪૧૬ ના આધારથી ઠરાવકરવામાં આવેલો હતો, પણ તે કલ માના ઠરાવ કરતાં આ કાયદાનો ઠરાવ વધારે બંધ બેસતો છે અને આ કામની હકીકતછે તેવો તેમાં શમાશ થાયછે.—

---

## દીવાની અપીલ

તા૦ ૧૧ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટીસવેષ્ટ અને મી૦ જષ્ટીસ નાહાનાભાઈ હરીદાસની

રૂબરૂ

સીવરામ ઉમેદરામ અરજદાર વી૦ કોડીબા મુકનાજી વીગેરે સામા વાળા.

શને ૧૮૭૯ ના દક્ષણના ખેડુતોના બચાવનો આકટ ૧૭—સને ૧૮૮૨ ના આકટ ૨૨—સને ૧૮૬૮ ના જનરલ કલાઝ આકટ—હુકમ નામુ—બજાવણી ખેડુત પ્રતીવાદીઓ—જપતી—વેચાણ—પરાશીડીંગ—કલેકટર.

પાર્નું ૩૪૬ | થીવગામના સબારડીનેટ જડજ રાવ સાહેબ વીશનુંવાસુદેવ હડકુએ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની ક. ૬૧૭ પ્રમાણે આ રેફરેંશ કરવામાં આવ્યુછે.

પાર્નું૩૪૦ } હુકમનામુ બજાવનાર લેણદારના બાપે તા૦ ૭ સપટેમબર સને ૧૮૭૦ ના રોજ ૨૬૦ અને ખરચ વસુલ કરવાનુ હુ મનામુ હુકમનામાના દેણદારો ઉપર મેળવેલુ હતુ સને૧૮૭૯ ની શાલ સુધી પાંચ દરખાસનોતે હુકમનામુ બજાવવાને કરવામાં આવેલી, પણ રૂ ૧૨ વસુલ થએલા હતા બજાવણીની છેવટની દરખાસત તા૦ ૨ શપટેમબર શને ૧૮૮૨ ના રોજ કરવામાં આવી તેમાં હુકમનામાના દેણ દારો ખેડુતોછે, અને તેઓ દક્ષણના ખેડુતોના બચાવનો આકટ જે જી લામાં લાગુછે ત્યાંના રહેવાશીછે. તેમના માલીકપણાની અમુક જમીન જ પત કરાવી તથા વેચાવી તેમાંથી બાકીની રકમ વસુલ કરી અપાવો એ વી દાદ માંગવામાં આવી હતી.

આ આકટ પહેલ વહેલો સને ૧૮૭૯ના નવમબર માસની તા૦ ૯ મીના રોજ (સને ૧૮૭૯ ના નંબર ૧૭ મંજુર થએલો હતો અને તે કાયદાની કલમ ૨૨ મીમાં તે દરખાસ્ત નીચે એવો ઠરાવ કરલો હતો કે કોઈ ખેડુતની સ્થાવર મીલકત કે દેવા બાબતનું હુકમનામુ અગર હુકમ બજાવવાનુ હોય તે દેવુ આપવાને જો ગીરો મુકવામાં આવેલી ના હોય અને તેની જમીન કાયમના હોય તો તે સ્થાવર મીલકત તે હુકમનામા અગર હુકમનામાની બજાવણી જપત કરી વેચવામાં આવશે નહી' તા૦ ૨૬ અપરેલ સને ૧૮૮૦ ના રોજ મુંબાઈ હાયકારટે આ કલમનો અરથ દી પચંદ વી૦ ગોકળદાશના કામમાં કરેલો છે એવી રીતે કે 'દક્ષણના ખેડુતોના બચાવના આકટની કલમ ૨૧ અગર કલમ ૨૨ મી તા૦ ૧ નવમબર સને ૧૮૭૯ ના રોજ એટલે તે આકટ અમલમાં આવ્યો તે પહેલા થયેલાં હુકમનામાને લાગતી નથી, માટે તેવાં હુકમનામાવાળો પોતાના તે હુકમનામાના દેણદારને પકડાવી શકે છે અગર કેદમાં મોકલાવી શકેછે, તેમજ તેની જે સ્થાવર મીલકત ખાશ રીતે ગીરો આપવામાં આવેલી ના હોય તે જપત કરાવી વેચાવી શકેછે'' આ ઠરાવ પ્રમાણે હુકમનામા વાલાએ કરેલી તા૦ ૨ શપટેમબર સને ૧૮૭૯ ના રોજની દરખાસ્ત સબોરડીનેટ જડજે બહાલ રાખીછે તેથી મીલકત જપત કરવામાં આવી અને તા૦૧૫ જુન સને ૧૮૮૩ ના રોજ અહમદનગરના કલેકટરે તે ખેડુત દેણદારોની જમીન વેચવાનું વારંટ કહાડવામાં આવ્યુ આ તારીખ પહેલાં એટલે તારીખ ૧ ફેબરવારી સને ૧૮૮૩ ના રોજ સને ૧૮૮૨ નો આકટ ૨૨ મો અમલમાં આવ્યો તે પહેલાં 'આકટ મંજુર થતાં પહેલાં અગર પછી થએલાં' એવા શબ્દો તે આકટની કલમ ૯ મીથી સને ૧૮૭૯ ના આકટની કલમ ૨૨ મી વધારવામાં આવેલીછે તેથી હુકમનામાની તારીખ ઉપર લક્ષ નહી રાખતાં તે ખેડુતોની સ્થાવર મીલકત જપત અને લીલામથી મોકળી રાખવી એવો તે દુરસ્ત કરવાનો હેતુછે.

આ ઠરાવના આધારથી કલેકટરે તે જમીન વેચવાને ના પાડી. પરંતુ સબારડીનેટ જડજના અભીપ્રાયમાં તે ના પાડવું યોગ્ય નહી લાગવાથી હાયકોરટના ઠરાવ સારૂ તમણે પુછેલુ છે.—

તેમાં એવો શવાલ પુછવામાં આવ્યો કે તે જપત થએલી મીલકત વેચવાને કાંઈ હરકત છે કીંવા નહી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જો કે સ્થાવર મીલકત તા૦ ૧ ફેબર વારી સને ૧૮૮૩ ના પહેલાં જપત કરવામાં આવીછે તોપણ તા૦ ૧૫ જુન સને ૧૮૮૩ ના રોજ સુધી તે મીલકત વેચવાનો હુકમ કરવામાં આ વ્યો નહી હતો માટે તે હુકમ કાયદેશર રીતે તે વખતે થઇ શકતો નહી હતો, માટે તેનો અમલ નહી કરતાં તે રદ કરવો જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૪ મારચ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ બેર્ડ સાહેબોની રૂબરૂ

મનોહર ગણેશ તાંબેકર (અસલવાદી), અપીલવાળા વી૦ છટાભાઇ મીઠાભાઇ વીગરે (અસલ પ્રતીવાદીઓ) અપીનના પ્રતીવાદીઓ.

નરવાનો હક—તેનો ઇતિહાસ અને તેને લાગતી બાબતો,—નરવાનું ગામ ઇનામમાં આપવું—નરવાદાર બીજાને જમીન આપે તે—બહારખલી-ગામમજમુન—પાટીમજમુન—નરવાના ગામમાં રેવન્યુ સરવે—સરવેમાં નકી થયા પ્રમાણે શાંથ લેવાને ઇનામદારનો દાવો—જમીનદાર અને સાંથે રાખનાર.

પાનું ૩૪૭ | ઊમરેઠના શબારડીનેટ જડજ રાવ શાહેબ હરદેરામ અનુપરામનું કરેલુ હુકમનામુ અમદાવાદના આસીશટંટ જડજ આરથર, એચ. અનવીન સાહેબે ફેરવેલુ તે ઊપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદી મનોહર ગણેશ તાંબેકરની પારી ત્રસ્ટી તરીકે ડાકોર ગામ રણછોડરાયજીના મંદીરના ફાયદા સારૂ પેશવા તરફથી ઇનામ તરીકે છે તે પ્રતીવાદીઓના બાપના કબજામાં તે ગામમાંની જમીન હતી, તે બીજા ને આપવામાં આવેલી અગર તેના હીશામાંથી એક નરવાદારે જુદી પાડેલી હતી. પ્રતીવાદીનો બાપ પણ એક નરવાદાર હતો.

ડાકોરના નરવાના ગામમાં અમુક બારખલી તરીકે ઓળખાતી જમીન આપવામાં આવેલી તેની સલામી, શેટલમેંટ અને લોકલફંડના તારીખ ૨૬ એપ્રીલ સને૧૮૬૬ નારોજ થએલા કરરા પ્રમાણે રૂ૫૮–૧૦–૧૦ અગર ભર આકારના રૂ૧૨૨—૫—૭ લેવા વાદીએ દાવો કરેલો છે. વાદીએ કહયુ છે કે તે ગામમાં નરવાની જમીન શીવાય ડાકોર ૯૩૯ એકર

ઇનામમાં આપેલી જમીન છે. તે ગામની તમાંમ જમીન નરવાદારની અને જમીનના બીજા કબજેદારોની અરજ ઉપરથી તેમની કબુલાતની સાથે માપવામાં આવી છે, અને આકાર સરકારની મંજુરીથી ઠરાવવામાં આવેલો છે. પણ તે માપણી થતા પહેલાં તે ઇનામી જમીન તે નરવાની જમીનમાં ગણવામાં આવતી હતી, તેથી જે નરવાદારો ભર આકાર વાદીને આપતા, તે નરવાદારોને તેના કબજેદારો સલામી આપતા હતા વળી નરવાદાર અને જેમને જમીન આપવામાં આવેલી તેમની વચેનો વ્યવહાર કાંઇ વાદીઓને બંધનકારક નથી. પણ તેનો તે આપેલી જમીન ઉપર ભર આકાર લેવાનો હક છે તોપણ સરવાઇનો સુપ્રીનટેનડંટ સાહેબે કરેલા ઠરાવ પ્રમાણે પાટી મજમુન અગર ગાંમ મજમુન (એવે પ્રકારના નરવા)માંથી આપેલી છે. માટે એક ચતુરથાંશ, અગર એક અષ્ટાંસ આકાર લેવાને ખુશીકું અને તે પ્રમાણે પ્રતીવાદીઓએ અને તેમના બાપે તે આકાર સને ૧૮૭૧ સુધી આ ઠરાવ પ્રમાણે આપેલા છે સબબ વાદીઅરજ કરે છે કે જો પ્રતીવાદી આ ઠરાવ પ્રમાણે ચાલવાને ખુશી હોયતો રૂપીઆ ૫૮—૧૦—૧૦ આપવા, અને તેમ નહીતો, ભર આકારના રૂપીઆ ૧૨૨—૫—૭ પ્રતીવાદીએ વાદીઓને આપવાને હુકમ કરવો જોઇયે.

પ્રતીવાદીએ તકરાર કરી કે આ દાવો ચાલી શકતો નથી, કારણકે વાદીએ પોતાના જાતીકા હકથી તે કરેલા છે, અને પ્રતીવાદી તરીકે કરેલા નથી. અમારા બાપ તા૦ ૨૬ એપ્રીલ સને ૧૮૬૬ ના રોજના કરારમાં પક્ષકાર નહી હતા, માટે જો તે સાચો હોયતો પણ તેથી તેઓ બંધનમાં નથી, કારણ કે સને ૧૮૬૫નો આક્ટ ૧ લો સરવે આક્ટ છે, તે ડાકોર ને લાગુ નથી વળી ખેડાના કલેકટરે ઠરાવ કરેલો છે કે ડાકોર ગામની બારી જમીન ઉપર કાંઇ પણ સલામી લેવી નહી, વળી અમો પ્રતીવાદીઓ તે જમીનના માલેક છીએ, માટે સલામી શીવાય કાંઇ આપવાને જવાબદાર નથી, અને જે વધારાનાં નાંણાં "પ્રોટેસ્ટ" (તકરાર)સાથે આપવામાં આવેલાં છે, તે વાદીએ ખોટુ સમજાવવાથી આપવામાં આવેલાં છે.

સબોરડીનેટ જડજે વાદીનો રૂ૫૮—૧૦-૧૦નો દાવો અપાવ્યો.

આશીસ્ટંટ જડજે ઠરાવ્યુ કે વાદીનો સલામી શીવાય બીજુ કાંઇ લેવાનો હક નથી, માટે તેઉએ તે દાવો કાંહાડી નાંખ્યો.

અપીલવાળા તરફથી મિ૦ તેલંગે એવી તકરાર કરી કે સરકારના ઇનામદાર તરીકે મારો સરકારના જેવો હક છે. સરકારના વીરૂધ નરવાદારનો જમીન આપવાનો હક નથી. માટે તેણે તે બીજાને આપેલી તેથી ઇનામદાર બંધનમાં નથી. નરવાદાર અને ઇનામદાર બેઉ તે સાંથ ઠરાવવામાં હતા, અને સરકારના સરવઇના અધીકારીઓએ પોતે તે ઠરાવેલી છે તે ઉપરથી તે બરોબર અને વ્યાજબી છે, અને પ્રતાપરાવ ગુજાર વી૦ બાયાજી નામાજીના કામમાં કરેલા ઠરાવ પ્રમાણે છે, એમ જણાય છે. સબબ તે કબુલ કરેલી સાંથ પ્રતીવાદીઓએ આપવીજ જોઇએ, અને તેમ નહીતો, મુંબાઇના જમીન મેહેસુલના કાયદા પ્રમણે ભર આકાર આપવો જોઇએ.

અપીલના પ્રતીવાદી તરફથી મી૦ ગોકળદાસ કાહાનદાસ પારેખે તકરાર કરી કે જે સાંથ માગવામાં આવી છે તે માગવાનો ઇનામદારનો હક નથી, કારણ કે તેતો સમરી સેટલમેંટ તરીકે લેવામાં આવે છે. તે પ્રમાણે પક્ષકારો અને સરકાર બેઉ સમજેલા છે, અને તેનું વરણન કરેલુ છે. ઇનામદારનો શમરીશેંટલમેંટ લેવાનો હક નથી; તે નરવાદાર અગર ખરેખરા જમીનના કબજેદાર પાશેથી લઇ શકતો નથી બહારખલી ઇનામ કાયમ ઇનામછે; માટે જમીન ઊપર જે સલામીછે તે વધારવાને નરવાદારનો કાંઇ હકનથી ઇનામદાર અને નરવાદારની ગોઠવણથી જેને જમીન આપવામાં આવી હોય તેમના હક્કામાંથી તેમને બાતલ કરી શકાતા નથી. નરવાથી આવી આપેલી જમીન જુદી પાડવામાં આવી તે વખ્તે સને ૧૮૬૫ નો આકટ ૧ લો લાગુ કરવામાં આ૦વો નથી, પ્રતીવાદીઓ જો કે નરવાદાર છે તો પણ ઇનામદાર અને બીજા ખરા નરવાદારોની વચમાં જે કરાર થએલા છે તે કબુલ તેમણે કરેલા નથી ઇનામદારનેજ ફકત શરકારની તરફથી તે જમીન મળેલી છે અને જે નાણા વાદી માગે છે તે ખરી રીતે જે ખેડુત હોય તેના છે, માટે તે ઉપર સરકારનો કાઇ હક નથી આ નવી માગણી પ્રમાણે તેમની પાશેથી અપાવવામાં આવે તો ખેડુતોની માલકત ઓછી થાય.

કોરટનો ફેંસલો જશટીશ વેસ્ટ શાહેબે નીચેની મતલબનો આપ્યો:-

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે રીતી પ્રમાણે ઇનામદારનો એક મુ

ગુણધાંશ લેવાનો હક છે. અને તે તમામ, નરવાદારોને બંધનકારક છે પ ણી ઘણાનો મત થોડીક શંખ્યામાં પ્રતીવાદીઓ વીગેરે કબુલ કરેલા નથી તેની ચીંતા નહી.

ઇનામદારનો જે ઉપજ શંબંધી હક છે તેમાં શામાન્ય રીતનો આ રત લેવાના હકનો જ્યાં કરાર વચમાં હરકત કરતો ના હોય અને જે દે શના રીવાજ પ્રમાણે અમુક મર્યાદા સુધી તે આકાર વ્યાજબી રાહે વધારી શકાય તેવું ના હોયતો સમાશ થાય છે.

નરવાદારો અને સરકારની વચમાં નરવાદાર ગામમાંની જમીનમાં ની કેટલીક જમીન કરારમાંથી ખાતલ કરે તેવું કબુલ કરતાં અટકે તેવું કાંઇ નથી.

આવો ભાગ જુદો પાડવામાં આવે એટલે તે સામાન્ય નીયમ પ્ર માણે ભર આકાર આપવાને જવાબદાર થાયછે. શબબ કાંઇ જવાબદારી સાથેનો એવો કરાર કરવામાં આવે કે જેથી સાથે લેવાની નરવાદારના હ કની મરીયાદા બંધાયતો તેનો અમલ ફકત નરવાદારની વીરૂધ દાવો કર વાના કારણ તરીકે થાયછે.

આ કારણોથી આ૦ જડજનું હુકમનામુ ફેરવવામાં આવ્યુ અને સ બારડીનેટ જડજનુ બહાલ રાખવામાં આવ્યુ.

---

## દીવાની અપીલ

તા૦ ૧૩ મારચ સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ, નાઇટ ચીફ જસટીશ અને૦ જસટીસ નાહાનાભાઈ હરીદાસની રૂબરૂ.

લક્ષમણદાસ પરશરામ (અશલ પ્રતીવાદી) અપીલવાળા વી૦ ગણુ પતરાવ ક્રીસ્ન (અશલ વાદી) અપીલના પ્રતીવાદી.

રીવાજ—ધરમાદાના દાવામાં પક્ષકાર—આડવોકેટ જનરલ—ધરમા દાના ઉપયોગને શાર જમીન અરપણ કરવી—કાયદા વીરૂધ વેચાણ—ગુષ્ટ ની મિલકતનું વેચાણ રદ કરી તે મીલકત લેવાનો દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૫૩૯.

પાનું ૩૬૫ } શીરગામના બીજા વરગના સબારડીનેટ જડજ રાં૦ શા૦ વીઠલ વાઘલેનુ કરેલું હુકમનામુ અહમદનગરના જડજ એમ. એચ. સ્કાટ સાહેબે દુરસ્ત કરેલુ તે ઠરાવ ઊપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદી કહેછે કે હુ સુપીર ગામનો જાગીરદારછુ; તેમાંની કેટલીક જમીન પચાશ વરશ ઊપર મારા વડીલોએ મુશલમાન પીરમાલનશાહા જેમની કબર તે જમીનમાંછે તેના વારશીક ઓરશના ખરચ (જે જાગીરદારના હુકમ મુજબ કરવાનું) સારૂ અરપણ કરેલી તેથી એક મુરાદઅલીશાહને તેનું કામ કરવા તથા તે જમીન ઉપરના ઝાડોની ઊપજ વસુલ કરવા નીમવામાં આવ્યો હતો, અને તે મુરાદઅલીશાહાને તે જગો ઊપરનું એક મકાન રહેવા આપેલુ હતુ અને તે ગામની જરીફ થઇ ત્યારે તે જમીન જાગીરદારે તે મુરાદઅલીશાને નામે દાખલ કરાવી અને તે ઉપજમાંથી આકાર ભરતો હતો અને બાકીની ઉપજ જાગીરદારના હુકમ પ્રમાણે તે ઓરસના ખરચમાં વાપરતો હતો અને તે પ્રમાણે તા૦ ૩૦ અકટોબર સને ૧૮૭૧ સુધી ચાલ્યુ પછી મુરાદઅલીશાની જગાએ તેમનો શિષ્ય બાલાશા થયો. અને તેની જગોએ તેનો ચેલો નામશા થયો; અને તેઓના નામ ઊપર તે દાખલ થએલી હતી. પણ નામશાહે ખાનગી કરજ કરયું તેથી તેના લેણદારોએ તેના ઊપર દાવો કરયો, અને પોતાના હુકમનામાની બજાવણીમાં તે જમીન લીલામ કરાવી વેચાવી તેમાંથી પ્રતીવાદીએ ખરીદ કરીછે અને તેને તેનો અને મકાનનો કબજો તા૦ ૩૧ અકટોબર સને ૧૮૭૧ ના રોજ આપવામાં આવ્યો તેથી વાદીએ તે લીલામ રદ કરાવવા અને ત્રષ્ટ વાળી મિલકત જે સરતોથી અરપણ કરેલી તે શરતોની સાથે પાછી લેવાને દાવો કરયો.

પ્રતીવાદીએ વાદીનો માલકી હક ઇનકાર કરયો અને કહયુ કે માશ હુકમનામાના દેણદાર નામશાહા અને તેની મા તારાબાઇ તેના માલેક હતાં અને વાદી પોતાના નામથી દાવો ચલાવી શકતો નથી.

સબોરડીનેટ જડજે ઠરાવ્યું કે આ દાવો ચાલી શકેછે અને વાદીના કહેવા પ્રમાણે તે જમીન બક્ષીશ આપવામાં આવીછે માટે વાદીનો માગ્યા પ્રમાણે કબજો મળવાનો હકછે.

ઉપલા જડજના અભીપ્રાયમાં આવ્યુ કે વાદી પોતાના નામથી જ

રટી તરીકે નહી પણ ધરમીષ્ટ કામોને સારૂ તે જમીન અરપણ કરવામાં આવેલી તે કામોમાં એક હીતવાળા શખ્સ તરીકે દાવો કરી શકે છે તેમ ના વીચારમાં આવ્યું કે આ દાવો રાધાબાઈ વી૦ ચીમનાજીના કામના ઠરાવ જેવો છે;

અને દીવાની કામ ચલાવવાની રીતી [સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૫૨૯ મીના હેતુમાં તેનો શમાશ થાય તેવોતે દાવો નથી.

આ ઠરાવ ઉપર પ્રતીવાદીએ અપીલ કરી.

કોરટનો ફેંશલો ચીફ જસ્ટીશ સારજંટ સાહેબે નીચે પ્રમાણે આપ્યો.—

અમારી નજરમાં આવે છે કે વાદી આ દાવો આડવોકેટ જનરલને પક્ષકાર કરયા વના કરી શકેછે એવું જે જીલા જડજે ઠરાવ્યુ છે તે ખરા ખરછે વાદીની હકીકત એવી છે કે તેના વડીલો ગણપતરાવે અમુક પીર ના માન દાખલ ઓરશ અને દીવા બતીના ખરચ સારૂ તે જમીન અ રપણ કરવામાં આવી હતી અને તે આપેલી જમીન ઉપર કુલ અખતીયાર અને વહીવટ તેના કુટંબનો રાખવામાં આવેલો હતો અને તે કુટંબ તર ફથી આ વાદીછે માટે એક નામશા જેને તેના બાપ અને વડીલો તે પીરનું કામ કરતા સારૂ રાખેલા તેના ઉપર થએલા હુકમનામાની બજાવ ણીમાં થએલા લીલામથી તે જમીન પ્રતીવાદીને વેચવામાં આવીછે તે કાય દેસર નથી માટે તે વેચાણ રદકરી કબજો મળવાને વાદીએ મ ગેલુંછે સબ બ દાવાની અરજીનો હેતુ ત્રસ્ટ વાળી મીલકત બહારના માણશો પાશેથી લેવાને માગવાનો છે તેથી અમારા અભીપ્રાય મુજબ દીવાની કામ ચલા વવાની રીતીના કાયદાની કલમ ૫૩૯ મી માં તેનો સમાસ થતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ મારચ સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઈટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટી સ નાહાનાભાઈ હરીદાસની હજુર.

કામત (અસલવાદી) અપીલવાળો વી૦ કામત વીગરે (અશલ પ્રતી વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

રીવાજ—કામ ચલાવવાની રીતી—ખરચ—હરકતની નોટીશ—દીવાની કામ ચલાવવાની રીતી સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૫૬૧—૨૦૪—જે ઠરાવ હકીકત બાબતનો કરવામાં આવ્યો હોય પણ જો તેના કારણો બતાવવામાં આવેલા ના હોય તો બીજી અપીલમાં નીરચે કારક થતો નથી.

પાનું ૩૬૮ | અલીબાગના સબારડીનેટ જડજ રા૦શા૦ નારાયણ બી૦ તરીશેનું કરેલુ હુકમનામુ થાણામાં પહેલા વરગના સબારડીનેટ જડજ ખાન બા૦ માણુકજી નાણાવટીએ દુરસ્ત કરેલુ તે ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદી કહે છે કે દાવાની અરજીમાં બતાવેલુ મકાન આ દાવો કરતા પહેલાં સુમારે દસ વરશ ઉપર એક બાલાજી પાશેથી મેં ખરીદ કરેલુ અને તેનું રીતશર વેચાણ ખત લખી આપવામાં આવેલું પણ પરંતુ બીજા પ્રતીવાદીએ તે ખત રાખેલુછે તેથી હુ તે રજુ કરી શકયો નથી અને તે બીજો પ્રતીવાદી તે ઘરમાં મારી પરવાનગીથી રહેલો પણ પહેલા પ્રતીવાદી શાથે મળી જઇ મને મારા ઘરના ભોગવટામાં સને ૧૮૭૯ ના ફેબરવારી મહીનામાં હરકત કરવા લાગ્યો અને મારા ઉપર પ્રવેશ કરવાની ફરીઆદ કરી તેથી વાદીએ તે ઘરનો માલેક હુ છુ એવું ઠરાવવા તથા તેનો કબજો ખરચ સાથે મળવા માગેલુછે.

પહેલા પ્રતીવાદીએ જવાબ આપ્યો કે હુ તે ઘર તા૦ ૨૪ સપટેમબર સને ૧૮૭૮ ના રોજના ગીરો ખત પ્રમાણે ગીરો રાખનારછુ અને તે ઘરનો બીજો પ્રતીવાદી માલેક છે અને વાદી માલેક નથી.

બીજી પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તે ઘર મારી માલીકીનુંછે અને મેં તે પહેલાં પ્રતીવાદીને ગીરો આપેલુછે.

અલીબાગના સબારડીનેટ જડજે તે દાવો રદ કરયો, અને દરેક પક્ષકારનુ ખરચ પોત પોતાને શીર નાખ્યુ.

પ્રતીવાદીઓએ અપીલ કરી, પોતાના ખરચ બાબત દાવો રાખ્યો.

આ અપીલ ચાલતાની દરમીઆનમાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૧ મી પ્રમાણે તે હુકમનામાની વીરૂધ ગુણ દોશ બાબતની હરકતો દાખલ કરી.

<u>પહેલા વરગના સબારડીનેટ જડજના અભીપ્રાયમાં વાદીનો તે હરકતો</u>

દાખલ કરવાનો હક નથી, માટે હરકતોની યાદ દાસ્તમાં તે મકાનના માલે કપણાનો જે શવાલ ઊઠાવેલોછે તેનો વીચાર કરવાની જરૂર નથી એવું આવ્યુ. ખરચની બાબતમાં તેમના અભીપ્રાયમાં આવ્યુ કે પ્રતીવાદીનો તે વાદી પાશેથી વસુલ કરવાનો હકછે તેથી તેટલું અશલ કોરટનું હુકમનામુ તેઉએ દુરસ્ત કરયું.

આ ઉપર બીજી અપીલ કરવામાં આવી તેમાં ઠરાવવામાં આવ્યુંકે વાદીની હરકતો સાંભળી શકાતી નથી એવું અપીલ કોરટે ઠરાવેલુંછે તે ભુલછે; કાયદાની કલમ ૫૬૧ની થી અપીલના પ્રતિવાદી જો અપીલની સુનાવણી પહેલાં શાત દીવશથી ઓછી નહી તેવી મુદતમાં પોતાની હરકતોની નોટીશ દાખલ કરેતો અપીલની સુનાવણી વખત તે હુકમનામા વીરુધ જે કાંઇ હરકત બની હોય તે લઇ શકે છે અને જે આ અખતીઆર છે તે ફકત ખરચના સવાલ બાબતની અપીલ હોય કીંવા નહી પણ સ્વતંત્ર રીતનોછે,

વળી ઠરાવવામાં આવ્યુકે કાયદાની કલમ ૨૦૪ પ્રમાણે જે ઠરાવ કારણો વીનાનો હોય તે બીજી અપીલની કોરટમાં હકીકતના ઠરાવ તરીકે બંધનકારક નથી માટે બીજા મુદ્દા બાબત ઠરાવ કરવાને નીચેની કોરટને ફરમાવવામાં આવ્યુ,

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ અપરેલ સને ૧૮૮૪

સર ચારલશ શારજંટ નાઇટ ચીફ જશટીશ અને મી૦ જસ્ટીસ કેંબાલ સાહેબોની હજુર.

કીસ્નરાવ યશવંત વીગેરે (અશલ પ્રતીવાદીઓ) અપીલવાળા વી૦ વાશુદેવ આપાજી ખોટીકર ગુજરેલા (અશલવાદી) તેના વારશ શીવરામ ગોવીંદ અને ગોપાળ અપીલના પ્રતીવાદીઓ.

કબજો છોડાવવો—કબજો—હક—પેરા ૨જીશટર

પાનુ ૩૭૧ | નાશીક ગામના સબોરડીનેટ જડજનું હુકમનામુ સતારાના જડજ આર૦ એફ૦ માકટીયરે બહાલ રાખેલુ તે ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

તા૦ ૧ મારચ સને ૧૮૮૧ ના રોજ વાદિએ એક જમીનનો કબજો લેવાને પ્રતીવાદીઓ ઉપર દાવો કરયો એવું કહીને કે તે જમીન વીશાપુરમાં છે અને ત્યાંના ઈનામદારે મને કાયમ પટાથી ભાડે આપેલીછે અને ૧૮૭૯—૮૦ ના ફશલી વારા સુધી તે મહારા કબજામાં હતી પણ પ્રતીવાદીઓ તે જમીનનો કબજો કરવો શીરૂ કરી અમો વાદીને આપતા નથી.

પ્રતીવાદીઓમાંથી ત્રણ પ્રતીવાદીઓ હાજર થયા અને તકરાર કરીકે જે ઈનામદારના એજંટે અમને કબજો આપેલો તે ઈનામદારે સને ૧૮૮૦ ના જાન્યુઆરી મહીનામાં તે જમીન પટે આપેલી છે બીજા પ્રતિવાદીઓ હાજર નથી.

સબારડીનેટ જડજે વાદીના લાભમાં હુકમનામુ કરયુ એવું ઠરાવીને કે તે જમીન તે ઇનામદારે પહેલી તેને સોંપેલી છે અને તે પછી તે ઇનામદારના એજંટે પ્રતીવાદીઓને સોંપેલીછે.

જીલા જડજે સબારડીનેટ જડજનુ હુકમનામુ બહાલ રાખ્યુ.

તે ઉપર પ્રતીવાદીઓએ હાયકોરટમાં અપીલ કરી

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જો કે વાદીએ ૭ માસની અંદર કબજો લેવાને (સને ૧૮૫૯ ના આકટ ૧૪, સને ૧૮૭૭ ના આકટ ૧૫ ની કલમ ૯ પ્રમાણે કબજો મળવાનો ઈલાજ કરયા વીના દાવો કરેલોછે, તો પણ જે શખશોનો હક નથી તેના વીરૂધ તે પોતાના પહેલાના કબજા ઉપર આધાર રાખવાનો તેનો હક છે.

માટે નીચેની કોરટ તરફ આ કામ એવો ઇશુ કહાડી પાછુ મોકલ્યુ,

પ્રતીવાદીએ વાદી પાશેથી દાવા વાલી જમીનનો કબજો લઇ લીધો છે કે નહી?

અને એવો હુકમ કરયો કે ત્રણ માસની અંદર આ કોરટમાં તે કોરટે પોતાનો ઠરાવ કરી મોકલવો.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૭ અપરેલ સને ૧૮૮૪

સર ચારલશ શારજંટ, નાઇટ ચીફ જશટીશ અને મી૦ જશટીશ નહાનાભાઇ હરીદાસ સાહેબોની રૂબરૂ

દેવીદાસ જગજીવન (અશલ વાદી) અપીલ વાળો વી૦ પીરજાદી બેગમ મહમદ મુરતજાની વીધવા (અશલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી,

વેચાણ—વેચાણ મંજુર—જપ્તી—લીલામ—વેચાણનું સરટીફીકેટ—પુરાવ—રજીસ્ટર—સને ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૪ અને ૬૩

૫ નુ ૩૭૭ } ફઈસલાણના શબારડીનેટ જડજ રા૦ શા૦ આબાજી બળવંત ત્રાંશેતું હુકમનામુ થાણામાં પહેલા વરગના સબ જડજ અપીલના અખતિઆરની સાથેના ખાન બાહાદુર૦ માણુકજી નાણાવટીએ બહાલ રાખેલુ તે ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદીએ એવો દાવો કરયો કે અમુક જમીન દાવાની અરજીમાં બતાવવામાં આવીછે તે મારી માલિકપણાની છે તેનો કબજો પ્રતીવાદી પાશેથી અપાવો. વાદીએ એવું કહયુછે કે એક હુકમનામુ એક મહમુદજી ઉપર થએલુ તેની બજાવણીમાં તે જમીન મેં વેચાવેલી; તેથી કોરટે ચાર જપ્તી કરી તે લીલામમાં મુકી. તેમાં તકરારી ભાગ ૩૮૮ મારે મેં ખરીદ કરયોછે અને ચારે જપ્તીનું કોરટે તા૦ ૧૦ ફેબરવારી સને ૧૮૭૪ ના રોજનુ રૂ૧૧—૮—૦ નું સરટીફીકટ આપેલુછે તેથી તેનો કબજો મને અપાવવા અરજી કરી; પણ તેમાં પ્રતીવાદીએ હરકત લીધી અને મારી અરજી નામંજુર કરવામાં આવી તેથી આ દાવો તા૦ ૧૬ નવમબર સન ૧૮૭૯ના રોજ કરવામાં આવ્યો વાદીએ પોતાના દાવાની અરજી સાથે વેચાણનું રજીસ્ટર કરયા વીનાનું શરટીફીકટ રજુ કરયું.

પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તે મીલકત મારી છે. અને બાર વરસ કરતાં વધારે મુદતથી મારો કબજો છે, અને વાદીનો તે ઉપર દાવો નથી. અને જો તેનો દાવો હોયતો પણ તેને મુદતની હરકત છે.

તે દાવો ચાલતાની દરમીઆનમાં તકરારી મીલકત સમંધી વેચાણ સરટીફીકેટ વાદીએ પુરાવમાં રજુ કરેલું તે તા૦ ૩૧ અકટોબર સને૧૮૭૦ ના રોજ કોરટે આપેલુ અને તા૦૨૦ ડીસંબર સને ૧૮૭૦ ના રોજ રજીસ્ટર કરવામાં આવેલુ છે, વાદીએ તે પુરાવમાં દાખલ કરવાને આપતી વખતે કહેલું છે કે જે પરચુરણ કામમાંથી આ દાવો ઊતપન થએલોછે. તેમાં તે રજુ કરવામાં આવેલું, તેથી હુ જલદીથી રજુ કરી શકયો નથી.

સબોરડીનેટ જડજે તે સરટીફીકેટ પુરાવામાં લેવાની ના પાડી તેથી ગુજરા ત ઉપર વાદીનો દાવો રદ કરવામાં આવ્યો.

પેહેલા વરગના સબારડીનેટ જડજે અપીલમાં આ હુકમનામુ બાહાલ રાખ્યું.

તે ઉપર હાઈ કોરટમાં બીજી અપીલ કરવામાં આવી,

તેમાં ઠરાવવામાં આવ્યું કે જોકે લીલામમાંથી ખરીદારે જમીન ના ચાર જથા ખરીદ કરેલા તે એક સરટીફીકેટમાં બતાવેલાછે. તેથી એક સરટીફીકેટ રૂપમાં છે, તોપણ તે રજીષ્ટરના કારણસર જુદા જુદા ચાર જથાના તે ચાર જુદા જુદા સર્ટીફીકેટો છે. એમ સમજવું જોઈએ.

વળી ઠરાવવામાં આવ્યું કે વેચાણનું રજીષ્ટર થએલું સરટીફીકેટ તે વેચાણ મંજુર કરયા પછી તરત વરસ વીતી ગયા પછી, આપવામાં આવેલું છે તોપણ તે બળવાન છે, માટે તે પુરાવમાં દાખલ કરવા લાયકછે.

વળી ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ ના ૧૪)ની કલમ ૬૩ પ્રમાણે આ રજીસ્ટર થએલું સરટીફીકટ તે કાયદાની કલમ ૫૯ મી પ્રમાણે દાવાની અરજી સાથે રજુ નહી કરવાથી પુરાવમાં દાખલ કરવાને ના પાડવામાં આવી છે, તે બરોબર નથી કારણકે તે દાવાની તારીખે તે હતુ એમાં કાંઈ શક નથી.

---

## દીવાની અપીલ

### તા૦ ૯ મે સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ બેલી અને મી૦ જસ્ટીસ બીડ્વો સાહેબોની રૂબરૂ.

રીવાજ—કામ ચલાવવાની રીત—દાવાની અરજી પાછી આપવી—દાવાની અરજી ઉપરથી થએલુ હુકમનામુ.

પાનું ૪૮૦ | યોગ્ય કોરટમાં દાવાની અરજી આપવા સારૂ તે પાછી આપવાને આ અરજી કરવામાં આવી છે.

આ અરજદાર તરફથી મીઃ માણેકશાજાહાંગીરશા.

તા૦ ૮ મારચ સને ૧૮૮૪ ના રોજ એવી અરજી આપવામાં આવી કે સને ૧૮૮૨ ના બીજી અપીલ નંબર ૨૬૦ ના કામમાં અમો અરજદારનો દાવો એવા કારણથી રદ કરવામાં આવેલો છે કે દાવાવાળી મી

લકતની કીમત રૂ૫૦૦૦) કરતાં વધારે છે, માટે જંબુસરના બીજા વરગના સબારડીનેટ જડજને તેની તપાસ કરવાને હકુમત નહી હતી, માટે તે દાવાની અરજી યોગ્ય કોરટમાં આપવા પાછી આપવી જોઈએ.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રબાકરજટ બીન જનારધનભટના કામમાં જે ઠરાવ છે, તેથી જીલાની કોરટમાં અને હાય કોરટમાં અપીલ બાજુમાં તપાસનારી કોરટને હકુમત ના હોવાથી, દાવાની અરજી યોગ્ય કોરટમાં આપવાને પાછી આપવાનો રીવાજ ચાલે છે તે લાગુ થતો નથી અને જે કામોમાં દાવાની અરજી ઉપરથી હુકમનામાં કરવામાં આવેલાં હોય છે તેથી તે જુદા છે. સબબ આ અરજી ના મંજુર કરવામાં આવી.

---

## વશીઅત બાબતની હકુમત.

તા૦ ૩—૨૯ એપ્રીલ સને ૧૮૮૪

મીઠ જસ્ટીશ બેલી સાહેબની રૂબરૂ.

ગુલામ હુશન નુરમહમદ વીગરે વાદીઓ વી૦ ફાતમાબાઇ તેનો વાલી હસનઅલુ.

રીવાજ—મુકરદમાને માટે વાલી—ખરચ

પાનુ૩૫૧ } એજા નેનસીભાઇ ગાંગજીની વીધવા હીરાબાઇના વીલથી બે વાદીઓને એકઝીક્યુટર અને ટ્રસ્ટીઓ નીમવામાં આવ્યા તા૦ ૧૩ જુન સને ૧૮૮૩ ના રોજનું તે વીલ છે, અને વસીઅત કરનારી તા૦ ૨૯ જુન સને ૧૮૮૩ ના રોજ મરણ પામી છે, તા૦ ૮ અકટોબર સને ૧૮૮૩ ના રોજ વાદીએ તે વીલના પ્રોબેટ બાબત અરજી કરી. તે વશીયત કરનારની દીકરીઓમાંની એક દીકરી સગીર ફાતમાબાઇનો વાલી મુકરદમાને માટે હશનઅલુ હતો. તે સગીરની તરફથી તેણે આફીડીવીટ ઊપર કહયુ કે સદરહુ જે વીલ હીરબાઇએ કરયુ કહેવામાં આવેલુ છે તે વીલ તેણીએ પોતાની દીલ સાબેતી અને ખુસી આવી તથા સમજની સાથે બખી આપેલુ નથી." માટે અરજ કરીકે અરજદારોએ તે રીતસર સાબેત કરવું જોઇએ.

તા૦ ૧૧ ફેબરવારી સને ૧૮૮૪ ના રોજ મી૦ જસ્ટીસ બેલીની રૂબરૂ આ કામની સુનાવણી થઇ અને તે સાત દીવસ સુધી ચાલી, તે વીદ્વાન જડજે તે વીલના બાબમાં ઠરાવ કરયો. અને તેમના અભીપ્રાયમાં

આવ્યું કે હસનઅલુ વસીઅત કરનારીએ વીલ ઉપર સહી કરી ત્યારે હાજર હતો, તેણે એકઝીક્યુટરના કહેલા આડા અને અપટીત હેતુથી વાદીને પ્રોબેટ આપવામાં સામી તકરાર કરી છે. વશીઅત કરનારી તે વીલ કરી આપવાને નાલાયક નહી હતી, એવું સાબીત કરવાને વધારી પુરાવ હસનઅલુએ રજુ કરયો. અને તેણે પોતે શોગન ઉપર કહયું કે તે વીલ જુઠું બનાવેલું છે, અને વસીઅત કરનારી બેસુધમાં હતી. તે વખતે તેણીનું નીશાન ત્રીજા સખસે કરેલું છે વળી હસનઅલુએ તે વશીઅત કરનારીનો ભાગીદાર છું એવો દાવો રાખ્યો. એકઝીક્યુટરે તેના ભાગીદારીની બાબત ઇનકારીયત કરી, અને તકરાર કરી કે તે તો ફક્ત વહીવટદાર હતો. તે વીલમાં તેના ભાગીદારપણા વીરૂધ ઠરાવો છે. એકઝીક્યુટરો તરફથી એવી તકરાર કરવામાં આવી છે કે હસનઅલુએ આ તકરાર વશીઅત કરનારની તરફથી ફક્ત પોતાના વહીવટની દરમીઆનનો હીસાબ આપવો ના પડે એને બની શકે તો તે વીલ જુઠું થાય તે કારણથી આ જુઠું કહેવામાં આવ્યું છે વાદીઓના લાભમાં ફેંસલો આપવામાં આવ્યાથી હસનઅલુ ખરચ બાબત જાતે જવાબદાર છે કીંવા નહીં તે સવાલની બાબતમાં કાંઇ તકરાર ઊપર આવ્યું.

તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીએ પોતાના કારણ સારુ વીલ જુઠું ઠરાવવાને પ્રાયત્ન કરયો છે. તેથી એકઝીક્યુટરોને તે સાબીત કરવાની ફરજ પડી છે, અને પુરાવા ઉપરથી એમ જણાય છે કે વશીઅત કરનારીએ દીસ સાબીતાથી તે વીલ કરેલું છે, એમ તેના જાણવામાં છે. માટે તે દાવાના ખરચનો જવાબદાર છે,

---

## દીવાની અપીલ

તા૦ ૨૮ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ બર્ડવુંડ સાહેબો ની રૂબરૂ

નરસીંગરાવ રામચંદ્ર વીગેરે અરજદારો વી૦ વેંકાજી કોરન

સામાવાળો.

સને ૧૮૬૪ ના આકટ ૨૦ ની કલમ ૨—હીંદુશાસ્ત્ર—મજીઆર કુટું

આ—મહાજીઆરામાં શગીર—સગીરના હીસાનો વહીવટ કરવાને સરટીફીકેટ ની ક્યારે જરૂરી—વહીવટદાર—

પાનું ૩૮૫ } દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (શને ૧૮૮૨ ના આક્ટ ૧૪ ની કલમ ૬૨૨ પ્રમાણે કોરટની અસાધારણ હકુમત વાપરવાને આ અરજી આપવામાં આવી છે.

અરજદાર તરફથી મી૦ ઘનશામ નીલકંઠ.

સામાવાળા તરફથી કોઈ હાજર નથી.

ત્રણ ભાઈઓએ પોતાના નામથી અને પોતાના સગીર ભાઈની તરફથી (જેઓ તમામ મહાજીઆરા હીંદુ કુટંબના અંગભુતો છે) તેમના મરનાર બાપે કેટલીક કુટંબી મીલકત બીજાને આપેલી તે રદ કરાવાને દાવો કરયો. પણ તે ભાઈઓને પોતાના શગીર ભાઈઓની તરફથી સને ૧૮૬૪ ના આક્ટ ૨૦ પ્રમાણે વહીવટ કરવાના સરટીફીકેટ શીવાય દાવો કરવાનો અખતીઆર છે કીંવા નહી તે બાબતનો સવાલ ઉતપન થયો, તેમાં શીવજી હસન વી૦ દતુ માવજી ખોજા અને ગુરૂઆપ્પા વી૦ સ્વામીઆરાધારયના કામના ઠરાવ ઉપર આધાર રાખી અરજદારો તરફથી એવી તકરાર કરવામાં આવી કે કુટંબી મીલકતમાં સગીરનો હીસો હોય તે કાયદેસર ઠરાવેલા વહીવટદારને સ્વાધીન કરી શકાતો નથી કારણ કે કુટંબનો એક અંગભુતનો તે ઉપર એવો હક નથી હતો કે તે પોતાની હીસાની મીલકત (બધી મહાજીઆરી કુટંબી મીલકત ભોગવવામાં આવે છે.) નો જુદો વહીવટ કરી શકે માટે, આવા કામમાં વહીવટનું સરટીફીકેટ આપી શકાતુ નથી. પરંતુ સબોરડીનેટ જડજે ઠરાવ્યું કે દુરગાપ્રસાદ વી૦ કેસોપ્રસાદ શીંગના કામમાં પ્રીવીકાંઉનશીલે ઠરાવ્યુ છે તેથી તે ફેંસલાઓ રદ થઈ ગએલા છે. માટે દાવો ચાલતા પહેલાં તે સરટીફીકેટ રજુ કરવુ જોઈએ.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ સરટીફીકેટની જરૂર નથી કુટંબના વહીવટદારને સગીરના ઇષ્ટમીત્ર તરીકે જો જરૂર હોયતો દાવાની અરજી દુરસ્ત કરવાની પરવાનગી સાથે દાવો ચલાવવા દેવો જોઈએ,

---

## દીવાની અપીલ

તા૦ ૨૮ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ બરડવુંડ સાહેબોની રૂબરૂ.

ગોસ્વામી શ્રી પરશોતમજી માહારાજ તેમના એજંટ જુગળદાસ (અ

સલ વાદી) અપીલવાળો વી૦ બી૦ રોબ૦ મારફતીઆ કંપની લીમીટેડના વહીવટદાર (અસલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

ભરૂચમાં રૂ અને કપાસ ખરીદ કરી બાહાર મોકલવામાં આવે તે ઉપર કર લેવાનો દાવો—સને ૧૮૪૪ ના આ૦ ૧૯—ગેર કાયદે કર—એજંસી—ટરસ્ટ—ને આક્ટનો હેતુ પાર માટે નહી તેવો કરાર—સને ૧૮૭૨ ના કરાર આક્ટની કલમ. ૨૩

પાનું ૪૯૮ } ભરૂચના બીજા વરગના સબારડીનેટ જડજ રા૦ સા૦ સં દુલાલ મથુરાદાસનુ કરેલુ હુકમનામુ ભરૂચના આસીસ્ટંટ જડજ (ફુલપાવર સાથેના) એસ. હામીક સાહેબે ફેરવેલુ તે ઉપર આ બીજી અપીલ કરવામાં આવી છે.

આ દાવો વલભાચાર્યનું મંદીર શ્રીજીના મંદીરના નામથી કહેવાય છે, તેના વહીવટદાર અને એક માલેક તરીકે મારફતીઆ કંપનીના એક મેનેજર તરીકે જે પ્રતીવાદી છે, તેની પાસેથી રૂ૪૪૫૫—૧૪—૭ લેવા કરેલો છે. વાદી કહે છે કે તે દેવાલયના આગળના માલેકો ભરૂચમાં જે રૂ અને કપાસ ખરીદ કરી બાહાર મોકલવામાં આવે તેના ઉપર લાગો લેતા હતા. અને પ્રતીવાદી રૂ અને કપાસનો વહેપાર કરે છે. અને સને ૧૮૭૫ ૧૮૭૬ અને સને ૧૮૭૭ ની સાલો શીવાયના તે લાગો લેણું આપેલા છે. માટે વાદી અરજ કરે છે કે તે સાલોમાં પ્રતીવાદીએ ખરીદ કરેલી ગાંસડીની ઉઘરાણી રકમ લહેણી થએલી છે તે અપાવવી જોઈએ.

પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તેમાં કેટલીક હકીકત ખોટી સાથે એમ કહેવામાં આવ્યુ છે કે આ લાગો લાંબી મુદતથી લેવામાં આવેલો નથી. રૂ અને કપાસ ઉપર કાંઈ લાગો નથી. અને જો લેવામાં આવેલો હોય તો પણ તે કાંઈ હક તરીકે લેવામાં આવેલો નથી; માટે જો મારી મરજી ના હોય તો, એવી રીતના કર તરીકે હું તે આપવાને જવાબદાર નથી. અને વળી આવો લાગો સને ૧૮૪૪ ના આ. ૧૯ પ્રમાણે કાયદેસર નથી અને ગેર વ્યાજબી છે.

એવું માલુમ પડેલુ છે કે વાદી અને તેમની જગાએ આગળ થઈ ગએલા તકરારી લાગો લેતા હતા, તેથી ભરૂચમાં રૂ અને કપાસીઆ વેચનારાઓ તે ખરીદદારને તે બાબત છોડી દેતા અને તે ખરીદદારોને આપવા પડતા. આ પ્રમાણે પ્રતીવાદી પાસેથી રકમ મોટી લેવામાં આવી છે.

માટે વાદીએ એવી તકરાર કરી છે કે પ્રતીવાદી પાસે તે રકમ ખાસ ટ્રસ્ટી અગરએજંટ તરીકે છે.

સબોરડીનેટ જડજે વાદીનું હુકમનામુ કરયું.

આશીસ્ટંટ જડજના અભીપ્રાયમાં આવ્યું કે તે લાગો અમુક દર થી આગળ લેવામાં આવતો હતો, પણ સને ૧૮૪૪ ના આકટ ૧૯ થીતે લાગો રદ થએલો છે વળી તેમણે ઠરાવ્યું કે પ્રતીવાદીને ખાનદારે જે ર કમ છુટ મુકેલી તે પ્રતીવાદી પાશે વાદીના ટ્રસ્ટ અગર એજંટ તરીકે નથી

વાદીએ તેથી હાય કોરટમા અપીલ કરી.

જસ્ટીસ કેંબાલ સાહેબે નીચેની મતલબનો ફેંસલો આપ્યો.

વાદીએ જે લાગા બાબત દાવો કરયો છે, તેને સને ૧૮૪૪ નો આક્ટ ૧૯ લાગુ થાય છે. "હરકોઇ જાતનો કર" એ શબ્દોમાં રૂ અને કપાશ ઉપરના લાગાનો સમાશ થાય છે અને જો કાંઇ હક હોય તોપણ તેથી સરકારનો અગર કોઇ ખાનગી શખશનો હક તે કર લેવાનો હોય તોતે બીલકુલ બંધ થએલોછે.

વળી ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ વાદીના ઉપયોગ શારૂ નાણા મળવેલાં હતાં તે બાબતનો અગર ત્રસ્ટી અગર એજંટે લીપેલા નાણા લેવાનો દાવો ગણી શકાતો નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે કામ કરનારાઓએ જે કર આપવાની મનાઇ કરેલીછે તે આપવાના કરારથી તે આક્ટનો હેતુ પાર પડતો નથી, માટે તે રદ બાતલ છે તેથી તેનો અમલ થઇ શકતો નથી, હીંદુસ્તાનના કરાર આક્ટ સને ૧૮૭૨ ના ૯ મા ની કલમ ૨૩

---

# દીવાની અપીલ

તા૦ ૨૯ આપ્રેલ સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની રૂબરૂ.

રણછોડદાશ નથુભાઇ વીગેરે (અશલ વાદીઓ) અપીલ વાળા વી

રૂપ નેમચંદ ખુશાલચંદ વીગેરે (અસલ પ્રતીવાદીઓ) અપીલના પ્રતી વાદીઓ.

મુદત-વચન—કબુલત—સામસામી હીસાબ—બાકી દેવી કબુલ— "બાકી દેવા"—સને ૧૮૭૧ના આકટ ૯ ની કલમ ૨૫

પા૦ ૪૦૫ સુરતના પહેલા વરગના સબારડીનેટ જડજનું કરેલું હુકમનામું સુરતના જડજ ઈ૦ એફ૦ મેકફરસન સાહેબે ફેરવેલું તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

ભગવાનદાસ મથુરાદાસના નામની દુકાનના માલીકોએ ખુશાલચંદ મુળચંદના નામનો વહીવટના માલીક આ વારશો તરીકે નેમચંદ અને ભાઇચંદછે તેમના ઊપર રૂ૨૩૩૪—૪—૦ પ્રતીવાદીઓની જાતથી અને મરનાર ખુશાલચંદની મીલકતથી લેવા દાવો કરયોછે વાદીઓ કહેછે કે અમારે ખુશાલચંદની સાથે લેણદેણ થએલી અને તેમના મરણ પછી નેમચંદે તે કામનો વહીવટ કરેલોછે, અને હીસાબ કરીને રૂ૧૯૫૫૬ દેવાની કબુલત કરી આપેલીછે.

નેમચંદે તકરાર કરી કે આ દાવાને મુદતની હરકતછે કારણ કે જયારે તેણે તે કબુલત ઊપર સહી કરી ત્યારે અસલ દેવાને મુદતની હરકત થએલી હતી માટે તે અમને બંધનકારક નથી, હું જાતે જવાબદાર નથી, અને મારા જોવામાંછે તે પ્રમાણે વાદીઓએ મારા બાપને યોગ્ય રીતે રકમો મજરે આપી હોત તો વાદીઓ માહારા લેણદારને બદલે દેણદાર છે.

ભાઇચંદે પણ તકરાર કરી છે કે આ દાવાને મુદતની હરકત છે અને મેં કબુલત ઊપર સહી કરી નથી અને હું તે વીશે કાંઇ જાણતો નથી.

સબારડીનેટ જડજના અભીપ્રાયમાં વાદીના લાભમાં આવયું અને પ્રતીવાદીઓની જાત અને મરનાર ખુશાલચંદની મીલકત ઉપર હુકમનામું કરયું.

બીજા જડજે તે હુકમનામું ફેરવ્યું અને દાવો રદ કરયો તેના કારણ તેઓએ બતાવ્યાં છે તે નીચે પ્રમાણે.

"વાદીઓ અને પ્રતીવાદીઓના બાપને લેણ દેણ થએલી હતી અસલ લેણુ દેણુ શી હતી, તે કાંઇ જણાતુ નથી, પરંતુ સને ૧૮૭૦ થી કાંઇ લેણુ દેણુ થએલી નથી. હીસાબમાં ફકત વરસ આખર ખુશાલચંદના

નામ ઊપર જે રકમ લહેણી નીકળતી તે ઉધારવામાં આવતી હતી. આ પ્રમાણે સને ૧૮૭૭ ની સાલ સુધી ચાલ્યું તે વખતે દાવાને મુદતની હરકત થાત. કાંઈ વચન અગર કબુલાત કે જેથી મુદતના કાયદાની હરકત થાય નહી તેવું કાંઇ નહી હતું, તેમ કાંઇ વ્યાજ અગર મુદ્દલની રકમ આપવામાં આવી નથી. • • • હીસાબ કરીને રૂ૧૯૫૫ બાકી દેવા કાઢ્યા તે નીચે જેચંદે સહી કરી. પરંતુ દાવો કરવાની મુદત વીતી ગયા પછી લાંબી મુદતે આ કરવામાં આવેલું છે; માટે મુદતના કાયદા પ્રમાણે તે કાંઇ ઉપયોગનું નથી. તે બાબતમાં કાંઇ નાણું આપવાનું વચન નથી. માટે હીંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૫ મી પ્રમાણે અવેજ વીનાનો કરેલો કરાર રદ બાતલ છે કારણ કે વચન લખેલું નથી મી શામજી વીઠ્ઠ ધરમાના કામમાં હાઇ કોરટે ઠરાવ્યું છે કે ફકત હીસાબ કરવામાં આવ્યો હોય તેથી તે કરાર થતો નથી કારણ કે કરાર આકટની કલમ ૨૫ ની રકમ ૩ માં ઠરાવેલું છે તે પ્રમાણે તેમાં લખેલું વચન નથી ફકત દેવું કબુલ કરવામા અને દેવું આપવાનું વચન આપવામાં છે જે મિદ છે તે સાર્ગી પીઠ કાયમ થઇ ગએલો છે. માટે જે દસ્તાવેજની રૂઇયે દાવો કરવામાં આવ્યો, તેથી કાંઇ દાવાનું કારણ થતું નથી. માટે મારા અભીપ્રાયમાં આવે છે કે જે વખતે જેચંદે કબુલાત નીચે સહી કરી તે વખતે તે મુદત બાહાર ગએલું દેવું હતું, અને તે અગર તેનો ભાગ આપવાને કાંઇ લખેલું વચન નથી સબબ તે નાણાં ઊપર કાંઇ હક નથી. જો તે બાબત દાવો થઇ અને હુકમનામું થઇ શકે તોપણ તે દાવા પ્રમાણે રૂપીઆ ૨૩૩૪-૪—૦ પૈસા જોગ થાય, પરંતુ ભાઇચંદે જેચંદને પોતાની તરફથી સહી કરવાને અખતીઆર આપ્યો નથી."

વાદીએ હાઇ કોરટમાં અપીલ કરી.

અપીલવાળાઓ તરફથી મી૦ શીવરામ વીઠ્ઠલ ભંડારકરે તકરાર કરી કે જે દસ્તાવેજની રૂઇએ દાવો કર્યો છે તેમાં કબુલાત નીચે પ્રમાણે છે,

સંવત ૧૯૩૩ ના અશાડ વદ ૧૨ શોમવાર (તારીખ ૬ અગસ્ટ ૧૮૭૭) રૂ. સરકારી ચલણી રંઝુ કરી બાકી દેવા જેચંદના હાથની.

૧૯૫૫—૦—૦

મરનાર શા ખુશાલચંદ મુળચંદના વારસ જેચંદ ખુશાલચંદની જામગામમાં દુકાન છે તે ઉપરથી આ ઉઘરાણી સમજી (સંવત ૧૯૩૭ના અસાડ વદ ૧૨ ને સોમવારવારના સરકાર અલની રૂ ૩૯૫) અંકે ઓગણીશેંને પંચાવન બાકી દેવા છે દસ્કત જેચંદ ખુશાલચંદ"

મારી અરજ છે કે આ કબુલતમાં આપવાનું વચન છે "બાકી દેવા" એ શબ્દોનો અરથ તેવો થાય છે નગીનદાસ ધરમચંદ વી૦ વીકમદાસ ઠાકરશી.

અપીલના પ્રતીવાદીઓ તરફથી મી૦ માણેકશા જાગીરશા

વચન છે નહીં—જે લખાણ છે તે ઉપરથી જે બાકી દેવી નકી કરવામાં આવી છે તે જણાય છે. પરંતુ કાંઇ વધારે માલમ પડતું નથી. જે ઠરાવ બતાવવામાં આવ્યો છે તે લાગતો નથી હકતેથી આપવા વચન ન આપવામાં આવ્યું હશે.

ચીફ જષ્ટીસ સારજંટ સાહેબ;—અમારી નજરમાં આવે છે કે કરાર આકટની કલમ ૨૫ મી પ્રમાણે વાદીના ચોપડામાં જે લખાણ છે. તેથી આપવાનું વચન થતુ નથી. ગુજરાતી શબ્દો "બાકી દેવા" હીસાબ કાહાડી બાકી કાહાડવામાં આવે છે, તેમાં સાધારણ રીતે વાપરવામાં આવે છે માટે તે ઉપરથી બેશક મોંના કરારનુ અનુમાન થાય છે. પરંતુ તે ઉપરથી "આપવાનું વચન" થતુ નથી, અમરતલાલ મનસુખ વી૦ માણેકલાલ જેઠા નગીનદાસ ધરમચંદ વી૦ વીકમદાસ ઠાકરસીના કામમાં જે શબદો છે બાકી કાહાડી દેવા બે હકતેથી ફરયા છે. તેમાં 'દેવા' શબ્દથી મજકુરના લખાણ પ્રમાણે પણ કરીને સામાન્ય શબ્દનો વાહોળો અરથ કરવામાં આવેલો છે માટે અમારે તે હુકમનામુ ખરચ સાથે બાહાલ રાખવું જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૨૯ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ નાહાનાભાઇ હરીદાસ અને મી૦ જષ્ટીસ બર્ડવુડ સાહેબોની હજુર.

સી. આર ડી. શાલ (અસલ. વાદી) અપીલવાળા વી૦ પેસતનજી પ નજીભાઈ (અસલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

જમીનદાર અને સાથે રાખનાર—પટો—પટે આપનારે કરી આપેલું વેચાણ—રીવાજ—પુરાવ—સને ૧૮૭૨ના હીંદુસ્થાનના પુરાવ આની કલમ ૧૧૭—દીવાની કામ ચલાવવાની રીતીના સને ૧૮૮૨ ના આક્ટ ૧૪ ની કલમ ૫૭૮

પા૦ ૪૦૮ | મુંબારમાં સ્મોલકાઝરની કોરટના જડજ કનઈયા. ખી.ઝા ફંનલ સાહેબે હુકમનામુ કરેલું તે ઊપર આ અપીલ કરવામાં આવી છે.

આ કામમાં વાદીએ ઘર કબજે લેવાને માગેલું છે કારણ કે પ્રતીવાદીના કબજામાં તે ઘર એક પટાના આધારથી છે અને તે પટો વાદીને વેચાણ આપનારે તેને સંવત ૧૯૨૩ માં લખી આપેલો છે. વાદી એક ગોઆનો દુકાનદાર અને નેસ્તાછે, અને પ્રતીવાદી પારશી છે તે વાદીથી પચાસ વાર દુર રહેછે અને તે પણ તેવોજ ધંધો કરેછે પ્રતીવાદીના પટાની સંપુરણ ખબર છે, એમાં કાંઇ શક નથી. એ કારણથી વાદીએ પ્રતીવાદી પાશેથી કબજો છોડાવવાને માગેલુછે, પરંતુ આ કોરટે ઘણા કામોમાં જે નિયમ ઠરાવવામાં આવેલોછે, તે પ્રમાણે તેના વેચનાર કરતાં તેનો વધારે હક છે એમ આ કોરટની નજરમાં આવી શકતુ નથી એવી તકરાર કરવામાં આવી છે કે વાદીએ રીવાજ અને આરબી ધારા પ્રમાણે આરબી ખરીદ કરનારના હક મેળવેલા છે, ગમે તેમ હશે અને તે તકરાર કરે છે તે પ્રમાણે હોય તોપણ હુ ફક્ત્થી ઠરાવું છું કે ફેન વી૦ બાલટીમોરના કામમાં જે નીયમ ઠરાવવામાં આવેલોછે તે પ્રમાણે આધારનો ઉપયોગ ગેરઇનસાફ થાય તે પ્રમાણે અમે થવા દઇશું નહી માટે આ દાવો ખરચ સાથે કહાડી નાખીએ છીએ,

વાદીની અરજી ઊપરથી અમે અહીંઆ લખીએ છીએ કે ઝાંઝીબારના ધારા બાબતમાં કાજીની સાહેદી અને આરબી આધારો રજુ કરવા છે.

વાદીએ હાયકોરટમાં અપીલ કરી,

તેમાં ઠરાવવામાં આવ્યું કે જે રીવાજ કહેવામાં આવ્યો છે. તે સાબીત થએલો હોયતો પણ તે બળવાન નથી, પટો કરી આપ્યા પછી તે પટાના કાગળમાંથી જેને તે કરી આપવામાં આવ્યો હોય તેને બાતલ કરવો તે વાજબી નથી.

માટે જે પુરાવ નીચેની કોરટે બાતલ કરેલો છે. તે પુરાવ લીધો હોત તો. ઠરાવ જુદો થાત એવો નીશ્ચે અપીલ કોરટનો થયા વીના તે પુરાવ બાતલ કરવાના કારણથી તે હુકમનામુ ફેરાવવાને યોગ્ય કારણ થતુ નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૯ અપરેલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ નાનાભાઈ હરીદાસ અને મી૦ જસટીસ બર
ડવુડ સાહેબોની રૂબરૂ

દુર્ગારામ મણીરામ (અસલ વાદી) અપીલવાળા વી૦ શ્રીપત વીગરે (અસલ પ્રતીવાદીઓ, અપીલના પ્રતીવાદીઓ.

દક્ષણના ખેડુતોના બચાવનો આકટ સને ૧૮૭૯ નો આકટ ૧૭મો છે તેની કલમ ૩, ૩૯, ૪૬, ૪૭ અને ૪૮—કોનશીલીએટરના સરટીફીકેટની ક્યારે જરૂર—મુદત—સને ૧૮૭૭ ના આ ૧૫ ના પ્રશીસ્ટ ૨ ની આરટીકલ ૧૧—કાનશીલીએટરને અરજી કરવામાં આવી તેની અને સરટીફીકેટ આપ્યાની વચમાં ગએલી મુદત—

પાનું ૪૧૧ } સતારાના જડજ આર૦ એફ૦ માકફીવર સાહેબ સતારાના સબારડીનેટ જડજનું હુકમનામુ બહાલ રાખેલુ તે ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

દાવાની અરજીમાં અમુક મીલકત મારા હુકમનામાના પ્રતીવાદી બ દરદીનનીછે અને તે હુકમનામાની તેના ઉપરની બજાવણીમાં તે બજાવવા લાયકછે એવું ઠરાવી આપો, પ્રતીવાદીઓએ તે જમીન અટકાવી છે. એવો દાવો રાખવાથી તા૦ ૭ અકટોબર સને ૧૮૭૯ ના રોજ દાવાની કામ ચલાવવાની દીવાની કાયદાની કલમ ૨૮૦ પ્રમાણે તે ઉપરથી જપ્તી ઉઠાવવામાં આવીછે તેથી વાદીએ આ દાવો કરયોછે.

તા૦ ૧૪ ડીસેમબર સને ૧૮૮૦ ના રોજ દાવાની અરજી દાખલ કરવામાં આવી એટલે જપ્તી ઉઠાવ્યાની તારીખથી એક વરસ વીતિ ગયા પછી દાખલ કરવામાં આવી, આ હકીકત નીચેની કોરટના ફેંસલા ઉપરથી માલુમ પડી અને તે વીષે અમારી રૂબરૂ તકરાર કરવામાં આવી નથી

માટે તે કામના ગુણ દોશની બાબતમાં પેશતાં પહેલાં શને ૧૮૭૭ ના મુદતના આકટ ૧૫ ના ૨ જા શેડ્યુલની આરટીકલ મુજબ તે દાવાને મુદતની હરકત નથી એવી અમારી ખાતરી કરવાનું અપીલવાળાના વીદવાન કાઊનશીલને પુછવાનું અમારી નજરમાં દુરસ્ત આવ્યું. પછી તે સવાલ ઊઠાવવામાં આવ્યો નથી, તેમ તેનો નીચેની કોરટોમાં વીચાર પણ કરવામાં આવ્યો નથી, તેની ચીંતા નહી.

પછી ઠરાવવામાં આવ્યું કે કોનશીલીએટરને અરજી કરવામાં આવી હોય તેમાં અને સરટીફીકટ આપે તેના વચમાં જે મુદત જાય તે મુદત ગણવામાંથી બાતલ કરવી જોઈએ.

વળી ઠરાવવામાં આવ્યું કે ખેડુતના ઊપર અમુક મીલકત બજાર વ્યાજમાં વેચાવવા લાયક છે એવો હક ઠરાવવાનો દાવો કરતાં અગાઊ સદરહુ રીતનું સરટીફીકટ મેળવવાની જરૂરછે.

## દીવાની અપીલ.

તા૦ ૧ મે સને ૧૮૮૪

સર ચારલશ શારજંટ, નાઈટ ચીફ જશટીશ અને મી૦ જશટીશ નહાનાભાઈ હરીદાસ સાહેબોની રૂબરૂ

પરશરામ વામન વાદી વી૦ હીરામાન ફતુ વીગેરે પ્રતીવાદીઓ

વકીલ અને અશીલ—ઇનામ પતરો—ઇનામના કરારો—શને ૧૮૪૬ નાં આકટ ૧ લાની કલમ ૭ મી.

પાનું ૪૧૭ | જુનાવળના શબોરડીનેટ જડજ રાવ સા૦ કીશનાજી નારાયણે દાવાની કામ ચલાવવાની રીતીના કાયદા (શને ૧૮૮૨ ના આકટ ૧૪)ની કલમ ૬૧૭ પ્રમાણે આ રેફરંશ કરેલ છે તેમાં તેઉએ નીચે પ્રમાણે કામની હકીકત લખીછે,

'શને ૧૮૮૪ ના નંબર ૧૨૮ અને ૧૩૧ ના કામમાં દાવા અશીલો એ પોતાના વકીલોની સાથે પુખ્ત જુબાનીથી એવા કરારો કરેલા છે કે તે વકીલોને તેમની હમેશની ફી સાથે જો કામ જીતવામાં આવે તો અમુક ઇનામ આપવુ તે કરારોની રૂઇએ કરેલાછે.

શને ૧૮૮૪ ના નંબર ૧૪૧ નો દાવો તેવોજ કરાર હતો; તે પણ

જથી મળવામાં આવેલા છે તેની રૂઇએ કરેલા છે તે કરારો વકીલાતના માની શામેલજ થએલાછે.

'સવાલ એ છે કે આ દાવા આપાની શકાય કે શી રીતે, સને ૧૮૪૬ ના આકટ ૧ લાની કલમ ૭ ગી વાદીઓના લાભમાં જણાય છે.

બીજી બાજુ તરફ તે કરારો ઊપરથી વકીલને અઘટીત રોતનું પોતાના અશીલના કજીઆમાં હીત થાય છે માટે તે સુનીતી વીરૂધ છે; રા૦ સા૦ વીસ્વનાથ નારાયણ મંડળીક વી૦ ક્રમાલજાભાઈ સાહેબ; રામચંદ્ર ચીંતામણ વી૦ કાલુ રાજુ અને શીવરામ હરી વી૦ અરજુન એ ત્રણ ઠરાવો મુંબઇના આ બાબતમાં થએલા છે પરંતુ એકેમાં તે વીશે . પ્રતક્ષ રીતે નીરણય કરવામાં આવેલો નથી ગા.આથગપારમભાથ ચેરી આકુન હાસુ વી૦ વીલીયમ શીડન હારગટનના કામમાં આ વીશે પ્રતક્ષ ઠરાવ કરવામાં આવેલા છે પણ તેનો આધાર મુખ્યત્વે કરીને મદ્રાસ હાયકોરટના એક શરકયુલર હુકમ ઉપર છે તે શરકયુલરમાં જે નીંયમ બતાવવામાં આવેલાછે તે બધે લાગુ થઇ શકે તેવું છે;

'અમારા અભીપ્રાયમાં આવેછે કે તે કરારનો અમલ કરવો નહી જોઇએ પરંતુ મારો વીચાર બરોબરછે કે નહી તે બાબતની મને ખાતરી નથી.

'આ લાગવત કામના કાગળો મોકલ્યાછે.

'આ કામોમાં હાયકોરટના હુકમનામા આખરનાં થયે માટે તે આ રેફરંશ ઉપર ફેંશલ કરયા વીના રાખેલાછે.''

મી૦ જસટીશ સારજંટ સાહેબે નીચે પ્રમાણે ઠરાવ કરયો.

રામચંદ્ર ચીંતામણ વી૦ કાલુરાજુના કામમાં ફક્ત એવો ઠરાવ કરવામાં આવેલા છે કે જવાં વકીલે વકીલાતનામુ કબુલ કરયા પછી કરાર થએલા હોય કે જેથી તે કરાર વકીલાતનામાં શામેલ થએલો નથી એમ ગણાય તો તે કરાર અવેજની ખામીના કારણથી અવેજ વીનાનો થાયછે શીવરામ હરી વી૦ અરજુનના કામમાં વકીલાતનામુ દાખલ કરતાં પહેલાં કરાર થએલો હતો તેમાં સને ૧૮૪૬ ના આકટ ૧ લા ની કલમ ૭ મી ઊપર લક્ષ રાખતાં તે કરાર અવેજ વીનાનો નથી માટે તે કાયદા વીરૂધ નથી એમ ઠરાવવામાં આવેલુ છે સદરહુ કહેવા ઉપર લક્ષ રાખી જેવી હકીકત હોય તે પ્રમાણે ક્ષ્યારડીનેટ જડજે ઠરાવ કરવો જોઇએ.

---

# દીવાની અપીલ

ચી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ બરડવુંડ સાહેબો
ની રૂબરૂ.

કાસમભાઇ અજુભાઇ વીગેરે (અસલ વાદીઓ) અપીલવાળા વી૦ હીમતસંગજી જોરાવરસીંગજી પાટડીના દેશાઇ (અસલ પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી.

અ૦ ૪૧૫ | અમદાવાદના પહેલા વરગના સબોરડીનેટ જડજ રાવ બાહાદુર મુકુંદરાય મણીરાયે પોતાની કોરટમાં દાવાની અરજી આપવાને વાદીને તે પાછી આપવાનો હુકમ કરેલો તે ઉપરથી આ અપીલ કરવામાં આવીછે.

વાદીઓ કહેછે કે અમે અમદાવાદ જીલામાં વીરમગામ તાલુકામાં શાંવલાન ગામના ગામેતી છીએ તેથી અમો તે ગામના માલેક છીએ અને અસલ માલેક તરીકેનો હક ભોગવતા હતા પણ પાછળથી પ્રતીવાદીના પુરવજોને તે ગામ સબંધીનાં હકોમાં ભાગ લેવાને દાખલ કરવામાં આવેલા અને એવી ગોઠવણ કરવામાં આવેલી કે વાદીઓએ તે ગામના ચોથા હીસાનો માલેક અને પ્રતીવાદી બાકીના ત્રણ હીસાનો માલેક સમજવો.

વળી વાદીઓએ કહયુ છે કે એક રીતનો હક અમો વસુલ કરતા; તેમાં પ્રતીવાદી સને ૧૮૮૨ ની સાલમાં વચમાં પડવા માટે તેમણે ત્રણ ચતુરથાંશ હીસાની વહેંચણ કરવા અને પ્રતીવાદી હવે પછી હરકત કરે નહી તેવો તાકીદ હુકમ કહાડવા અરજ કરીછે.

સદરહુ દાવાની અરજી તા૦ ૮ અકટોબર સને ૧૮૮૩ ના રોજ પેહેલા વરગના સબાર્ડીનેટ જડજને આપવામાં આવી; તા૦ ૧૨ અકટોબર સને ૧૮૮૩ ના રોજ સબારડીનેટ જડજે એવો હુકમ કરયો કે પાટડીનો દેશાઇ પ્રતીવાદીછે સબબ તે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૩ પ્રમાણે તે 'રાજય કરનાર મુખ્ય' (રુલીંગ ચીફ)છે માટે તે દાવો તેણ ચલાવી શકતા નથી એવું ઠરાવી પાછી આપી.

આ ઉપરથી જીલા કોરટમાં અરજી આપવા માંડવામાં આવી પણ મી૦ ક્રાફરડ સાહેબે તે લેવાને ના કહી, એવું કહીને પ્રતીવાદી પાંચમાં વરગનો 'રુલીંગચીફ'છે અને તે કાંઇ પહેલા અને બીજા વરગના રુલીંગચીફ જેવો અખતીયારવાળો નથી,

આ ઉપરથી શબારડીનેટ જડજના હુકમ ઉપર હાયકોરટને અપી લ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા ની કલમ ૪૩૨ અને ૪૩૩ પ્રમાણે પ.ટ ડીનો રૂલાઇ રૂલીંગ ચીફછે તે કા ઠીઆવાડમાં સાત ગામનો માલિકછે માટે શરકારના અનુમત શાથે જે કા રટ છેલા કોરટને તાબે ના હોય તેની મુખ્તીઆર કોરટમાં તેના ઉપર દા વો થઇ શકેછે,

---

## દીવાની અપીલ.

સર ચારલસ સારજંટ, નાઇટ ચીફ જસટીસ અને જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની હજુર.

રણછોડ હરીભાઇ વાદી વીરૂધ ડાકોર મ્યુનીસીપાલીટી પ્રતીવાદી

નોટીસ—મ્યુનશીપાલીટી—દાવાનો પ્રકાર—મુનીશીપલ આકટ (મુંબઇ) શને ૧૮૭૩ ના ૬ ઠાની કલમ ૮૬

પાનું ૪૨૧ } ઉમરેઠના બીજા વરગના સબોરડીનેટ જડજ રાવ સાહેબ રણછોડલાલ કપુરચંદે દાવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ મી પ્રમાણે આ રેફરંસ કરવામાં આવ્યુછે.

વાદીએ પોતાના મકાનનો હાઉસ ટાકસ મ્યુનશીપાલીને આપેલો છે પણ તે કાયદાની વીરૂધ લેવામાં આવ્યો છે, તે કારણથી મુનસીપાલીટી ઉપર તે ભરેલાં નાણાં પાછાં લેવા દાવો કરો છે, તેમાં વાદી સને ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની કલમ ૮૬ પ્રમાણે તે મ્યુનીશીપાલીટીને પ્રથમ નોટીસ આપવાને બંધાએલા છે કીવા નહીં તે સવાલ છે.

ડાકોર કસબામાં વાદી એક ઘરનો કબજેદાર છે તેણે તે કસબાની મ્યુનીશીપાલાટી ઉપર આ દાવો ૨૧૦—૮—૦ લેવા કરેલા છે, એવું કહી ને કે મે તકરાર કરી તેમ છતાં તે મ્યુનીસીપાલીટીના સેક્રેટરીએ સને ૧૮૮૦—૮૧. ૧૮૮૧—૮૨ અને ૧૮૮૨—૮૩ ની સાલનો મારા ઘરનો "હાઊશ ટાકશ" લીધો છે, પણ તે "ટાકસ" ઠરાવવામાં આવ્યો છે અને વશુલ કરવામાં આવ્યો છે તે કાયદેસર નથી. તેથી સને ૧૮૭૩ ના ૭ મા ની મુનસીપાલીટી આકટની કલમ ૮૬ મી પ્રમાણે મારા ઘરના 'હાઉ

સ ટાકસ''ની રકમ મને પાછી આપવી જોઇએ, અને જો તે નહીં આપવામાં આવેતો, દાવો કરવામાં આવશે એવી નોટીસ વાદીએ મુનશીપાલીટી ઉપર બજાવી છે. પરંતુ તે કલમ ૮૬ ની પ્રમાણે તે નોટીસ બજવાની તારીખથી માસ પુરો થતાં સુધી નહીં થોભતાં તેણે આ દાવો તા. ૧૬ જાનેવારી સને ૧૮૮૪ ના રોજ કર્યો છે. અને આ દાવાનો સમન્સ તે મુનસીપાલીટી ઉપર તેજ માસની તા૦ ૨૬ મીને રોજ બજાવેલો છે પણ તે દાવામાં જવાબ દેવા હાજર થએલા નથી જે હકીકતથી ડાકોરમાં 'હાઉસ ટાકસ' ઠરાવવામાં આવ્યો છે તે જોશી કાળીદાસ સેવકરામ વી૦ ડાકોરની મુનીશીપાલીટીના કામમાં સંપુરણ રીતે બતાવવામાં આવી છે અને તેમાં નામદાર હાય કોરટે છેવટે ઠરાવ્યુ છે કે તે દર કાયદા વીરધ ઠરાવવામાં આવ્યો છે માટે તે ઠરાવવામાં આવ્યો, અને વસુલ કરવામાં આવ્યો છે તે કાયદા વીરૂધ છે; તે બાબત હવે કાંઇ અંદેશો રાખી શકાતો નથીપરંતુ વાદીએ ઉપર કહયાપ્રમાણે એક માસની મુદત પહેલાં જલદીથી કોરટમાં દાવો દાખલ કરેલો છે; માટે સવાલ એવો ઉતપન થાય છે કે તે દાવો જે વખતે કરવો જોઇએ તેથી વહેલો કરેલો છે અને તેથી તે ચાલી શકે નહીં. આ બાબતનો નીરણય વાદીને નોટીસ આપવાને બંધાએલો છે કે નહીં તે ઉપર છે.

ઉપર પ્રમાણે લખાણ કરી સબોરડીનેટ જડજે હાય કોરટમાં પુછેલુ તેમાં હાય કોરટે ઠરાવ્યુ કે મુબાઇના સને ૧૮૭૩ ના મુનશીપાલીટી આકટની કલમ ૮૬ મી પ્રમાણે વાદીએ મુનશીપાલીટીને નોટીસ આપવી જોઇએ તે કલમપ્રમાંણેનોટીસ આપવાનોહેતુ મુનશીપાલી તરફથીસુધ અંતઃકરણથી કામ કરતાં પોતાના અખતીઆર પ્રમાણે વ્યાજબી રાહે જે કામ થઇ શકે નહીં તેવાં કાયદા વીરૂધ કામ કરેલાં હોય તો તેઓ દુરસ્ત જોઇએ તેવી રીતે કરી શકે છે સદરહુ કલમ ૮૬ મી ફકતનુંકશાનના દાવા નેલાગુછે એમ નથી પરંતુ મુનશીપાલીટી તરફથી જેકૃત્ય કરવામાં આવે તે તમામ કૃતઉપરથી થતા પઇશા બાબતના દાવાને લાગુ થાય છે.

## દીવાની અપીલ

તા૦ ૨૪ અપરેલ સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઈટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટી સ નાહાનાભાઈ હરીદાસની રૂબરૂ.

સ્થાવર મીલકત—વેચાણ—પુરત કીમત નહી—અગત્યની બાબતમાં ગેરસીરસતે—વેચાણની મંજુરી—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪] ની કલમ ૩૦૫, ૩૧૧ અને ૩૧૪.

પા૦ ૪૨૪ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ પ્ર માણે કુમતાના શબારડીનેટ જડજ (બીજા વરગના) રાવ શા૦ વીનાયક વીઠલ લીલકે આ રેફરંસ કરેલુછે.

હુકમનાંમાની બજાવણીમાં અમુક જમીન લીલામ કરવામાં આવેલી પ ણ તે લીલામ પ્રસીધ કરવામાં મુદાની બાબતમાં ગેરશીરસતે થએલુ છે; માટે તે લીલામ રદ કરવાને અરજદારે (હુકમનામાના દેણદારે) અરજ કરીછે પરંતુ તે અરજી કરવાનો ખરો હેતુ સામાવાળાએ જે કીમતી મા ગણી કરેલી છે તે ઘણીઓછીછે; અને ક. ૩૦૫ મી પ્રમાણે અરજદાર તે લીલામ અટકી શકે અને હુકમનામાનુ દેવું આપવામાં આવે તેવી અ રજી કરી શકે તે વાસ્તે તેને લીલામની તારીખની ખબર નહી હતી નીચેના સવાલો ઠરાવ થવાને પુછયા છે;—

૧ વધારેમાં વધારે માગણી કીમતની કરવામાં આવી તે ઘણીજ થો ડી હોય તોપણ તે માગણી કરનારને વેચાણ સ્થાવર મીલકત આપવામાં આવી હોય તો તે લીલામ પ્રસીધ કરવામાં અગર ચલાવવામાં અગતની બાબતમાં ગેરશીરસતે થએલુછે કે શી રીતે?

૨ જો નથી થયુ તો હુકમનામાવાળો અગર હુકમનામાનો દેણદાર કીમત ઘણી ઓછી ઊપજેલી છે તે કારણથી લીલામ રદ કરવાને અરજ ક રી શકે છે કે નહી?

૩ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૧૪ મી પ્રમા ણે અરજી કરવા ઉપરથી અગર તે કરયા વીના લીલામ મંજુર કરવાને અ ગર તે બીજી રીતે કહીએ તો કીમત ઘણી ઓછી ઉપજી છે તે કારણથી કોરટ ના કહી શકેછે કે શી રીતે?

તેમાં પહેલા શબ્દ બાબત ઠરાવવામાં આવ્યું કે પહેલા સવાલનો જવાબ નકારમાં દેવો જોઈએ; ગીરધારીશીંગ વી૦ હરદેવનારાયણશીંગના કામમાં તથા આરટ્સ્ત્ર્ ઓબસ્ટ્રકશન; કેસ ૧૦ મેકનાટન વી૦ મહાવીર પ્રસાદ શીંગના કામમાં પ્રીવીકાઉનસીલે જે ઠરાવ કરેલા છે તે એવી ગતલબના બંધનકારક છે. કલમ ૩૧૧ મી પ્રમાણે કીમત ઓછી ઉપજવાથી સુધાની અમલમાં ગેરરીતીથી થતું નથી. બીજા સવાલની બાબતમાં અમારે નજરમાં જવાબ દેવો જોઈએ કીમત ઓછી ઉપજવાના કારણથી હુકમનામાની બજવણીમાં લીલામ રદ કરવાનો કાયદામાં કાંઈ ઠરાવ નથી ૨ જા સવાલની બાબતનું પણ નકારમાં જવાબ દેવા જોઈએ ગીરધારીસીંગ વી૦ હરદેવનારાયણશીંગના કામમાં પ્રીવીકાઉનસીલે કહ્યું છે કે ઓછી કીમતથી વેચાણ કરવામાં આવ્યું હોય તે કાંઈ લીલામ મંજુર કરવાની ના કહેવાને સબબ થતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૮ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ કેંબાલ અને મી૦ જસ્ટીસ બર્ડવુડ સાહેબોની રૂબરૂ

દેશાઈ માણેકલાલ અમરતલાલ (અસલ પ્રતીવાદી) અપીલવાળો વી૦ દેશાઈ શીવલાલ ભોગીલાલ (અસલવાદી) અપીલનો પ્રતિવાદી.

દેશાઈગીરી—અનાજ સુખડી—અનાજ સુખડી લેવાનો હક ઠરાવવાને તથા તેની જેટલી બાકી લેવાનો દાવો—મુદત-સને ૧૮૭૭ નો આકટ ૧૫ ના પ્રશીષ્ટ ની આરટીકલ ૬૨ અને ૧૩૨

પા૦ ૪૨૬ | નડીઆદ ૨ જા વરગના સબારડીનેટ જડજ, રા૦ સા૦ રણછોડલાલ કપુરચંદ દેશાઈનું કરેલું હુકમનામું અમદાવાદના જડજ શીકરાટશ એચ. શીલપોટર્શ સાહેબે દુરસ્ત કરેલું તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

પક્ષકારો મહુધાના દેશાઈઓછે અને તેમના પુરવજ ભોગીલાલ કીશોરદાસ જે અંગરેજ સરકારના રાજનો પ્રદેશ બે વખતે દેસાઈગીરી વતન ભોગવતા હતા તેના વંશજો તે પક્ષકારો છે તેમાં કાંઈ તકરાર નથી એમ કહેવામાં આવેલું છે કે દેશાઈનું કામ અસલ મુસલમાની રાજ્યમાં

શરૂ થએલુ અને દેશાઇઓ ઘણું કરી ક્ષત્રિ, બ્રાહ્મણ, વાણીઆઓ વગેરે હોય છે અને અમીરો જે પાટીદારો હોયછે તેમને મરેઠાઓએ દેશાઇઓને, કારણ કરી અગર જ્યાં તેઓ નથી ત્યાં દેશાઇનું કામ કરવાને નીમેલા છે (સન ૧૮૬૫ ના વતન કમીશનના, રીપોરટની કલમ ૧૧ જોવી),

કપ્તાન રોબર્ટસનનો ઇરાદો દેશાઇના કુટુંબના જે માણસોને કામ કરનાર તરીકે કલેકટરે નીમવા; કારણ કે તેમના સમજવામાં તે કામ કરે તે ઘણું જ લાયક છે, અને તે વાત વતન કમીશને કબુલ કરીછે તોપણ આ ઊપીઓગી નીયમ કોઇ દીવસ પાળવામાં આવ્યો નથી, ઘણી મુદતથી એવો રીવાજ ચાલે છે કે તે કામ કરનારના વારસ હોય તે કામ કરવાને વારસ થાય પણ જો તે વારસ ઉમર જાતિ અગર બીજા કોઇ કારણથી તે કામ કરવાને ના લાયક હોય તો તેમે ગુમાસતો નીમવા દેવો જોઇએ [તેજ રીપોરટની કલમ ૬ જોવી)

સને ૧૮૨૧ માં સરકારે કલેકટરો ઊપર વંશપરંપરાના અધીકારીયોની બાબતમાં સરકયુલર હુકમ કરયો તેમાં કલેકટરોને એવી ખબર આપવામાં આવીછે કે દેશાઇના કામનો અસલ ઉપયોગ ઘણો ખરો જતો રહેલોછે અને રેવન્યુ બાબતમાં દેશાઇઓની સતા અને અમલબજાવવામાં આવેલોછે તેએ તે રઇત અને સરકારની વચમાં એજંટ તરીકેનું કામ લુપ્ત રહેલુંછે તે તાજુ કરવાનું નથી અને જયારે તે હતુ ત્યારે તે, ધીમે ધીમે પડતુ જતા દોથુછે તોપણ તેમની સ્થાનીક બાબતની માહેતીનો ઉપયોગ કરવામાં આવેછે અને કલેકટર શીમાડાની તકરારોનો નીકાલ કરવાને વારસામાં જમીનની તકરારોનો નીકાલ કરતાં અને તેવાજ બીજાકામોમાં તેમની મદદ લેવી અને તમને મુસારો દેવો અને કેટલા આપવો તે નક્કી કરી સનંદ આપવામા આવી નહોતી પણ તે સનંદ આપવામાં આવી નથી અને કલકટરે રીપોરટ કરેલાછે તેઓ તે લેવાને ચાહતા નથી અને પોતાના લાંબા મુદતના ભોગવટા ઉપર ભરૂશો રાખેલોછે.

વતન કમીશનના રીપોટની કલમ ૧૭ માંથી એમ જણાયછે કે, "જમાબંદી ખાતા" માં તાલુકા ગીરાશની પ્રમાણે અમીન સુપરત કાયમ કરવામાં આવેલી તે ગામની સરકારી મેહસુલની ઉપજના જવાબદારી, તરીકે

દાખલ કરવામાં આવીછે અને તે સને ૧૮૪૯ સુધી ઓછામાં ઓછું આપેલુછે.

આ અમીન સુખડી અંગરેજ સરકારનો અમલ આવ્યો ત્યાંહાંસુધી બેઉ પક્ષકારોનો વડીલ સખરા ભોગવતો હતો. અને તે ગરણુ પામ્યો ત્યારે તેના વારસ તરીકે તેનો વડીલ દીકરો જે પ્રતીવાદીનો બાપ થાય તેને મળી અને પ્રતીવાદીને તેના બાપના વારસામાં તે મળી વળી પ્રતીવાદીનાપોતાના પુરાવે ઉપરથી (આંક ૧૦, ૩૦, ૩૧, ૩૨, ૩૩ અને ૩૪ જુઓ) જણાય છે કે પ્રતીવાદીના બાપના બાપને વતનદાર તરીકે કબુલ કરી તે પ્રમાણે તેને ગણવામાં આવેલો તોપણ પ્રતીવાદીનો બાપ નોકરી કરતો હતો. બીજી રીતે કહીએતો, પ્રતીવાદીના બાપે પોતાના અને વાદીના બાપના ડીપુટી તરીકે કામ કરેલુ છે.

પ્રતીવાદીના બાપના મરણ પછી પ્રતીવાદીની નીમનોક થઇ એટલે તરત વાદીએ પોતાનો સહ ભાગીઆ તરીકે પોતાનો હક વાદીએ બતાવ્યો છે તેણે સને ૧૮૪૧ ના નંબર ૧૧૦૦૦ નો એગના કલેકટર અને હાલના પ્રતીવાદી ઉપર તે સુખડી લેવા કરયો. કલેક્ટર તેમાં પક્ષકાર હતા તેથી તે જીલામાં દાખલ કરવામાં આવ્યો હતો. આસીસ્ટંટ જડજે પક્ષકારો બરોબર કરવામાં આવ્યા નથી, તે કારણથી તે દાવો કાહાડી નાંખ્યો. પરંતુ તે કામ પાછુ મોકલવામાં આવતાં તેમણે તેનો નીગલ ગુણ દોશ ઉપર કરી તે દાવો કાહાડી નાંખ્યો કે તે દાવાવાળી બાબત વતન નથી. પણ નોકરી બદલ સુસારો છે. આ ઠરાવથી નારાજ થઇ જીલા જડજને વાદીએ અપીલ કરી. તેમાં પણ તે ઠરાવ બાહાલ રહયો. તે ઉપર વાદીએ સદર દીવાની અદાલતમાં સ્પેશીઅલ અપીલ કરી. તેમાં તે દાવાનો નીકાલ એવા કારણથી કરવામાં આવ્યો કે તમામ અલાવંશ કલેકટરે પ્રતીવાદી માણકલાલને શોંપેલું છે માટે સને ૧૮૪૩ ના આ. ૧૧ પ્રમાણે વાદીને આપવાનું કાંઇ રહેલુ નથી.

બીન ચાકરીઆત વતનનો ઠરાવ સને ૧૮૭૩ માં થયો, તેમાં તે અલાવંશ ઉપર નોકરીની જવાબદારી કાહાડી નાંખવામાં આવી અને રૂપીએ આઠ આંની તે અલાવંશ કરયુ. તેમાંથી વાદીએ પોતાનો હીશો લેવા દાવો કરયો છે.

આસીસ્ટંટ જડજે મુદતની તકરાર, તે વતન વહેંચણ કરવા બાબત

નથી, અને તરણ વરસ કરતાં વધારે મુદતની ચડેલી અમીન સુખડી આપાસી શકાય છે કીંવા નહી તેનો સબોરડીનેટ જડજે વીચાર કરયો. તેમાં પેહેલી બાબતમાં તેમણે ઠરાવ્યુ કે તે ઠરાવ પ્રમાણે પ્રતીવાદીને નાશ્યાં ગએલા ત્યારથી એટલે તા૦ ૯ જુલાઇ સને ૧૮૬૭ ના રોજથી દાવાનું કારણ ઊતપન થએલુ છે અને આ દાવાને બાર વરસની મુદત લાગુ થાય છે. માટે દાવો મુદતની અંદર છે વાત તહેચયુ કરવા લાયક નથી અને કુટંબના વડીલ સંગમુત તે ભેગા એવા રીવાજ સાબીત કરવાને પ્રતીવાદીના પુરાવ બસ નથી. ચડેલી બાકીની બાબતમાં તેમના અભીપ્રાયમાં આવ્યુ કે સને ૧૮૭૧ ના આકટ ૧૫ ના બીજા પ્રશીષ્ટની આરટીકલ ૧૨૭ અગર ૧૩૨ મી લાગુ થાય છે તેથી તેમણે વાદીનો દાવો અપાવ્યો.

આ ઠરાવ ઊપર અપીલ કરવામાં આવી તેમાં જીલા જડજનો અભીપ્રાય ચડેલી બાકીની બાબતમાં મુદતની બાબત શીવાયની બાબતોમાં સબોરડીનેટ જડજ સાથે મળતો આવ્યો અને ઠરાવ્યુ કે બાર વરસની મુદત લાગુ થાય છે, માટે સબોરડીનેટનુ હુકમનામુ દુરસ્ત કરવામાં આવ્યું.

પ્રતીવાદીએ હય કોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે અમીન સુખડીનું અલાવંશ દેશાઇગીરીના વતનમાં ગણવામાં આવેલુ છે, અને તેની વ્યવસ્થા કરેલી છે. અને તેમાથી નામે ભાગ ચાકરી કરવામાંથી મુકત થએલા છે માટે તે મુકત કરતી વખતે જે દેશાઇ કામ કરતો હતો, તેનો એકલાનો તે અલાવંશ લેવાનો હક નથી વળી ઠરાવવામાં આવ્યુ કે દાવો બાર વરશની અંદર કરેલો છે, માટે દાવાને મુદતની હરકત નથી. વંશ પરંપરાના કામને લાગતા અલાવંશમાંથી એક હીશેદારનો બીજા હીશેદાર પોતાનો હીસો લેવાના દાવાને સને ૧૮૭૭ ના આ૦ ૧૫ ના ૨ જા પૂસીષ્ટની આરટીકલ ૬૨ મી પ્રમાણે તરણ વરસની મુદત લાગુ

## અસલ દાવાની મુકદમો

મી૦ જસ્ટીસ સ્કાટ સાહેબની રૂબરૂ,

તા૦ ૧૯ નવેમબર સને ૧૮૮૩ વીગરે તથા તા૦ ૨૦ જુન સને ૧૮૮૪

ઠાકરશી દેવરાજ વીગરે (વાદીઓ) વી૦ હરભમ નરશી વીગરે (પ્રતીવાદીઓ)

ન્યાત—ન્યાતના માણુશો જેઓ ન્યાતના દેવલમાં પુજા કરનારા હતા તેમણે ન્યાતની અને તે દેવાલયની મીલકતના ત્રસ્ટી ઊપર કરેલા દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૭૭ ના આક્ટ ૧૦ ની કલમ ૩૦ અને ૫૩૯—નાતની તથા દેવાલયની પુંજીનો વહિવટ કરવાનો હક—સારવજનીક ધરમાદા—ખાનગી ધરમાદા—પક્ષકારો—ટ્રસ્ટીઓ—કસુર—જાણીબુજીને કસુર કરવી. ટ્રસ્ટની પુંજીનો બીન અખત્યારી ઉપયોગ કરવામાં હરકત નહી લેવી—થોડી સંખ્યાના માણુશોનો હક—રખ્યટ વીશવાસ—મુદત સને ૧૮૭૭ ના આક્ટ ૧૫ ની કલમ ૧૦—જેન— .

પા૦ ૪૩૨ } છ શખશો નામે હરભમ નરસી, કેસવજી નાયક. ઘેલાભાઈ પદમશી. જીવરાજ રતનશી, તીકમજી વેલજી અને મદન તેજશીને શન ૧૮૬૦ માં એક દેવાલય જે ૩૦ વરશથી થએલુ હતુ તેના ટરષ્ટીઓ નીમવામાં આવલા હતા આ છ શખશોમાંથી હરભમ નરસી, કેશવજી નાયક, અને ઘેલાભાઈ પદમશી હજુ હયાતછે અને તેમને નંબર ૧,૨, અને ૩ ના પ્રતીવાદીઓમા દાખલ કરવામાં આવેલાછે આ દાવો દાખલ કરતાં પહેલાં બાકીના ટરષ્ટીઓ મરણ પામેલા છે તેથી તેમના વારશો અને કાયદેસર રીતે તેમની તરફથી હાજર થનારાઓને પ્રતીવાદીઓ કરવામાં આવેલાછ.

વાદીઓ અને પ્રતિવાદીઓ દશાઓસવાળ વાણીયાની નાતનાછે સને ૧૮૩૯ માં એક નજીકમાં બીજુ દેવાલય હતુ. તેની નાતના તાબાની પુંજી હતી તેથી અને તે વખતે નાતમા એક આગેવાન નરસી નાથા કરીને હતો તેણે નાણા ધીરેલાં તે નાણાથી માંડવી બંદરમાં તકરારી દેવાલય શ્રી અનંતનાથજીનું બંધાવવામાં આવેલુ હતુ નરસી નાથાએ ધીરેલાં નાણા પાછળથી તે દેવાલયમાં આપેલી ભેટ અને નજરાણામાંથી તેને પાછા વસુલ આપવામાં આવેલાંછે.

તે દેવાલય પુરૂ થયુ એટલે તેનો વહિવટ પ્રથમ નરશી નાથા અને કંપનીની પહેડીથી કરવામાં આવેલા હતો અને તેજ પહેડી તે દેવાલય અને નાતના સરાફ તરીકે કામ કરતા હતા ભેટ અને મદદ દાખલ આવી

બારે રકમ આવતી તે તેઓ લેતા, અને તે નાણાથી મુબઈમાં સ્થાવર મીલકત વેચાણ રાખવામાં આવતી હતી. વળી નાતના માણસો પાસે લગન વગેરેની ક્રીયાઓ વખતે જે હક અને દંડ લેવામાં આવતા, તે તેઓ લેતા હતા, અને તે નાત સબંધી ધર્મ અને પુનના કારણસર વાપરવાનો ઈરાદો હતો વળી તેઓએક ફંડ 'સાધારણ'કરી કહેવામાં આવતું તેના લવાજમ તરીકે નાતમાંથી લેતા હતા, અને તેમાંથી ધર્મ અને પુનના કામમાં નાણાં વાપરવામાં આવતાં હતાં. એવું કહેવામાં આવેલુંછે કે નરશીનાથાના ચોપડા ૩ જુદાં જુદાં ખાતાં રાખવામાં આવેલાછે એટલે પહેલુ દેરાસર ખાતુ કે જેમાં તમામ દેવાલયને મદદ દાખલ મળેલુ જમા કરવામાં આવતુ હતુ. બીજો મહાજનનો હીસાબ કે જેમાં હક અને દંડના નાણાં જમા કરવામાં આવતાં હતાં, ને તીજુ સાધારણ અગર ધરમાદા ખાતુહતું.

જે વખતે આ દેવાલય બંધાવવામાં આવ્યું તે વખતે નરશી નાથાની પેહેડી ભારમલ તેજશી, મદન તેજસી, અને વરધમાન તેજશીની હતી સને ૧૮૪૨—૪૩ માં અગર તે અરશામાં નરસી નાથા મરણ પામ્યો, અને તેના મરણ પછી તેનો દત લીધેલો દીકરો વીરજી નરસી તે પેહેડીમાં ભાગીદાર થયો પછી તે પેહેડીનું નામ વીરજી નરશી અને કંપની એમ પાડવામાં આવ્યું. પણ તે પેહેડી તે ખાત અને દેવાલયના શરાફ તરીકે કામ કરે જતી હતી સને ૧૮૫૨—૫૩ માં વીરજી નરસી મરણ પામ્યો અને તેના મરણ પછી થોડીક મુદતે નરસી નાથાની વીધવાએ હરભમ નરસી જે પ્રતીવાદી છે તેને દત લીધેલો તે સદરહુ પેહેડીમાં ભાગીયો થયો, સન ૧૮૬૪—૬૫માં ભારમલ તેજસી મરણ પામ્યો તેથી તેનો ભત્રીજો મદનજી ગોવીંદજી તે પેહેડીમાં ભાગીઓ થયો.

સને ૧૮૬૪…૬૫ માં વેલજી મુલુ જે તે નાતની બાબતના વહીવટમાં મુખ્ય ભાગ લેતો તે, મરણ પામ્યો. તેમના મરણ પહેલાં ૩ પ્રતીવાદીઓ હરભમ નરશી, કેસવજી નાયક. પેલાભાઈ પદમસી ને જીવરાજ રતનજી; તીકમજી વેલજી, અને, મદન તેજસી જેઓ નાતના આગેવાનો હતા તે દેવાલયના;.નાતના ફંડના અને 'સાધારણ' ફંડના ટરસ્ટીઓ થયા.

સને ૧૮૬૫-૬૬ ના અરશામાં વીરજી નરશીની પેહેડી નાણાની મુસકેલીમાં આવી પડી; તેથી તે. પેહેડીનો મુખ્ય ભાગીઓ હરભમ નર

સી મુખપથી નાસી ગયો અને ભારે રકમના તેના ઉપર હુકમનામા થયાં; તે પહેડીની સ્થાવર અને જંગમ તમામ મીલકત ઊપર અને દેવલયની મીલકત ઉપર જપતી મુકવામાં આવી.

સને ૧૮૬૭–૬૮ માં પ્રતીવાદી હરભમ નરસીએ પોતના ઘણાક લેણદારોની સાથે બંદોબાસ્ત કરયો પરંતુ તે કરવા સારૂ પહેડીમાંથી ભારે રકમ લેવામાં આવી હતી અને હરભમ નરશિની અને બીજા ભાગીયાઓની તમામ સ્થાવર મીલકત ગીરો મુકવામાં આવી હતી. સદરહુ દેવાલય અને નાતનાં જે નાણા દેવાં હતાં તે વસુલ આપવામાં આવેલાં નહી હતાં,

તા૦ ૭ સપટેમબર સને ૧૮૬૭ ના રોજ સદરહુ વીરજી નરશીની વીધવા લીલબાઈની અને પ્રતીવાદીઓ હરભમ નરશી, કેશવજી નાયક, ઘેલાભાઈ પદમશી, જીવરાજ રતનશી, તીકમજી વેલજી અને મદન તેજશીની વચમાં દસતાવેજ થએલો છે તેમાં (બીજી કેટલીક હકીકતની સાથે) એવુ કહેલુ છે કે તે દસતાવેજમાં બતાવેલી સ્થાવર મીલકત શ્રીઅનંતનાથજીના દેવાલયના ફંડમાંથી સદરહુ નરસી નાથા અને હરભમ નરસીએ ખરીદ કરી છે, માટે સદરહુ લીલબાઇ અને હરભમ નરસીએ તે સ્થાવર મીલકત પ્રતીવાદી હરભમ નરશી, કેશવજી નાયક, ઘેલાભાઇ પદમશી, જીવરાજ રતનસી, તીકમ વેલજી, અને મદન તેજસીને "ટ્રસ્ટ"માં રાખવી. અને એવુ ઠરાવવામાં આવ્યુ હતુ કે તે ટરસ્ટમાંથી જે નાણાં આવે તે આંના વધારાના નાણાં સદરહુ વીરજી નરશી અને કંપનીની પેઢીમાં ચાલતા દરના વ્યાજ સાથે અથવા બીજા કોઇ સરાફને ત્યાંહાં અનામત મુકવાં. સદરહુ "ટ્રસ્ટડીડ" નાતના અનૂમત અને મંજુરી વીના લખી આપવામાં આવેલુ અને તે નાતના ઘણા ખરા શખશોથી છાનુ રાખવામાં આવેલુ હતુ. વાદીઓએ કહેલુ છે કે તે 'ટ્રસ્ટ ડીડ' લખી આપવામાં આવ્યું ત્યારે પ્રતીવાદી હરભમ નરશી, કેશવજી નાયક ઘેલાભાઈ પદમશી. જીવરાજ રતનસી. તીમકજી વેલજી અને મદન તેજશીના જાણવામાં સારી પેઠે હતુ કે વીરજી નરસી અને કંપનીની પેઢી નાદાર થએલી છે અને તેની કાંઇ આશા રહેલી નથી. માટે 'ટ્રસ્ટ'નુ 'ફંડ' તે પેઢીમાં અનામત મુકવાનો જે ઠરાવ તે દસતાવેજમાં દાખલ કરવામાં આવે

લા છે. તે કપટથી દાખલ કરવામાં આવેલો છે. વળી વાદીઓએ કહેલું છે કે પ્રતીવાદી ઘેલાભાઈ પદમસીને તે દસ્તાવેજની તારીખે તે પહેડીનું ગચ્છ દેવું હતું તેમ છતાં તે વહીવટદારો અને ટરસ્ટીઓએ તે ફંડ તે પહેડીમાં રહેવા દીધું; અને તે દસ્તાવેજ થયા પછી તમામ નાણાં તે પહેડીમાં ભરાવ્યાં.

અને ૧૮૭૦ ના નવમબર માસમાં તે પહેડીએ નાણાં આપવા બંધ કરયાં; અને પ્રતીવાદી હરભમ નરશી અને બીજા ભાગીઆઓએ પોતાની અરજીઓને મીલકતની યાદો નાદાર દેવાદારની કોરટમાં ફાયલ કરયા તેઓએ મીલકતની યાદમાં તે દેવાલય અને નાતના વહીવટદાર તરીકે કેસવજી નાયક વીગરેને રૂ૨૪૮૨૬૩—૩—૬ ના લેણદાર બતાવેલા તેમાં રૂ૧૫૭૬૪૯ દેવાલયના હીસાબના, રૂ૬૮૦૧૭—૧—૬ નાતના અગર મહાજન ખાતાના, અને રૂપીઆ ૨૨૫૯૭ "સાધારણ" અગર પુન ખાતાનાછે.

વળી વાદીઓએ કહયુ છે કે પ્રતીવાદી હરભમ નરસી અને તેના ભાગીદારોએ મીલકતની યાદ ફાયલ કરયા પછી પોતાના લેણદારોમાંના ઘણાક લેણદારોનુ પતાવી તેમને પોતાના લેણામાં દર રૂપીએ બે આનાથી આઠ આના સુધી આપેલા છે; અને સને ૧૮૭૫ માં પ્રતીવાદી હરભમ નરશી અને તેના ભાગીદારોએ પ્રતીવાદી કેશવજી નાયક, ઘેલાભાઈ પદમશી તીકમજી વેલજી અને જીવરાજ રતનશીની ગાહેતો સાથે હરભમ નરશીના એક સગા ભાઈઓ ભાઈ રાઘોજી પાશે પ્રતીવાદી હરભમ અને તેના ભાગીઆઓની અરજી ચલાવવામાં આવતી નથી તે કારણસર કાહાડી નાખવી જોઈએ એવી અરજી કરવી, તેથી તે અરજી કહાડી નાખવામાં આવી, તેમ છતાં કેસવજી નાયક અને બીજા ટરષ્ટીઓએ હરભમ નરશી વીગરે ભાગીઆઓ પાશેથી રૂ૨૪૮૨૬૩) વસુલ કરવાને કાંઈપણ કોશીશ કપટથી કરી નહી તેથી તે રકમ ખોવામાં આવીછે.

વળી વાદીઓએ સને ૧૮૭૭ અને સને ૧૮૭૮ માં ફરીઆદ કરી કે તે વહીવટદાર અને ટરષ્ટીઓએ પ્રીન્સ ઓફ વેલ્સ સ્પીનીંગ અને વીવીંગ કંપનીને રૂ૧૫૦૦૦) ધીરેલા છે, અને બીજા બીજી કંપનીઓને રૂ. ૪૦,૦૦૦) ધીરેલાછે. તેઓ કહેછે કે આ નાણાં ધીરવામાં આવેલાંછે તે અખતીઆર વીના ધીરવામાં આવેલાંછે, અને પ્રતીવાદીઓના જાણવામાં

હતુ કે તે કંપનીયો તે વખતે નાદાર હાલતમાં હતી. રૂ૧૫૦૦૦ સદરહુ ધીરેલા તેમાંથી રૂ૭૫૦૦ તો બીલકુલ ખોએલા છે અને રૂ૪૦૦૦૦) માંથી રૂ૩૫૦૦૦ ખોવાગાં આવેલાછે.

વળી તેઓએ એવી ફરીઆદ કરી છે કે પ્રતીવાદીઓએ અઘટીત રીતે નાણા ફેરફાર કરવાથી નાતને રૂ૫૦૦૦૦) ને દેવાલયના દેવા થએલાછે; તેમ છતાં પ્રતીવાદીઓએ તે નાણા નાત પાશેથી વશુલ કરવાને કાંઇ ઇલાજ કરેલો નથી અને પ્રતીવાદીઓએ કજીઆ વીગેરેમાં રૂ૨૦૦૦૦)ગુમાવ્યા છે અને કેટલાક પ્રતીવાદીઓ નાદાર થએલાછે અને તેમાંનો એક વહીવટદાર અગર ટરસ્ટી થવાને લાયક નથી. તેથી તેઓએ અરજ કરી છે કે તે પ્રતીવાદીઓને ખશેડવા જોઇએ અને નાતને તેમની કસુર અને ગેરવરતણુકથી થએલુ નુકશાન તેમની પાશેથી અપાવવું જોઇએ.

વાદી એવી દાદ માગેછે કે:—

૧ દેવાલય નાત અને સાધારણના જે નાણા અને મીલકત પહેલા ૩ પ્રતીવાદીઓ (હરભમ, કેશવજી અને પેસાભાઇ) અને મરનાર ટરસ્ટીઓ તથા નંબર ૪ અને ૫ ના પ્રતીવાદીઓ [કુવરશી અને ઉમરસી]એ પર કહેવા પ્રમાણે ટરસ્ટી તરીકે લીધેલી અગર તેમાના હરકોઇએ લીધેલી અગર તેમનામાંના કોઇએ બીજાની તરફથી લીધેલી અને તે કઇ રીતે વાપરવામાં આવેલી તેનો હીસાબ લેવો જોઇએ.

૨ પહેલા ૩ પ્રતીવાદીઓ અને ૪ અને ૫ (કુવરશી અને ઉમરસી) ના પ્રતીવાદીઓ જે મીલકત ખોટી રીતે વાપરી હોય તેમણે જાતે તે ભરી આપવાનુ ફરમાવવું જોઇએ,

૩ મરનાર ટરસ્ટીઓએ જેટલી મીલકતનો ખોટી રીતે વાપરી હોય તે મરનારની મીલકતમાંથી ભરી આપવાને તેમના વારસ વકીલો તરીકે નંબર ૪, ૫, ૬, અને ૭ને ફરમાવવું જોઇએ.

૪ પહેલા ૩ પ્રતીવાદીઓ જાતે અને બીજાઓ મરનાર ટરસ્ટીઓના વારસ વકીલ તરીકે રૂપીઆ ૨૪૮,૨૬૩ વાદીઓને આપવા ફરમાવવુ જોઇએ.

૫ નંબર ૧, ૨, ૩ અને ૫ ને ફરમાવવું જોઇએ કે તેમણે રૂપી

આ ૭૫૦૦) ની તથા રૂપીઆ ૩૫૦૦૦) ની રકમ વાદીઓને આપવી જોઈએ.

૬ તાકીદ હુકમ, રીસીવર, અને નવા ટરસ્ટીઓ નીમવા જોઈએ તથા નવી રીતી ઠરાવવી જોઈએ.

હરભમ નરશીએ પોતાની લખેલી હકીકતમાં પોતાની કસુરના કેટલાક આરોપો ઈનકાર કરી કહયુ છે કે વાદીઓ શીવાય નાતના તમામ માણશો તે દાવા વીરૂધ છે અને તા૦ ૧૬ અકટોબર શને ૧૮૮૧ ના રોજ જનરલ શભા થએલી તેમાં મારો વહીવટ પસંદ કરવામાં આવ્યો છે, અને દાવાની અરજીમાંની કાંઈપણ દાદ અપાવવાને તેઓ મરજી રાખતા નથી.

પ્રતીવાદીઓ ૨ અને ૩ ( કેસવજી નાયક અને પેલાભાઈ પદમસી) એકઠી લખેલી હકીકત આપીછે તેમાં દસા ઓસવાળની નાત તરફથી તે દાવો કરવામાં આવ્યો નથી એમ કહેવામાં આવેલુછે; કારણ કે તેઓ કહેછે કે તે કરવા વીરૂધ નાતછે; અને તા૦ ૧૬ અકટોબર શને ૧૮૮૧ ની જનરલ સભામાં અમારો વહીવટ મંજુર કરવાનો ઠરાવ કરેલોછે; અને નાતના ખરચથી આ દાવાનો જવાબ આપવાને અમને અખતીઆર આપવામાં આવ્યોછે, નાતના માણસો ૧૫૦૦છે તેમાંથી ૧૪૬૮ શખસોએ તે ઠરાવ મંજુર રાખ્યોછે; અને બાકીના ઘણા ખરા મુંબઈમાં છેજ નહી, માટે તે પ્રતીવાદીઓ અરજ કરે છે કે આવી હકીકત છતાં વાદીઓનો આ દાવો ચલાવવાનો હક નથી, અને નાતની અંદરની બાબતના વહીવટ સબંધી નાતના ઘણા માણસોનો જે ઠરાવ છે, તેમાં કોરટ હાથ ઘાલે નહી અગર તે ઉપર દાબ રાખે નહી.

વળી પ્રતીવાદીઓએ તકરાર કરી છે કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૦ અગર કલમ ૫૩૯ પ્રમાણે પક્ષકારોની બાબતમાં આ દાવો યોગ્ય રીતે કરવામાં આવેલો નથી. અને તે દાવો સને ૧૮૨૭ ના કાયદા ૨ જા ના ભાગ ૨ ની કલમ ૨૧ વીરૂધછે.

વળી તેઓએ કહયુ છે કે જે જુદી જુદી કસુર અને કપટ કહેવામાં આવેલાંછે તે અમે કરેલાં નથી. અને અમે શને ૧૮૬૭ સુધી તે દેવાલયના ટરસટીઓ નહી હતા.

પ્રતીવાદીઓ ૪ અને ૫ (કુવરજી અને ઊમરસી) કહેછે કે અમે

કોઈ દીવસ વહીવટદાર અને ટરસ્ટીઓ થયા નથી, અને દાવાની અરજી માં લખેલી બાબતમાં અમે કાંઈ જાણતા નથી.

પ્રતીવાદી નંબર ૬ (દેવકુંવરબાઈ)એ તકરાર કરી કે હું તીકમ વેલજીની વીધવા છું પણ તેની કાંઈ માલકત મારા કબજામાં આવી નથી.

નંબર ૭ અને ૮ ના પ્રતીવાદીઓ (મેઘજી અને મુલુબાઈ)એ કહ્યું છે કે દાવાની અરજીમાં લખેલી બાબત વીશે અમે કાંઈ જાણતા નથી અને દાવાને મુદતની હરકત છે.

વાદીઓ તરફથી આનરેબલ જે.મારીયટ (આડવોકેટ જનરલ) અને મી૦ લાંબ સાહેબે તકરાર કરી કે તે દેવાલય શારવજનીક છે અને ખાનગી નથી, અને કોઈ દશા ઓશવાળની એકલી નાતને અરપણ કરેલું નથી. પરંતુ તમામ લોકના હકનુંછે જે પુજી છે તે પુનના કામમાં મદદ દાખલ છે અને પુનના કામમાં ઉપયોગમાં લેવાનીછે સને ૧૮૦૭ ના આકટ ૧૦ દીવાની કામ ચલાવવાની રીતાના કાયદાની કલમ ૧૮૯ મી લાગુ થાય છે સબબ વાદીઓનો દાવો કરવાનો હકછે, થાંગાકા રૂપા પી૦ આરમમગા નાદન, રાવાબાઈ વી૦ ચીમનાજી, કાનમાની વી૦ મુબઈના આકાઉંટંટ જનરલ 'પુન' શબ્દમાં 'ધરમાદા'નો સમાસ થાયછે કેટલાક આધારો બતાવવામાં આવ્યા.

વહીવટદારોને તે પુજી સોંપવામાં તે પુન શીવાય બીજાં કામમાં વાપરી શકાય તેવી નથી મેન હીંદુલા પાનું ૩૬૩. પ્રતીવાદીએ પહેડીઓને તે નાણા ધીરયાં. તેથી તેમણે તેનો ખોટો ઊપયોગ કરયોછે સબબ કોરટ તેમને ટરસ્ટીઓમાંથી ખસેડી શકે છે જે આ કામમાં ટરસ્ટીઓછે તે નાદારછે, અગર ભારે દેવાદારછે.

આ કામમાં જે સવાલછે તે તદન નાત સબંધી નથી કે જેથી સને ૧૮૨૭ ના કાયદા ૨ જા માં તેનો સમાસ થાય. કારણ કે મીલકત ઊપર હકનો દાવો રાખવામાં આવેલોછે.

પ્રતીવાદીઓ તરફથી મી૦ ઈનવેરારીટી અને મી૦ જારડીન—આ કાંઈ શારવજનીક પુનના બાબતનો મુકરદમો નથી, તે દેવાલય સ્વતંત્ર રીતે નાતના માલેકપણાનું છે, જેમ ઈંગરેજી 'પારીશ ચરચો' (દેવલો)માં બીજા પંથના લોકો પુજા કરેછે પણ તેમનો તેથી તે બાબતમાં હાથ લા

લવાનો હક થતો નથી, તે પ્રમાણે બીજી જાતના લોકો તે દેવાલયમાં પુ જા કરે એમાં કાંઈ શક નથી તે દેવાલય કછી દશા એશાળની નાતનું છે તે ઉઘરાણું કરીને બંધાવવામાં આવ્યું છે. અને તેમાં વધારેમાં વધા રે રકમ નરસી નાથાએ આપેલી છે ને સ્થાપવામાં આવ્યું ત્યારથી તે ના તના માણસ સીવાય બીજો કોઇ તેના વહીવટદાર થએલો નથી માટે જો આ નાતનુ દેવાલયછે તો જેમ ખાનગી શખ્શ પોતાની મીલકતની વ્ય વસ્થા કરે તે પ્રમાણે નાતને તેની વ્યવસ્થા કરવાનો હકછે આ કામમાં નાતના એક શખ્શ નાત પાશેથી તે દેવાલય લઇ લેવને અજમા વે છે, પણ નાતના ઘણા માણસોજ આ દાવો કરી શકે, પણ ઘણા ખરા તે દાવાની સામે છે. ઘણા ખરા માણસો આ દાવા વીરૂધ છે તો શુ કોરટ તેમાં હાથ ઘાલી શકશે? નાતના ૧૨૦૦ અગર ૧૫૦૦ માણસોમાંથી ફક્ત ૯૦ માણસો પ્રતીવાદીઓ વિરૂધછે એમ સા બીત થએલું છે; જો વાદીઓ દાવામાં ફતેહ મેળવે તો, પરીણામે તે દેવાલયમાં વધારે નજરાણો આવે નહીં; અને તે પાયમાલ થાય. સને ૧૮૨૭ ના કાયદા ૭ મા ની કલમ ૧ લી પ્રમાણે આ કામમાં કોરટને હકુમત નથી.

નાતની પુંજી કોઇ દીવસ ધરમાદા અગર પુન્ય સબંધી પુંજીછે, એ મ ઠરેલુ નથી તે એક વ્યવહારીક બાબતની પુંજીછે તે કાંઇ ધર્મની બાબત માં અરપણ કરવામાં આવી નથી માટે આ દાવો યોગ્ય રીતે કરવામાં આ વેલો નથી. સને ૧૮૭૭ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૩૯ મી લાગુ થતી નથી થાંગાકા રૂપા વી૦ આરામુગાનાદન.

વીરજી નરસીની પહેડીએ તે દેવાલયના વહીવટદાર તરીકે કામ કરે લુછે, તે ભાગીદારો કાંઇ જરૂરે કરીને ટરસ્ટીઓ નથી જે પ્રતિવાદીઓ ટરસ્ટીએ છે, તે બીએના ભાગ્યા તેઓએ તે પહેડી પાશેથી માગેલાં નથી, તે થી જરૂરે કરીને તેઓ કાંઇ જવાબદાર થતા નથી; તમામ હકીકત નાતના જાણવામાં હતી. તે પહેડી નાદાર થએલી તે [illegible] જાણવામાં હતુ પ ણ તેમની મરજી કામ ચલાવવાની નહી હતી વાદીઓએ પોતેજ સોળ વ રસ સુધી કાંઇ ઇલાજ કરેલો નથી વીગરે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતોના કાયદા

(સને ૧૮૭૭ ના આક્ટ ૧૦) ની કલમ ૩૦ મી લાગુ થતી નથી. જો વાદીઓને કાંઇ પણ દાવો કરવાનો હક હોય તો દરેકને દાવો કરવાનો સંપુરણ હક છે. અને જો તેઓ બીજાઓની સાથે સામેલ ના થાય તો કાંઇ મજીઆરો એવો હક નથી તેઓ બીજાઓની સાથે રહી તેમાં ભાગ લે અને તેથી આપુરણ ફંડ થાય તેમણે દેવાલયમાં મદદ કરનાર તરીકે અને દેવના સેવકો એ દાવો કરેલાછે; માટે ખોટો વહીવટ કરવામાં આવતો હોય તો, દરેકની તે બાબત ફરીઆદ કરવાનો હક છે. માટે કોરટની પરવાનગી વીના કીંવા લાગતા વળગતા પક્ષકારોને નોટીસ આપ્યા વીના પોતાના સ્વહકથી દાવો કરવાને તેમનો હક છે

વળી (વાંગાકારપા વી૦ આરમગા નાદનના કામમાં ઠરાવ્યા પ્રમાણે) ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૭ના આક્ટ ૧૦ ની કલમ ૫૩૯ની લાગુ થતી નથી. જે ત્રણ ફંડોનો વહીવટ પ્રતીવાદીઓ કરે છે તે ત્રણે જુદા જુદા પ્રકારનાં છે. ગાઉ-નનુ ફંડ કેવળ વ્યવહારીક છે. બીજા બે ફંડો ધર્મ અને પુન્ય સબંધીના છે. જો આ દાવાનો સમાસ દીવાની કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૪)મા થાય તો પણ તેને કલમ ૫૩૯ મી લાગુ થતી નથી. તે કલમ અવશ્યનો હુકમ કરે તેવી નથી. માટે મરગાહ ગહોંપની બાબતમાં બરોબર ચાલતા વારો જે કોઈ સખસ હીત રાખતો હોય તે "ટ્રસ્ટ"નો યોગ્ય રીતે વહીવટ કરાવવા ને પોતાના નામથી દાવો કરી શકે છે. તે કલમમાં કાંઇ ખાનગી દાવો કરવાની મનાઇ નથી. અને આડવોકેટ જનરલની મંજુરી પ્રથમથી લેવી જોઇએ, એવી કાંઇ શરત ઠરાવવામાં આવી નથી.

"દેરાસર" અને "સાધારણ"ના ફંડ જે દેવાલયને અરપણ કરવામાં આવ્યાં છે તે સાર્વજનીક પુન્યના કામમાં અર્પણ કરવામાં આવેલાં છે તે રદ થઇ શકે તેવાં નથી. માટે નાતે ટ્રસ્ટીઓની વરતણુંક મંજુર કરેલી હોય તેથી આ દાવો ચાલવાને હરકત નથી. વળી તે દેવને અરપણ કરવામાં આવેલા છે, અને તે સરવે લોકોની બાબતમાં છે. અને કાંઇ ફકત કુટુંબના ખાનગી દેવ નથી. આવા દેવની જાત્રા હક સારી પેઠે કબુલ કરવામાં આવેલા છે, માટે જો તે મીલકતનો ખોટો ઉપયોગ કરવામાં આવેતો તેનું રક્ષણ શરકારના અમલદારોથી થવાનો તેમનો હક છે

એવા કારણથી સાર્વજનીક ધર્મ સબંધી કારણોમાં તેમનો ઉપયોગ કરવાનો છે. માટે તે બક્ષીસ આપનારે પણુ તરફે કરવી નહીંજ જોઈએ.

તે દેવાલયનો વહીવટ દસા ઓસવાળની નાતનો છે. અને તમામ શ્રાવકોનો નથી. શારવજનીક કારણો સારૂ કરેલુ તે બક્ષીસ જો કે રદથવા લાયક નથી, તોપણ નાતનો જે હક છે તે બક્ષીસ આપનારે નાતનો તે દેવાલયનો વહીવટ કરવાનો હક છે તે સ્થાપવામાં આવ્યુ ત્યારથી એ એલો નથી માટે ખોટો વહીવટ ચલાવવામાં આવે છે તેની સાબીતી હોય તોજ તેમના વહીવટમાં હાથ ઘાલી શકાય. પુરાવ ઉપરથી ઠરાવવામાં આવ્યુ કે શને ૧૮૬૭ ના પહેલાં થએલા નુંકશાન બાબત પ્રતીવાદીઓ જ વાબદાર નથી, કારણ કે તે પહેલાં તેઓ તે દેવાલયના વહીવટદાર હતા. એમ સ્પષ્ટ રીતે સાબેત થએલુ નથી.

વળી ઠરાવવામા આવ્યુ કે શને૧૮૬૭ પછી જે નુંકસાન થએલુ છે, તે બાબત પ્રતીવાદીઓ જવાબદારછે તે વરશમાં 'ટરષ્ટડીડ' કરી આપવામાં આવ્યુ ત્યારે તેમણે વહીવટ લીધોછે માટે જે નાણા યોગ્ય રીતે ધીરવામાં આવેલાંછે અગર કાયમ રાખવાને કસુરથી મુકવામાં આવેલાંછે તે પાછા વસુલ કરવાને તેઓએ ઇલાજ કરવો જોઇતો હતો, પણ તેઓએ તે પ્રમાણે કરેલુ નથી, માટે તેઓ જાણી બુઝીને કસુર કરવાના ગુનેગાર છે માટે જે નાણાં ખોએલાં છે તે પાછાં વસુલ આપવાને તેઓ જવાબદારછે તો પણ તે જવાબદારી ફકત પહેલા ૩ પ્રતિવાદીઓની છે, કારણ કે બાકીના પ્રતીવાદીઓએ કોઈ દીવશ ટરષ્ટી તરીકે કામ કરેલુ તેનો કાંઈ પુરાવ નથી રૂ૨૪૦૦૦૦ વીરજી નરસી અને કંપની પેઢીમા જે લેહેણા હતા તે વસુલ કરવાને ઇલાજ કરેલો નથી તે ટરસ્ટીઓની કસુર ખુલી રીતે વીશવાસઘાત થાય છે પુરાવ ઊપરથી એમ જણાય છે કે પ્રતીવાદીઓના ટરસ્ટીપણાની દરમીઆનમાં તમામ રકમ વસુલ થઇ શકે તેવુ નહી હતુ તો પણ જો યોગ્ય તતપરતા રાખવામાં આવી હોત તો તે નાણાનો કેટલોક ભાગ વસુલ થઇ શકત કારણ કે તે પહેડીના બીજા લહેણદારોને દર રૂપીએ બે આના આપવામાં આવે છે માટે 'દેરાશર' અને 'સાધારણ' ફંડના રૂપીઆ ૨૪૦૦૦૦ પયકી જે નાણા હોય તેના દર રૂપીએ બે આના પ્રમાણે પહેલા પ્રતીવાદીઓ જવાબદારછે મહાજનનુ ફંડના

વનુંકે અને નાતે તે ફંડનો મોટો ઉપયોગ થતો દીસેછે વળી ... ૨૬ મો પ્રતીવાદીઓ પાંસે આ વેલી અને જે તેમણે ... કારણથી ... થી તેમના તે જવાબદારછે.

વળી ઠરાવવામાં આવ્યું કે મુદતના આકટ (સને ૧૮૭૧ના આકટ ૧૫) ની કલમ ૧૦ મી પ્રમાણે આ દાવાને હરકત નથી. અમુક કારણો આર તે મીલકત પ્રતીવાદીઓને સોંપવામાં આવેલી હતી માટે જો કે તે મના કબજામાં તે હતી તોપણ આ દાવાનો તે કલમમાં સમાશ થાય છે કારણ કે તે નાણાં પ્રથમ ટરસ્ટીઓના હાથમાં આપેલા પણ તે તેમની વરતણુક અને અયોગ્ય વ્યાવસ્થાથી ગુમ થએલાછે

કોરટે "ટરસ્ટીપણાના કારણથી પ્રતીવાદીઓને ખસેડવાછે માટે તેના વહીવટની રીતી" ઠરાવવાનો હુકમ કરવામાં આવ્યોછે.

---

## અશલ દાવાનો મુકદમો

તા૦ ૮ મે સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ, નાઇટ ચીફ જસટીશ અને મી૦ જસ્ટીસ બેલી સાહેબોની રૂબરૂ.

અરદેસર જહાંગીર ફરામજી (અશલવાદી) અપીલવાળો શીરીં હીરાબાઇ વીગરે (અશલ પ્રતીવાદીઓ) અપીલનાપ્રતીવાદીઓ.

હીંદુસ્તાનના વારસાના આકટ પહેલા પારસીનું વીલ—સને ૧૮૬૫ માં પ્રોબેટ—સને ૧૮૬૦ ના આકટ ૨૭—પ્રોબેટનો અગર—વીલનો અ ર્થ—એકઝીક્યુટર જેણીને કરાવેલી તે વળી ટરસ્ટી—નણીના ઉપર દાવો —મીલકત તરફથી ... ની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭

પા૦ ૪૭૪ } તા૦ ૪ અગસ્ટ સને ૧૮૮૩ ના રોજ જસટીસ બારડવુડ સાહેબે વાદી વીરૂધ ખરચ સાથે ફેંસલો કરેલો તે હુકમનામા ઉપર વાદીએ અપીલ કરીછે.

મરનાર દાદાભાઇ જમશેદજી પોચખાનાવાળાની વીધવા અને વહી વટ કરનાર હીરબાઇ બીજી પ્રતીવાદીપણ વાદીના બાપ મરનાર જાંગીર ફરામજી બનાજીની વીધવા અને એકઝીક્યુટ્રીકસ મીઠીબાઇ અને પહેલા

પ્રતિવાદીના દીકરા એક હોરમસજી દાદાભાઇ [illegible] ઉપર વાદીએ મા રા મરનાર બાપ જાંગીર ફરામજી બનાજીના તા૦ ૨ મે સને ૧૮૬૧ ના રોજના વીલથી તેની મીલકત ઊપર હયાતી સુધીનો હક મારોછે એમ ઠરા વવા તથા પહેલા પ્રતિવાદીએ બીજા પ્રતિવાદીને ધીરેલાં નાણાંનો હીસા બ લેવા દાવો કરેલો છે.

જાંહાંગીરજી ફરામજી મુગઝમાં તા૦ ૬ સપટેમબર સને ૧૮૬૩ ના રોજ અગર તે અરસામાં મુંબાઇમાં મરણ પામ્યો. તેથી તેમના વીલનું પ્રોબેટ વાદીને તા૦ ૧૫ જાનેવારી સને ૧૮૬૬ ના રોજ એકઝીકયુટર ઠ રાવી આપવામાં આવેલું પણ તે વખતે બીજા એકઝીકયુટરો અને એક ઝીકયુટ્રીકસો હતી તેમનો સદરહુ મીઠીબાઇના મરણ પછી પ્રોબેટ મળવા નો હક છે એમ ઠરાવવામાં આવેલું હતું.

વીલ કરનારે પોતાના વીલમાં નીચે પ્રમાણે ઠરાવેલું છે.—

"માહરી ઓરત મીઠીબાઇ એકલી પોતાના નામથી સુપ્રીમ કોરટમાંથી પ્રોબેટ મેળવશે. અને વહીવટ ચલાવવાને મારા દિકરા અરદેશર જાંહાં ગીરજી. ડોસાભાઇ જાંહાંગીરજી, સોરાબજી જાંહાંગીરજી, અને નવરોજ જી જાંહાંગીરજીએ મારી ઓરતના હુકમ પ્રમાણે કરવું.

"૪ હવે શકતીમાન પરમેશ્વરે કૃપા કરીને ઘાટકોપર ગામની સીમ માં ઘણી જમીન અને બીજી મીલકત મને આપેલીછે તે મેં મારા લેણુદા રોને ગીરો આપેલી છે. * * * * પરમેશ્વર જે તારીખે સદરહુ કહેલી તમામ મીલકત છોડાવે ત્યારે તે મીલકતમાંથી જે આમદાની આવે તે હું આ લખતથી ધર્મ અને પુનયના નામથી ધર્મ અને પુન્યના કાર ણુસર આપુછું, અને મારા ઘરમાં મારી હયાતીમાં જે ધરમ અને પુ ન્યનાં કામ કરતો, તેપરમેશ્વર બચાવે ત્યાં સુધી હમેશા કરવાં. અને માર મોત થયા પછી મારી ઓરત મીઠીબાઇને આ લખતમાં લખેલી રીતે અને આખ્તાઆર પ્રમાણે તેની હયાતીમાં નીચે પ્રમાણે ધર્મની ક્રીયાઓ કરવી.

૫ "મારી ઓરત મીઠી બાઇના મરણ પછી મારા દીકરા હોરમસ જી, અરદેશર, ડોસાભાઇ, શેરાબજી અને નવરોજજીએ અને મારી ઘ ણીઓ જીજીબાઇ, અને સોનાબાઇ એ રીતે છ શખસોને આ લખતથી વ હીવટદાર ઠરાવવામાં આવ્યાછે. કોરટમાંથી પ્રોબેટ તેઓએ [illegible]

મુકરૂ હોય તે તેમણે આપવુ અને મારૂ જે લેણું લેવું રહેલુ હોય તે તે મણે વસુલ કરવુ, અને સદરહુ પહેલી અને બીજી કલમમાં બતાવ્યા પ્ર માણે તેઓએ વહીવટ કરવો; અને જે આમદાનીની રકમ આવે તેમાં થી બીજી કલમમાં લખેલી રીતે ધરમના કારણસર વાપરતાં જે બાકી રહે તે છએ વહીવટદારોએ વહેચી લેવી, અને તેઓ પોતાની હયાતીમાં તે વાપરવાને મુખતીઆરછે. સદરહુ છ વહીવટદારોના મરણ પછે નીચે લખે લા ૭ ઠરાવો પ્રમાણે વહીવટ ચલાવવાનોછે.

૬ "મારા દીકરા—પાંચ શખસો, અને દીકરીઓ—બે શખસો, તે ઉપરની પાંચમી કલમમાં વહીવટદાર ઠરાવવામાં આવ્યાછે. તેઓના મર ણ પછી કેવી રીતે વહીવટ ચલાવવો તે બાબત નીચે પ્રમાણે સમજવા નું છેઃ—મારા દીકરા હોરમસજી, અરદેસર, ડોસાભાઈ સોરાબજી અને નવરોજજીના જે દીકરા હોય અને તેમના જે દીકરા હોય તેમને પહેડી દર પહેડી તેમને પરમેસ્વર હયાત રાખે ત્યાં સુધી વહીવટદાર ઠરાવવામાં આવ્યાછે વીગેરે."

વીલમા બતાવેલી ઘાટકોપરની મીલકત મુંબાઈની હાયકોરટની અસલ બાજુની હકુમતની બહાર થાણા જીલ્લામાં સાલસેટ તાલુકામાંછે. તા૦ ૧૬ અપરેલ સને ૧૮૫૯ ના રોજ ના રજીષ્ટર કરાવેલા દસતાવેજથી વશી યત કરનારએ દાદાભાઈ જામસજી પેચખાનાવાળા (જે પહેલી પ્રતીવાદી હીરબાઈનો ધણી થાય) ને તે દાદાભાઈએ વસીઅત કરનારે ૨૯૫૯૯ ધી રેલા તેના અવેજમાં ગીરો લખી આપેલી તે દાદાભાઈ જામસજી સને ૧૮૬૩ માં મરણ પામ્યો. તેથી તેની વીધવા અને એકજીકયુટરીકસે વશી અત કરનાર જાહાંગીર ફરામજી બનાજીની વીધવા જે બીજી પ્રતીવાદી અણછે, તેમને જુના ગીરોના હીસાબના આધારથી નાણા ધીરયાં આ હી સાબ વખતે વખતે નકી કરવામાં આવતો, અને તે નીચે બીજી પ્રતીવાદી મીઠીબાઈ સહી કરતી હતી. છેવટ હીસાબ તા૦ ૩૧ મી ડીસમ બર સને ૧૮૭૯ ના રોજ અગર તે અરસામાં રૂ ૧૦૩૭૦—૧—૬નો કરવામાં આવેલો હતો.

સને ૧૮૮૦ ના અકટોબર માસમાં સને ૧૮૮૦ ના નંબર ૪૫૭ ના કામમાં હાયકોરટમાં મીઠીબાઈ જેમનુ વરણન દાવાની અરજીમાં જાં

હાંગીર ફરામજીની વીધવા અને એકઝીકયુટરીકસ તરીકે કરવામાં આવ્યું છે, તેના ઉપર રૂ૧૦૩૭૦–૧–૬ ની રકમ વ્યાજ સાથે લેવા તથા સદરહુ ગરોવાળી મીલકત વેચાવવાનું હુકમ કરવા દાવો કરવામાં આવ્યો.

તે દાવો તા૦ ૧૩ નવમબર સને ૧૮૮૦ ના રોજ જશટીસ વેસ્ટ સાહેબની હજુર સુનાવણી ઉપર આવ્યો, મીઠીબાઈ તે દાવાનો જવાબ દેવા હાજર થઈ નહી. પણ હાલનો વાદી અરદેશર જાંગીર ફરામજી (વ શીયત કરનારનો દીકરો) હાજર થયો, અને તેણે પ્રતીવાદીમાં શામેલ થવાને અરજ કરી. આ અરજી સામા હીરાબાઈએ તકરાર કરીકે મીઠીબાઈ એકલી એકઝીકયુટરીકસછે, અને અરજદારનો કાંઈપણ અરજ કરવાનો હક નથી આ અરજી નામંજુર કરવામાં આવી.

તા૦ ૧૬ ડીસમબર સને ૧૮૮૦ સુધી તે દાવો તહકુબ રાખવામાં આવેલો, તેથી જસટીશ વેસ્ટ સાહેબે પોતાનો ફેંસલો આપી નીચે પ્રમાણે કહ્યુંછે કેઃ—

હાલ જેવી હકીકતછે, તે પ્રમાણે હીરાબાઈ અને મીઠીબાઈની વચમાં તે પાછળના પક્ષકારના ફાયદા સારૂ ઘણાક ફકત કપટ ભરેલા વ્યવહાર થએલાછે એમ ધારવાને કાંઈ કારણ જણાતુ નથી. જેએનુ હીત સાચવવાને મીઠીબાઈ બંધાએલી હતી તે શખસોને તેબે ઓયેની વચમાના વ્યવહારો દોષ મુકવા લાયક હોય તો, તે શખ્સોના હીતની બાબત જો આ ફેંસલાથી નીરણય કરવાનો ઈરાદો નથી. તોપણ કાંઈપણ દાદ મેળવવાને અયોગ્ય વ્યવસ્થા કરવામાં આવીછે,એમ તેઓએ સાબેત કરવું જોઈએ; આ કારણ સારૂ તેઓને જે ઈલાજ કરવાને સલાહ મળે તે પ્રમાણે કરવાને જે મુદત આપવામાં (મીલકતના વેચાણ બાબત)આવીછે, તેથી તેમને સંપુરણ લાગ મળશે.

હીરબાઈના લાભમાં હુકમનામુ દાવા મુજબ રકમનુ કરવામાં આવ્યુ. અને તેમાં એવું ઠરાવવામાં આવ્યુકે તે હુકમનામાંની તારીખથી ૭ માસની અંદર તે રકમ ભરવાને કસુર કરવામાં આવેતો ઘાટકા પરની મીલકત વેચાવવી.

આ ઉપરથી વાદીએ તા૦ ૧૬ જુન સને ૧૮૮૨ ના રોજ આ દાવો દાખલ કરયો. તેમાં જષ્ટીસ બરડવુડ સાહેબે તેની સુનાવણી કરી મેહેલા પ્રતીવાદીના લાભમાં ફેંસલો આપ્યો,

તે ઉપર વાદીએ અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે "ક્રીડીસ" રદ્દ આતની મીલકત સબંધી જેવો આવા પ્રોબેટનો અસર થાય છે તેવોજ આ પ્રોબેટનો અસર છે, પણ તે ફક્ત લહેણું વસુલ કરવા સબંધી છે. સદરહુ થોડા કારણ શીવા ય એક્ઝીક્યુટરીકશને તેના વશીઅત કરનારની મીલકત તરફથી હાજર થવાનો હક અગર એક્ઝીક્યુટરીકને હમેશાં અખત્યાર હોય છે તે પ્રમાણે અખતીઆર વાપરવાને જો વશીઅત કરનારનો ઇરાદો તમામ વીલથી જોતાં કેટલાક સખસોને ટરષ્ટીઓ તરીકે તમામ વહીવટ અને અખત્યાર સાથે આપવાનો હોય અને તેમાંના પેહેલા આ એક્ઝીક્યુટરીકસ છે. તો મળતો નથી

વળી ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭ના ઠરાવ ઉપર લક્ષ રાખતાં,સદરહુ વીલ પ્રમાણે જે સખશો ઊતરોત્તર ટરષ્ટી તરીકે કામ કરે છે, તેમને તે મીલકત સાથે સબંધ જે સખશો ફાયદા તરીકે રાખનાર છે તેઓ તમામની તરફથી તે મીલકત સબંધીના દાવામાં યોગ્ય રીતે હાજર થાય છે.

---

## દીવાની અપીલ

તા૦ ૯ એપ્રીલ સને ૧૮૮૪

**સર ચારલશ શારજંટ, નાઈટ ચીફ જશટીશ અને મી૦ જસટીસ કેંબાલ સાહેબોની રૂબરૂ**

ત્રીંબક બાળકીસ્ન (અસલ વાદી)અપીલવાળો. વી૦ નારાયણ દામોદર.

પુનાના જીલા જડજ સર ડાયક વેડરબર્ન શાહેબે ત્યાંના સબ જડજનું હુકમનામું દુરસ્ત કરેલું તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવી છે.

પાનું૪૮૩ } અકટોબર સને ૧૮૬૯ ના ગીરો ખતની રૂઈએ પ્રતીવાદીના બાપ દામોદરના ઉપર વાદીના બાપ બાળકૃષ્ણને હુકમનામું મેળવેલું છે, અને તે હુકમનામાની બજાવણીમાં ગીરોવાળી મીલકત પર જે વેચાવવામાં આવ્યું છે તે સુધાંત જપ્ત કરાવી વેચાવ

વામાં આવી છે. શહેરકુ ગીરો કરી આપ્યા પછી, પણ તે દાવો કરતાં અવલ તે કુટુંબ મજીઆરૂ રહેલું નહીં, અને મીલકતની વહેંચણ જોકે હદ અને માપ કરી કરવામાં આવી નથી. તોપણ વહેંચણ કરવામાં આવીછે. તે દીકરાઓ તે દાવામાં પક્ષકારો નથી. તા૦ ૨૩ જુલાઈ સને ૧૮૭૭નારોજ લીલામ થયું, તેમાંથી વાદીએ તે ઘર ખરીદ કરયું અને કબજો લેવાને કામ ચલાવ્યું. તેના સામા પ્રતીવાદીઓએ તકરાર કરી. તે ઉપરથી તેણે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૭૦ ના આક્ટ ૧૦ ની કલમ ૩૩૪ અને ૩૨૮ મી પ્રમાણે કોરટને અરજ કરી તેની અરજી તારીખ ૨૨ અગસ્ટ સને ૧૮૭૮ ના રોજ પુનામાં જાઇંટ સબોરડીનેટ જડજે નામંજુર કરેલી, અને ઠરાવ્યું કે વાદીને કોરટમાં થએલા તે લીલામથી કુટુંબના મજીઆરા ઘરમાંનો તાજો હીસ્સો દ.મોહરનો છે, તેટલો તેને મળેલો છે, માટે વાદીના ઇલાજ તે હીસે વહેંચણનો દાવો કરી લેવાનોછે.

પુનાની સબોરડીનેટ જડજની કોરટમાં તે અરજી નામંજુર કરયાનો હુકમ રદ કરાવવા, તથા તકરારી તમામ ઘર ઊપર પોતાનો હક ઠરાવીને તે ઘરનો કબજો દરમીઆન ઊપજ સાથે લેવા વાદીએ દાવો કરયો૦

પ્રતીવાદીએ તકરાર કરી કે દાવાવાળુ ઘર કુટુંબની વડીલો પારજીત મીલકતનું છે, માટે અમારા બાપના એકલાના ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં તે ઘર વેચાવવા લાયક નથી અને તે હુકમનાંનું એક બાજા શાથે મળી જઇ કરાવેલું છે. અને તે કરજ અમારા બાપે અમારી નહાની ઉમરમાં અનીતીના મારણુગાર કરેલું છે, માટે તે એવા કરજના કારણસર કુટુંબી મીલકત ગીરો મુકવાને તે મુખત્યાર નહી હતો અને અમે અમારા બાપથી વહેંચણ થઈ જુદા થએલા છીએ.

પુનાના સબારડીનેટ જડજની રૂબરૂ આ દાવો સુનાવણી ઊપર આવ્યો; તેમના અભીપ્રાયમાં આવ્યું કે તકરારી મીલકત વડીલો પારજીતછે અને જો કે તે મીલકત પ્રતીવાદીઓનો બાપ જેનો ફક્ત ત્રીજા હિસા ઉપર હક હતો, તેના માલેકાણુની સ્વતંત્ર રીતની નહિ હતી તોપણ પ્રતીવાદીઓના હિસા પોતાના બાપના કરજ બાબત જવાબદારછે; કારણ કે તે કરજ કુટુંબની જરૂરી વાસતે કહાડવામાં આવેલું હતું અને અનીતી અગર અયોગ્ય કારણસર કરવામાં આવેલું નથી; અને છેવટે પ્રતીવાદીઓ પાસેથી તમામ તકરારી ઘરનો કબજો વાદીને લેવાનો હકછે. તેથી તેમણે દરમીયાન ઊપજ બાબત વાદીનો દાવો રદ કરયો.

પ્રતીવાદીઓએ આ હુકમનામા ઊપર અપીલ કરી; પુનાના જીલા જ ડજે નીચેની કોરટનું હુકમનામું દુરસ્ત કરી ઠરાવ્યું કે વાદીનો ફકત તકરારી ઘરના ત્રુજા હિસા ઉપર હકછે તેથી તેણે સાહેબે ફરમાવ્યું કે વાદી એ ત્રુજા હિશાનો કબજો લેવો.

વાદીએ આ ઠરાવ ઉપર હાયકોરટમાં અપીલ કરી.

તેમાં હાયકોરટે ગીરધારીલાલ વી૰ કાંતુલાલના કામના ઠરાવ પ્રમાણે ઠરાવ્યું કે સુરજબંશીકુવર વી૰ શીવપ્રશાદના કામમાં ખુનાસો કરવામાં આવ્યોછે તે પ્રમાણે પ્રતીવાદીઓના હિશા તેમના બાપે કરી આપેના ગીરોથી બંધનમાંછે કારણ કે નીચેની કોરટે ઠરાવેલુછે કે જે કરજ બાબત તેમના બાપે તે મીલકત ગીરો મુકેલીછે તે કરજ તેમના બાપે અયોગ્ય અગર અનીતીના કારણથી કહાડેલુ નહિ હતુ; પરંતુ આ બજાવણીમાં થએલો ખરીદદાર તે ગીરો રાખનારનો છોકરોછે માટે એવો સવાલ ઉઠયો છે કે તે છોકરો પોતાના બાપના ગીરોની રૂઇના દાવામાં તરાહિત સખશ કહેવાય કીંવા નહી; અને તે તરફે તે હુકમનામાની આગળની બાબત, વીશે જેને તે કરજ અયોગ્ય રીતે કરવામાં આવેલુ છે કે નહિ, તે વીશે તજવીજ કરવાને બંધાએલાછે કે નહી, આ વીસેનો આધાર તે અને તેનો બાપ જે હકીકત પ્રમાણે રહેતા હોય અને તેમના વચમાં જે સબંધ હોય તે ઊપરછે સબબ આ કામ વાદી તે પોતાના બાપના દાવામાં તરાહીત છે કીંવા નહિ તેનો નીરણય કરાવવાને પાછુ મોકલવામાં આવ્યું.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીઓ આ દાવાની તારીખે પોતાના બાપની સાથે મજીઆરા નહી હતા; માટે તેઓની તરફથી તેમનો બાપ નહી હતો; માટે તેઓનો તે મીલકત ગારોથી છોડાવવાનો હક છે પરંતુ ફકત એવી સરતથી કે જો વાદી આગ્રહ કરે તો તમામ ઘર છોડાવે ગીરોના દસતાવેજમાં જયાં સુધી સ્પષ્ટ રીતનો એવો ઠરાવ ના હોય, કે દીકરાઓનો હીસો તેના પ્રમાણમાં કરજ આપવામાં આવેતો છુટે તાં સુધી તે ગીરો તમામ મીલકતનુછે એમ ગણવુ જોઇએ.

ગીરધારીલાલના કામના ઠરાવ પ્રમાણે બાપે જે કરજ અયોગ્ય રીતે કરેલુના હોય તે કરજમાં તમામ મીલકત લાગુ કરવાને અગર તેના ઊપર જવાબદારી ઠરાવવાને અગર તેથી આપવાને બાપને અખતીઆરછે.

## દીવાની અપીલ.

તા૦ ૨૦ જુન સને ૧૮૮૪

સર ચારલસ શારજન્ટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટી

સ બ્રુમબાલ શાહેબોની રૂબરૂ

ભીખાજી રામચંદ્ર એક વીગેરે (અસલ પ્રતીવાદીઓ] નંબર એક અને બે) અપીલવાળાઓ વી. યશવંતરાવ શ્રીપત બોપરકર (અસલવાદી) અપીલનો પ્રતીવાદી.

હીંદુશાસ્ત્ર—બાપના કરજ સારૂ દીકરાની જવાબદારી—વડીલો પાર જીત મીલકતના વેચાણની જવાબદારી—બાપ ઉપર હુકમનામુ—પઇશાબા બતનુ હુકમનામુ—કોરટના લીલામમાંથી ખરીદ કરનાર.

પાનું૪૮૯ } માહાડના સબોરડીનેટ જડજનુ હુકમનામુ થાણામાં પેહેલા વરગના સબોરડીનેટ જડજ અપીલના અખતીઆર સાથે બાન બાહાદુર એમ. એન. નાણાવટી છે તેમના ઠરાવ ઉપર

આ બીજી અપીલ કરવામાં આવી છે.

તકરારી મીલકત એક ઘર અને આંગણુ છે તે વાદી યશવંતરાવઅને તેના બાપ બળવંતની તે બળવંતના બાપ પાંડુરંગની મેળવેલી વડીલો પારજીત અવીભક્ત મીલકત છે.

વાદીના બાપ બળવંતના ઉપર પઇશા બાબતના થએલા હુકમનામાની બજાવણીમાં તકરારી મીલકત તા૦ ૮ જુલાઇ સને ૧૮૬૮ ના રોજ પેહેલા પ્રતીવાદીએ ખરીદ કરેલી, અને તેનો કબજો તેણે તા૦ ૨૦ માર્ચ સને ૧૮૬૯ ના રોજ સધને કબજા સાથે બીજા પ્રતીવાદીને વેચાણ આપેલું છે, વાદીએ આ દાવો સને ૧૮૭૮ માં ઘરમાંનો છઠો હીસો અને આંગણાનો ચોથો હીસો લેવાને કરયો; એવી તકરારની સાથે કે વેચાણની વખતે મારા બાપ ને મારા સુધાંત પાંચ દીકરાઓ હતા, તેથી તે ઘરમાં મારો છઠો હીસો છે. પણ આંગણું હુકમનામાંમાં નથી, અને મારા બાપ સને ૧૮૬૯ મા અને મારો ચોથો ભાઇ સને ૧૮૭૬ માં મરણ પામવાથી આંગણામાં મારો ચોથો હીસ્રાછે.

મહાડના શબારડીનેટ જડજે વાદીનો દાવો રદ કરયો અને ઠરાવ્યું

કે કોરટમાં થએલા લીલામમાંથી તકરારી તમામ મીલકત વાદીના હક સબંધ સુધાંત વેચવામાં આવીછે.

થાણાના સબાારડીનેટ જડજે ઠરાવ્યુ કે જે કરજ માટે આ મીલકત વેચવામાં આવીછે તે કરજ વાદીના બાપનુ નિરાળુ કરજ હતુ, અને વાદીના બાપે કરજ બાબત આ મીલકત વેચવામાં આવેલી છે તે કરજ કહાડતાં પહેલાં વાદી પોતાના બાપથી જુદો થએલો હતો; અને તે જુદા થયાની પ્રતીવાદીને માહેતીછે. અને તે કરજથી વાદીને કોઇ રીતે ફાયદો થએલો નથી. તેથી આશલકોરટનું હુકમનામુ દુરસ્ત કરયુ. અને તે ઘર અને આંગણાનો સરખી રીતે છઠો હીસ્સો લેવાનો હક વાદીનો છે, એમ ઠરાવ્યું.

પ્રતીવાદીઓએ આ ઠરાવ ઉપર અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે બાપના ઉપરના પઇસા બાબતના હુકમનામાથી તેની બજાવણીમાં વડીલો પારજીત મીલકત લીલામ કરાવવાથી બાપનો તે ઉપરનો ફકત હક સબંધ ખરીદદારને મળેલોછે અને વધારે મલેલો નથી. માટે ખરીદદાર તરાહીત હોય કે હુકમનામા વાળો હોય પણ તે બરોબરછે.

કોરટના લીલામમાંથી જે કીમ્મતી અવેજ આપી સુધ.બુધીથી ખરીદદાર થયો હુ, તેવો હક કોરટના લીલામમાંથી નોટીશ વીના કે રટ બતાવી શકતા નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૭ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીશ વેસ્ટ અને મી૦ જસટીશ નહાનાભાઇ હરીદાશ શાહેબોના રૂબરૂ

જગજીવનદાશ ઝવેરદાશ ગુજરેલાનો વારશ તેનો દીકરો દેવીદાસ (અશલવાદી) અપીલવાળો વી૦ નારાયણ બીન લક્ષમણ પટેલ (અશલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

પા૦ ૪૯૩ | મુરબાદના બીજા વરગના સબારડીનેટ જડજનુ કરેલુ હુકમનામુ થાણામાં અપીલ । અપીલ સાંભળનાર સબ ના પહેલા વરગના સબારડીનેટ જડજ ખાન બા૦ એમ૦ એન૦ નાણાવટી

એ જાહેર રાખેલુ તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદીએ તા૦ ૮ મે સને ૧૮૬૮ ના રોજ ની પ્રતીવાદીની લખી આપેલી કબુલતની રૂએ અમુક જમીનનો કબજો દરમીઆન ઉપજ સા થે લેવાને આ દાવો કરયોછે, તે જમીન સબંધી તકરારી જે કબુલતો લખી આપવામાં આવીછે તેમાં એવું લખેલુ છે કે "મે" સાંથે રાખના રે સને ૧૮૬૮–૬૯ની શાલથી સારૂ બતાવેલીજમીન તમારી પાસેથી ખેડ વા રાખેલીછે અને ગામના રીવાજ પ્રમાણે હું તમને દરવરસે સાત ખાં ડી ડાંગર આપીશ. તમે જ્યાં સુધી તે જમીન મારા કબજામાં રાખશો ત્યાં સુધી ઉપર કહયા પ્રમાણે દર વરશે તે ડાંગર હુ તમને આપે જઈસ.

નીચેની બેઊ કોરટોએ ઠરાવ્યુ તે કબુલત એક વરસ કરતાં વધારે મુદતનીછે, પણ તેસને ૧૮૬૨ ના આકટ ૧૦ ની કલમ ૩૭ પ્રમાણે રજી સ્ટર કરાવવામાં આવી નથી. માટે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તેથી નીચેની બેઉ કોરટોએ વાદીનો દાવો ખરચ સાથે રદ કરયો. આ ઉપરથી વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જે કબુલત અગર પટાની રૂએ સાંથે રાખનાર એક વરશની મુદત સારૂ જમીન ઉપરનો દાવો રાખી શકેછે પ ણ જયાંસુધી જમીનનો માલેક સાંથે રાખનારને રાખવા દે ત્યાંહાં સુધી સાંથે રાખી શકે તેવું હોય તેથી તે કબુલત અગર પટો રજીસ્ટર કરાવવા ની જરૂર નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૬ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસ

સાહેબોની હજુર.

કીશનદાસ હજારીમલ (અસલવાદી) અપીલવાળો વી૦ ગુલાબચંદ અનરૂપ સદારામ ગુજરેલાના વારસ દીકરા કુંદનલાલ વીગેરે (અસલ પ્રતી વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

ભાગીદારી—હીંદુસ્તાનના કરાર આકટની કલમ ૨૬૫—જીલા કોરટ ની હકુમત—નાબાની કોરટની હકુમત રીવાજ.

પાનું ૪૫૪ } યોગ્ય કોરટમાં દાવાની અરજી પાછી આપવાને પુનાના જીલ્લાના જડજ ઇ૦ કોરડી સાહેબે હુકમ કરેલો તે ઉપર અપીલછે.

અમુક શખ્સો ભાગીદારીથી અમુક ધંધો ચલાવતા હતા તેમની તરફથી વાદી અને પ્રતીવાદીઓ હાજર થનારાછે વાદીએ પહેલા વરગના સબારડીનેટ જડજની કારટમાં એવો દાવો કરયો કે તે ભાગીદારીમાંથી હીસો લેવાને મારો હક છે એવું પ્રતીવાદીઓ વીરૂધ ઠરાવી આપો. તેમાં પ્રતીવાદિએ તે દાવો ઇનકાર કરયો, તે દાવાની થોડીક શુનાવણી થયા બાદ સબારડીનેટ જડજના વીચારમાં આવ્યુ કે તે દાવો સાંભળવાને મને હકુમત નથી અને હીંદુસ્તાનના કરાર આકટની કલમ ૨૬૫ મી પ્રમાણે આ દાવાને સારૂ જીલ્લા જડજની કોરટ યોગ્ય કોરટ છે કારણ કે તે ભાગીદારી સમેટવા સબંધીછે. તેથી તેઉએ દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૫૭ મી પ્રમાણે દાવાની અરજી જીલ્લા કોરટમાં આપવા પાછી આપી. જીલ્લાજડજના અભીપ્રાયમાં આવ્યુ કે આ દાવો ચલાવવાને અમને હકુમત નથી તેથી તે અરજી પાછી આપવાનો હુકમ કરયો, એવા કારણથી કે આ દાવો દીવાની કોરટનુ કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૧૩ પ્રમાણે વહીવટ બાબતનો દાવો છે અને તે પહેલા વરગના શબારડીનેટ જડજને સાંભળવા લાયક છે.

આ ઠરાવ ઉપર વાદિએ હાયકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે હીંદુસતાનના કરાર આ૦ (સને ૧૮૭૨ ના આ૦ ૯) ની કલમ ૨૬૫ મી ઉપરથી ભાગીદારીછે, એમ ધારવામાંઆવેછે; અને જીલ્લા કોરટ તેથી સમેટી શકેછે પણ જે દાવામાં ભાગીદારીછે કે નહી તે બાબત બારે તકરાર હોય તે દાવાની હકુમતમાંથી સામાન્ય કોરટોને બાતલ કરવામાં આવેલી નથી; આવી તકરારો જેમ સાધારણ કામોમાં ચુકે છે તેમ ચુકવી જોઇએ માટે સબારડીનેટ જડજનો હુકમ ફેરવી જીલ્લાકોરટનો હુકમ બહાલ રાખવામાં આવ્યો.

# દીવાની અપીલ

તા૦ ૧૭ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની હજુરમાં

વીઠલ નીલકંઠ પી૦ જોલ અરજદાર (અસલ પ્રતીવાદી) વી૦ ભીકેશરાવ બીન બાપુજીરાવ અપીલનો પ્રતીવાદી (અસલવાદી)

ગીરો—ગીરોથી છોડાવવુ—પ્રમાણમાં મદદ કરી.

પા૦ ૪૯૭ } સતારાના સબારડીનેટ જડજનુ હુકમનામુ સતારાની જીલા કોરટના જડજ આર. એફ. માકટીયર સાહેબે ફેરવેલુ તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

શેદ્રી ગામની શીમની શરવે નંબર ૨૨ ની અમુક જમીનનો કબજો લેવા વાદીએ આ દાવો કરયોછે. આ ખેતર તથા બીજો સરવે નંબર ૨૦ ની જમીન અસલ એક બાબાજી બીન બચાજીના માલેકપણાનીછે; બાબાજીએ આ ખેતરો કબજા સાથે એક જેરામ વામનને યોગ્ય રીતે રજીસ્ટર કરાવેલા ખતની રૂએ ગીરો આપેલાં પણ તે બાબાજી ઉપર એક ૩ જા શખસનુ હુકમનામુ થએલુ તેથી તે પછરા બાબતના હુકમનામાની બજાવણીમાં તે ખેતરો પકી નંબર ૨૨ ના ખેતર ઉપરનો બાબાજીનો હક સબંધ તા૦ ૧૬ જાનેવારી સને ૧૮૬૯ ના રોજ વેચાવવામાં આવેલો હતો અને તેમાંથી એક રામજી બીન રાણુજીએ ખરીદ કરયો હતો. રામજીને કબજો મળ્યો નહી. તા૦ ૨૫ એપરેલ શને ૧૮૭૭ના રોજ બાબાજીએ પ્રતીવાદી પાસેથી નાણા કરજે લઇ જેરામનુ ગીરો પતાવ્યું અને વળી પ્રતીવાદી વીઠલને પોતાનો હક શબંધ ગીરો આપ્યો. પણ તે દરમીઆનમાં રામજી મરણ પામ્યો, તેથી તેના બાપ રાણુજીએ નંબર ૨૨ ના ખેતર ઉપરનો તેનો હક સબંધ વાદી ભીક્ષાજીરાવને વેચાણ આપ્યો. આ વેચાણ ખતમાં રામજીનો છોકરો બાલો પક્ષકાર નહો હતો પણ તેણે તેમાં સાહેદી કરેલી હતી.

વાદીનો દાવો સબારડીનેટ જડજે કહાડી નાખ્યો. પણ અપીલમાં જીલા જડજે વાદીને દાવો અપાવ્યો.

આ ઠરાવ ઉપર પ્રતીવાદી વીઠલે હાઇકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ગીરેથી છોડાવવાના હકનો અમુક ભાગ જાઈ શખશનો હોય તો તે ગીરોની રૂએ ગીરો રાખનારના તમામ લેણા નાણા આપી તમામ મિલકત ગીરેથી છોડાવી શકેછે, માટે જે રકમ તે ગીરેથી છોડાવવાને ખરચવામાં આવી હોય તે રકમનો ભાગ જે શહહીસેદાર આપવાને જવાબદાર હોય તે શહહીસેદારના તેટલા ભાગ ઉપર તેનો હક સબંધછે, માટે જેમ કુલ માલેકપણાનો હક બીજાને આપી શકાયછે તેમ તે હક શબંધ પણ બીજાને આપવા લાયક થાયછે માટે ઉપલા કોરટનુ હુકમનામું ફેરવી શબારડીનેટ જડજનુ બહાલ રાખવામાં આવ્યું.

---

## અસલ દીવાની મુકરદમો

તા૦ ૨ જુલાઈ સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઈટ ચીફ જષ્ટીસ અને મી૦ જષ્ટીસ બી સાહેબોની રૂબરૂ.

મીજેટ વાદી વી૦ હારવેં વીગરે પ્રતીવાદીઓ.

આપવાનો હુકમ—સેરાનો અમલ—વેચાણ આપનારનો હક સબંધ—હીંદુસ્તાનનો કરાર આક્ટ (સને ૧૮૭૨ ના આ૦ ૯) ની ક. ૧૦૯

| | |
|---|---|
| માર્જુ૫૦૧ | મુબાઈની સ્માલકાજ કોરટના આકટીંગ પહેલા જડજ એ૦ સ્પેનર સાહેબે ૧૮૮૨ના આકટ ૧૫ની કલમ ૬૯ પ્રમાણે હાયકોરટના અભીપ્રાય સારૂ આ કામમાં પુછેલું છે. |

વાદીએ પ્રતીવાદીઓને એકસો ખાંડી રૂ વેચાણ આપેલુ તેની કીમતની બાકીના રૂ૬૫૮—૧—૬ પ્રતીવાદીઓ પાસેથી વાદીએ લેવાને દાવો કરયો છે.

વાદી રૂનો દલાલ છે, અને વળી તે પોતાના હીસાબે રૂનો વહેપાર કરે છે. ગયા જાનેવારી મહીનાની તા૦ ૨૭ મીના રોજ, તેણે બરૂચનુ સારૂ ટન કરેલુ એક સો ખાંડી રૂ ત્યાર પછી આવતા એપ્રીલ માસની તા૦ ૧૫ મીથી તા૦ ૨૫ મી સુધીમાં વેચાણ પ્રતીવાદીઓને આપવુ એવો કરાર કરેલો તા૦ ૩૦ જાનેવારીના રોજ, વાદીએ દલાલ તરીકે તેજ એકસો ખાંડી રૂ પ્રતીવાદીઓએ મેશરશ લુંગી અને કંપનીને વેચાણ દર ખાંડીએ રૂ૦ ૨૦૨ ના ભાવથી આપવાનો કરાર કરયો એટલે દર ખાંડીએ રૂ૨) નો નફો થાય તેવો કરાર કરયો.

તા૦ ૧૦ અપરેલના રોજ વાદીએ બે હુકમો દરેક હુકમ પચાશ ગાં સડી યાને પચાશ ખાંડી રૂ આપવાનો એ રીતે બે હુકમો મોકલ્યા.

આ હુકમો સુનાવણી વખતે નીશાન अ અને ब ના રજુ કરેવામાં આવ્યાછે.

મેં ઠરાવ્યુંકે વાદીનો ब નીશાનના હુકમથી રૂ૨૨૬—૪—૦ લેવાનો હક છે, તેથી તે રકમનું વાદીના લાભમાં હુકમનામુ કરયુ, પ્રતીવાદીઓ આ બાબતમાં મારા ઠરાવથી નારાજી થએલા નથી, પરંતુ વાદીએ મને અરજ કરીછે કે अ નીશાનના હુકમ પ્રમાણે જે માલ આપવામાં આવ્યો, તે સબંધી તેનો બીજો રૂ૪૨૧—૧૩—૬ લેવા દાવો કરયોછે તે પ્રમાણે લેવાનો હક નથી કે શું.

"પ્રતીવાદીઓએ તે હુકમ ઊપર શેરો કરયો અને તે રૂ મેસરસ ક્લુપી અને કંપનીને અગર તેમનો હુકમ જેને હોય તેને આપવા જોગ કરેલુછે. મેશરસ ક્લુપી અને કંપનીએ તે હુકમ ઊપર દર ખાંડીએ રૂ૨૦૦ કરતાં ઓછી કીમત તે દેવજી ડોસા અને કંપનીને વેચાણ આપ્યાનો શેરો કરયોછે દેવજી ડોશા અને કંપનીએ તે ઊપર સેરો કરી મેસરસ હારવે અને શાબાપાથી જે પ્રતીવાદીઓછે તેમના ઠરાવ પ્રમાણે દેવજી ડોસાની સાથે દર ખાંડીએ રૂ૧૯૧) ના દરથી વેચાણ આપવાને કરાર કરેલો તે પ્રમાણે વેચેલુછે. પછી તે મેસરસ હારવે અને શાબાપાથીએ હરી ભાણજી વીગરેને શેરો કરી આપેલુ છે. હરીભાણજીએ ખીમજી રતનશીને શેરો કરી આપેલુ અને ખીમજી રતનશીએ મેસરસ બરઅલ અને કંપનીને શેરો કરી આપેલુ, અને તેમણે તા૦ ૨૪ અપરેલના રોજ અગર તે અરસામાં એક સો ગાંસડીઓ રૂની વાદી પાસેથી લીધી છે, અને તેના દર ખાંડીએ રૂપીઆ ૧૯૧ એટલે જે દરથી તેમને શેરો કરી આપનાર ખીમજી રતનશીએ વેચાણ આપેલું તે દરથી કીમત આપીછે.

પ્રતીવાદીઓ મેસરસ ક્લુપી અને કંપનીને આપ્યા પછી તે આપવાના હુકમ ઉપર કેટલાક શેરા થએલાછે, તે ઊપરથી જણાશે કે તે હુકમ તેમની પાશે જુદા ખરીદ કરવાનો કરાર જે તેમણે દેવજી ડોસા અને કંપનીની શાથે કરેલો તે પુરો પાડવાને આવેલોછે અને તેમણે તે હુકમ ફરીથી કહાડેલોછે પરંતુ તે હુકમ તેવી રીતે પાછો આવેલો અને

ફરીથી પ્રતીવાદીઓએ કહાડેલા તે બાબત વાદીઓને તે હુકમ આપવા માં આવ્યો ત્યાંસુધી ખબર નહી હતી. તેમ રૈયત ડાસા પાસેથી પ્રતી વાદીઓએ શી કીમતથી તે ખરીદ કરવાને કરાર કરેલા તે પણ તેના જાણવામાં નથી.

"આ નીશાનનો હુકમ મળ્યો એટલે તરતજ પ્રતીવાદીઓએ વાદીને એક પત્ર લખ્યો તેની નકલ નીચે પ્રમાણેછેઃ—

"અમે વીનતી કરીએ છીએ કે તમે અમોને આજ બરૂચનુ સારૂ જીન કરેલા રૂની એકસો ગાંસડીઓ દસ્તુર પ્રમાણે 'સરવે' કરશો. અમે તે માલ આપવાનો હુકમ તીજા પક્ષકારને આપીએ છીએ. માટે તે રૂ ના નાણા તરત અગર જરૂર હોય તો તે આપતા પહેલાં મહેરબાનીથી લે ઇ લેવાં. હારવે અને સાબાથી, નારાયણ પોંડીબાની શનામ.

"પ્રતીવાદીઓ તરફથી મી૦ નારાયણ પોંડોબા હાજર છે તે કહેછે કે મારે આ પત્ર લખવાનુ કારણ એ હતુ કે તે હુકમ—હું મેસારસ હ્યુમી અને કંપનીને આપવાનો હતો, અને તેમની પઇશા બાબતની સ્થીતીની મને ખાતરી થએલી નહી હતી. પરંતુ આ હકીકત વાદીને જણાવવામાં આવી નથી, અને વાદીએ પોતાની જુબાનીમાં કહ્યુ છે કે પ્રતીવાદીઓને મેસરસ હ્યુમી અને કંપનીની સ્થાની બાબત શકછે એવી મને ખબર નહી હતી.

વાદીએ જે રૂ૪૨૧—૧૩—૬ ની રકમનો દાવો કરયોછે તે પ્રતી વાદીઓ તેની પાસેથી પચાસ ખાંડી રૂ દર ખાંડીના રૂ૨૦૦ ના દરથી ખ રીદ કરેલુ તેની અને રૂ૧૯૧ ના દરથી જે નાણા તે રૂ બાબત બરૂઅલ અને કંપની પાસેથી મળેલા તેની વચના આગાનીછે.

વાદી તરફથી મી૦ માકફરલને એવી તકરાર કરી છે કે શેરો કરી આપેલા હુકમથી છેલા જેને શેરો કરી આપવામાં આવેલો હોય તેને જે. તે આખરદાર વહેપારી હોય તો, તેને રૂ આપવાનો અને જે દર થી તે વેચાણ લીધુ કહે તે દરથી નાણા પહેલા ખરીદદારને પુછયા અગર લખ્યા વીના તેન હીસાબે લેવાનો અને પછી તે ખરીદદાર ઊપર ગા ળાનું બીલ મોકલવાનો આ કામમાં હકીકત છે, તે પ્રમાણે મુંબાઇમાં ચા લાજછે. પ્રતીવાદીઓ તરફથી મી૦ ઓવને એવી તકરાર કરી કે જ્યારે

માલ લેનાર જે દરથી અશલ હુકમમાં માલ વેચવામાં આવ્યો હોય તે દરથી ઉતરતાની કીમત આપવા માંડે ત્યારે તે હુકમ કહાડનાર વેચના રે તે માલ આપતાં પ્રથમ ખરીદદારથી નક્કી કરવું જોઈએ કે તે પોતે ગાળો આપવાને માથે રાખે કે કીંવા નહી. અને જો તે માથે ના રાખે તો તે માલ આપવાને ના કહે. વળી મી૦ ઓવને તકરાર કરી કે પ્રતીવાદી ઓનો ઉપર બતાવેલો પત્ર વાદીને મળ્યો, ત્યાર પછી પ્રતીવાદીઓ જે નાણાં તે રૂનાં આપવા કબુલ કરેલાં તેને ગણ્યાં નહી તો મેસરસ લ્યુપી અને કંપનીને અગર જેને પાછળથી શેરો કરી આપવામાં આવ્યો હોય તેને તે રૂ આપવાને બંધાએલો નહી હતો; માટે જો વાદી તે કરવાને બંધાયેલો નહિ હતો તો બરૂઅલ અને કંપનીને જે માલ આપવામાં આવેલો છે તે પ્રતીવાદીઓના આપેલા અખતીયારથી આપેલો નથી. અને બરૂઅલ કંપનીની પાસેથી તેની કીમતના રૂ ૫૦૦૦ કરતાં વધારે થાયછે તેના શામા જે રકમ રૂની એકસો ગાંસડીયો બદલ મળેલીછે, તે પ્રતીવાદીઓએ આપેલી નથી. તેમ તેમની તરફથી આપવામાં આવેલી નથી, માટે શામી વાદી બતાવી શકતો નથી. વાદીને તમામ કામ લેવાને જો કોઈપણ દાવાનું કારણ ઉતપન થયુ હોય તો કોરટની હકુમત કરતાં વધારે રકમનુ છે. માટે કોરટને આ દાવો શાંભળવાની હકુમત નથી.

"દરેક બાજુ તરફથી એક એક સાહેદી આપવામાં આવ્યો છે, પણ એમાંથી એકકે રીવાજ સાબેત થએલો"છે એમ અમારી નજરમાં આવતો નથી. સબબ સવાલ અમારે નીરણય કરવાનો એ છે કે શેરો કરી હુકમ આપવાનો અસર શો છે. અને જે શખશ આવો હુકમ પ્રથમ ફેરવવો સીરૂ કરે તેની જવાબદારી કેટલી છે.

"અમે ઠરાવ્યુ છે કે બરૂઅલ અને કંપનીને રૂ આપતા તેમની પાસેથી જે નાણાં મળે તે પ્રતીવાદીઓને હીસાબે ગણવાં અને જે ગાળો રહે તે બાબત પ્રતીવાદીઓ જવાબદાર છે, એવા કાંઈ ઠરાવ ના હોયતો પ્રતીવાદીઓએ માલ આપવાનો હુકમ મેસર્સ લ્યુપી અને કંપનીને અગર તેમના બતાવેલા માણસને રૂ મળવા જોગ કરી પ્રતીવાદીએ તે હુકમ ફેરવવો સીરૂ કર્યો છે, માટે પ્રતીવાદીઓને જવાબદાર વ્યાજબી રાહે વાદી ઠરાવી શકે છે. પરંતુ તા૦ ૨૦ એપ્રિલના રોજનો પત્ર પોહોંચ્યા પછી (તે પત્ર લ્યુપી અને કંપની સબંધી છે એમ જાણવામાં ન

કી હતુ) વાદીએ હપુપી અને કંપનીને અગર પાછળના હરકોઈ ફેરો કરા વી લેનારને પ્રતીવાદીઓએ જે કીમત આપવી કબુલ કરી હતી, તે તમામ લીધા વીના અગર પ્રતીવાદીઓ કે જેની પાસેથી વાદીને પાછળથી શાળો માગવાનો હતો, તે પ્રતીવાદીઓથી નકી કરયા વીના રૂ આપવું જોઈતુ ન હતુ. અને બરઅલ અને કંપનીએ જે નાણાં આપેલાં છે. તે પ્રતીવાદીઓએ અગર તેમની તરફથી આપવામાં આવેલાં છે, એમ ગણવું જ જોઇએ, માટે તે રૂની તમામ કીમત પેટે ગણવાનો વાદીનો હક છે, અબબ આ કોરટને આ દાવો સાભળવાની હકુમત છે.

“ઉપરનું કારણોથી અમારા અભીપ્રાયમાં આવે છે કે વાદીનો ખ નીશાનનો માલ લેવાના હુકમ બાબત દાવાના રૂ ૪૨૧—૧૩—૬ મળવાનો હક નથી.

“વાદીના આટરનીની અરજ ઉપરથી નીચે પ્રમાણેના સવાલો હાય કોરટના અભીપ્રાય સારૂ અમો મોકલીએ છીએઃ—

“૧ કામની હકીકત છે તે પ્રમાણે પ્રતીવાદીઓ માલ આપવા ઉપર હપુપી અને કંપની અગર તેમના હુકમ પ્રમાણે માલ મળવાનો ફેરો કરી તે હુકમ આપ્યો, અને ફેરવવો શીરૂ કરયો; તેમ છતાં તેઓ પત્ર લખી તે હુકમના વેચાણમાં હાથ ઘાલી શકે છે કીંવા નહીં, કીંવા માલ આપવાના જે હુકમ જોતાં જે સરત નથી તે શરત જોડી શકે છે કીવા નહી અને તે માલ આપવાના હુકમની જે વ્યવસ્થા હમેશાંની રીતી પ્રમાંણે થાય તેમાં તે પત્ર અશર વગરનો છે, અગર તે વ્યવસ્થા ઉપર તેથી દાબ રહી શકતો નથી એમ વ્યાજબી રાહે વાદી કહી શકે છે કીંવા નહીં.

“૨ જો એમ ઠરાવવામાં આવે કે પ્રતીવાદીઓના પત્રથી માલ આપવાના હુકમને અસર થએલી છે તો શું એમ નહીં ઠરાવવુ જોઇએ કે હપુપી અને કંપની જો તે રૂ લેતા તેનો અશાર થાય, પણ હપુપી અને કંપનીએ તે હુકમ બીજા ખરીદદારને આપ્યો એટલે તે અસર બંધ થયો છે.

“૩ પ્રતીવાદીઓની પાસે બીજી વખત દર ખાંડી રૂ૧૯૧ ના ભાવથી તે હુકમ આપ્યો અને તે કીમતથી બરઅલ અને કંપનીએ તે રૂ લીધુ, તેમ છતાં અસલ કરાર પ્રમાણે એટલે રૂ૨૦૦) ના ભાવની કીમત તેઓ આપી નહીંતો, વાદીએ બરઅલ અને કંપનીને તે રૂ આપવાને ના ક

હેરી જોઇતી હતી કે કેમ.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીઓનો પણ તે માલ આપવા ના હુકમને હાથમાં રાખવાને અગર તેની હમેશાંની રીતીમાં ફેરફાર કરવાને અશર કારક નહી હતો, અને દર ખાંડીએ રૂ ૧૯૧ ના ભાવથી કીમત આપવામાં આવે એટલે બરૂઅલ અને કંપનીને તે રૂ આપવાને વાદી બંધાએલો હતો કેટલાકની પાસે તે હુકમ ગયા પછી પ્રતીવાદીઓએ તે હુકમ ફરીથી ખરીદ કરયો હતો. અને તેમણે હારવેને રૂ૧૯૧) દર ખાંડીના ભાવથી વેચેલો હતો અને છેવટે તેમની પાસેથી બરૂઅલ અને કંપનીને તે હુકમ મળેલો છે માટે હારવેની બાબતમાં અને તેની પાછલના ખરીદદારોની બાબતમાં સદરહુ દરથી વાદીનો હક સબંધ છે અને તે કીમત આપવામાં આવે એટલે બરૂઅલ અને કંપનીનો તે માલ મળવાને પ્રતીવાદીઓની વીરૂધ હક છે. માટે તા૦ ૨૦ એપ્રીલ સને ૧૮૮૭ ના રોજના પ્રતીવાદીઓના પત્રથી ઠયુ ી અને કંપનીને દર ખાડી રૂ૨૦૨) ના દરથી વેચાણ આપવામાં આવેલો તે સબંધી અને પ્રતીવાદીઓ તે ફરીથી ખરીદ કરયો ત્યાર પહેલાંના બીજા ખરીદદારો સબંધી તે વાદી બંધનમાં હશે પણ પાછળના ખરીદદારની બાબતમાંતો પ્રતીવાદીઓએ તે માલ દર ખાંડીએ રૂ૧૯૧ ના ભાવથી ફરીથી વેચેલો માટે તે દરથી કીમત આપવામાં આવે ત્યાંહાં સુધીજ ફક્ત વાદી તે અટકાવી શકે. વાદીએ તે માલ આપ્યો ત્યારે પહેલાં તેનેતે કીમત આપવામાંઆવી હતી, અને પ્રતીવાદીઓને તે હીસાબમાં મજરે આપવામાં આવી હતી.

ઇંગરેજી કામનલા પ્રમાણે તે માલ આપવાનો હુકમ છે તે માલ આપવાના અખીકારનું નીશાન છે. માટે કાંઇ કાયદા અગર રીવાજ શીવાય ખરીદદાર પાસેથી વેચાણ લેનારને અગર તાર પછીના વેચાણ લેનારને તે ખરીદદાર કાંઇ હક આપી શકતો નથી.

હીંદુસ્તાનના કરાર આકટ (સને ૧૮૭૨ ના આકટ ૯) થી કલમ ૧૦૮ શીવાય ઇંગરેજી "કામનલા" કરતાં વધારે માલ આપવાના હુકમનો વધારે અમલ થતો નથી; અને તે આકટ (કલમ ૮૦) ૩ (ક) અને કલમ ૯૫ અને ૯૮) પ્રમાણે વેચનાર માલ આપવાનો હુકમ આપે તેથી ખરીદદારને એવો કબજો મળતો નથીકે જેથી તે વેચનારનો જે હક શબંધ

હોય તે રહે નહીં, આ નીયમનો અપવાદ કલમ ૧૦૮ ના અપવાદ ૧ માંછે તેમાં એવું ઠરાવવામાં આવ્યુ છે કે વેચનારને જે પોતાનો હક હોય તેના કરતાં વધારે સારો હક જયારે માલિકની કબુલતની સાથે ખરીદદારના કબજામાં માલ હોય ત્યારે તે વેચાણ આપનાર ખરીદદારને આપી શકે છે પણ જયારે માલનો કબજો માલિકના અખત્યારમા ના હોય ત્યારે તેને લાગુ થઇ શકતો નથી.

---

## નાદાર બાબતની હકુમત

તા૦ ૨૮ મારચ અને તા૦ ૧૪ જુલાઇ સને ૧૮૮૪
મી૦ જસ્ટીસ બેલી અને મી૦ જસ્ટીસ સ્કોટ સાહેબોની રૂબરૂ.

એક નાદાર ભગવાનદાસ હરજીવનની બાબતમાં.

નાદાર—હીંદુસ્તાનના નાદાર દેવાદાર આકટ [વીક ૧૧ અને ૧૨ બાબ ૨૧ (હુકમનામાની બજાવણી—રીવાજ-કામ ચલાવવાની રીતી.

પાનુ ૫૧૧ | હીંદુસતાનના નાદાર દેવાદાર આકટની કલમ ૮૬ પ્રમાણે હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરવામાં આવી.

સને ૧૮૮૧ ભગવાનદાસ હરજીવનદાસ જે નાદાર સ્થીતીમાં હતો તેનો અમુક મીલકત ઉપર હક હતો ૨ લેણદારોએ તેના ઉપર હુકમનામુ મેળવ્યું પણ તેમાંના એકે બજાવણીમાં તે મીલકત જપ્ત કરાવી અને પાછળથી (તા૦ ૨૯ જુલાઈ સને ૧૮૮૦) તે ભગવાનદાસ હરજીવનદાસ ના દારછે એવો હુકમ મેળવ્યો; બીજા હુકમનામાના દેણદારોએ તે મીલકત જપ્ત કરાવવાને અરજ કરી, એવા કારણથી કે તેઓ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯૫ પ્રમાણે તે મીલકત દાળા પડતી વહેંચી લે પરંતુ તે મીલકત ઓફીસીઆસાઇનીને સોંપવાનો હુકમ કરવામાં આવી ચુકેલો તેથી તેઓ પોતાની અરજમાં નીસફળ થયા.

તા૦ ૭ શપટેમબર સને ૧૮૮૧ ના રોજ ભગવાનદાસ હરજીવને નાદાર દેવાદારની કોરટમાંથી પોતાનો છુટકારો મેળવ્યો અને તેજ તારીખે મુબાઇમાં સદરહુ કોરટનો રીવાજછે તે પ્રમાણે તેના પ્રશીસ્ટમાં દેવુ બતાવવામાં આવ્યુછે તે મુજબ તમામ કુલ રકમનુ તેના ઉપર હુકમનામુ કરી આપવામાં આવ્યુ, ઓફીસીએલ અશાઇનીએ તે નાદાર ઠરતાં પહે

ક્યાં જે લેણારે મીલકત જપ્ત કરાવેલી તે લેણદાર શીવાય તે નાદારના ત
મામ લેણારો તરફથી શદરહુ હુકમનામાની બજાવણીમાં દીવાની કામ
ચલાવવાની રીતીના કાયદાની (સન ૧૮૮૨ ના આ૦ ૧૪)ની કલમ ૨૯૫
પ્રમાણે મીલકતમાં ફાળા પડતા હીસા કરવાની અરજ કરી.

આ અરજી કોરટમાં મોકલવામાં આવવાથી શુનાવણી ઉપર આવી
તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ બજાવણી દીવાની કામ ચલાવવા
ની રિતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ના બાબ ૧૯ માં ઠરા
વેલા નિયમો પ્રમાણે થવી જોઈએ.

---

## દીવાની અપીલ

તા૦ ૫ મે સને ૧૮૮૪

મી૦ જસટીસ કેમબાલ અને મી૦ જસટીસ બરડવુંડ સાહેબ

ઓની રૂબરૂ

ભીખાજી રામચંદ્ર ઓક (અશલવાદી) અપીલવાળો વી૦ નીઝામ
અલીખાન (અશલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

ખોટી સેટલમેંટ (મુબાઇ) સન ૧૮૮૦ નો આકટ ૧ લો—જમીન
ના મેહેસુલના કાયદા (મુબાઇ) સન ૧૮૭૯ ના આકટ ૫ ની કલમ ૧૯૨
મી પ્રમાણે—

ખોટી ગામ સરકારની જપ્તીમાં હોય ત્યારે ખોટનો એક વરશનો ન
ફો લેવાનો હક—ખોટી શહીશેદાર પાશેથી તે લેવાનો હક—મુદત—

પાનુ ૫૨૫ { પેહેલા વરગના શબારડીનેંટ જડજ ખાન બાહાદુર એમ૰ એન૰ નાણાવટી જેમને અપીલનો અખતીયારછે તેમના કરેલા ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

કોલાબા જીલામાં વમાણી ગામવાડી અને પ્રતીવાદી ખોટી સહહીશ દા
રોછે તે ગામ શને ૧૮૭૫—૭૬ શાલમાં સરકારની જપતીમાં હતુ તેથી
તે શાલનો તેના નફામાંથી વાદીએ પાંચ આની હીસો પ્રતીવાદી
પાશેથી લેવા વાદીએ આ દાવો કરયો.

વાદી કહેછે કે પ્રતિવાદીના કબજામાં તે ગામ મધેની કેટલીક જમીન
ખાનગી રીતે છે અને જે વરશનાં ગામ જપતી હતુ તે વરશમાં કાંઇ ખો
ટ કબુલત કરી આપી નથી માટે પ્રતિવાદીએ તે વરશનો નફો તલાટીને

આપવો જોઇતો હતો પણ તેમ તેણે કરેલુ નથી માટે તા૦ ૩૧ જુલાઈ સને ૧૮૭૬ ના રોજ તે ગામ ઉપરથી જપતી ખશેડવામાં આવી ત્યારથી દાવાનું કારણ ઉતપન થયુછે.

પ્રતીવાદીએ તકરાર કરી કે વાદીનો મારા ઉપર દાવો કરવાનો હક નથી બાર વરશ કરતાં વધારે મુદતથી ભાગીદાર બોટ પાસેથી કાંઇ નફો લેવાનો રીવાજ નથી પરંતુ તેના પોતાના હીસાનો જે નફો હોય તેને જે નફો લેહેણુ થાય તેમાંથી બાદ કરવામાં આવતો હતો અને તકરારી વરસમાં મેં નફો લીધો નથી.

મહાડના શબારડીનેટ જડજે વાદીનો દાવો અપા૦યો.

અપીલમાં નીચેની કોરટનુ હુકમનામુ ફેરવવામાં આ૦યુ.

આ ઠરાવ ઉપર વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આ૦યુ કે વાદીનો પ્રતીવાદી પાસેથી તે નફો લેવાનો હક નથી. તેમ તેણે જે વરશમાં ગામ જપતીમાં હતુ, તે વરસમાં સરકારે તે લીધો હોય તોપણ સરકાર પાસેથી પણ રેવનીયુકોડ પ્રમાણે તે વસુલ કરી સકતો નથી. તે ગામના બોટોની બાબતમાં સરકાર ટરસટીછે એમ કહી સકાતુ નથી, માટે નીચેની અપીલ કોરટનું હુકમનામુ બહાલ રાખવામાં આ૦યુ.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૮ જુન સને ૧૮૮૪.

સર ચારલસ શારજન્ટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦જસ્ટીસ કેમબાલ શાહેબોની રૂબરૂ

ગુરૂચર્મ (અશલવાદી) અપીલવાળો વી૦ બેલગામની મ્યુનીશીપાલીટીના પરેશીડેનટ બેલગામના કલેકટર (અશલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

મુદત—સને ૧૮૫૯ના આકટ ૧૪—સને ૧૮૭૭ના આકટ ૧૫ ની કલમ ૬ અને ૧૪

અર્થ—સને ૧૮૭૩ ના આકટ ૬ ની કલમ ૮૯.

બાનુ પ્રસ્ન { બેલગામના પહેલા વરગના સબારડીનેટ જડજ એ૦એમ૦ ક્યાંટેમનુ હુકમનામુ બેલગામના જીલ્લા જડજ પી૦ એફ૦ એચ૦ શા સાહેબે બાહાલ રાખેલુ તેઠારવગેરે આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદીએ અમુક જાજરૂ મને વાપરવા દેવામાં આવે, અને તે વાપરતાં મને પ્રતીવાદીએ અટકાવી તે પ્રશીડવામાં આવ્યુ છે તેથી મને થએલુ નુકશાન અપાવવું જોઇએ, એવો દાવો કરયોછે વાદીની અરજી ઉપરથી પ્રતીવાદીએ તા૦ ૨૧ અગસ્ટ સને ૧૮૮૧ ના રોજ છેવટ હુકમ કરયો કે વાદીએ ફરીથી પોતાનો જાજરૂ બાંધીને વાપરવો નહીં આ દાવો અસલ તા૦ ૩૦ જાનેવારી સને ૧૮૮૨ના રોજ (એટલે શહરૂ છેવટના હુકમથી ૩ માસની અંદર) બેલગામની જીલા કોરટમાં દાખલ કરેવામાં આવ્યોછે જીલા જડજે દાવાની અરજી તા૦ ૬ ફેબરવારી સને ૧૮૮૨ના રોજ પાછી આપી એવું ઠરાવીને કે અમને હકુમત નથી તેથી વાદીએ તે જ તારીખે તે અરજી ફરીથી બેલગામના પહેલા વરગના સબારડીનેટ જડજની કોરટમાં બેલગામમાં આપી.

નીચેની બેઊ કોરટોએ ઠરાવ્યુ કે આ દાવાની અરજી જીલા કોરટમાં અને સબારડીનેટ જડજની કોરટમાં આપવામાં આવી. તેમાં જે મુદત ગઇ તે જીલાની મીયુનીશીપાલીટીના આકટ (સને ૧૮૭૩ ના મુબાઇના આકટ ૬) ની કલમ ૮૬ માં ઠરાવેલી ૩ માસની મુદત ગણવામાં આવી શકતી નથી. માટે આ દાવો ચાલી શકતો નથી.

આ ઠરાવ ઉપર વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આવી હકીકત હોય ત્યારે સને ૧૮૭૭ ના મુદતના આકટ ૧૫ ની કલમ૧૪ અને તેની સાથે ૬માં જે ઠરાવછે તે આવા કામમાં લાગુ થાય છે, માટે તા૦ ૩૦ જાનેવારી અને તા૦ ૬ ફેબરવારી સને ૧૮૮૨ ની વચમાં જે મુદત ગએલી તે જીલાના મીયુની શીપાલીટીના આકટ (સને ૧૮૭૩ ના આકટ ૬) ની કલમ ૮૬ પ્રમાણે ૩ માસ ગણવામાંથી બાતલ કરવી જોઇએ.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૯ જુન સને ૧૮૮૪.

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જષ્ટીસ બ્રમ બાલસાહેબોની રૂબરૂ.

પરશોતમ વીઠલ (આરજદાર) વીરૂધ૦ પરસોતમ ધ્રમજી (હુકમના સામાવાળો)

રીવાજ—હુકમ, કપટ ભરેલું છે એવો તરાહીતે દાશ કહાડવો-દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૨૮૭

પાનુ ૫૩૨ { ઉમરેઠના બીજા વરગના સબારડીનેટ જડજ રા૦ સા૦ રણછોડલાલ કપુરચંદ દેસાઈએ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૬૧૭

પ્રમાણે આ કામ હાઈકોરટના અભીપ્રાય સારૂ મોકલેલું છે.

એક પરસરામે ભરૂચના સબારડીનેટ જડજની કોરટમાં તા૦ ૨૦ ડીસમબર સન ૧૮૭૩ ના રોજના આનગીરો ખતની રૂપીઆ ૩૧૩૬) સાનવાળી મીલકત (દુકાન) વેચાવીને તથા પ્રતીવાદી મથુર તીકમની જાતથી લેવાદાવો કરેલો, તેમાં તા૦ ૨ અકટોબર સને ૧૮૭૭ના રોજ દાવામાં માગ્યા પ્રમાણે તેણે હુકમનામું મેળવ્યું.

હુકમનામું વસુલ કરયા વીના હુકમનામા વાળો મરણ પામ્યો. પછી તેના વારસની અરજી ઉપરથી તે હુકમનામું ઊમરેઠના સબારડીનેટ જડજની કોરટમાં બજાવવા મોકલવામાં આવ્યું, તે હુકમનામું તા૦ ૧૭ નવેમબર સને ૧૮૮૩ ના રોજ સાનવાળી મીલકત વેચાવવાને બજાવવા દરખાસ્ત આપવામાં આવી પરંતુ આ બજાવણીની દરખાસ્ત અસલ હુકમનામાનો દેણદાર મરણ પામેલો. તેથી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ના આકટ ૧૪) ની કલમ ૨૪૮ મી પ્રમાણે તેના દીકરા કુબેર મથુર ઉપર તે હુકમનામું શા વાસતે નહી બજાવવું તેનું કારણ બતાવવાને નોટીસ કહાડવામાં આવી. પરતુ તે હુકમનામાની બજાવણી વીરૂધ તે પુકત કારણ બતાવી શકયો નહી, તેથી તે મીલકતના વેચાણનું જાહેરનામું કહાડવાનો હુકમ કરવામાં આવ્યો, તા૦ ૧ ફેબરવારી સને ૧૮૮૪ ના રોજ અરજદાર કે જેણે આ હુકમનામાની બજાવણી વીરૂધ એવી તકરાર કરી છે કે તા૦ ૭ જાનેવારી સન ૧૮૭૪ રજીસ્ટર કરાવેલી ફારગતી અસલ હુકમનામાના દેણદારે મને કરી આપી તકરારી દુકાન ઊપરથી પોતાનો હક મને આપેલો છે માટે જે હુકમનામું હાલ બજાવવામાં આવ્યુંછે તે જે દાવામાં થએલું છે તે દાવો દાખલ થયો તે વખતે તેનો તે દુકાન ઉપર કાંઇ પણ હક શબંધ નહીં હતો અને તે દાખલ થતી વખતે તે દુકાન મારા (અરજદાર) ના કબજામાં હતી માટે તે દાવામાં જરૂ

રે કરીને પક્ષકાર હતો વળી જે સાનગીરો ઊપર કહેલા દાવામાં હતુ તે જુઠું બનાવટનુ છે; અને તેની રૂઇએ એક બીજા સાથે મળી જઇને મેળવવામાં આવેલુ છે એવી તેણે અરજી આપી છે અને તે બાબત બારે ફેંસલ કરવામાં આવીછે તે અરજીના શામા હુકમનામાવાળો જે સગીરછે, તેની તરફથી એવી તકરાર કરવામાં આવીછે કે દીવાની કામ ચલાવવાની રીતોના કાયદામાં કોઇ એવો ઠરાવ નથી કે જે ઊંપરથી આવી અરજી આલી શકે; અને અરજદારના ફારગતીના દસતાવેજની તારીખ પહેલાનું શાનગીરો ખતછે, માટે હુકમનામાવાળાનો ચડતાં દરજાનો હકછે અને અરજદારે હુકમનામાના દેણદારની પાસેથી તે મીલકત લીધીછે; તે શાનગીરોની જવાબદારી શાથે લીધી છે માટે ગીરો ખતની રૂઇના દાવામાં તે કાંઇ જરૂરનો પક્ષકાર નહી હતો અને વળી અરજદાર અને તેના ભાઇને અસલ હુકમનામાના દેણદારે તે ફારગતીનો દસતાવેજ લખી આપેલો તે પહેલાં તે દેણદારે આ શાનગીરો ખત કરી આપેલુછે.

નીરણય કરવાની બાબત એ છે કેઃ—

જે હુકમનામામાં સ્થાવર મીલકત વેચાવવાનો ઠરાવછે તે હુકમનામાની બજાવણીમાં તે હુકમનામાવાળો દાવો દાખલ થતાં પહેલાં તે સ્થાવર મીલકતનો જેણે કબજો મેળવેલો હોય તેમ છતાં તે દાવામાં પક્ષકાર ના હોય તે આવા તે મીલકતના વેચાણમાં એવી હરકત લેતો હોય કે જે સાનગીરો ખતની રૂઇએ તે હુકમનામુ મેળવવામાં આવ્યુ છે તે ખત જુઠું બનાવેલુ છે અને તે મીલકત ઊપર મારો ચડતા દરજાનો હક છે તો, તેવી હરકતની અરજીનો તપાસ કરવાને કોરટ મુખતિયારછે કીંવા નહી.

ઉમરેઠના સમારડીનેટ જડજનો અભીપ્રાય હાકારમાં છે.

હાયકોરટમાં પક્ષકારો તરફથી કોઇ હાજર થયુ નથી.

ચીફ જસટીસ સારજંટ સાહેબઃ—કોરટના અભિપ્રાયમાં આવેછે કે તા૦ ૧ આકટોબર સને ૧૮૭૭ના રોજના હુકમનામામાં ઠરાવ્યા પ્રમાણે તે મીલકત વેચવાને એવા કારણથી કોઇ ના પાડી શકતા નથી. કે તરાહીત શખશ તે હુકમનામુ કપટથી મેળવવામાં આવ્યુ છે એમ દોશ મુકવામાં આવે છે જો તે ત્રાહીતની મરજી તે હુકમનામુ બજાવવું બંધ રાખવાની હોય તો તેણે દાવો કરવો જોઇએ અને તે કારણસર ત્યાં સુધી હુકમ કરાવવો જોઇએ.

## ફોજદારી ફરી તપાસ.

તા૦ ૧૯ જુન સન ૧૮૮૪

મી૦ જસટીશ વેસ્ટ અને મી૦ જસટીસ નાહાનાભાઇ હરીદાસ

ની રૂબરૂ

મહારાણી વી૦ માનેકશા વીગરે

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આક્ટ ૧૦) ની કલમ ૪૯૫—સને ૧૮૬૭ ના મુબાઇના આક્ટ ૭ ની કલમ ૨૩ ઈનસપેકટરની પાયરી નિચેનો પોલીસ અમલદાર—તેમનો અખતીઆર ફરીઆદ ચલાવવાનો.

પાનું ૫૭૪ } કલાદગીના જીલા માજીસ્ટ્રેટ જી૦ એફ૦ એમ૦ ગરાંટ સાહેબે ફોજદારી કામ ચલાવવાના રીતીના કાયદાની કલમ ૪૩૮ પ્રમાણે આ રેફરંસ કરવામાં આવ્યુછે.

જીલા માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે રેફરંશ કરેલુછે:—

સને ૧૮૮૪ ના ફેબરવારીમાં બાગેવાડીના બીજા વરગના માજીસ્ટ્રેટની રૂબરૂ તહોમતવાળાની તપાસ ચાલેલી અને તેને બખેડો કરવાનો ગુનેગાર ઠરાવવામાં આવેલો હતો; ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૯૫ મી પ્રમાણે ફોજદારી કામ ચલાવવાની રીતી (સને૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૪૯૫ મી પ્રમાણે ઇનસપેકટરથી ઉતરતા દરજાના પોલીશ અમલદારને ફરીઆદ ચલાવવા દેવામાં આવતી નથી તો પણ આ કામમાં ચીફ કાનશટેબલે ફરીયાદ ચલાવી છે અને નતીજામે ગુનોહ શાબેત ઠરાવવામાં આવેલોછે મારી નજરમાં આવેછે કે જે નિતિએ તે કામ ચલાવવામાં આવેલુ છે તે કાયદા વીરૂધ અને તહોમતવાળાને હરકત કરતા છે પોલીસ એમ ધારેછે કે સન ૧૮૬૭ ના મુબાઇના આક્ટ ૭ ની કલમ ૨૩ પ્રમાણે હરકોઇ પોલીશ અમલદાર હરકોઇ વારંટથી પકડવા લાયક ગુનો હોય અગર નહી તોપણ હરકોઇ કામમાં ફરીઆદ ચલાવી શકે છે એમ પોલીશના ધારવામાં છે પરંતુ તે કલમના શબ્દો ઉપરથીજ જણાય છે કે તેનો ઇરાદો ફકત જે હલકા કામો તે આક્ટ પ્રમાણેજ હોય અને જેમાં શમન્શ અગર વારંટ નિકળી શકેછે તેને લાગુ થઈ શકેછે જો વીરૂધ ઠરાવ કરવામાં આવે તો કાયદાના બે ઠરાવો એટલે સ્થાનિક સરકાર

રનો કરેલો સ્થાનિક કાયદો અને રાજ્ય તરફથી વાઇસરાય ઇનકાઉન્સીલ નો કાયદો એક બીજા વીરૂધછે.

સ્થાનિક કાયદામાં જે શબ્દોછે તે ધારણ્ કરતાં ફોજદારી કામ ચલાવવાની રીતિના કાયદાની જે કલમ બતાવવામાં આવીછે તે વીરૂધ તે શબ્દો રદ કરવાની જરૂર શરકાર ધારતા નથી.

તહોમતવાળા તરફથી અગર શરકાર તરફથી કોઇ હાજર નથી.

જસ્ટીશ વેસ્ટ સાહેબઃ—ફોજદારી કામ ચલાવવાની રીતિના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૦) થી ઇરાદા પુરવક અગર સરત ચુકથી સ્થાનિક સરકારના કાયદાનો ખાશ ઠરાવ રદ કરવામાં આવ્યો નથી અને તે પ્રમાણે લીગલરી મેમ્બરનસરે જે વીચાર કરેલોછે તે બરોબરછે માટે કલાદગીના જીલ્લામાજીસ્ટ્રેટને તેવી ખબર આપવી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસની રૂબરૂ.

દતુ (અશલ પ્રતીવાદી) અપીલવાળો વી૦ કાશી (અશલવાદી) અપીલનો પ્રતીવાદી

મુદત—રીવાજ—બીજી અપીલમાં મુદતની તકરાર પહેલ વહેલીજ કરવામાં આવી—દાવાની અરજી મુદતની હરકતના કારણથી અશલ કોરટને રદ કરવી રહેલી—તેનો અશર.

પાનુ ૫૩૫ { સતારાના જીલા જડજ આર૦ એફ૦ માકટીયર સાહેબના ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

વાદીએ સેદુ અને ગણેશના ઊપર અમુક જમીન જે અમારે હમેશાં વાવેતર કરવાનો હક છે, એવો દાવો રાખી તે જમીન લેવા દાવો કરયો. અશલ કોરટે વાદીનો દાવો કાડી નાખ્યોહતો, અને તે પ્રમાણેજ નીચેની અપીલ કોરટે પણ કરેલુ હતુ પરંતુ બીજી અપીલમાં વાદીનો જે હમેશાં વાવેતર કરવાનો હક કહેવામાં આવ્યોછે તે બાબત નીરણય કરવાને કામ પાછુ મોકલવામાં આવ્યુ જીલા જડજે ફરી તજવીજમાં વાદીના લાભમાં ઠરાવ કરયો.

---

અપીલવાળા તરફથી મી૦ ધનશામ નિલકંઠ નાદકરણી હાજર છે.

અપીલના પ્રતીવાદી તરફથી મી૦ પાંડુરંગ બાલીભદ્ર હાજરછે,

તેમાં ઠરાવવામાં આવ્યું કે જે હરકત લેવામાં આવીછે તે ઘણીજ મોડી લેવામાં આવીછે, પ્રતીવાદીને મુદતના કાયદા પ્રમાણે હરકત લેવાનો લાગ હતો અને જરૂર હોતતો તે બાબત નીચેની કોરટ પાસે હરકોઇ સવાલનો નીરણય કરાવી શકત, પરંતુ આવો કાંઇ તેણે ઇલાજ કરયો નથી માટે તેણે તે હક ખોએલો છે એમ માનવું જોઇએ અસલ કોરટને દાવો રદ કરવો રહી ગએલો હોય તો; જો ભુલથી રહી ગએલો હોય તો, પ્રતીવાદીને તે બાબત અપીલ કરવાનો હક થાયછે કે જે બાબત તે છોડી દેઇ શકેછે અને આવી રીતે તેણે છોડી દીધી છે, અસલ કોરટ જે દાવાની અરજી જોતાંજ મુદત બહાર થએલી હોય તે રદ કરવાને બંધાએલા છે, તે પ્રમાણે ઊતરોતર દરેક કોરટના જોવામાં તે હરકત આવે ત્યારે બંધાએલાછે, એવો સ્પષ્ટ ઠરાવ નથી. માટે તે અનુમાન કરી ધારવો નહી જોઇએ.

## દીવાની અપીલ.

તા૦ ૧૯ જુન સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસ

ટીસ કેંબાલ સાહેબોની રૂબરૂ.

ગણેશ શીવરામ વાદી વી૦ અબદુલાબેગ પ્રતિવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સન ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૨૫૭ અ—અર્થ કોરટની મંજુરી શીવાય હુકમનામુ વસુલ આપવા બાબત થએલુ ખત.

પાનું ૫૨૮ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે અહમદ નગરના પહેલા વરગના સબારડીનેટ જડજ ખાન બા૦ બી૦ એમ૦ મોદીએ આ રેફરંસ કરેલુછે.

વાદીએ મુદલ રૂ ૩૨૫ તથા વ્યાજના રૂ૭૫) તા૦ ૫ સપટેમબર સને ૧૮૭૯ ના રોજના ખતની રૂઇએ લહેણા થએલા તે લેવા વાદીએ આ દાવો કરયો તે ખત બે હુકમનામાના રૂ૧૨૪—૯—૧૦ તથા રૂપીઆ ૨૦૦—૬—૨ મળી રૂ૩૨૫) નાં હતાં તેના અવેજમાં લખી આપવામાં

આપ્યું હતું. તે હુકમનામામાં એક તો વાદીના બાપે પ્રતીવાદી અને તેના બાપના ઉપર અને બીજું વાદીના બાપે પ્રતીવાદીના બાપ ઉપર મેળવેલું હતું તે ખતમાં એવી સરત હતી કે ૨૩૨૫) રૂ ગ્રેકડે બાર આનાના વ્યાજ સાથે એક વરસની આખરે આપવા અને તે આપવામાં કસુર કરવામાં આવે તો તે આપવા સુધી તેના તે દરનું વ્યાજ પ્રતીવાદી આપે જાય. એમ કબુલ કરવામાં આવ્યું છે કે તે ખત કરી આપવાને કોરટની મંજુરી લેવામાં આવી નથી.

ઠરાવ કરવાની બાબતો એ છે કે,

૧ કલમ ૨૫૭ અ ની રકમ પહેલી પ્રમાણે મુદત આપવાનો કરાર રદ છે કીંવા નહીં? અને

કલમ ૨૫૭ અ ની રકમ ૨ પ્રમાણે વ્યાજ આપવાનો કરાર રદ બાતલ છે કીંવા નહીં.

અહમદ નગરના પહેલા વરગના સબારડીનેટ જડજનો બેઉ બાબતોમાં અભીપ્રાય નાકારમાં છે.

પક્ષકારો તરફથી કોઈ હાજર નથી.

કોરટના વીચારમાં એ છે કે આ કરાર દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૨૫૭ અ ના બીજા ઠરાવ પ્રમાણે રદ બાતલ છે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ જુન સને ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઈટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ કુમબલ સાહેબોની રૂબરૂ.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ના આકટ ૧૪) ની કલમ ૨૬૫—કબજો છોડાવવાના દાવો—કલેકટરે વહેંચણ કરવી—કુટુંબ—શરતો ગીરો—હીંદુ સાખ—અભીભકત મીલકત—કબજો.—

બાબુ ૧૩૪૮ | અહમદ નગરની જીલા કોરટના જડજ એ૦ પી૦ એમ૦ ફોરટ સાહેબે જોઈંટ સબારડીનેટ જડજ રાવસા૦ દીનનાથ એ૦ દાજીનું હુકમનામું બહાલ રાખેલું તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

પહેલા પ્રતીવાદી વીઠુએ પોતાનુ ઘર અને અમુક જમીન તા૦ ૧૧ ફેબરવારી સન ૧૮૭૬ ના રોજ વાદી નારાયણને ગીરો આપી તે જમીન વીઠુ, હાસુ અને બીજા કેટલાકોની અવીભકત મીલકત હતી એક શુખારાંમ મલહારે હાસુ ઉપર હુકમનામુ મેળવી તે હુકમનામાની બજાવણીમાં તે હાસુનો તે જમીન ઉપર હક સબંધ હતો તે એક રાજારામે ખરીદ કરયો, રાજારામે તે જમીન હાસુ અને વીઠુને ભાડે આપી; પણ તેઓ ભાડુ આપી શકયા નહી, તેથી રાજારામે તે વીઠુ અને હાસુ ઉપર તે જમીનનો કબજો લેવા દાવો કરયો, હાશુના હિસાનો કબજો માગતાં, એમ માલુમ પડયુ કે જે જમીન સહહીસેદારોની હતી તેની રીતસર કોઇ વખતે વહેચણ થએલી નથી, તેથી રાજારામે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૨૬૫ મી પ્રમાણે કલેકટરને વહેચણ કરવાને અરજ કરી, પણ જે જમીનમાંથી રાજારામ સદરહુ હાસુના હીસા ઉપર દાવો રાખતો હતો તે જમીન સબંધીના નીયમો ચાલુ છે. તે પ્રમાણે તે જમીનની વેહેચણ થઇ સકતી નથી અને હાસુનો હીસો જુદો પાડી શકાતો નથી, એવુ કલેકટરની નજરમાં આવ્યું, તેથી તેમણે તે તમામ જમિન વેચી અને શહહિસેદારોની વચમાં તે જમીનની કીમત કાળા પડી સહહિસેદારોની વચમાં વહેચી આપવી, તો પણ પ્રતિવાદી વીઠુએ તેને જે રકમ આપવા માંડવામાં આવી તે લેવાને ના પાડવામાં આવી, તા૦ ૭ સપટેંબર સને ૧૮૮૦ ના રોજ તે વેચાણ મંજુર રાખવામાં આવ્યું.

તે ઉપરથી નંબર ૧ ના પ્રતીવાદી વીઠુ ઉપર ગીરો વાળી મિલકતનુ વેચાણ કરાવી ગીરોના નાણાની બાકી લેવાના વાદીએ આ દાવો કરયો નંબર ૨ અને ૩ ના પ્રતીવાદીઓ કલેકટરના કરેલા વેચાણમાં એકઠા ખરીદ કરવામાં હતા.

સબારડિનેંટ જડજે ઠરાવ્યુ કે વાદીનો કલેકટરની પાસે જે વેચાણની કીમત છે તેમાંથી ફકત વાદીના હિસાની કીમતના નાણા લેવાનેજ વાદીનો હકછે પણ નંબર ૨ અને ૩ ના પ્રતિવાદીઓ પાસે જે જમીનછે. તે ઉપર તેનો હક નથી આ હુકમનામુ જીલા જડજે બહાલ રાખ્યુ તેથી વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

તેમ ઠરાવવામાં આવ્યુ કે રાજારામનું હુકમનામું કુટુંબની મિલકત ની વહેંચણ કરાવવા બાબત નથી અગર એક હીસાનો કબજો લેવાનુ નથી માટે તેનો દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯૫ મી માં સમાશ થતો નથી, કલેકટરે હકુમત વીના કામ ચલાવેલું છે માટે વાદાનો તે નહી ગણગારવાનો હક છે અને તે પોતાના ગીરોની રૂઇએ દાવો કરી શકેછે.

પ્રતીવાદીઓનો ૨૬ બાતલ થએલા હુકમનામાથી થએલા વેચાણના આધારથી ખરી રીતે કબજો થએલો છે. તોપણ હાલના દાવામાં તેની પાશેથી કબજો લઇ શકાતો નથી, અને તેઓને એમ કહેવાનો હક છે કે જે અમુક જમીન ગીરો આપવામાં આવી છે. તે ઉપર વાદીએ પોતાનો હક સાબેત કરયો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૮ જુન સને ૧૮૮૪

સર ચારલ્સ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ
કેંબાલ શાહેબોની રૂબરૂ.

કાશીનાથ ખાસગીવાળા અરજદાર વી૦ પુના ના કલેકટર સામાવાળા.

સને ૧૮૭૦ નો જમીન લેવા બાબત આકટ—આસેસર—લાયકઆસેસર—વીરૂધ મત—

બાનુપાઠ | અરજદાર કાશીનાથ ખાસગીવાળા પુના શેહેરમાં એક જમીનનો માલેક છે, તે જમીન ત્યાંહાંની મુનસીપાલીટીએ બજાર કરવા સારૂ લેવાની ઇછા રાખી. મુનશીપાલીટીને વાસ્તે તે જમીન લેવા સારૂ મ્યુનીસીપાલીટી તરફથી પુનાના કલેકટરે સને ૧૮૮૩ના ફેબરવારી માસમાં સને ૧૮૭૦ નો જમીન લેવા બાબતનો આકટ છે તે પ્રમાણે જરૂરીઆત નોટીસો અને જાહેરનામુ કહાડયુ. અને તા૦ ૧૪ માર્ચ સને ૧૮૮૩ ના રોજ તેનો કબજો લીધો, કલેકટરે કંપનશેશનની બાબતમાં સંક્ષેપ તપાસ કરી, અને અરજદારને રૂ૧૨૮૮૦ આપવા માંડયા પણ તેણે તે લેવાને ના પાડી તેથી તે કામ કલેકટરે સદરહુ આકટની કલમ ૧૫ મી પ્રમાણે જીલા કોરટમાં ફેસલો થવા મોકલ્યું, જીલા જડજે અરજદાર

તથા કલેકટરને દરેકને આરોબ્રટર નીમવા કહ્યુ. અરજદારે રાવ બાહાદુર ફીરતાજી. લ. નાલકરને નીમ્યા, અને કલેકટરે પોતાના મામલતદાર રાવ સાહેબ ભગવંતને નીમ્યા. અરજદારે મામલતદારને નીમવા બાબત હરકત લીધી, એવું કહીને કે તે કલેકટરના તાબાના છે, અને સરકાર તરફના મુનસીપાલીટીના મેંબર છે, અને તેઉ મેનેજીંગ કમીટીમાં મુનસીપાલીટી તરફથી આ જમીન લેવાને મારી સાથે બંદોબસ્ત કરવામાં નીસફળ થએલા છે, માટે તેમાં તેમનું હીત છે. જડજે આ હરકત નામંજુર કરી ઠરાવ્યુ કે કલેકટરે જે રકમ આપવા માંડી છે તે સાચી રકમ છે. તેથી તેમણે દર શેંકડે પંદર ટકાના વ્યાજ સાથે આપાવી.

આ ઉપરથી કાસીનાથ બારાગીવાળાએ હાય કોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સદરહુ ઠરાવ રદ કરવો જોઇએ; કારણ કે કલેકટરના નીમેલા અસેસરનું બધી રીતે એર તરફી વલણ છે; માટે સને ૧૮૭૦ નો અ૦ ૧૦ ની કલમ બાબતો છે. તેથી તે લાયક આ સેસર નથી.

## દીવાની અપીલ

તા૦ ૧૪ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેટ અને મી૦ જસ્ટીસ નાનાભાઇ હરીદાસની રૂબરૂ.

રંગીનદાસ વીગેરે (અસલ પ્રતીવાદીઓ) અપીલવાળા વી૦ બાઇ ગીરજા અસલવાદી. અપીલના પ્રતીવાદીઓ.

દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો (સને ૧૮૮૨ ના આ૦ ૧૪ ની ક. ૫૬૧—રીવાજ—હરકત દાખલ કરવી—તે બાબત મુદત

પાનું ૫૫૯ { સુરતના જડજના ફેંસલા ઉપર સામસામી અપીલો થએલી છે અસલવાદી બાઇ ગીરજાએ અસલ પ્રતીવાદી રંગીનદાસ ઉપર બલસાડના સબોરડીનેટ જડજની કોરટમાં કુટુંબી

મજમુદારના આવંશમાંથી હીસાના દર વરસે ૨૪૧) લેવાનો મેરો હક છે એવું ઠરાવવાને તથા બાર વરસની ચડેલી બાકી તથા વ્યાજના ૩૪૯૫) લેવા દાવો કર્યો. સબોરડીનેટ જડજે તે અલાવંશમાં તેણીનો છોકો હીસો ઠરાવી તરણ વરસની ચડેલી બાકી વ્યાજ સથો આપાવી અને બ.

ફીનો દાવો રદ કરયો. તેણીએ સુરતના જીલા જડજને આપીલ કરી, તેમાં તેઉસાહેબે તા૦ ૨ સપટંબર સને ૧૮૮૧ ના રોજ રંગીલદાસ ઊપર આપીલના પ્રતાવાદી તરીકે હાજર થવાને નોટીસ મોકલી, પરંતુ તા. ૨૨ અકટોંબર સને ૧૮૮૧ નાં રોજ તે બજેલી નહી હતી. તે આપીલની સુનાવણી તા૦ ૧ નવેમબર સને ૧૮૮૧ ના રોજની ઠરાવેલી હતી. તારીખ ૨૨ આકટોંબર અને ત્યાર પછીના ત્રણ દીવસોમાં દીવાળીની રજા રહી હતી. પછી તા૦ ૧૫ મારચ અને તા૦ ૧૭ ડીસંબર સને ૧૮૮૨ના રોજની સુનાવણીની મુદત ઠરાવવામાં આવી હતી તોપણ તા૦ ૨૩ ડીસંબર સને ૧૮૮૨ ના રોજ શુધી તે આપીલની સુનાવણી થઇ નહી હતી. તા૦ ૧૯ જુન સને ૧૮૮૨ ના રોજ રંગીલદાસે જીલા જડજને તે હુકમનામા સાંમે હરકત ફાઇલ કરવાને અરજ કરી પણ તા૦ ૧ નવેંબર સને ૧૮૮૧ ના રોજ આપીલની શુનાવણી ઠરાવવામાં આવેલી હતી, અને તે પેહેલાં સાત દીવસ આગળ તે ફાઇલ કરવામાં આવી નથી; તે કારણથી તેઉ સાહેબે તે હરકતની અરજી રદ કરી તેથી રંગીલદાસે હુકમનામાના જે ભાગ વીરૂધ હરકત લીધી હતી તે ભાગ વીરૂધ આપીલ કરવામાં આવી નથી એમ ગણી જીલા જડજે હુકમનામુ કર્યું.

બેઉ પક્ષકારોએ હાયકોરટમાં આપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પહેલો જે દીવસ શુનાવણી સારૂ ઠરાવવામાં આવ્યો હોય તે પહેલા સાત દીવસની અંદર હરકતની અરજ અવશ્યે કરીને કરવાની જરૂર નથી. દીવાની કામ ચલાવવાની રીતી (સને ૧૮૮૨ ના આ૦ ૧૪'ની કલમ ૫૬૧ નો હેતુ જે તારીખ સુધી સુનાવણી બંધ રાખવામાં આવી હોય તે પહેલાં શાત દીવસની અંદર તે હરકતની અરજી ફાઇલ કરવામાં આવે તો બસ છે. કારણ કે તેથી આપીલવાળાને વખતસર ખબર આપવાની છે.

---

તા૦ ૩૦ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ બરડવુડ સાહેબની રૂબરૂ

હનુમંતરામ સાધુરાંમ પીટી, વાદી વી૦ આરથર બોલસ પ્રતીવાદી.

મુદત—દાવાનુ કારણ—ખત—વસુલ—હક તેથી વસુલ આપવુ—હસો પડતો, તમામ રકમ એકદંમ આપવાની જવાબદારી—હીંદુસ્તાનમાથી

પ્રતીવાદીની ગેરહાજરી–શને ૧૮૭૭ ના આ૦ ૧૫ ની ક. ૯ અને ૧૩

પાનું ૫૬૧ } રૂ૮૦૮૦ તથા વ્યાજ દર વરશે દર શેંકડે ૨૪ ટકાના દરથી તા૦ ૨૦ ફેબરવારી સને ૧૮૮૪ ના રોજથી રૂ૪૦૦૦) ઉપરનુ લેવા દાવો કરવામાં આવ્યો છે

તા, ૨૦ આગસ્ટ સને ૧૮૭૯ ના રોજ પ્રતીવાદીને વાદીનુ રૂપી આ રૂ૨૫૦ દેવું હતું અને બીજાં રૂ૭૫૦ વાદી પાસેથી તેણે કરજે લીધા અને આ ખત રૂ૪૦૦૦)નુ લખી આપ્યુ. બીજી તેની જમાની તરીકે પ્રતીવાદીએ પોતાની હયાતીનો રૂ૫૦૦૦) માટે વીમો ઉતરાવ્યો, અને વાદીને તેની પોલીસી સોંપી. અને વળી જો તે રોજની બાહાર આપવામાં આવેતો, પ્રતીવાદીને મળવા જોગ નાણું થાય તેની પ્રથમ જવાબદારી પણ વાદીને આપવામાં આવી. બીજો કટલોક મજકુર લખ્યા પછી તે ખતમાં એવુ ઠરાવવામાં આવ્યુ છે કે "વળી આરથર બૌ બજે એવો કરાર કરેલો છે કે તે રૂ૪૦૦૦ ની રકમ હવે પછી બતાવેલા દરથી મુદતે અને રીતે આપવામાં કસુર કરવામાં આવસેતો તમાંમ રૂ૪૦૦૦ ની રકમ તથા તે ઉપરનુ વ્યાજ અગર તે વખતે જેટલુ દેવું રહેવું હોય તેટલુ આથી એકદમ લેવા જોગ થસે હવે ઉપર લખેલા ખતની સરતો એવી છે કે, જો ઉપર પ્રમાણે બંધાએલો આરથર બૌલ્ઝ, તેના વારસો એકઝીકયુટરો અગર વહીવટદારો જો તે પોલાસીનું પ્રીમીયમ બરોબર મુદતે આપવું વીગરે પોલીસીબાબત ઠરાવ કરી દર માસે રૂ૮૦ દર વરશે દર શેંકડે ચોવીસ ટકાના વ્યાજ સાથે આપવા અને પેહેલો હફતો આવતા સપટેમબર માસની તારીખ ૪ થીએ લેહેણો થાય. પણ જો તે હફતો આપવામાં અગર તે પોલીસીનું પ્રીમીઅમ આપવામાં કસુર કરવામાં આવેતો ખતની તમામ રકમ લેણી થાય.

તા૦ ૧ લી નવેંબર સને ૧૮૭૯ ના રોજ બે હફતા એટલે તા. ૪ સપટેંબર અને તા૦ ૪ અકટોબરના નાણાના રૂ૧૬૦ પ્રતીવાદીએ વાદીને આપ્યાં અને તા૦ ૨ ડીશેંબર સને ૧૮૭૯ ના રોજ તીજો હફતો તા૦૪ નવેંબરના રોજ લેણો થએલો તેના રૂ૮૦ તેણે આપાં. બીજા વધારે હફતા પ્રતીવાદીએ આપ્યા નહીં.

તારીખ ૨ ડીસંબર સને ૧૮૭૯ પછી પણ આ દાવો દાખલ કરવાની તારીખ પહેલાં વાદીનીને પ્રતીવાદીની વખમાં આ ધારેલાં નાણાં

દાવાનું કારણ ઉત્પન થતું હોય તો ત્યાંનું લગ્નને મુદતની હરકત નથી કારણ તે મુદત ગણવામાં પ્રતીવાદી જેટલી મુદત હિંદુસ્તાનમાં હાજર નહી હતો તેટલી મુદત બાદ કરવી જોઇએ.

---

## લગન સબંધી હુકુમત.

તા૦ ૨ આગષ્ટ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ હાર્ટ સાહેબની રૂબરૂ

આરગરમોવલસ અરજદાર વી૦ મેરી, જે બોવલ સાંમાવાળા વગેરે (સહ પ્રતીવાદી)

રીવાજ—કામ ચલાવવાની રીતી—પરરાજ્યની કોરટમાં પ્રથમના દાવાનું ખરચ થએલું તે આપતાં સુધી દાવો બંધ રાખવો

પાનું ૫૭૧ સાંમાવાળીએ અરજદાર ઉપર એવો સમન કરાવ્યો કે ઈંગ્લાંડમાં પ્રોબેટ ડાઈવોર્સ અને આડમીરલટી ડીવીઝનની હાઈ કોરટની છે ત્યાંહાં અરજદારે દાવો કરેલો અને જ્યાં કોરટનો હુકમ અરજદાર માન્ય નહી કરવાથી તે કાહાડી નાંખવામાં આવેલો તેમાં સાંમાવાળીનું ખરચ નક્કી કરી ૬૩ પાઊંડ અને ૧૬ સીલીંગ ઠરાવેલા તે રકમ સામાવાળીને અગર તેણીના આટરનીને સા ભરે નહી આપી અને તે આપવામાં કસુર કરવામાં આવેલો, આગળ કામ શા વાસ્તે નહી ચલાવવું તેનું કારણ અરજદારે બતાવવું.

તા૦ ૧૪ જુલાઈ સને ૧૮૮૨ ના રોજ ઈંગ્લાંડમાં અરજદારે સામાવાળી ઉપર તેની સાથે છેડા છુટકો કરાવવાને દાવો કરયો એવા કારણથી કે તેણીએ વ્યભીચાર કરાવેલો છે સામાવાળાએ જવાબ આપ્યો તેમાં પોતાના ઉપરનો આરોપ ઇનકાર કરયો. અને અરજદાર ઉપર વ્યભીચાર અને ઘાતકીપણાનો આરોપ રાખ્યો રીવાજ પ્રમાણે સામાવાળીનું ખરચ નક્કી કરવામાં આવ્યું અને તા૦ ૨૬ મે સને ૧૮૮૩ ના રોજના કોરટના હુકમથી તે નક્કી કરેલું ખરચ સામાવાળીના સોલીસીટરને આપવાનું ઠરાવવામાં આવેલું હતું તા૦ ૨ અગષ્ટ સને ૧૮૮૩ ના રોજના વધારાના હુકમથી અરજદારને એવો હુકમ કરવામાં આવેલો કે સામાંવાળીના સોલીસીટરના ખરચ બદલ તથા લંડનમાં તેણીના સાહેદીઓ કમીશનથી પવાના ખરચ બાબત ૪૦૦ પાઊંડ આપવા પણ સદરહુ હુકમ પ્રમાણે અરજ

દર ચાલ્યો નહી તેથી તેની અરજી તા. ૧૨ ફેબરવારી સને ૧૮૮૪ ના રોજ ખરચ સાથે કાહાડી નાંખવામાં આવી.

તા. ૨૭ ફેબરવારી સને ૧૮૮૪ ના રોજ મુબાઈની હાયકોરટમાં છે ફેં છુટકો કરવા સારૂ અરજદારે ફરીથી દાવો કરયો.

પણ સામાવાળીનુ પ્રથમના દાવામાં થએલુ ખરચ અરજદારે આપેલુ નહી તેથી તે ખરચ આપતાં સુધી તે કામ બંધ રાખવા શારૂ આ સમન્સ મેળવવામાં આવ્યો.

તેમાં અરજદાર તરફથી મી૦ ધનવેરાટીએ એવી તકરાર કરી કે પ્રથમના દાવામાં થએલુ ખરચ આપવાનો હુકમ ઇંગલાંડની કોરટોથી થએલો તેનો અમલ કરવાને સામાવાળીએ આ સમન કઢાવેલો છે તે હુકમ પ્રમાણે જે સોલીસીટરે ખરચ મળવા અરજ કરેલી તેને તે ખરચ આપવાનો છે. માટે તેનો અમલ કરાવવાનો તે સોલીસીટરનો હક છે. અને સામાવાળીનો નથી. તે કાંઇ આ કામમાં સામાવાળો નથી, વળી આ હુકમો તે પરરાજ્યના ઠરાવો છે, માટે તેનો ફકત દાવો કરી અમલ થઇ શકે છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે ઇંગલાંડમાં ન્યાયાધીકારી હાય કોરટમાં પ્રથમ દાવો તેના તે પક્ષકારોની વચમાં કરવામાં આવેલો તેમાં થએલા ખરચ આપવામાં નહી આવવાથી જે હીંદુસ્તાનની કોરટોમાં દાવો કરવામાં આવ્યો હોય તે દાવાનું કામ બંધ રાખવાને હીંદુસ્તાનની કોરટોને અખતીઆર નથી.

---

## ફોજદારી ફેરી તપાસ.

તા૦ ૧૬ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસ સાહેબોની રૂબરૂ.

મહારાણી કૈસરેહીંદ વી. અમરાગ ઉમર વીગેરે

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ નો આ ૧૦) ની ક૦ ૫૧૭, ૫૨૦, ૫૨૩—માલ સોંપનો હુકમ જે માલ ચોરેલા ઠરાવામાં આવેલા તે પાછો આપવાને—ઉપલા માજીસ્તરેટ, સેશનો અપીલકોર્ટ, તે રદ કરવાને હુકમ.

ની વ્યવસ્થા તે કાયદાની કલમ ૨૨૦ ની પ્રમાણે કરી જોઇએ, અને અસલ આગર અપીલ કોરટની નજરમાં યોગ્ય લાગે તે પ્રમાણે ખરચ આ પવવાનો અને તેના ભાગ પાડવાનો અખતીઆર છે.

---

## દીવાની અપીલ

તા૦ ૯ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસ સાહેબોની રૂબરૂ

મુકારાંમ વીગેરે (અસલ વાદીઓ) અપીલવાળાઓ વી૦ સજનગીર ગુરૂ (અસલ પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી,

મુદત—નીરૂધ કબજો—વતનની જમીનની જપતી...પેસવા શરકાર અંગરેજ સરકારે પાછી લેવી—પાછી આપવી—જપતી અને પાછી લેવા ની દરમીઆનમાં દાવો કરી શકાય નહી તે—સને ૧૮૬૫ ના મુબાઇના આકટ ૧ લાની કલમ ૩૪—અમુક નિયમ લાગુ કરવો.

પાનુ ૧૮૫ } પુનાના આકટીંગ જીલ્લા જડજ ડબલ્યુ એચ. ન્યો સાહેબે ત્યાહાના સબોરડીનેટ જડજનું હુકમનામુ ફેરવેલું તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવી છે.

પુના જીલ્લામાં રાહી ગામમાં વાદીઓનું કુટુંબ પાટલકી વતનનું કબજેદાર છે. સને ૧૮૦૬—૭ માં વાદીના કુટુંબના માણસો વચ્ચે અણ બનાવ થવાથી તે કુટુંબની મીલકતનું વાલીપણું પેસવા સરકારે લીધું, અને વતનની જમીનનો કબજો લીધો અને તે તારીખથી રહ્યા તે સાંધ સરકારને બસ્યો.

પેસવા સરકારની જગોએ અંગરેજ સરકાર આવ્યા તેમને વતન જેમને આપવામાં આવેલું તેમની તરફથી કાયદેસર વારસ વકીલોએ અરજી કરી કે કુટુંબમાં અણબનાવ બંધ થએલા છે, માટે તે આગને પાછી સોંપવી જોઇએ સરકારે આ અરજી ઇનામ કમીશનના સેટલમેંટ ઓફીસર અને રેવન્યુ કમીશનર તરફ મોકલી, તે બેઉએ ભલામણ કરી કે તે મીલકત પાછી આપવી જોઇએ. સરકાર ગળાત આવ્યા અને સને ૧૮૯૦ માં મુલશીપેટાના મામલતદારની મારફતે સરકારે એવી મતલબનો હુકમ મોકલ્યો કે સરકારે જે જમીનમાંની કોઇ જમીનનો ખાસ કબજો

આપવાને માથે રાખેલું નથી, પણ ઠરાવ્યું કે સરકારમાં વતનની આમદાનીમાંથી અમુક ભાગ સરકારને લેવાનો હક છે એટલે "જુડી"ની રકમ આકારમાંથી બાદ કરતાં બાકીની રકમ તે ઇનામદારને લેવાનો હક છે.

તે દરમીઆનમાં પ્રતીવાદીએ આ જમીન સાંથે રાખનાર તરીકે પોતાના કબજામાં લીધી પછી પેસવા સરકાર હતા ત્યારે કે ઈંગરેજ સરકારની વખતમાં બરોબર જાણવામાં નથી, અને તેણે આકાર ભરેલો છે.

તે જમીન પાછી આપવાના હુકમ પછી વાદીઓએ પોતાનાં સહમીસેદારો ઉપર વહેંચણ કરાવવાને દાવો કરયો, અને હુકમનામું મેળવ્યું પ્રતીવાદીએ તે હુકમનામાની બજાવણીમાં હરકત કરી, તે જમીન મારી છે, એવો દાવો રાખ્યો. આ ઉપરથી સને ૧૮૮૧ માં પુનાના સબોરડીનેટ જડજની કોરટમાં પ્રતીવાદી પાશેથી કબજો છોડાવી તે જમીનનો કબજો તેની પાશેથી લેવાને વાદીઓએ દાવો કરયો.

પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તકરારી જમીન મારી વડીલો પારજીત છે, અને પેશવાના વખતથી મારા કબજામાં છે માટે વાદીઓનો દાવો ચાલી શકતો નથી. વાદીઓ ઇનામદાર દેશમુખ તરીકે છે અને તેમનો તે જમીન ઉપર ફકત આકાર લેવાનો હક છે અને તે આકાર પંચોતેર વરસ સુધી અમો પ્રતીવાદીએ તે ગામના પટેલ અને કુલકરણીને આપેલો છે. સબબ મારી પાસેથી આકાર લેવાનો વાદીનો હક નથી અને તે જમીન કબજે લેવાને વાદીઓનો હક નથી તેણે તે જમીન સરકાર આકાર ભરવાની જવાબદારી સાથે મારે કબજે રાખવાનો હક છે એવો દાવો રાખ્યો. પણ વાદીને પોતાની પાસેથી કબજો લેવાના હકની ઇનકારીઅત કરી કહયું કે પંચોતેર વરસથી તે જમીન મારા કબજામાં છે.

નિચેની કોરટે ઠરાવ્યું કે સરકારને 'જુડી' ભરવાની તે જતાં વાદીઓનો ફકત બાકીનો આકાર લેવાનો હક છે: પણ પ્રતીવાદીઓનો કબજો વાદીઓ વીરૂધ થયો છે કારણ કે સને ૧૮૬૬ માં સરકારે તે પાછી લીધી ત્યારથી બાર વરશની અંદર તે દાવો દાખલ કરવામાં આવેલો નથી માટે તેમનો કબજો લેવાનો દાવો રદ કરવામાં આવ્યો વળી ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીનો કબજો તે વરસથી સરકારી જમીનનો સરકાર આપવાની જવાબદારી સાથેનો છે; એમ ગણવો જોઇએ; અને સ

ને ૧૮૦૯ જમીનના મહેસુલના કાયદાના ઠરાવ પ્રમાણે મહેસુલ આપવામાં કસુર કરી પોતાનો હક ખુએ નહી ત્યાંસુધી વંશ પરંપરાના સાંથે રાખનાર છે એમ ગણવું જોઈએ અને પ્રતીવાદી આકાર આપતો હતો, અને હજુ આપવાને તઈઆર થતો છે માટે તેની પાસેથી કબજો લઈ શકાતો નથી.

આ ઠરાવ ઉપર પ્રતિવાદીએ પુનાના જુડીશ્યલ કમીશનરને અપીલ કરી. અને ઠરાવ્યું કે વાદિને જે પાછું આપવામાં આવ્યું છે તે જુડી કાપી લેતાં આકાર જે રહે તે લેવાનો હક પાછો આપવામાં આવ્યો છે અને સરકારે સને ૧૮૬૬ માં તે જમીન પાછી લીધી તે તારીખથી બાર વરસની અંદર દાવો કરવામાં આવ્યો નથી તે બાબતનો વાદિનો દાવો ચાલી શકતો નથી અગર વાદિઓનો હક ઉડી ગએલોજ નથી કારણ કે સરકાર પરોથી સાંથે રાખનાર તરીકે પ્રતિવાદીઓનો કબજો થયો તે પછીની તારીખમાં તેમનો તે હક છે.

વાદિઓએ હાઈકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો દાવો ચાલવાને હરકત નથી માટે અસલ કોરટનું હુકમનામું બહાલ રાખવામાં આવ્યું તકરારી જમીન જપત થયા પછી પેશવા સરકાર વાદીઓ તરફથી અર્ધાર્ધ રીતે ગરાદીઓ હતા અને પેશવા સરકારની જગાએ ઇંગરેજ સરકાર થયા ત્યારેજ તેજ સબબે બાકી થયો, ઇંગરેજ સરકારને તે ગંટ મલ્યો તેથી વાદિઓના કુટુંબના ગરાદી તરીકે તેમના કબજામાં તે છે માટે વાદિઓને બાબર અગર નોટીશ આપવાથી તેઓનો કબજો વીરૂધ થતો નથી, એવું માલમ પડતું નથી કે પેશવાએ તે જમિન જપ્ત કરી ત્યાર પહેલાં પ્રતીવાદિઓનો કબજો હતો; અંગરેજ સરકાર ખરા માલેક નથી વાસ્તે અગર બીજી તરીકે વાદિઓના કરતાં પ્રતીવાદિને વધારે સારી સ્થીતીમાં મુકી શકતા નથી, વાદિઓનો હક કોઈ દિવસ બંધ થએલો નથી. સને ૧૮૭૦ માં તે જમીન પાછી આપવામાં આવી ત્યારે જેમ સને ૧૮૦૬ માં જપતી પહેલો જેઠ બો બળવાન હક હતો તેમ તેજ કાયદેસર રીતે તે બળવાન હતો સને ૧૮૭૦ થી વાદિઓ ઈલાજ કરી શકતા છે અને તે વખતથી મુદત આવ્યાની મુદતની અંદર દાવો કરવામાં આવ્યો છે માટે દાવો ચાલવાને હર

કત નથી; કારણ કે શને ૧૮૭૧ પહેલાં વાદિઓ દાવો કરવાને અશ કત હતા.

———•ಿ೦೦೦ಿ•———

## ફોજદારી ફરી તપાસ.

તા૦ ૧૦ જુલઈ સન ૧૮૮૪

મી૦ જસટીશ વેસ્ટ અને મી૦ જસટીશ નહાનાભાઈ હરીદાસ ની રૂબરૂ

મહારાણી કેશરેહીંદ વી૦ શીવરામ વીગેરે.

શરકારી જમિનમાંથી માટી લેવી—સને ૧૮૭૯ના મુબાઈના જમિન ના મેહેસુમનાં કાયદાની કલમ ૨૧૪ મી પ્રમાણે ઘડેલા નિયમમાંનાં ૧ લા ઠરાવનું રૂલ ૩ નીશાન(ક)—બીજા વરગના માજીસ્ટ્રેટ-પહેલા વરગના માજીસ્ટ્રેટ તેમની હકુમત—રૂલ ૩ પ્રમાણેનો ગુનાહ તપાસવા—જનરલ કલાઝસ (મુબાઈ) સને ૧૮૬૬ના આક્ટ ૧૦ ની કલમ ૧ ની રકમ ૭

પાનું ૫૯૧ | ખાનદેશના જીલા માજીસ્તરેટના માશીક પત્રપરથી આ કામમાં ફરી વીચાર કરવામાં આવ્યો છે.

તહોમતવાળા ઉપર શાહાડાના બીજા વરગના માજીસ્તરેટની રૂબરૂ પોલીશ અમલદારની વીના સરકારી જમિનમાંથી માટી ખસેડી તેથી સને ૧૮૭૯ ના જમિનના મેહેસુલનો મુંબાઈ ના કાયદાછે તેની કલમ ૨૧૪ મી પ્રમાણે ઘડેલા નીયમોના ૧ લા ઠરાવનો રૂલ ૩ પ્રમાણે ગુનો કર્યાનો આરોપ રાખવામાં આવેલો અને તેને ગુનેગાર ઠરાવવામાં આવેલાં. આ ગુનાહની શાબીતીના ઠરાવ ઉપર પહેલા વર્ગના માજીસ્તરેટ ને અપીલના અખતીઆર સાપેછે તેમને અપીલ કરવામાં આવી તેમણે તે ઠરાવ કાયમ રાખ્યો.

માશીક પત્રક ખાનદેશના જીલા માજીસ્તરેટે હાયકોરટમાં મોકલ્યું, તેમાં તેઓએ લખ્યુ કે શાહાડાના બીજા વરગના માજીસ્તરેટને સારુ પ્રકારનો ગુનોહ તપાસવાનો હકુમત નથી.

તેમા હાય કોરટે ફરીથી વીચાર કરી ઠરાવ્યું કે ઉપર કહેલો ગુનો ફકત પહેલા વરગના માજીસ્તરેટ તપાસી શકે છે, માટે બીજા વરગના માજીસ્તરેટે ઠરાવેલી ગુનાહની શાબીતી અને શીક્ષાનો હુકમ રદ કરવામાં આવેછે.

## દીવાની અપીલ.

તા૦ ૧૬ જુલાઈ સને ૧૮૮૪

સર ચારલસ શારજન્ટ નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટી
સ કેમ્પબેલ સાહેબોની રૂબરૂ

વડોદરામાં પ્રભુ કાશીની પેઢીના વહીવટકાર ભીમરાવ (અસલવાદિ) અપીલવાળો વીરૂધ ભીકાજીરાવ (અસલ પ્રતિવાદી) અપીલનો પ્રતિવાદી.

હકુમત—ફેંસલો—દેશી કોરટનું હુકમનામું—પરરાજ્યનો ફેંસલો—દિવાની કામ ચલાવવાની રીતોના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૦) ની કલમ ૪૩૪

પાનું ૫૯૩. | વલસાડીના પહેલા વરગના આસીસટંટ જડજ એસ૦ જી૦ ફરનાન્ડીઝના ઠરાવ ઉપર આ અપીલ કરવામાં આવી છે.

નામદાર મહારાજા ગાયકવાડના મુલકમાં વડોદરામાં શહેરના જડજની કોરટમાં તા૦ ૮ અને ૧૮ ફેબરૂઆરી સને ૧૮૭૬ના રોજ પ્રતિવાદિ ઉપર બે હુકમનામા મેળવવામાં આવેલા તેના રૂપીઆ ૩૭૬૯—૧૮—૩ લેવા વાદીએ દાવો કરયો.

પ્રતીવાદીએ બીજી કેટલીક તકરારની સાથે એવી તકરાર કરી કે આ દાવો ચાલી શકતો નથી.

સબા ડીનેટ જડજે ભવાનીસંકર શેવકરામ વીરૂધ પરશરામ કાળીદાસના કામના ઠરાવ ઉપર આધાર રાખી આ દાવો કહાડી નાખ્યો.

તેથી વાદીએ હાઈકોરટમાં અપીલ કરી.

તેમાં ભવાનીશંકર સેવકરામ વીરૂધ પરસરામ કાળીદાસના કામના ઠરાવ પ્રમાણે દેશી કોરટના ફેંસલાના આધારથી અંગરેજી સરકારના કોઈ પણ કોરટમાં દાવો કરીને ચાલી શકતો નથી માટે નીચેના કોરટનું હુકમનામું બહાલ રાખવામાં આવ્યું.

---

# દીવાની અપીલ

તા૦ ૧૬ જુલાઇ સને ૧૮૮૪.

મી૦ જશટીશ વેસ્ટ અને મી૦ જસ્ટીશ નહાનાભાઇ હરીદાસ

સની કુબરુ.

ગુલાબ નરોતમ આશલ ( વાદી ) અપીલવાળો વી૦ હીંદુસ્તાનના સેકરેટરી ઑફ સ્ટેટ ફોર ઇનડીઆઇનકાંઉન્સીલ (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

ભાગદારી (મુંબઇ) સને ૧૮૬૨ ના આકટ ૫ ની કલમ ૩—ભાગ શબ્દનો અર્થ—ભાગ કરતાં ઓછી જમીન બીજાને આપવી—આ પ્રમાણે બીજાને આપવું તે રદ કરાવવાને કલેકટરના અખતીઆર—તે ઠરાવ રદ કરવાનો દાવો—

પાનું ૫૯૬ } સુરતની નીચેની કોરટનો ફેંસલો સુરતના આસીસ્ટંટ જ [illegible] રાખેલો તે ઠરાવ ઉપર આ બીજી અપીલ કરવામાં આવીછે.

ભરૂચ જીલાનાં ધરમાદ ગામમાં ભાગદાર તરીકે એક વલીમહમદ છે તે ભાગના પેટાભાગદાર પણ છે, આ પેટા ભાગ સુનાગીલ નામે જમીન નવનકાંત અને ઘરવારની જમીન છે. તેને ચાર દીકરા નામે ઇશા, અભરામ, હસન અને ઉસમાનજી છે.

સન ૧૮૬૦ ના વરસના સુમારમાં વલીએ પોતાના ચાર દીકરાની વચમાં પોતાના પેટા ભાગની જમીન વહેંચણ કરી. દરેકને આકાર ની બા જમીન. બે મકાન આપ્યાં; તેમાં એક વારે મકાન ઉસમાનજીને આપ્યું; તેથી દરેક પોતાના ભાગની હાલતમાં પોત પોતાનો હીસ્સો પોતાના કબજામાં રાખી. વલીનું મરણ સને ૧૮૬૦ માં થયું, ત્યાર પછી કોઈક મુદતે પોતાના મોટામાં મોટા દીકરા ઇશાનું નામ સરકારી રજીસ્ટરમાં ભાગેદાર તરીકે દાખલ કરવામાં આવ્યું પણ તે ભાઇઓ પોતપોતાનો ભાગ ભોગવતા રહ્યા અને ભાગ પ્રમાણે આકાર ભરતા હતા,

સને ૧૮૭૬ માં બે ભાઇઓ ઇશા અને હસને તે ભાગમાંના પોતાના હીસ્સા મકાન અને ગણાગુની જમીન સાથે વાદીને વેચાણ આપી એ શું તે મીલકતના વરણનમાં જણાવ્યું કે તમામ ભાગ વેંચવામાં આવ્યોછે,

તે વેચનારના બીજા ભાઈ અને ભત્રીજાએ તે ભાગના જુદાજુદા ટુકડા થઈ જાયછે, માટે તે વેચાણ વીરૂધ સાગી તકરાર કરી. તે બાબત ભરૂચ ના કલેકટરને અરજી કરી, તેથી તેઉએ વાદીને બોલાવી વેચાણ ખત પોતાને સ્વાધીન કરવાને કહયુ; એવા કારણથી કે તે રદ થઈ શકેછે પણ વાદીઓએ તેમ કરવાને ના કહી અને તા૦ ૨૫ જુલાઇ સને ૧૮૭૫ ના રોજ કલેકટરને અરજી તે વેચાણ કબુલ કરવાને આપી. તા૦ ૭ અગષ્ટ સને ૧૮૭૫ ના રોજના હુકમથી કલેકટરે તે વેચાણ કબુલ કરવાને ના પાડી.

આ ઉપરથી વાદીએ સુરતના આશી૦ જડજની કોરટમાં કલેકટરનો તે હુકમ રદ કરવાને આ દાવો કરયો.

પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તે ભાગ ના કબુલ કરેલા પેટા ભાગ નથી અને તે વેચનાર ઇશાવલીના નામ ઉપર દાખલછે અને ઇશાના ૩ ભાઈઓ તેના સહહીસેદારછે અને દરેકના હીશામાં તે ભાગના હીશા આવેલ. તે પેટા પોતાના કબજામાં છે અને ઇશા મે તથા તેના ભાઇઓમાંથી એકભાઇએ તે તમામ ભાગ વાદીઓને વેચાણ આપ્યોછે. પરંતુ બીજા બે ભાઇઓ તે વેચાણમાં શામેલ થયલા નથી માટે તેઓનો હીશો વેચેલછે એમ ઠરાવી શકાતુ નથી અને બીજી રીતે તે વેચાણ તે ભાગમાંના હીસાનુ છે સબબ તે કાયદેસર નથી.

આસીશટંટ જડજે વાદીઓનો દાવો રદ કરયો.

આ ઠરાવ ઉપર તેજ જગોના જીલા જડજને અપીલ કરી તેમાં તેઉએ નીચેની કોરટનો ઠરાવ બહાલ રાખ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે મુંબાઇનો ભાગદારી આકટ (સને ૧૮૮૨ ના આકટ ૫) અમલમાં આવ્યો ત્યાર પછી આ વેચાણ કરવામાં આવ્યુ છે માટે તે રદ બાતલછે.

તે આકટમાં જે ભાગ બતાવેલાછે તેનો હેતુ ગામનો નીયમ ભાજ કે ભાગ હોય તે છે અને જે ગામ ઉપરના કરના નાણાંસ ભાગકે ભાગ બાબત જવાબદાર થાય તે છે અને તે વેહચણ કરી અગર બીજી રીતે પેટા હીસા કરવામાં આવે તેમ નથી માટે જીલા કોરટનુ હુકમનામુ બહાલ રાખવામાં આવ્યુ.

---

# દીવાની અપીલ

તા૦ ૨૩ જુલાઈ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેષ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસ

સાહેબોની હજુર.

ગુરૂપાદાવા (અસલ સાવાવાળા) અપીલવાળો વી૦ પુતાપા (અસલ અરજદાર અપીલનો પ્રતીવાદી.

સગીર તેની મીલકતના વહીવટનું સરટીફીકેટ—સને ૧૮૬૪ ના આક્ટ ૨૦—આવા સરટીફીકેટનો અસર—હતાવિધાન.

પાનું ૫૯૯ } એક સગીરની મીલકતના વહીવટનું સરટીફીકેટ ધારવાડના આકટીંગ જીલા જડજ એ૦ સી૦ પાટ સાહેબે આપેલું તે હુકમ ઉપર આ અપીલ કરવામાં આવી છે

સને ૧૮૭૯ માં એક તાપાના પોતાની બે વીધવાઓ કે જેમાંની એક અપીલવાળી છે, તેને મુકી મરણ પામ્યો તા૦ ૯ અગસ્ટ સને ૧૮૭૯ ના રોજ દાપન બપ્પીન અપીલના પ્રતીવાદી પુતાપાના સગીર દીકરાને દત લીધો તે દત પત્રમાં એવો ઠરાવ હતો કે તે સગીર પાકી વયનો થાય તહાં સુધી તે વીધવાઓ પોતાના ધણીની મીલકતનો વહીવટ કરે અને ભોગવે આ પ્રમાણે સનાહ શતીથી સને ૧૮૮૧ શુધી ચાલ્યું, પછી તે સગીરના બાપ અને તે વીધવાઓની વચમાં કજીયો ઉત્પન થયો તેના પરીણામમાં અપીલના પ્રતીવાદીએ છોકરાને દત લેનારના કુટંબમાં થી ખશેડયો

સને ૧૮૮૧ ના છ માસ સુમારે થએલા તે વખતે અપીલના પ્રતીવાદી પુતાપાએ ધારવાડના જીલા જડજને સને ૧૮૬૪ ના આ૦ ૨૦ પના રૂએ તે સગીરના વાલીપણાનું તથા તેનું એટલે દત જેને લવામા આવેલો તેની માલકતના વહીવટનું સરટીફીકેટ લેવા અરજી કરી, એવું કહીને કે તે સગીરને દત લેનાર કુટંબમાથી કહાડી મુકવામાં આવ્યો છે, અને તે વીધવાઓ તે મીલકતનો વહીવટ ખોટી રીતે કરે છે, અને તેઓ વહીવટનું સરટીફીકેટ લેવા અરજ કરે એવો સંભવ નથી

આ અરજી ઉપરથી ધારવાડના જીલા જડજે હાવેરીના શબોરડીનેટ જડજને આ બાબતમાં શી રીત છે તેની તપાસ કરવાને કહ્યું. સબોરડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યું કે જો અપીલવાળીના વહીવટમાં

સદોબા, રાઘોબા અને શાંભાપા એ ૩ અવીભક્ત કુટુંબના અંગ જુનો હતા શાંભાપા કેટલાક દીકરા મુકી મરણ પામેલો, તેમાંનો હાલનો પ્રતીવાદી ૪ થો દીકરો છે.

સન ૧૮૭૫ માં એ ભાઈઓ સદોબા અને રાઘોબા અને શાંભાપાના મ્હોટા દીકરા રાજારામે વાંધાના બાપ ધનવરાપાને દાવા, વાળુ ઘર ગીરો આપેલું. આ ગીરોની રકમ ન ગા કરજે આગળ સને ૧૮૭૨માં સદોબા, રાઘોબા અને શાંભાપાના દીકરાઓ માંના એક લક્ષ્મણ નામનો હતો તેમણે તેજ ઘર ગીરો લખી આપેલું તે ગીરોનું દેવું આપવાને લીધાં હતાં, પ્રતીવાદી બાબાજી આ ગીરોના વ્યવહારોમાં એકમાં પક્ષકાર નહી હતો.

સન ૧૮૭૭ માં આ ગીરોની રૂઈએ ધારવાડના પહેલા વરગના સબારડીનેટ જડજની કોરટમાં સદોબા, રાઘોબા અને રાજારામ ઉપર વાદીએ દાવો કરી તેઓ ગીરો આપે ત્યાં શુધી તે ઘરનો કબજો રાખે એવું હુકમનામું મેળવ્યું, વાદીએ તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી, પણ શાંભાપાના બીજા અને દીકરાઓએ તેમાં સામી હરકત લીધી તેથી તપાસ કરવામાં આવી, અને તા૦ ૧૪ જાનેવારી સને ૧૮૭૯ ના રોજ સબારડીનેટ જડજે તે હરકત નામંજુર કરી ને ઠરાવ્યું કે તે કબજો વાદીને આપવો તેઓએ તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૭૯ ના રોજ વાદીએ કોરટમાં એવી અરજી આપી કે શાંભાપાના દીકરા લક્ષમણે તે ઘર માંના એક ઓરડા ઊપર તાળું વાસ્યુંછે અને કબજો આપવાની ના પાડે છે તા૦ ૧૩ અકટોબર સને ૧૮૭૯ ના રોજ લક્ષમણ હાજર થયો અને કહ્યું કે પ્રતીવાદી બાબાજીએ તે તાળું વાશેલુંછે તેથી બાબાજી ઉપર નોટીશ કરવામાં આવી ને તા૦ ૧૮ નવંબર સને ૧૮૭૯ ના રોજ હાજર થયો અને કબુલ કર્યું કે તાળું વાસેલુંછે અને હું કબજો આપતો નથી અને તેણે એવી તકરાર કરી કે મારો મોટામાં મોટો ભાઈ રાજારામ મારા અને મારા બીજા ચાર ભાઈઓથી જુદો થયેલો છે માટે તેને તે ઘર ગીરો આપવાનો હક નહી હતો જે તારીખે બાબાજીને તપાસવામાં આવ્યો તે તારીખે વાદિ હાજર નહી હતો તેથી સબારડીનેટ

ક જડજે વાદીની દરખાસ્ત કાઢી નાખી. પણ વાદીએ સુમારે બે વરસ અને સાત મહીના સુધી કાંઇ વધારે ઉપાય કરયો નહી

સને ૧૮૮૨ ના એપ્રીલ માહમાં વાદિએ મારવાડના પહેલા વરગના સબારડીનેંટ જડજની કોરટમાં દાવો કરયો અને તેમાં એવુ માગ્યુ કે તે ઘરમાના તે ઓરડાનો કબજો મને આપવાનુ હુકમનામુ થવું જોઇએ અને સન ૧૮૭૭ માં હુકમનામુ થએલુછે તેના ઠરાવ પ્રમાણે તે કબજો રાખવાને મને અખતીઆર મળેલો છે. ઇએ વાદીને તે ઓરડા સીવાય તમામ ઘરનો કબજો મળેલો હતો.

પ્રતીવાદીએ કહયુ કે તે ઘર મારા કાકા સદોબા અને રાઘોબાનુ મળીઆરૂ નથી પણ મારા બાપ સંભાજી ફકત તેનો એકલો માલકછે અને મારા બાપની હયાતીમાં મારા બાપના તથ રાજારામ સીવાયના મારા ભાઇઓ જે અવીભકત રહેતા હતા તેમના કબજામાં હતુ માટે વાપેબા, સદોબા અને રાજારામને તે ઘર ગીરો આપવાનો હક નહી હતો. કારણ કે તેઓ કાંઇ તે કુટંબના વહીવટદાર નહી હતા; અને તેમના કબજામાં તે કાંઇ દીવસ હતુ નહી. વળી તેણે તકરાર કરી કે જે ગીરોખતની રૂઇએ સને ૧૮૭૭ માં હુકમનામુ મેળવવામાં આવેલુંછે તે મને બંધનકારક નથી, અને તે ગીરો ઉપરના નાણાં કુટંબની જરૂરી સારૂ કરજે લેવામાં આવેલાં નથી અને સદોબા રાઘોબા અને રાજારામે તે ગીરો કપટથી લખી આપેલુંછે અને છેલ્ટે કે તે દાવો ચાલી શકતો નથી.

સબારડીનેંટ જડજે ઠરાવ્યુ કે પ્રતીવાદીની સાથે મળીઆરા કુટંબ તરીકે સદોબા, રાઘોબા, અને રાજારામ રહેતા હતા અને તે કુટંબની જરૂરીના કારણસર તે ઘર તેમણે ગીરો આપેલુ હતુ અને સદોબા તે કુટંબના વહીવટદાર તરીકે કામ કરતો હતે, તેથી તેમણે વાદીનુ હુકમનામ કરયુ.

મારવાડના જીલા જડજને પ્રતીવાદીએ અપીલ કરી તેમાં તેણે સાહેબ નીચેની કોરટનુ હુકમનામુ ફેરવ્યુ અને એવું ઠરાવ્યુ કે કરજ કુટંબની જરૂરી સારૂ કાહાડવામાં આવેલુ નહી હતુ કે જેથી તે પ્રતીવાદીને બંધન કારક થાય તેમણે વાદીએ જે આ દાવો કાયમ કરવામાં વાર લગાડેલી છે તે અને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૮ મી પ્રમાણે પ્રતીવાદીની હરકતની તારીખથી ત્રીસ દીવસની અંદર ઉભા

જ કરેલો નથી, અને વાદી તરફની હરકતની બાબતમાં જે પુરાવ છે તે અદેશા ભરેલો છે, તેથી વાદીનો દાવો તેમણે રદ કર્યો, વાદીએ હાય કોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો પ્રતીવાદી ઉપર હુકમનામું મેળવવાનો હક છે અને ૧૮૭૫ ના ગીરોની તારીખે પ્રતીવાદી જે કુટંબમાં જનમેલો હતો, તે કુટંબમાં રાજારામની સાથે તે મજીઆરા કુટંબનો અંગભુત નહી હતો, એવું બતાવવાને કાંઈપણ નથી તે ગીરોના વ્યવહારમાં કુટંબની બીજી શાખાઓ તરફથી તે કુટંબના વડીલ અંગભુતો હતા માટે ગીરો રાખનાર (વાદી) વયાજબી રાહે એમ ધારી શકે તેઓ જે વ્યવહાર કરેલો છે તે દેખીતો મજીઆરા હીત સારૂ જરૂરીઆત દેખીતોછે માટે તે ખરી રીતે જરૂરનોછે.

પ્રતીવાદી તરફથી એવી તકરાર કરવામાં આવી છે કે હુકમનામાની બજાવણીમાં વાદીની અરજી (તા૦ ૧૩ અકટોબર સન ૧૮૭૯) જે તારીખે કહાડી નાખવામાં આવી છે તે તારીખથી મુદત શરૂ થાયછે માટે આ દાવાને મુદતની હરકતછે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જોકે પ્રતીવાદીને સાક્ષી તરીકે બોલાવવામાં આવેલો હતો તોપણ તેણે બજાવણીના કામમાં પોતાનો દાવો રાખ્યો હતો તેમ છતાં તેને લક્ષમણની સાથે અગર તેને ઠેકાણે તેને પક્ષકાર કરવામાં આવેલો નહી હતો માટે તે કામથી તે બંધનમાં આવી સકતો નથી અને પરીણામે જે દાવો બીજી રીતે તેના વીરૂધ દાખલ થઈ શકે છે, તે સામા થવાને કામનો તે ફાયદો લઈ શકતો નથી.

વળી એવી તકરાર કરવામાં આવી છે કે ગીરોની રકમના પ્રથમના દાવાથી વાદીનું દાવાનું કારણ પુરૂ થઈ ગએલુંછે માટે વાદીઓનો પ્રતીવાદી વીરૂધ વધારે કાંઈ હક નથી.

ઠરાવવામાં આવ્યું કે પ્રથમના દાવામાં થએલા હુકમનામાથી પ્રતીવાદીને અસર થતો નથી કારણ કે તેમાને પક્ષકાર નહી હતો તેમ તેમાંની તરફથી કોઈ હાજર પણ કોઈ થએલું નથી જો તેની તરફથી હીત તેમાં બતાવવામાં આવેલું હોત તો હુકમનામાની બજાવણીના સામી તકરાર કરી શકત નહી તેની તરફથી તેમાં કોઈ હાજર નહી હતું માટે તેના કકા અ

ને બાદ ઉપરના દાવામાં હાલનું દાવાનું કારણ આવી ગએલું હોય તોજ ફક્ત આ દાવાની જવાબદારીમાંથી તે મોકળો થઇશકેછે પણ આ પ્રમાણે તેમાં આ દાવાના કારણનો શમારો થએલો નથી પ્રથમના હુકમનામાથી તમામ ઘરનો વાદીને કબજો અપાવવામાં આવેલોછે પ્રતિવાદીએ જયારે હરકત કરી ત્યારે તે ઘરનો ભાગ કેમ અપાવવામાં ન આવ્યો તેનુ કારણ તે હુકમનામુ હતુ તે થઇ શકતુ નથી જે પ્રતીવાદીઓ ઉપર પ્રથમનુ હુકમનામુ થએલુ છે તે પ્રતિવાદિઓથી હું અજાણ્યોછું એવું તેણે પોતે ખુલ્લુ કબુલ કરેલુછે માટે તેના હકથી જુદુ દાવાનુ કારણ ખાત છે એમ માની શકાયછે.

વળી ઠરાવવામાં આવ્યુકે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના. આકટ ૧૪) ની કલમ ૨૨૮ મી પ્રમાણે જે હુકમનામાવાળાને બજાવણીમાં હરકત કરવામાં આવી હોય તેને તે કલમ પ્રમાણે ઇલાજ કરવાને બંધનકારક નથી માટે તે કલમ મુજબ વાદી તે ઇલાજ કરવાને ચુકે તો તેથી પ્રતીવાદી ઊપર રેગયુલર દાવો બાંધવાને હરકત નથી સબબ જીલાજડજનુ હુકમનામુ ફેરવવામાં આવ્યુ અને સબારડીનેટ જડજનુ બાહાલ રાખવામાં આવ્યુ અને તમામ ખરચ અપીલના પ્રતીવાદીને શીર છે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૨ જુલાઈ સન ૧૮૮૪

સર ચારલસ સારજંટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ
નાહાનાભાઇ હરીદાસની રૂબરૂ

નાગોકાનાંતુરીના (અસલ પ્રતીવાદી) અપિલવાળા વી૦ બાબાજી કાતારી (અસલવાદી) અપીલનો પ્રતીવાદી

રજીસ્ટર—અવેજ—અશાઇમેંટ—ગીરો—રહાંણ

પાનુ ૬૧૦ } થાંણાના જડજ પારસન શાહેબે બીવંડીના સબોરડીનેટ જડજનુ હુકમનામુ ફેરાવલુ તે ઊપર આ અપીલ કરવામાં આવી છે.

તા૦ ૬ આકટોબર સને ૧૮૭૧ ના રોજ પ્રતીવાદીએ અમુક જગી

ન અને મકાંન પોતાના માલેકપણાનુ હતુ તે વીનાયક અને વામનને વે આણ આપ્યુ તા૦ ૨૫ મે સને ૧૮૭૨ ના રોજ વીનાયકે રૂ૫૦૦૦)ના અ વેજમાં આની પેનલને તે મીલકત ગીરો આપી. તા૦ ૨૨ અકટોબર સ ને ૧૮૭૨ ના રોજ આનીપેનલે પોતાનો તે મીલકત ઉપરનોહક ભીખાજી પેસતનજીને આપ્યો. સને ૧૮૭૬ ના મારચ માસમાં ભીખાજી પેસ્તનજી એ પોતાનો હક ગંગારામને આપ્યો, અને તે ગંગારામે પોતાનો તા.૧૮ એપ્રીલ સને ૧૮૭૭ના રોજ આગા મહંમદને ગીરો આપ્યો,અને તેણે તા૦ ૨૬ જુલાઈ સને ૧૮૭૮ રોજ વાદીને વેચાણ આપ્યો.

સને ૧૮૭૮ ની આખરમાં આગા મહમદે હાય કોરટની અસલ બા જુમાં ગંગારાંમ ઊપર ગીરોથી છોડાવવાનો હક બંધ થવા દાવો કરયો, અને સને ૧૮૭૯ માં ગંગારાંમે આગા મહમદ તથા વાદી ઉપર ગીરો થી છોડાવવાને તેજ કોરટમાં દાવો કરયો. આ દાવાઓનુ સમાધાંન કર વામાં આવ્યુ; અને કબુલતથી એવું હુકમનામુ કરવામાં આવ્યું કે જો ગંગારામ અમુક મુદતમાં રૂ૨૦,૦૦૦ ની રકમ આગા મહમદને આપેતો; તે મીલકત ગંગારાંમને આપવી, પણ જો તે રકમ આપવામાં કશુર કરે તો, તે ગીલકત વાદીને આપવી ગંગારાંમે તે રકમ આપવામાં કશુર ક રી, તેથી વાદીએ તે મીલકત પોતાના કબજામાં માગી, તેમાં પ્રતીવાદીએ હરકત કરી. તેથી વાદીએ પોતાનો તે મીલકત ઊપર હક ઠરાવવાને તથા તેનો કબજો મળવાને દાવો કરયો.

નીચેની કોરટે ઠરાવ્યુ કે પ્રતીવાદીએ વીનાયકને વેચાણ આપેલી અને વીનાયકે એનીપેનલને ગીરો આપેલી વાત સાબેત થાય છે. અને તે બળવાનછે એનીપેનલનુ ભીખાજી પેસ્તનજીને કરી આપેલુ વેચાણખત રજીસ્ટર કરવામાં આવેલુ નહીંહતુ તેથી નીચેનીકોરટેતે પુરાવમાં દાખલકરયુ નહી. તે વેચાણ તે તેણીનાગીરોખતની પીઠ ઉપર "આસાઇમેંટ" તરીકે હતુ અને તેના ઊપર રૂ૧૬૮)નો સ્ટાંપ હતો, અને તેમાં નીચે પ્રમાણે લખેલુ છે. "સદરહુ ભીખાજી પેસ્તનજીએ પેસ્તનજી દીનશા ઉપર રૂપી આ ૩૦૦૦)વ્યાજ અને ખરચ લેવા દાવો કરયો હતો, અને તે દાવાના પક્ષકારોની વચમાં કબુલ કરવામાં આવ્યુ છે કે પ્રતીવાદી પેસતનજી દીન શા સદરહુ એનીપેનલ પાસે આ આંદર લખેલા ગીરોનુ હવે પછી કહે વામાં આવેલુ છે તેવું આસાઇનમેંટ યોગ્ય રીતે કરાવી આપે અને તે

લખી આપતા પહેલાં તરતજ રૂ૫૦૦ ભીખાજી પેસ્તનજીને આપેલો ઠરાવવામાં આવ્યુ છે તે પ્રમાણે તે દાવો કાહાડી નાંખવો જોઇએ અને પેસ્તનજી દીનશાજીની અરજ ઉપરથી સદરહુ એનીપેનલે હવે પછી કહ્યા પ્રમાણેનુ "આસાઇનમેંટ" કરી આપવાનુ કબુલ કરેલુ છે, માટે આ લેખથી લખી આપવામાં આવે છે કે તે કરાર પ્રમાણે અને આજ રોજ રૂ૫) સદરહુ એનીપાનલને સદરહુ ભીખાજી પેસ્તનજીએ આપેલા છે તે તેના અને મકાનના અવેજમાં તે સદરહુ એનીપેનલ વેચાણ લખી આપે છે વીગરે."

સબોરડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યુ કે આ દસતાવેજનો અવેજ રૂ૧૦૦ કરતાં વધારે છે. જીલા જડજના અભીપરાયમા જુદી રીતે આવ્યુ તેથી તેમણે સબારડીનેટ જડજનુ હુકમનામુ ફેરવ્યુ અને કામ રૂણ દોશનું તપાસ થવા મોકલ્યું,

વાદીએ હાયકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે અસાઇનમેંટના દસતાવેજનો અવેજ જે રૂ૫) એનીપેનલને આપવામાં આવ્યા તેટલોજછે; એમ નથી પણ અસાઇનો જે કરાર છે કે જો એની તે ગીરો મને અસાઇન કરે તો તે દાવો ખેંચી લેવો તે છે અને અવેજના છેવટ ભાગની કીમત પક્ષકારો જેટલો સ્ટાંપ પોતાની મેળે ભરેલો છે તેટલા સ્ટાંપમાં જેટલી રકમનો સમાસ થાય તેછે અને તે રૂ૧૦૦ કરતાં વધારે છે અને તે રજીસટર કરાવવામાં આવ્યો નથી (સન ૧૮૭૧ ના આકટ ૮ ની કલમ ૧૭)માટે પુરાવમાં લેવા લાયક નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૮ જુલઇ સને ૧૮૮૪

મી૦ જશટીશ વેસ્ટ અને મી૦ જષ્ટીશ નહાનાભાઈ હરીદા

સની રૂ૫૨.

રેવજી પટેલ (અશલવાદી) અપીલવાળો વી૦ સખારાંમ (અશલ પ્રતીવાદી અપીલનો પ્રતીવાદી.

રીવાજ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨

ના આકટ ૧૪ ની કલમ ૪૪૧) નાદારીમાં દાવો—સાધારણ રીતે દાખલ કરેલો દાવો નાદારીમાં ચલાવવો.

પાનું ૬૧૫ } નાસીકના પહેલા વરગના સબારડીનેટ જડજ રાવ બાહા ડોંગરના ઠરાવ ઊપર આ અપીલ કરવામાં આવીછે.

વાદીએ પ્રતીવાદી ઉપર નાશીકના સબ.રડીનેટ જડજની કોરટમાં દાવો કરયો.

તે દાવાની અરજી તપાસતાં એમ માલમ પડયું કે દાવાની તે અરજી ઊપર યોગ્ય સ્ટાંપ નથી. માટે વાદીને તે ખુટતો સ્ટાંપ પુરો પાડવાને મુદત આપવામાં આવી પણ તે કરવામાં તે ચુકયો અને તેણે અરજ કરી કે મને નાદારીમાં તે દાવો ચલાવવાની પરવાનગી આપવી જોઇએ, સબારડીનેટ જડજના અભીપ્રાયમાં આવયું કે વાદીની અરજી મંજુર રાખવાને મને અખતીઆર નથી તેથી તેમણે તે અરજી નામંજુર કરી.

આ ઊપરથી વાદીએ હાઇકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવયું કે જે દાવો અસલ નાદારીમાં દાખલ કરવામાં આવેલો ના હોય તે દાવો પાછળથી નાદારીમાં ચલાવવા દેવાની પરવાનગી આપવાને કોરટ મુખતાર છે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૮ જુલાઈ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ અને મી૦ જસ્ટીસ નાહાનાભાઈ હરીદાસ સાહેબોની રૂબરૂ.

બાદર સાહેબ વીગેરે અપીલવાળાઓ વી૦ છોટી બીબી અપીલની પ્રતીવાદી.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૩૨, ૪૫ અને ૪૬—વધારાના પક્ષકરો—પક્ષકારોમાંથી કાઢી નાખવા—દાવાનું કારણ—એકઠા કરવા અગર જુદા પાડવા—પક્ષકારોને દાખલ કરવા નહી અગર ખોટી રીતે દાખલ કરવા—

પાનું ૬૧૭ { બેલગામના સબારડીનેટ જડજની કોરટમાં વાદીઅણુ એક છોટી બીબીએ અમુક જમીનના હીસાનો કબજો લેવા એક

પત્રગાશીની ઉપર દાવો કર્યો. તે દાવો બાદશાહ બીબીએ બાદીઅ ના બાપને કરી આપેલા કરારની રૂઇએ છે. આ દાવાની સુનાવણી વખતે અપીલવાળા બાદર સાહેબ અને બીજા શેખ શાખસોએ સહપ્રતીવાદીમાં દાખલ થવાને કોરટને અરજ કરી, એવું કહીને કે તે દાવો સાજીશથી કરવામાં આવ્યો છે અને અમે બાદશાબીબીના સગાઓ છીએ અને બાદશાબીબી પાસેથી જેટલી મીલકતનો કબજો માગેલો છે તેટલી તેના કબજામાં નથી અને તકરારી જમીનમાંની બાકીની જમીન અમારા કબજામાં છે તેથી અપીલ વાળાઓને સહ પ્રતીવાદીઓમાં દાખલ કરવામાં આવ્યા.

જે સબારડીનેટ જડજે અપીલવાળાઓને પક્ષકારોમાં દાખલ કરયા તેમની જગોએ બીજા, સબારડીનેટ જડજ આવ્યા તેમના અભીપ્રાયમાં જો વાદીએ કાંઇ હરકત લીધી નહી હતી તોપણ તે કામ સુનાવણીમાં આવતાં આવ્યું કે અપીલવાળાઓને સહપ્રતીવાદીમાં દાખલ રહેવા દેવાથી દાવાના કારણો ખોટી રીતે એકઠાં થાયછે, તેથી તેમણે દાવાની કામચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૪) ની કલમ ૪૫ની પ્રમાણે હુકમ કર્યો કે તેમના નામ દાવાના કાગળોમાંથી કાડી નાખવા જોઇએ.

આ હુકમ ઉપર અપીલવાળાઓએ હાઇકોરટમાં અપીલ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવામાંથી અપીલવાળાને કાડી નાખવાનો હુકમ કરવામાં આવ્યોછે તે ફેરવવો જોઇએ, કારણ કે તેને કલમ ૪૫ લાગુ થતી નથી. જો કે અમુક કામમાં લાગતા વળગતા પક્ષકારો જુદા જુદા સબંધવાળાછે તોપણ તે બધા કોરટની રૂબરૂ છે અને તેમની હકીકત કહેવામાં આવીછે, અને કોરટની નજરમાં આવે કે વાદી અને કેટલાક પ્રતીવાદીઓની વચમાં જુદાં જુદાં દાવાનાં કારણો છે, અને તેનો યોગ્ય રીતે તપાસ એકઠો થઇ શકે તેવુ નથી તો પણ તેમની જેવી હકીકત હોય તે પ્રમાણે કોરટે જુદી જુદી વ્યવસ્થા કરવી જોઇએ હરકત વીના વધારેલા પ્રતીવાદીઓને કાડી નાખવામાં આવ્યાછે અગર તેમને વધારવામાં આવ્યા છે તે કબુલ કરવામાં આવ્યું છે તે બીના વીચારમાં લેવામાં આવી નથી તેથી બીન કારણે વધારે ખરચ થાય.

કલમ ૪૫ ની પ્રમાણે આપેલો અખત્યાર [illegible]માં કહાડી

નાખવાના હુકમને લાગતો નથી માટે તેમના ઉપર નવો દાવો કરવો જોઇએ એ આવો હુકમ જુદાં જુદાં દાવાનાં કારણોની વ્યવસ્થા કરવા સંબંધીનો નથી તે હુકમનો કોરટની દરબારના કામમાં તેમની વ્યવસ્થા કરતા અટકાવવા સંબંધીનોછે.

જે કામમાં એકના એક પ્રતીવાદી વીરૂધ કેટલાક દાવાંના કારણો એકઠાં કરવામાં આવ્યાં હોય અગર જુદાં પાડવામાંઆવ્યાહોય તેને કલમ ૪૫ મી લાગુ કરવાનો હેતુછે કારણ કે પક્ષકારમાં દાખલ નહી કરવા અગર અગર ખોટી રીતે પક્ષકારમાં દાખલ કરવા સંબંધી કલમ ૩૨ મીમાં ઠરાવ કરવામાં આવેલોછે અને વાદીએ અપીલવાળાઓને પ્રતીવાદીઓમાં સામેલ કરવા સામે કાંઇ હરકત લીધી નથી અરજ કરવામાં આવે તોજ પક્ષકારનુ નામ સબારડીનેટ જડજ કહાડી નાખી શકે છે પણ તેવી અરજ કરવામાં આવી નથી.



# अनुक्रमणिका.

# કલકતા.

## અ



## આ

ખ



ગ



ચ



જ

ટ



ઠ



ત



દ

### ન



### પ



### ફ



### બ

# ઇન્ડીઅન લા રીપોર્ટસ *

## કલકતા *

### દીવાની અપીલ.

તા૦ ૨૬ અપરેલ સને ૧૮૮૩

મી૦ જસટીસ પ્રીનશેપ અને મી૦ જસટીસ ઓમીનીલીની રુબરુ.

જમુના પ્રસાદસીંગ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ દીગનારાયણસીંગ વાગરે (વાદીઓ).

હીંદુશાસ્ત્ર—મજીઆર કુટુંબ—હુકમનામાની બજાવણી—સહ હીસે દારે કહાડેલા કરજ બાબત કુટુંબની જવાબદારી—મજીઆરા કુટુંબને કરજ બંધનકારક તે.

પાનુ ૧૯, } જ્યારે મીતાક્ષરા પ્રમાણે ચાલનાર કુટુંબનો એક શખ્શ એવું કરજ કહાડે તે પોતાનેજ બંધનકારક હોય એટલુજ નહી પણ પોતાના કુટુંબના બીજા શખ્શોને બંધનકારક હોય તો, તે

કરજના લેણદારના બે ઇલાજો છે. એક તો જે શખ્શે તે કરજ કહાડેલુ હોય તેનું તે જાતીકુ દેવુંછે, એમ ગણી તેનજ ઉપર તે પોતાનો દાવો કરે. પરંતુ તે દાવામાં તે કરજ કહાડનાર શખ્શની જાત ઉપરજ હુકમનામુ તે લેણદારને મેળવવાનો હકછે, અને તેની બજાવણીમાં પણ તે શખ્શનો મીલકતમાં જે હક સબંધ અને હીસો હોય તેજ વેચાતી શકેછે, એવો મુકરદમો દીનદયાળલાલ વી૦ જગદીપનારાયણશીંગના કામનોછે. સદરહુ ઉપાય ના કરવામાં આવે તો બીજો ઉપાય તે કરજ કહાડનાર કુટુંબ તરફથી કામ કરનારછે, એમ તેને ગણવો જોઇએ, અને તે પ્રમાણે તેના ઉપર દાવો કરવાનો છે. અને તે પ્રમાણે તેણે હુકમનામુ તે કરજ કહાડનાર ઉપર મેળવવામાં આવે એટલે તે હુકમનામાના દેણદારો (એટલે મજીઆરા કુટુંબના તમામ અંગભુતોનો)નો હક શબંધ વેચાતી શકાય છે. આવો મુકરદમો બીશેશ્વર લાલશાહુ વી૦ મહારાજ લછમી સરસીંગનો છે.

---

તા૦ ૧ જુન સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ મીતર અને મી૦ જસ્ટીશ નોરનહામની રુબરુ

બીજાધરભગત (વાદી) વી૦ મનોહર ભગત (પ્રતીવાદી)

આપીલ—પંચનો ઠરાવ કાયમ કરવાની અરજી—બાબ નામંજુર

કરવાનો હુકમ—ઠરાવ કરવાની બાબત—પંચનો ઠરાવ ફાઇલ કરવાની અ રજી--આ અરજી ઊપર કોરટ ફી.

પા. ૧૧મું } દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ પ૨૫મી પ્રમાણે લવાદનો ફેંસલો ફાઇલ કરવાની અરજી ઉપરના હુકમ ઉપર અપીલ ચાલતી નથી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ પ૨૫ મી પ્રમાણે તે ઠરાવ ફાઇલ કરવાની અરજી કરવામાં આવે તો, જે કોરટને તે અરજી કરવામાં આવે તે કોરટને લવાદને સોંપવાના દસ્તાવેજના ઠરાવો પ્રતીવાદીએ કબુલ કરેલા હતા કીંવા નહી અગર તે ઠરાવો કપટથી કરાવી લેવામાં આવેલાછે કે નહી તેનો તપાશ કરવાને હકુમત નથી, જયારે આવી હરકતો લેવામાં આવે ત્યારે તે કોરટનું કામ તે કલમ પ૨૫ મી પ્રમાણે તે અરજી નામંજુર કરવાનુ છે, અને પક્ષકારોને રેગ્યુલર દાવો કરવાને ફરમાવવું જોઇએ.

લવાદનો ફેંશલો ફાઇલ કરવાની અરજી ઊપર યોગ્ય કોરટ ફી અરજીઓ બાબત જે કોરટ ફી ઠરાવવામાં આવેલીછે તે છે, અને દાવાની અરજીઓ બાબત ઠરાવવામાં આવેલી છે તે નથી.

---

તા૦ ૩ મે શને ૧૮૮૩

મી૦ જસ્ટીશ મીતર અને મી૦ જસ્ટીસ વીલકીનસનની રૂબરૂ

ફસીદન (પ્રતીવાદી) વી૦ કાઝો વીગરે (વાદીઓ)

વાલી—સગીર સ્ત્રીનું વાલીપણુ—મુશલમાની શરેહ—સને ૧૭૯૩ ના કાયદા ૧૦ ની કલમ ૨૧—સને ૧૮૫૮ ના આકટ ૪૦ ની કલમ ૨૭—સને ૧૮૬૧ નો આકટ ૯

પાનું ૧૫ } સને ૧૭૯૩ ના કાયદા ૧૦ માનો અને સને ૧૮૫૮ ના ના આકટ ૪૦ ની કલમ ૨૭ નો હેતુ સગીર સ્ત્રીનું વાલીપણુ કોઇપણ રીતે સ્ત્રી શીવાય બીજા કાઇને સોંપવું નહી તેવો છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે મુશલમાન કોમની માએ જયારે ફરીથી સાદી કરવાથી પોતાના છોકરાની વાલી થવાનો પોતાનો હક ખોયો હોય ત્યારે સ્ત્રી વરગનાં તેણીનાં છોકરાં હોય તો સગા પુરૂશો તેઓના વાલી નહી થતાં તેમની વડીઆઇનો વાલી થવાનો હકછે, માટે તેવો હક ઠરાવવાને જે કામ ચલાવવામાં આવે તે સને ૧૮૬૧ ના આ૦ ૯પ્રમાણેછે, તે કામથી સદરહુ નીયમને કાંઇ અશર થતો નથી.

# પ્રીવીકાંઊન્સીલ.

નાલમોનીશીગદેવ(અરજદાર) વી૦ ઊમાનાથ મુકરજી વીગરે (પ્રતીવાદીઓ) નાલમોનીશીંગ (પ્રતીવાદી) વી૦ ભોગહારીનીદેવી (વાદી)

બંગાળાની હાયકોરટના ઠરાવ ઊપર અપીલ.

પ્રોબેટ—પરોબેટ રદ કરવાના હુકમ બાંબતની અરજી—વારસાના આક્ટ (સને ૧૮૬૫ નાં આક્ટ ૧૦) ની કલમ ૨૪૩—૯૨૮ મીલના જપ્ત કરનાર લેણુદારનો તે રદ કરાવવાની અરજી કરવાનો હક.

પાનું ૧૯. પુરાવ ઉપરથી એક વીલ ખટી રીતે સાબેત થએલુંછે એમ ઠરાવવામાં આવેલુ, એક હુકમનામાના લેણુદારે પોતાના હુકમનામાના દેણુદારનો કુટંબી મીલકતમાં હક સબંધ હતો, તે જપ્ત કરાવેલો હતો, પણ અમુક વીલથી જે વશીઅત કરવામાં આવેલી તે કરવામાં આવેલી ના હોતતો તે મીલક્તમાંનો ચોથો હીશો તે દેણુદારને વારસામાં મળે; તેથી તે લેણુદારે તે વીલનુ પરોબેટ રદ કરાવવાને અરજી કરી. પરંતુ આવો જપ્ત કરાવનાર લેણુદાર પરોબેટ આપવામાં સામો થઇ શકે, અગર તે રદ કરાવવાને અરજ કરી શકે તે વીશે ભારે શકછે. તેમાં વીશેશે કરીને જે કામમાં પરોબેટ કપટથી મેળવવામાં આવેલુ છે એવું કારણ ના હોય તેમાં તે અંદેશો છેજ.

---

તા૦ ૨૮ જુન સને ૧૮૮૩.

શીતળપ્રસાદ (વાદી) વી૦ લછમીપ્રપાદ વીગરે (પ્રતીવાદીઓ).

બંગાળાની હાયકોરટના ઠરાવ ઊપર અપીલ.

ગીરો—નીરંતર પટાનું વેચાણ—વેચાણ આપનારને પાછી મીલકત વેચવાનો સરતીકરાર હોય તેથી ગીરો થતુ નથી—ફરીથી ખરીદ કરવાનો હક રદ કરવો—છોડાવવાનો હક.

પાનું ૩૦. એક જમીનનો ખરીદદારછે, તેમાં તેની ખરીદીની કીમતનાં નાણા બીજાએ ધીરેલાં હતાં તેથી તે ખરીદદારે તે ધીરનાર બીજા શખસને મુકરરી અગર હમેશાનો પટો તે કરજની જામીની તરીકે નહીં, પણ તેની ફારગી દાખલ લખી આપ્યો, તેજ વખતે એક ઇકરારનામુ લખી આપવામાં આવેલુ છે કે જ્યારે તે જમીન ખપનાર અગર તેના વારસો તે જમીન જેને આપવામાં આવી છે તે અગ

૨ તેના વારસોએ સદરહુ કરજ વ્યાજ વીના તેના અગર તેઓના પોતાના નાણામાંથી પણ બીજા પાસેથી કરજે લીધા વીના પાછુ વસુલ આપે ત્યારે તે પટો રદ થાય. પણ તે મુકરરીદારની પાશે તે જગાનનો કબજો રહે તે દરમીઆનની ઉપજ ઉપર તે જમીન આપનારનો કાંઇ હક નથી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દસતાવેજોની સરતો પ્રમાણે અને જે હકીકતથી તે કરવામાં આવી છે, તે મુજબ આ કરાર કાંઇ ગીરો નથી. પણ તે એક વેચાણ કરવાનો તથા દેવાની ફારકતીનો એક પુરાવછે. અને તેમાં એવો અખતીઆર રાખવામાં આવ્યોછે કે તે વેચાણ આપનાર પોતાની કેટલીક સરતો પ્રમાણે ફરીથી તે ખરીદ કરી શકે.

---

## દીવાની અપીલ.

તા૦ ૩ મે સને ૧૮૮૩

મી૦ જસટીસ મીતર અને મી૦ વીલકીનસનની હજુર.

અબદુલ હુશન (વાદી) વી૦ લાલચાંદ મોહોતનદાસ (પ્રતીવાદીઓ)

બંગાળાના સને ૧૮૬૯ ના બંગાળાના આ૦ ૮ ની કા૦ ૩૮—જમીનની માપણી—ભાગે પડતા માલેકો—પક્ષકારો.

પાનુ ૩૬ } અમુક જમીનના ભાગનો જે માલેક હોય તે બાકીના જમીનના માલેકોને પોતાની અરજમાં પક્ષકાર કરી શને ૧૮૬૯ ના બંગાળાના આકટ ૮ ની કલમ ૩૮ પ્રમાણે પોતાની જમીનની માપણી કરાવવાને અરજ કરી શકે છે,

---

તા૦ ૧૯ જુલાઇ સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફજસ્ટીસ અને મી૦ જસ્ટીસ માકફર્સનની હજુર.

બાબીર મહમદ (વાદી) વી૦ દુરગાચરણ સામા વીગરે (પ્રતીવાદીઓ)

જપ્તી—દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની (સને ૧૮૮૨ના આકટ ૧૪) ની કલમ ૨૬૬—જપ્તીથી માફીમાં થએલી મીલકત—હુકમનામાની બજાવણી,

પાનુ ૩૯ } દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૬૬ મીમાં બતાવ્યા પ્રમાણેની મીલકત જપ્તીમાંથી માફી થઇ શકે તે પૈનાં એટલું જરૂર છે કે તે હુકમનામાના દેણદારને પોતાનો ગુજારો

પેદા કરવાને તે મીલકત જરૂરની છે. અને આ બાબતનો નીરાકરણ જે કે. રૂટથી બજાવણીનો હુકમ કરવામાં આવે તે કોરટે કરવાનો છે.

---

તા૦ ૨૮ મારચ સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફજસ્ટીસ, અને મી. જસ્ટીસ મ્યાકફર્શનની રૂબરૂ

ઇશનચંદ્ર આતોપાધ્યા (વાદી) વી. શામાચરણ દત્ત વીગરે (પ્રતીવાદીઓ)

જમીનદાર અને સાંથે રાખનાર—કબજો છોડવનો, તે બાબતનો દાવો—જમીનના માલેકના હક બાબત સાંથે રાખનારની ઇનકારીયત.

પાનુ ૪૧ } સને ૧૮૭૭ માં સાંથ લેવાનો દાવો કરવામાં આવ્યો. પ્રતીવાદીએ પોતાનો "લાખીરાજ" હક છે એમ તકરાર બતાવી આ દાવા કાહાડી નાંખવામાં આવ્યો સને ૧૮૮૦ માં તેજ વાદીએ પ્રથમનો દાવો જે જમીન બાબતનો હતો તે જમીનનો ખાસ કબજો લેવા તેજ પ્રતીવાદી અને તેના જેવાજ હકની રૂઇએ દાવો રાખનારા બીજા ત્રણ સખસો ઊપર દાવો કરયો. તે તમામ પ્રતીવાદીએ તે જમીન લાખીરાજ છે. એવો જવાબ આપો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ કામનો સત્યભામાદાસી વી. કીશનચંદ્ર ચાતરજીના કામમાં જે નીયમ છે તેમાં સમાસ થાય છે, અને વાદીએ બરોબર સાબેત કરેલુ છે કે બે પ્રતીવાદીઓની જગોએ થઇ ગએલા સખસો પાસેથી સાંથ લીધેલી છે. માટે તેવો જયાંહાં સુધી પોતાનો લાખીરાજ હક સાબેત કરે નહી ત્યાંહાં સુધી તેઓ પ્રવેશ કરનારા છે, એમ કહી તેઓની પાસેથી કબજો લઇ શકાય છે.

---

તા૦ ૩૧ મે સને ૧૮૮૩

મી૦ જસ્ટીસમીતર અને મી૦ વીલકીનસનની રૂબરૂ

લાલબાહાદુરશીંગ વીગરે (વાદીઓ) વી. ઇસોબાનો વીગરે (પ્રતીવાદીઓ)

કબજાનો હક—તે હક મેળવવો—રઇઅતનો માલીક તરીકે કબજો સાંથ આકટ (સને ૧૮૬૯ ના બંગાળાના આકટ ૮) ની કલમ ૬.

પાનુ ૪૫ } બાપ અગર બીજા કોઇ સખસ પાસેથી "રઇઅત"ને વારસો મળે છે અને તેથી તેનો કબજો હોયતો, તે સાંથ આકટની કલમ ૬ પ્રમાણેનો કબજો ગણી શકાય છે જે સખસનો પુરવો કરે કે બીજે માલેક તરીકે હોય તેથી કબજેદારનો કાંઇ જમીનનો કબજો રાખ

વાનો હક થતો નથી તેમ કબજેદારે કબજો રાખવાનો હક મેળવેલો છે કીંવા નહી તેનો વીચાર કરવામાં માલીક તરીકેનો કબજો. આવો હક કોઈ સખસના વીરૂધ મેળાવો જોઈએ, અને તે પોતાના વીરૂધ મેળવી શકતો નથી.

---

તા૦ ૨ જુલાઈ સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ અને મી, જસ્ટીસ માકફર્સન સાહેબોની રૂબરૂ.

રાખલ ચર્ણમંડલ (પ્રતીવાદી) વી. વાટસન અને કંપની (વાદીઓ).

પુરાવાનો બોજો—અરજદારની હુકમનામાની બજાવણીમા હરકત—દીવાની કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૨૨૯)–(સને ૧૮૭૭ ના આકટ ૧૦ અને સને ૧૮૮૨ ના આકટ ૧૪)ની કલમ૩૩૧—જલકરનો ઠરાવ—જમીન ઉપરનો હક

પાનુ ૫૦ } સને ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૨૨૯ (સને ૧૮૭૭ ના આકટ ૧૦ ની કલમ ૩૩૧ અને સને ૧૮૮૨ ના આ. ૧૪) ની કલમ ૩૩૧ પ્રમાણેના દાવામાં કબજો રાખવાનો પ્રથમ દર્સનીક હક સાબેત કરવાનો બોજો વાદીને શીર છે પછી અરજદારે તેનો જવાબ દેઈ જો બની શકે તો બતાવવું જોઈએ કે ગમે તો વધારે સારો હક છે.

જલકરનો ઠરાવ થવાથી જમીન ઉપર ગર્ભીત રીતે પણ હક થતો નથી, તેવો કાયદાનો બોહેળો નીયમ નથી.

---

## અસલ દીવાની હકુમત.

મી૦ જસ્ટીસ પીગટની રૂબરૂ

મોહેંદ્રનાથ ડાન વી. પ્રસનચંદ્ર ડાન.

દસ્તાવેજોનો તપાસ—રીવાજ—દસ્તાવેજોનો આફીડેવીટ—પુરતો આફીડેવાટ નહી તે—જે નોટીસ બજાવવામાં આવેલી હોય તેમાં કાગળ લખી ફેરફાર—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૧૩૧ અને ૧૩૩

પાનું ૫૬. } દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩૩ પ્રમાણે કોરટ હુકમ કરે ત્યાર પહેલાં તે હુકમ મેળવવાને જે પક્ષકાર અરજદાર કરે તેણે તે કાયદાની કલમ ૧૩૧ ગીમાં કહેલા આરંભનો ઈલાજ કરવો જોઈએ.

તા૦ ૧૨ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસટીસ પીયર્સ સાહેબની રૂબરૂ

પીકોક વીગેરે વી૦ બૈજનાથ વીગેરે.

રીવાજ—વાદીઓની અરજ ઊપરથી એકઠા દાવા ચલાવવા

પાનું ૫૮. } વાદીઓની અરજ ઉપરથી એકઠા દાવા ચલાવવાની પરવાનગી આપવામાં આવી.

---

તા૦ ૧૫ મી જુલાઇ સને ૧૮૮૩.

સર રીચર્ડ,ગાર્થ નાઇટ ચીફજસ્ટીસ.

કાલી પ્રસાદ ખાનરજી (અશલ દેણદારો) વી૦ મેસરસ ગીલબોજ અને કંપની (હુકમનામા વાળા)

કોરટ ફી આકટ (સને ૧૮૭૦ ના આટક ૭) નીકલમ ૧૯ ની રકમ ૧૭—કેદમાં પકડેલા હુકમનામાના દેણદારની નાદાર થવાની અરજી નામંજુર કરવામાં આવી તેના ઊપરની અપીલ ઉપર સ્ટાંપ.

પાનુ ૬૧ } એક હુકમનામાના દેણદારને પકડવામાં આવેલો, તેથી તેણે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૨૦ પ્રમાણે નાદાર થવાને અરજ કરી. તે અરજી નામંજુર કરવામાં આવી. તેથી તે ના મંજુરીના હુકમ ઉપર તે હુકમનામાના દેણદારે અપીલ કરી. પણ તે અપીલની યાદ દાસ્ત ઊપર કાંઇ કોરટ ફી સ્ટાંપ લગાવવામાં આવેલો નહી હતો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે કોરટ ફી આકટ ની કલમ ૧૯ ની રકમ ૧૭ પ્રમાણે તે અપીલની યાદદાસ્ત ઉપર કોરટ ફી લઇ શકાતી નથી.

---

તા૦ ૮ જુન સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થનાઇટ ચીફ જસટીશ અને મી૦ જસટીશ માકફરસન સાહેબોની રૂબરૂ.

અમીરનીશાખાતુન વીગેરે (વાદીઓ) વી૦ સેક્રેટરી ઓફ સ્ટેટ ફર ઇંડીઆ ધનકાંઊનશીન વીગેરે (પ્રતીવાદીઓ)

મેહેસુલની બાકી બાબત વેચાણ—સને ૧૮૫૯ના આકટ ૧૧ ની કલમ ૩૩—વેચાણની જાહેર ખબર—કપટ.

પાનું ૬૩, } વેચાણના જાહેરનામામાં જે મીલકત વેચવાની હોય તે માં જે બોજાઓ આવેલા હોય તે બોજાઓ બતાવવાની જરૂર નથી.

સને ૧૮૫૯ ના આકટ ૧૧ ની કલમ ૨૩ મીનો અરથ એવી રીતે વાંચવો જોઈએ નહીં કે ગમે તે હકીકત બને પણ કપટના કારણથી વેચાણ રદ કરાવવાનો દાવો ચલી શકે નહી,

## ફોજદારી અપીલ.

તા૦ ૪ સપટેમબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ પ્રીનશેપ અને મી૦ જસટીશ ઓકીનલી સાહેબોની રૂબરૂ.

માજીસ્ટ્રેટ–તેમનો અખતીઆર–ફરીઆદ કહાડી નાખવી–તોહોમતવાળાને છોડી મુકવો–ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૨૫૩,૨૫૯

પાનું ૬૭ } જે મુકરદમાઓનો ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૩ મીની છેલી રકમમાં સમાસ થતા હોય તે શીવાયના કામો તે કાયદાની કલમ ૨૫૯ મીમાં જે વારંટના કામોનો,સમાશ થતો ના હોય તે કામો ફરીઆદી હાજર ના હોય તો, ફરીઆદ કહાડી નાખવાનો અગર તહોમતવાળાને છોડી દેવાનો હુકમ કરવાને માજીસ્ટ્રેટ મુખતીઆર નથી.

## દીવાની અપીલ.

તા૦ ૨૧ મે સને ૧૮૮૩.

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફજસ્ટીસ, અને મી૦ જસટીસ મ્યાકફરસનની રૂબરૂ.

મદનમોહન ચોધરી વીગેરે (પ્રતીવાદીઓ) મી૦ અસાડઅલી બેપારી વીગેરે (વાદીઓ.)

પાનુ ૬૮ } ગીરો આપનાર ગીરોવાળા નાણાં આપવાને કસુર કરેતો ગીરો લેનારે ગીરો વાળી મીલકતનો કબજો લેવો એવો સ્પષ્ટ ઠરાવ હોય તો તે કબજો લેવાનો હક થયા તારીખથી બાર વરશ સુધીમાં તે માલેક તરીકે તે મીલકતનો કબજો લેવા દાવો કરી શકેછે.

પરંતુ જ્યારે ગીરોમાં તેવો ઠરાવ નાહોય ત્યારે મેહેરબાની દાખલ નું વરસ પુરૂ થાય ત્યાંસુધી ગીરો રાખનારને કબજો મળવાનો હક પ્રાપ્ત થ તો નથી.

---

તા૦ ૧૫ આગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસટીસ મીતર અને મી૦ જસટીસ તોટનહામની રૂબરૂ,

રાધુપાંડે વીગેરે (વાદીઓ) વી૦ કાશીપાંડે વીગેરે (પ્રતીવાદીઓ)

મુદતનો આકટ (સને ૧૮૭૭ નો આકટ ૧૫) ની આરટીકલ ૧૪૮

ગોર પ્રમાણે કામ કરવાનો હક—તે ઠરાવવાના દાવાનો પ્રકાર.

પાનું ૭૩ } હીંદુઓમાં ઉતર ક્રીયા કરતી વખતે ગોર તરીકે કામ કર વાનો હક તે સ્થાવર મીલકતના રૂપનોછે, સબબ તે હક ઠરાવ વાના દાવાનો મુદતના આકટની આરટીકલ ૧૪૮ મીમાં સમાસ થાયછે, અ ને કલમ ૧૪૫ મી માં સમાસ થતો નથી.

---

તા૦ ૨૩ જુન સને ૧૮૮૩

સર રીચર્ડગાર્થનાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસટીસ માકફરસન ની રૂબરૂ

હરોનાથ ચઉધરી (પ્રતીવાદી) વી૦ નીશતારીની ચઉધરી વીગેરે (વાદીઓ)

અપીલ—પંચનો ઠરાવ—પંચનો ઠરાવ ફાઇલ કરવાની અરજી—તે બાબ તમાં હરકત.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની (શને ૧૮૮૨ ના આક ટ ૧૪) નીકલમ ૫૨૫, ૫૨૦, ૫૨૧

પાનું ૭૪. | જ્યારે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૨૫ પ્રમાણે સલાહનો ઠરાવ ફાઇલ કરવાને કોરટને અરજી ક રવામાં આવે, અને તેજ કાયદાની કલમ ૫૨૦ અગર ૫૨૧ મીમાં કહેલા કારણોથી તે ફાઇલ કરવાને હરકત લેવામાં આવે તો કોરટનો યોગ્ય ધારા જ તે અરજી કહાડી નાખી અરજદારને તે ઠરાવનો અમલ કરાવવાને દાવો કરવાનુ ફરમાવવુ જોઇએ કે જેથી તેનોબળવાનપણા વીરૂધની તમામ હરક તોનો બરોબર તપાશ કરી નીરણય થાય.

પણ જ્યારે તે સલાહનો ઠરાવ ફાઇલ કરવામાં હરકત લેવામાં ના

આવે અને કોરટ તે ફાઇલ કરવાનો હુકમ કરેલો તે હુકમ ઉપર અપીલ ચાલી શકવી નથી.

---

તા૦ ૨ આકટોબર સને ૧૮૮૩

મી. જશટીશ મીતર અને મી. જશટીશ પીગટ સાહેબોની રૂબરૂ.

ઊભયચંદ્ર મુકરજી વીરૂધ મહમદ શાબીર

કબજો—તે બાબત ફોજદારી કોરટનો હુકમ—સુલેહનો ભંગ થાય તે વી તકરાર—માજીસ્ટ્રેટની ફરજ—ક્રીમિનલ પરોશીજરકોડ (સને ૧૮૮૨ નો આકટ ૧૦)ની કલમ ૧૪૫

પાનું ૭૮ | ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૪૫ પ્રમાણે કામ ચલાવતા પેહેલાં માજીસ્ટ્રેટે પોતાની ખાત્રી કરવી જોઇએ કે સુલેહનો ભંગ થાય તેવી કાંઇ તકરાર છે કીંવા નહીં. અને જે સુલેહના ભંગની સુચના કરવામાં આવી છે તે ફકત ઊપરથી બતાવવાની છે કે નહીં અને દીવાની કોરટને યોગ્ય રીતે તપાસવા લાયક બાબતની વ્યવસ્થા કરવાને તેમને જણાવેલા છે કીંવા નહીં.

---

તા૦ ૧૫ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ મીતર અને મી૦ તોટનહામની રૂબરૂ

ફારશીંગ (પ્રતિવાદી) વી. દેવનારાયણશીંગ (વાદી)

ફરી તપાસ—અરજી કબુલ કરવી—તેની નોટીસ—એકની જગોએ બીજા આવે તેમની રૂબરૂ સુનાવણી—દીવાની કામ ચલાવવાનીરીતના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૬૨૪

પાનું ૮૦ | એક જડજે ફેંસલો આપેલો હોય તે ફેંસલાની ફરી તપાસની અરજી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૪ માં બતાવેલાં કારણો શીવાયના કારણથી તે જડજને આપવામાં આવી હોય, અને તે ઉપરથી તે જડજે સામા પક્ષકારને નોટીસ આપી હોય તો પછી તે જડજની જગોએ થનાર જડજ તે અરજીની સુનાવણી તેનો નીકાલ કરી શકે છે,

તા૦ ૨૬ જુલાઇ સને ૧૮૮૩

મી. જસ્ટીસ પ્રીનશેપ અને મી. જસ્ટીસ ઓકીનીલી સાહેબોની રૂબરૂ

કોરબાનઅલી ગીરેબા (વાદી) વી. સારોસપ્રસાદ આઇક વીગરે (પ્રતીવાદીઓ)

રજીષ્ટર આકટ (સને ૧૮૭૭ના ૩ જા)ની કલમ ૧૭—૨૧૦૦) ની એહંદરનું ખત—રજીષ્ટર કરાવવાની જરૂરી—પ્રથમ હક—ગીરો ખત—તાબા ની કોરટની ફરજો—હાયકોરટમાં એક બીજા વીરૂધ અભીપ્રાય.

પાનું ૮૨ | એક ગીરો ખત રૂ ૯૯)નુ દર મહીને દર સેંકડે બે ટકા ના વ્યાજ સાથે નવ માસ અને અગીઆર દીવસમાં પાછા

આપવાની શરતનુ હોવાને, તે રજીષ્ટર કરાવવાની જરૂર નથી. પરંતુ પાછ ળથી રૂ૧૯૫)નું રજીસ્ટર થએલુ ગીરો ખત લખી આપવામાં આવેલુ હોય તો તેનો શરૂઆતુ રૂ૯૯ ના ખત કરતાં પ્રથમ હક છે.

જે કોરટના તાબે નીચેની કોરટો હોય તે કોરટના એક સરખા ઠરા વો પ્રમાણે તેની કોરટો બંધાએલી છે. સબબ બીજી હાઇ કોરટે વીરૂધ અભીપ્રાય બતવેલો હોય તે પ્રમાણે ચાલી શકતા નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૪ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ પ્રીનશેપ અને મી૦ જસ્ટીસ ઓકીનીલીની રૂબરૂ

કેસરે હિંદ વી૦ પારાભાનાડા વીગરે.

હકુમત—ખાસ અખતીઆર સાથેનો અધીકારી—ફોજદારી કામ ચ- લાવવાની રીતીના કાયદા ( સને ૧૮૮૨ ના આકટ ૧૦) ની કલમ ૩૦ ૩૪ અને ૨૦૯

પા.નું.૮૫ | જે કામમાં કેટલાક પુરાવ ઉપરથી એમ જણાય છે કે મા જીસ્ટ્રેટી હકુમત ઉપરાંતના ગુનાનુ તોહોમત તોહોમતદાર

ઉપર રહી શકે તેવું હોયને માજીસ્ટ્રેટને ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૩૦ મી પ્રમાણે ખાસ અખત્યાર આપવામાં આવેલા હોય છે તો, તે કાયદાની કલમ ૨૦૯ પ્રમાણે તે ભાગીદ મુકરદમાની તપાસ કરે છે.

# દીવાની અપીલ,

તા૦ ૧૫ અગષ્ટ સને ૧૮૮૩

મી. જષ્ટીસ મીતર અને મી. જષ્ટીસ તોટનહામની રૂબરૂ

દેવપ્રસાદશીંગ (વાદી) વી. પરતાબ કાહરી (પ્રતીવાદી)

મુદતના આકટ (સને ૧૮૭૭ ના આકટ ૧૫)ની કલમ ૧૪—ચુકતી તતપરત્તાની સાથે દાવો ચલાવવામાં આવેલો હોય તે વખત બાદ કરવી—હકુમતની ખામી—તેવુંજ કારણ

પાનું ૮૬ | તા. ૨ સપટેંબર સને ૧૮૬૯ ના રોજ એક દાવો કેટલીક બાબતનો દાખલ કરેલો, તેમાં તા૦ ૩૧ અકટોંબર સને ૧૮૬૭ ના રોજના કબાલાની રૂઇએ જમાનનો કબજો મળવાનો દાવો રાખવામાં આવેલો છે આ દાવો કેટલાક દાવાના કારણો ખોટી રીતે એકઠા કરવાના કારણથી કાહાડી નાંખવામાં આવ્યો તારીખ ૧૪ એપ્રીલ સને૧૮૮૧ ના રોજ વાદીએ ફકત તે જમીનનો કબજો લેવા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવાને મુદતની હરકત નથી, કારણ કે વાદીએ દાવો જે કોરટમાં કરેલો તે કોરટે કલમ ૧૪ મીના અરથ પ્રમાણે હકુમતની ખાંમી જેવા કારણથી સાંભળી શકતા નહી હતા.

રાંમ સોભાગદાસ વી૦ ગોબીંદપ્રશાદના કામના ઠરાવ પ્રમાણે ચાલવામાં નથી આવ્યુ.

---

તા૦ ૧૩ જુન સને ૧૮૮૩

રમજાનખાંન (વાદી) વી૦ રહેમાન ચામર (પ્રતીવાદી)

બીજી અપીલ—છોટાનાગપુરના જમીનદાર અને સાંથે રાખનારના આકટ (બંગાળાનો સને ૧૮૭૯નો ૧ લા)ની કલમ ૩૭ ૧૩૭—સાંથની બાકી અને કબજો છોડાવવો તે બાબત દાવો

પાનુ ૮૯ | સને ૧૮૭૯ ના બંગાળાના ૧ લા આકટ પ્રમાણે સાંથની ચડેલી બાકી નહી આપવાથી ચડેલી સાંથ લેવા તથા કબજો છોડાવરાવવા દાવો કરવામાં આવેલો હોય તેમાં હાવ કોરટમાં બીજી અપીલ ચાલે છે આવા વરગના કામો તેજ આકટની કલમ ૧૩૭ મી પ્રમાણેનાં કામો નથી.

તા૦ ૩ આગષ્ટ સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફ જષ્ટીસ. મી૦ જષ્ટીસ માકડોનલ અને મી૦ જષ્ટીસ તોટનહામની રૂબરૂ

સને ૧૮૭૯ ના આકટ ૧ લાની બાબતમાં અને બોરડઓફ રેવન્યુને રેફરંસ કરેલુ તે બાબતમાં,

સ્ટાંપ આકટ (સને ૧૮૭૯ ના આ. ૧ લા)ની કલમ ૨૪—વેચાણના સર્ટીફીકેટ ઊપર સ્ટાંપ—ગીરોની જવાબદારી સાથે મીલકત વેચવામાં આવેલા—વ્યાજ—મીલકત બીજાને આપવા બાબતના આકટ (સને ૧૮૮૨ ના આકટ ૪ કલમ ૫૫ ની રકમ ૫ (ક).

પાનુ ૯૨ } જયારે મીલકત ગીરો અગર બીજા બોજાની જવાબદારી સાથે વેચવામાં આવી હોય ત્યારે, તે ગીરો અગર બીજી જવાબદારી સાધારણ હકીકત પ્રમાણે તે ગીરોનાં અગર બીજી જવાબદારીનાં નાણાં આપવામાં આવે તે ખરીદીનાં કીમતના અવેજનો કાંઇ ભાગ નથી.

વેચાણના અવેજમાં જે રકમ આપવામાં આવી હોય તે ઉપર નજર રાખી તે વેચાણના દસતાવેજ ઉપર સ્ટાંપ જોઇએ

---

તા૦ ૮ જુન સને ૧૮૮૩

ક્ષીરચંદ્ર મીતર (વાદી) વી૦ અનાથનાથ દે (પ્રતીવાદી)

વહેચણનું હુકમનામુ—કમીશનરનુ રીટર્ન કરવામાં આવેલુ નહી તે—ફરીથી ગીરો મુકવો—હુકમનામામાં આવી ગએલી જમીનનો ભાગ વાઙોતે ખરીદ કરવો—વહેચણ કરવાનો તેનો દાવો.

પાનુ ૯૭. } અમુક મીલકતમાં **અ** અને **બ** એક સરખે હીસે મળીઆરા માલેકો હતા. સને ૧૮૬૯ માં **બ** એ પોતાના હીસે અંગે રૂ૦ રૂપનો દસતાવેજ લખી **અ** ને ગીરો આપ્યો, ત્યાર પછી સને ૧૮૬૯ માં **અ** એ **બ** ઉપર વેહેચણ કરાવવાનો દાવો કરયો, અને સને ૧૮૭૦ માં વહેચણ કરાવવાને કમીસનર નીમવાનું અને વહેચણ કરવાનું ફરમાવવાને હુકમનામું કરયુ. આ કમીશન પાછુ મોકલવામાં આવેલુ નથી અને ખરી રીતે કાંઇ વહેચણ કરવામાં આવી નથી. સને ૧૮૭૩માં **અ** એ હીસાબ લેવાનુ તથા નાણા મળવાનુ અને તે આપવામાં કસુર કરવામાં આવે તો, તે મીલકત વેચાવવાનુ હુકમનામુ મેળવ્યુ. સને ૧૮૭૮માં **બ**

નો હીસ્સો વેચવામાં આવ્યો, તેમાંથી क એ ખરીદ કરીને તે क ને ત મીલકતનો કબજો આપવામાં આવ્યો. સને ૧૮૮૧ માં क એ अ ઉપર મીલકતની વહેંચણ કરવાને દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે क ની પાસે જે લહેણી રકમ નીકળે તે ના તેણે આપેલીછે, એમ માલમ ન પડતો. अ એ સને ૧૮૭૩માં જે હુકમનામું મેળવ્યુંછે, તેથી ખ ના તે છોડાવવાનો હક બંધ થએલો છે. માટે क ને મીલકત વેચાણ આપવામાં આવી તે વખતે ख ના તે છોડાવવાનો હક બંધ થએલો છે, અને ૧૮૭૦ ના હુકમનામાની રૂએ તે મીલકત વેહેંચણને પાત્ર રહેલી નથી. માટે સને ૧૮૮૧ ના દાવામા માગ્યા પ્રમાણે વહેંચણ થઈ શકેછે.

---

તા૦ ૬ સપટેમબર સને ૧૮૮૩.

સર રીચર્ડગાર્થ નાઈટ ચીફજસ્ટીસ, અને મી૦ જસ્ટીસ મ્યાકફરસનની રૂબરૂ.

રતીકાંત ભાઈનાજી વગેરે (પ્રતીવાદીઓ) વી૦ પ્રાણનાથ મીસરી વગેરે વાદીઓ.

સગીર, તણે કરેલો દાવો—વાદીને દાવો કરવાની કોરટની પરવાનગી—કોરટની મરજી--સને ૧૮૫૮ નો આકટ ૪૦—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૪૪૦--દાવાની અરજી પાછી આપવી.

પાનુ ૧૭૨. | સગીરની તરફથી ખુશીથી જે વાલી હોય તેનો દાવો કરવાનો હક નથી. દાવા કરવાની પરવાનગી આપવી, અગર નહી આપવી તે કોરટના કુલ અખતીઆર ઊપરછે.

જ્યારે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૪૦ના ઠરાવ વીરૂધ અગર સને ૧૮૫૮ ના આકટ ૪૦ ના ઠરાવ વીરૂધ દાવો કરવામાં આવે તો, તે ભુલ દુરસ્ત કરવા માટે તે દાવાની અરજી પાછી આપવી એ કોરટને યોગ્ય ઈનાજ છે.

---

તા૦ ૩૧ અગષ્ટ સને ૧૮૮૩.

સર રીચર્ડગાર્થ નાઈટ ચીફ જસટીસ અને મી૦ જસ્ટીસ માકફરસનની રૂબરૂ.

રૈમકુમાર ગોઝ(હુકમનામાનો દેણદાર) વી૦ પ્રસોનો કુમાર સાન્યાલ વીગરે (હુકમનામાવાળા)

ખર્ચ–રીવાજ–તરજુમાનુ તથા છાપવાનુ ખર્ચ–પ્રીવી કાંઊંનશીલમાં અપીલ કરવી.

બાનુ ૧૦૬. | હાયકોરટે સરટીફીકેટ આપ્યા પ્રમાણેનુ છાપણીનું તથા તરજુમાનુ ખરચ પ્રવીકાંઊનશીલમાં અપીલ કરવાના ખરચનો જ ફરીઆત ભાગછે.–

તે ખરચની રકમ હાયકોરટને નકી કરવાની છે, અને પ્રીવીકાંઊનશીલ ઓફીસથી નકી કરવાની નથી.

---

## પ્રીવીકાંઊંસીલ

તા૦ ૧૩ અને તા૦ ૧૮ જુલાઈ સને ૧૮૮૩

સરેંદ્રનાથ બાનરજી વી૦ બંગાળાની હાયકોરટના ચીફ જસ્ટીસ અને જડજ સાહેબો—

બંગાળાની હાયકોરટના ઠરાવ ઉપર અપીલ,

પાનુ ૨૦૯ } હીંદુસ્તાનના ઈલાકાની હાયકોરટો ઊંચા વરગની હાયકોરટો છે. માટે તે કોરટોનો તીરસ્કાર કરવાની બાબતનો તેમનો અધીકાર ઇંગલાંડમાં ચડતા વરગની કોરટોને જે અધીકાર છે તેજ છે. જે કામનલા" ના ભાગ તરીકે અખતીઆર હતો, તે આ હાયકોરટને જ્યારે તે ઈલાકાના સહેરોમાં સ્થાપવામાં આવી ત્યારે આપવામાં આવેલોછે.

જ્યારે કોરટ બેઠેલા ના હોય અને કોરટની બહાર કોરટની આબરૂને હાની પહોંચે તેવું છાપી કોરટનો તીરસકાર કરવામાં આવે તો હીંદુસ્તાનના ફોજદારી કાયદામાં તે બાબત કાંઇ નથી. બાબ ૨૧ મામાં "આબરૂને નુકશાન" બાબતમાં કાંઇ નથી, તેમ બીજી જગોએ પણ જે "લાયબલ" પ્રશિધ કરવાથી જડજનો તેના ન્યાયની લાયકાઇનો વીચાર થાય તે બાબતમાં અથવા તેમની નોકરીનુ કામ બજાવવામાં તેની વરતણુક બાબત વીચાર થાય તેવો તીરસકાર કરવા બાબત શીક્ષા કરવાનો ઠરાવ નથી, પ્રશીધ કરનારને આબરૂને હાની કરવા બાબત તે કાયદા પ્રમાણે શીક્ષા થઇ શકેછે તેથી હાયકોરટનો તીરસકાર કરવા બાબત સંક્ષેપ રીતે શીક્ષા કરવાનો અખતીઆરછે તે જતો નથી. તેને તે પ્રમાણે દંડ, કેદ અગર તે બેઉની શીક્ષા થઇ શકેછે.

સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫ મી છે. કે હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણેના તમામ ગુના તથા

બીજા તમામ કાયદા મુજબ જે ગુના બાબત શીક્ષા થાય છે તે સબંધી નું કામ ચલાવવાની રીતિ વીશેછે, પણ તેમાં હાયકોરટ બારાજેલી ના હોય, અને હાયકોરટની બહાર "લાયબલ" છાપી હાયકોરટનો તીરસ્કાર કરવામાં આવે તે સંબંધી નથી. પછી તે તીરસકારમાં આબરૂને નુકશાની આવી જતી હોય તેની ચીંતા નહી. આવા તીરસ્કાર તે આબરૂને નુકશાન કરવા કરતાં પણ વધારે છે, અને તે જુદારૂપનોછે.

તીરસ્કાર બાબત કમીટ કરવાની જે હાયકોરટની હકુમતછે તેને ફોજદારી કાંમ ચલાવવાની રીતીના કાયદાથી હરકત થતી નથી.

"કામનલા" પ્રમાણે દરેક કોરટ "ઓફરીકાર્ડ" ને કોરટનાં તીરસ્કાર ની બાબતમાં પોતેજ કોરટ અને ન્યાયાધીશછે.

---

## દીવાની અપીલ.

તા૦ ૬ સપટેમબર સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ અને મી, જસ્ટીસ માકફર્સન સાહેબોની રૂબરૂ.

દુરગાચર્ણશાહા વીગરે (પ્રતીવાદીઓમાંથી બે મુખ્ય પ્રતીવાદીઓ) વી૦ નીલમોનીદાસ વીગરે (વાદીઓ).

સગીર—તેમનો કરેલો દાવો—દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો (સને ૧૮૮૨નો આકટ ૧૪) ની કલમ ૪૪૦—સગીર તરફથી ઇષ્ટ મીત્રનો દાવો—સને ૧૮૫૮ આકટ ૪૦ ની કલમ ૩—સરટીફીકેટ.

પાનું૧૩૪. દીવાની કામ ચલાવવાંની રીતીના કાયદાની કલમ ૪૪૦ મી સાથે સને ૧૮૫૮ ના આકટ ૪૦ ની કલમ ૩ વાંચતાં તે કલમ ૩ નો હેતુ એછે કે સગીર વાદીએ પોતાના ઇષ્ટ મીત્ર ની મારફતે હમેશા ફકત દાવો કરવો જોઇએ, એટલુંજ નહીં પણ જયારે સગીરની મીલકત સબંધી તે દાવો હોય તો સગીરની તરફથી જે સક્ષ હાજર થાય તેણે તે આકટ પ્રમાણે સરટીફીકેટ મેળવવું જોઇએ, અગર તે દાવો ચલાવવાને કોરટની પરવાનગી મેળવવી જોઇએ.

કોરટે દાવાની અરજી ફકત દાખલ કરી હોય તેથી તે મંજુરી પુકત રીતે આપવામાં આવીછે, એમ થતુ નથી.



તા૦ ૧૦ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ મેકડોનલ્ડ અને મી૦ જશટીસ તોટનહામની રૂબરૂ.

ખીરચંદ્ર માણકીયા (વાદી) વીરૂધ ઈશનચંદ્ર બરધન વીગરે (પ્રતીવાદીઓ).

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૪૩૨—હીંદુસ્તાનમાં અંગરેજી રાજની કોરટમાં સ્વતંત્ર રાજાનો દાવો—દાવાની અરજીમાં દાખલ કરવાને કબુલ કરેલો એજંટ.

પાનુ ૧૩૬ } દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૨ થી હીંદુસ્તાનમાં અંગરેજી રાજ્યની માંહેની કોરટમાં સ્વતંત્ર રાજાને પોતાના નામથી અને તે કલમ પ્રમાણે નીમાએલા મુખતીઆર શીવાયના કબુલ કરેલા મુખતીઆરની મારફતે દાવો કરવાને અટકાવ થતો નથી.

---

તા૦ ૨૯ જુન સને ૧૮૮૩

મી૦ જસટીસ પ્રીનશેપ અને મી૦ જસટીસ ઓફીનીલીની રૂબરૂ.

હરીચરણદાસ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ નીમાઇચંદ કેવળ (વાદી)

હીંદુશાસ્ત્ર—લગન—સગાઇ અને સંગા લગનો—વીધવાનું પુનરલગ્ન.

પાનુ ૧૩૮ } અ પોતાના બાપની હયાતીમાં બીન ફરજંદે વીધવા થઇ. પછી તેણીએ સંગા લગન કરયું અને તે લગનથી તેણીને બે છોકરા થયા હતા તેણીના બાપના મરણ પછી અ ના વારસાના હક બાબત તકરાર કરવામાં આવી હતી. વીધવાના પુનરલગનનો બા સુદ્રમા કે જે જાતના પક્ષકારોછે તેમનામાં કરવાનો રીવાજ છે, એમ સાબેત થએલુછે. તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે રીવાજ બળવાન છે. અને અ નો હીંદુશાસ્ત્ર પ્રમાણે પોતાના બાપની વારસ થવાનો હક છે.

---

## ફોજદારી અપીલ.

મી૦ જસ્ટીસ પ્રીનશેપ અને મી૦ જશટીશ તોટનહામ સાહેબોની રૂબરૂ.

હરીચરણ ચક્રબતી વીગરે વી૦ કેસરેહીંદ

જવાબનો હક—બચાવની તરફથી સાહેદી બોલાવવામાં આવેલા નહી—ફરીઆદ ચલાવનારનો ઉતર—તીપાશ વખતે મોંડામાં રેફરંસ કરવું

—જડજે કેદીનો તપાસ કરવો—જે સવાલો પરવાની આપવા લાયક હોય તે સવાલોનો પ્રકાર—ઠરાવ બાબત જયુરીને પુછવું—ક્રિ૦ પ્રો૦ કોડ સને ૧૮૮૨ ના આક્ટ ૧૦) કલમ ૨૮૯, ૨૯૦, ૩૦૩, ૩૦૭, ૩૪૨.

પાનું ૧૪૦ } ફરીઆદ તરફનો પુરાવ બંધ થયો એટલે બચાવ તરફના આટરનીએ જડજને જવાબમાં કહયું કે મારો ઇરાદો સાક્ષીઓને બોલાવવાનોછે. તેથી કોરટે તે કામ બંધ રાખ્યું. પછી બીજે દીવશે તે આટરનીએ કહયુ કે ફરીથી વીચાર કરતાં સાક્ષીઓને બોલાવવાનો મારો ઇરાદો નથી. તેથી જડજે પ્રોશીકયુટરને જવાબ આપવાને પરવાનગી આપી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે ક્રીમીનલ પ્રોશીજરકોડની કલમ ૨૮૯ અને ૨૯૨ ના સખત અરથ પ્રમાણે આ પ્રમાણે થાય, પણ બચાવ તરફથી જયારે કોઇ સાહેદી બોલાવવામાં આવેલો ના હોય ત્યારે પ્રોશીકયુટર જવાબ આપે તેવો કાયદો કરનારનો કોઇ દીવસ ઇરાદો નથી. કાયદાનો હેતુ દેખીતી રીતે એક બાંજુના પુરાવ ઉપર બીજી બાજુને ટીકા કરવાનો લાગ આપવાનો છે. અને આવા કામમા પ્રોશીકયુટરને વધારે ફાયદો આપવાનો નથી.

તપાસ ચાલતાની દરમીઆનમાં ટેલર વઇદકશાસ્ત્રની પ્રખ્યાત ટીકા જોઇ શકાય છે. હાતીમ વી૦ કુશરેહીંદનાં કામમાં થએલા ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૨ મી પ્રમાણે જડજ કેદીને તપાસે તે દરમીઆનમાં તેને તે જડજે ઉલટ તપાસવો એ બરોબર નથી, કેદીના વીરૂધ જે હકીકત પુરાવમાં આવેલી હોય તે હકીકતનો ખુલાશો કરવાને જે સવાલો હોય તેજ પુછી શકાયછે.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૦૩ પ્રમાણે જયુરીનાં ઠરાવ શુંછે તે નકી કરવાને જે સવાલોની જરૂર હોય તે પુછવાને જોકે જડજને અખ્તયાર છે, તોપણ એવો કાંઇ ઇરાદો નથી કે જુદા એકમત થએલા નથી એવુ નકી થાયતો ઘણો મત કેવો છે તે જાણવાને જડજ બારીકાઇની તપાસ કરે કે જેથી પોતાના અભીપ્રાય શાથે તે ઘણાવો મત મળતોછે, કે નહીં તે જાણી તે કબુલ કરવાનો અગર ના મંજુર કરવાને તેમને લાગ મળે જડજનો અભીપ્રાય ગમે તેવો હોય પણ જો તેણે એટલુ બધુ જઇ પુછેકે બરોબર જયુરીમાં ઘણો મત કેવો છે,

તો જડજે કાંઇ પણ આનાકાની વીના તે ઠરાવ કબુલ કરવો જોઇએ, અને જો તેમનો અભીપ્રાય વીરૂધ હોયતો, તેમણે કલમ ૩૦૭ મીમાં ફરમાવ્યા પ્રમાણે ચાલવું જોઇએ.

કેદી અગર તેનો કાંઊશીલ પોતાનો પુરાવ આપવો અગર ના આપવો તે તેની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે કરવાને મુખત્યાર છે. સબબ તે પુરાવ આપે કીંવા નહી તેથી તેના વીરૂધનું કાંઈ પણ અનુમાન થઇ શકતુ નથી.

---

## ફુલબેંચ.

તા૦ ૧૩ સપટેમબર સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફજસ્ટીસ મી૦ જસ્ટીસ મીતર, મી. જસ્ટીસ મેકડોનલ, મી. જસ્ટીસ પ્રીનશેપ, અને મી. જસ્ટીસ તોટનહામની રૂબરૂ.

શીબક્રીસ્ટો સાહા ચોધરી વીગરે (પ્રતીવાદીઓ) વી. એ. બી, મીલર બંગાળાનો તથા કીશનચંદ્ર ગોલેછાનો આફીશીઅલ અસાઇની (વાદી)

નાદારી—ફેંસલો થતા પહેલાં જપ્તી—મીલકત મળવાનો હુકમ—ઓફીશીઅલ અસાઇનીનો દાવો.

પાનું ૧૫૦ એક લેણદારે પોતાના દેણદારની ફેંસલો થતા પહેલાં કેટલીક મીલકત જપ્ત કરાવી. તે જપ્તીની તારીખ અને પાછળથી હુકમનામુ મેળવવામાં આવ્યુ તે વચમાં મીલકત મળવાનો ઓફીસીઅલ અસાઇનીએ હુકમ મેળવ્યો, ઓફીસીઅલ અસાઇનીએ તે જપ્તી ખસેડવાને તથા તે મીલકત વેચાતી અટકાવવાનો તાકીદી હુકમ મળવાને દાવો કરયો. અસલ કોરટે ઓફીસીઅલ અસાઇનીના લાભમાં હુકમનામુ કરયું. આ કામ ફુલબેંચની રૂબરૂ આવતાં ઠરાવવામાં આવ્યુ કે (જસ્ટીસ મેકડોનલ, જસ્ટીસ તોટનહામ અને જસ્ટીસ પ્રીનશેપ) જ્યારે હુકમનામુ થતાં પહેલાં જપ્તી થએલી હોય અને તે હુકમનામુ થતા અવલ નાદારીમાં તે મીલકત ઓફીશીયલ અસાઇનીને તે સોંપવાનો હુકમ થાયતો તે હુકમથી હુકમનામાના લેણદારને તે મીલકત ઉપરનું પોતાનું હુકમનામુ બજતાં અટકાવ થાય છે.

તે વીરૂધ ચીફ જસ્ટીસ ગાર્થ, અને મી૦ જસ્ટીસ મીતરના અભી-

પ્રામમાં આવ્યું કે સને ૧૮૮૨ ના આક્ટ ૧૪ માના ૩૪ મા બાબ પ્રમાણે કોરટને ફેંસલો થતા પહેલાં તે જપ્તી ખસેડવાનો હુકમ કરવાને અગર ઓફીશીઅલ અસાઇનીની બાબત ઉપરથી લીલાંમ બંધ રાખવાનો અખ્તયાર નથી.

---

તા૦ ૧૩ સપટેંબર સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ, મી૦ જસ્ટીસ મીલર. મી૦ જસ્ટીસ મેકડોનલ, મી૦ જસ્ટીસ પ્રીનસેપ. અને મી. જસ્ટીસ તોટનહામની રૂબરૂ.

મુથોરા કંથ શાહા વીગરે (વાદીઓ) વી. ઇંડીઆજનરલ સ્ટીમનાવીગેશન કંપની (પ્રતીવાદીઓ)

હુડા ભાડાંવાળા, તેમની જવાબદારી—હુડા ભાડાવાળા--ઇંગરેજી "લા"—કરાર આક્ટ (સને ૧૮૭૨ ના આ૦ ૯)ની કલમ ૧૫૧, ૧૫૨મી હુડા ભાડાવાળાના આક્ટ (સને ૧૮૬૫ નો આ. ૫ મો)—(સને ૧૮૭૯નો આક્ટ ૪ થો)—રેલવે આક્ટની કલમ ૧૦ કરાર આક્ટ કરવાના હેતુ અને સબબો કહેવામાં આવેલા તે.

પાનું ૧૬૬ } સને ૧૮૬૫ નો હુંડા ભાડાવાળા સબંધીનો આક્ટ મંજુર થતી વખતે જે ઇંગરેજી "લા" મુજબ હુડા ભાડાવાળાની જે જવાબદારી ઇંગલાંડના "કામનલા" પ્રમાણે જે હતી તેજ હજુ આ દેશમાં ચાલુ છે, અને તેને હિંદુસ્થાનના કરાર આક્ટના ઠરાવોથી હરકત થએલી નથી. કુવરજી તુલશીદાસ વી. જી. આઇ. પી. રેલવે કંપનીના કામના ઠરાવથી જુદા પડવામાં આવ્યું.

પ્રતીવાદીઓની આગબોટોમાંની એક આગબોટમાં અમુક માલ લઈ જવાનો હતો, તે ગુમ થયો, અને તે સને ૧૮૬૫ ના હુડાભાડાવાળા સબંધી આક્ટ ૩ જા પ્રમાણે તે વાદીઓને તે લઈ જવા સારૂ સોંપવામાં આવેલો હતો, હકીકતની બાબતમાં એક એવું ઠરાવવામાં આવ્યું કે મજકુર માલ જેટલો, જેવો, અને જેટલી કીમતનો હતો તેવા માલનો હરકોઇ સામાન્ય રીતના ડહાપણવાળો સખસ જેમ પોતાની મીલકત હોયને સંભાળ રાખે તેવી સંભાળ રાખવામાં આવી હતી. પણ તે માલ કાંઇ ઇશ્વરી કૃત્યથી અગર માહારાણીના દુશમનોને લીધે ગુમ થએલો નથી, તેમ સને ૧૮૬૫ ના આક્ટ ૩ ની કલમ ૬ માં ઠરાવ્યા પ્રમાણેનાં

ખાસ કરાર નહી હતો તેમાં ઠરાવવામાં આવ્યુ કે કરાર આકટની કલમ ૧૫૧, ૧૫૨ મી લાગુ થતી નથી, અને પ્રતીવાદીઓ ગુમ થએલા માલના જવાબદાર છે.

---

## ફોજદારી અપીલ.

મી. જસટીસ મીતર અને મી. જસ્ટીસ ફીલ્ડની રૂબરૂ,

નોબીન ક્રશ્ન મુકરજીની અરજી બાબતમાં

નોબીનક્રશ્ન મુકરજી વી. સુબરગાંન મ્યુનીશીપાલીટીના ચેરમેન.

માજીસ્ટ્રેટોનું બેંચ—મ્યુનીશીપલ ગુન્હો—મ્યુનીસીપાલીટીનો પગાર વાળો અધીકારી—તેની ના લાઇકાઇ—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૦)ની કા૦ ૫૫૫

પાનુ૧૮૪ ⎫ ક્રીમીનલ પ્રોશીજરકોડની કલમ ૫૫૫ મીમાં ગમે તેવો ઠ ⎬ રાવ હોય તોપણ મુનશીપલ કાયદા અગર ધારા વીરૂધ ગુનાની ⎭ સાબેતીનો હુકમ જે માજીસ્ટરેટની કુલબેંચમાં મુનીશીપાલીટીનો પગારવાળો અધીકારી હોય તેમની રૂબરૂનો હોયતો તે બરાબર નથી.

---

## પ્રીવીકાંઊનશીલ.

તા૦ ૭ જુન અને તા૦ ૩૦ જુન સને ૧૮૮૩

મોના કોનવારી (વાદી) વી. જગત શેઠાની (પ્રતીવાદી)

બંગાળાની હાય કારટના ઠરાવ ઊપર અપીલ,

મુદતના આકટ (સને ૧૮૫૯ના ૧૪)ની કલમ ૨૨—રજીસ્ટર આકટ (સને ૧૮૬૬ ના આ, ૨૦)ની કલમ ૫૩-રજીષ્ટર થએલા કરારની રૂઇએ "હુકનામુ"—સંક્ષેપ ઠરાવ—હુકમનામાની બજાવણીમાં લીલામ બંધ કરવાની અરજી—પ્રતીબંધ પુરાવ આકટ (સને ૧૮૭૨ નો ૧ લો)ની કલમ ૧૧૫

પાનુ૧૯૬ ⎫ સંક્ષેપ ઠરાવનો હેતુ જે કામ સંક્ષેપ રીતે ચાલી કરવામાં આ ⎬ વેલા હોય તે છે માટે સને ૧૮૬૬ ના આ, ૨૦ની કા, ૫૩ ⎭ પ્રમાણે જે "હુકમનામુ" કરવામાં આવેલુ હોય તે સંક્ષેપ ઠરાવ છે, રેગ્યુલર દાવામાં જે ફેંસલા હુકમનામા અગર હુકમ કહેવાતા હોય તેને શને ૧૮૫૯ના આકટ ૧૪ ની કલમ ૨૦ લાગુ થાય છે, અને તેજ આકટની કલમ ૨૨ મી તે સીવાયના તમાંમ ઠરાવોને લાગુ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે.

અને ૧૮૬૬ના આક્ટ ૨૦ ની કલમ ૫૩ પ્રમાણે અને ૧૮૬૭ મા ને હુકમનામુ કરવામાં આવેલું છે તેની બજાવણીની બાબતમાં મુદત વીશે સને ૧૮૫૯ ના આ, ૧૪ની કલમ ૨૨ મીમાં ઠરાવ છે.

હુકમનામાની બજાવણીમાં થતું લીલામ બંધ રાખવાની અરજી તે એવી ઈરાદાવાળી નથી કે જેથી હુકમનામાવાળો માને કે હુકમનામાનો દેણદાર તે હુકમનામુ કારદેસર રીતે બજી શકે તેવું છે, અને સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના આક્ટની કલમ ૧૧૫મી પ્રમાણે પરતીબંધ થતો નથી આવી અરજી આપવામાં આવી હોયતો પણ હુકમનામાનો દેણદાર એમ બતાવી શકે છે કે હુકમનામાની બજાવણીને મુદતની હરકત છે,

## ફોજદારી અપીલ.

તા૦ ૨૩ નવંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ મીતર અને મી૦ જસટીસ ફીલ્ડ સાહેબોની રૂબરૂ

ચંદીચરણ બટા આરજી વીગેરે વી૦ હેમચંદ્ર બાનરજી

ક્રીં પ્રો, કોડ (સને ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૪૩૭—તે પ્રમાણેની તજવીજ—તોહોમતવાળા વીરૂધ પ્રાશીડીંગ—નોટીસ.

પાનુ ૨૦૭ | ફોજદારી કામમાં નોટીસ આપ્યા વના તહોમતવાળાની બાબતમાં એવો હુકમ કરવો નહી જોઈએ કે જેથી તે હુકમ વીરૂધ તે હાજર થઈ કારણ બતાવી શકે.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭ પ્રમાણે આ મુક માજીસ્ટ્રેટને તેમનું નામ દઈ તપાસ કરવાનું ફરમાવવાને શેશન જડજને અખત્યાર નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭ માં વધારે તપાસ કરવાનો વીચાર કરવાનોછે, તે વધારે હકીકત ઉપરથી કરવાનો છે, પણ માજીસ્ટ્રેટે તે પુરાવા ઉપરથી પ્રથમ તપાસ કરેલી હોય તેના તે પુરાવા ઉપરથી તે ફરી તપાસ કરવાની નથી.

## દીવાની અપીલ.

તા૦ ૧૨ મારચ સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થનાઈટ ચીફ જસટીશ, મી૦ જસટીસ પ્રીનશેપ, મી૦ જસટીશ વીલશન અને મી૦ જસટીશ ઓકીનલીની રૂબરૂ.

મોહેસ્વરદાસ (વાદી) વી૦ કારટર (પ્રતીવાદી)

રેલવે કંપની–તેમની જવાબદારી–નુકશાન બાબત–ખાસ કરાર–રેલવે આકટ (શને ૧૮૭૯ નો ૪ થો) ની કલમ ૧૦–કરાર આકટ (સને ૧૮૭૨ ના આકટ ૯) ની કલમ ૧૫૧–૧૬૧—ભુડાભાડાવાળા.

પાનું ૨૧૦ | વાદીએ કેટલાક માલ લેઇ જવા શાર ઇશટઇંડીઆં કંપનીને આપ્યો, અને શને ૧૮૭૯ ના આકટ ૪ થાની કલમ ૧૦ પ્રમાણે ગવરનર જનરલ ઇનકાંઉીનશીલે મંજુર કરેલા નમુના પ્રમાણે ખાશ કરાર ઉપર તે વાદીએ સહી કરીને તે માલ રવાને કરતાં પેહેલાં, તે રવાને કરયો હોય તે દરમીઆનમાં અને ત્યાર પછી કાંઇપણ કારણથી ગુમ નાશ, બીગાડ અગર તેને નુકશાન થાય, તો તે કંપનીની કસુર નથી અને જવાબદાર નથી એવું ઠરાવેલું છે, તે માલ ઓછો આપવામાં આવ્યો. તેથી વાદીએ તેની કીમત લેવા દાવો કરયો.

ચીફ જશટીશ ગાર્થ, જશટીશ પ્રીનશેપ અને જશટીશ વીલશન સાહેબોએ ઠરાવ્યું કે રેલવે કંપનીના હવાલામાં જે મુદત તે માલ રહે તે દરમીઆનમાં કાંઇપણ કારણથી માલનું નુકશાન થયું હોય તો, તે જવાબદાર નથી, કારણ કે શને ૧૮૭૯ ના આકટ ૪ થા ની કલમ ૧૦ પ્રમાણે કંપની જવાબદાર નથી, એવો ખાસ કરાર વાદીએ કરેલો છે.

જષ્ટીસ ઓફીનલી સાહેબના અભીપ્રાયમાં આવ્યું કે રેલથી લઇ જનાર ભુડાભાડાવાળાને કરાર આકટની કલમ ૧૫૧ અને ૧૬૧ મી લાગુ થાય છે કીંવા નહી. પરંતુ એમ ધારીએ કે આ કલમો લાગુ થતી નથી, તો પણ ભુડાભાડાવાળા સબંધીનો આકટ મંજુર થતાં પહેલાં રેલવે કંપની ભુંડાભાડાવાળાની સ્થીતીમાં થાય; તેથી ખાશ કરારને લીધે તેઓનો પોતાનો બચાવ કરવાનો હક છે.

---

તા૦ ૩૦ અગષ્ટ સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થનાઇટ ચીફ જસ્ટીશ, મી૦ જસ્ટીશ પ્રીનશેપ સાહેબોની રૂબરૂ.

અરજન (વાદી) વી૦ રાખાલચંદરાવ ચઉધરી અને સેક્રેટરી આફ સ્ટેટ ફોરઇંડીઆ ઇનકાંઉીનશીલ (પ્રતીવાદીઓ)

રસ્તે થઇ જવા આવવાનો હક—ઇઝમેંટ—મુદતના કાયદા (શને ૧૮૭૭ ના આકટ ૧૫) ની કલમ ૨૬–હક તરીકે વાપર–ભોગવટાનો હક.

પાનુ૨૧૪ } હીંદુસ્તાનના મુદતના કાયદાની કલમ ૨૬ મી પ્રમાણે રસ્તે થઇ જવા આવવાનો હક અગર બીજી કોઇ જાતનો ભોગ વટા જેની વીરૂધ મેળવવાનો હોય તે કારણસર વીરૂધ માલેકને ભોગવટા ના ઉપભોગ વીશે માહીતગારી હોવી જોઇએ. એવી જરૂર નથી. આ બા બતમાં આ કાયદાની રૂએ આવો હક મેળવવા વીશે, આ કાયદામાં અને અંગરેજી ભોગવટાના કાયદામાં તફાવતછે.

---

તા૦ ૬ સપટેમબર સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફજસ્ટીસ, અને મી૦ જસટીસ મ્યાકફર શન સાહેબોની રૂબરૂ.

મીનાકુંવારી બીબી (પ્રતીવાદી) વી૦ જગતસેઠાની બીબી વીગેરે (વાદીઓ)

હુકમનામાની બજાવણીમાં થતુ લીલામ—પાછળથી લીલામ રદ કરવા માં આવ્યું—હુકમનામાની બજાવણીને મુદતના કાયદાની હરકત માલમ પડ વી—ખરીદદાર પાસેથી મીલકત પાછી મેળવવાનો દાવો—

પાનુ૨૨૦ | એક લેહેણદારે પોતાના દેણદારના ઉપર હુકમનામુ મેળવ્યું. અ ને તે હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરી, અને તે બજાવ વાનો હુકમ મેળવ્યો. આ દરખાસ્તના વીરૂધ હુકમનામાના દેણદારે મુદત ના કાયદાની હરકતથી તે હુકમનામુ બજી શકતુ નથી, એવી હરકત લીધી. પ ણ તેમાં તે નીશફળ થયો. હુકમનામાના દેણદારની કેટલીક મીલકત જપ્ત થઇ, અને તેની બજાવણીમાં વેચાવવામાં આવી, અને હુકમનામાના લેણ દારેજ ખરીદ કરી, પછી તે વેચાણ બહાલ રાખવામાં આવ્યું અને ખરી દદારને તે વેચાણનું સરટીફીકેટ આપવામાં આવ્યું. ત્યાર પછી હુકમનામા ની બજાવણીના હુકમ ઉપર હયકોરટમાં થએલી અપીલ સુનાવણી ઉપર આવ્યું, તેમાં તે હાયકોરટે ઠરાવ્યું કે મુદતના કાયદાની તે બજાવણીને હ રકતછે, એજ શખશ હુકમનામાનો દેણદાર હતો, તેણે ખરીદદાર પાશેથી મીલકત પાછી લેવાનો રેગ્યુલર દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો રેગ્યુલર દાવામાં આ વેચાણ રદ કરાવવાનો હક છે, જાહાનઅલી વી૦ જાઆફ્ફલી ચઉધરી (૧)ના કામના ઠ રાવમાં ફેરફાર બતાવવામાં આવ્યો.

---

# અસલ દીવાની.

## તા૦ ૩ અને ૪ ડીશેંબર સને ૧૮૮૩

### મી૦ જસ્ટીશ પીગટ સાહેબની રૂબરૂ

ગોપીનાથ મુકરજી વીગરે વી૰ કાળીદાશ મલીક વીગરે

તાકીદી હુકમ—દરમીઆન તાકીદી હુકમ—સુનાવણી જારી રાખવાના કારણો—હીંદુશાસ્ત્ર—વીધવાએ બીજાને મીલકત આપવી—હવે પછી વારસ થનારની કબુલત—દુરના પાછળથી થનાર વારશોનો હક.

પાનું ૨૧૫ } એક હીંદુ પોતાની વીધવા તથા પાછળથી થનાર નજીકના વારસ अ ને અને પાછળથી થનાર દુરના વારસ ब અને क મુકીમરણ પામ્યો, તે વીધવાએ લેહેણું વસુલ કરવાનું શરટીફીકટ મેળવ્યું પણ તે શરટીફીકટમાં શરકારી કાગળીયાની વ્યવસથા કરવાને કાંઇ અખત્યાર આપવામાં આવેલો નહી. પછી क એ તે વીધવા ઉપર તેણીના ધણીએ લખી આપેલી પ્રામીશરીનોટની રૂઇએ દાવો કરયો, અને હુકમનામુ મેળવ્યું પછી તે વીધવા અને ड ઉપર તે હુકમનામુ રદ કરવા अ એ દાવો કરયો એવા કારણથી તે હુકમનામુ કપટથી તે બેઊએ જઇ કરાવેલુંછે, अ એ અવેજ લઇ પોતાનો પાછળનો વારસ થવાનો હક છોડી દીધો, અને આ દાવાનું સમાધાન કરવામાં આવ્યુ તેથી ब અને क એ તે વીધવા, ड અને अ ઊપર પ્રથમનું હુકમનામુ રદ કરાવવા દાવો કરયો, એવું ઠરાવીને કે સદરહુ સમાધાન પ્રમાણે જે હુકમનામુ કરવામાં આવેલ છે તે સદરહુ કપટનું હુકમનામુ કાયમ અગર મંજુર ઠરાવવાને અમલમાં લાવી શકાય તેવું નથી, અગર વીધવાનો સરકારી કાગળીયાનો વ્યવસ્થા કરે તેવો અખત્યાર વધે તેવું નથી, અને પછી તેમાં તેઉએ દરમીયાંન તાકીદ હુકમ મેળવ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે વિધવાએ અને તેણીની પછી તરતના થનાર વારશે ત્યાર પછી થનાર વારશોની કબુલત શીવાય મીલકત બીજાને આપેલી તે ત્યારપછીના થનાર વારશોને બંધનકારક છે કે નહી એ સવાલનો જવાબ નાકારમાં દેવાને કોરટ તઇઆર થાય, પણ તે સવાલ કોરાણે રાખતાં પણ કામની હકીકત પ્રમાણે જ્યારે વાદીએ જે આરોપો રાખેલા છે તે મુખત્યુબાતીનો પુરાવ લેઇ તે સાચા છે કે જુઠા

તેનો તપાસ કરવાની સુનાવણી કરતા સુધી તે દરમીઆન તકીક હુકમ જારી રાખવામાં આવે નહી તો, કોરટ પોતાનો અખતીઆર બરાબર વાપરયો નહી એમ થાય.

---

## પ્રીવીકાઉનશીલ.

તા૦ ૨૦ અને તા૦ ૩૦ જુન

કાલી કોમલ મોજુમદાર વગેરે (પરતીવાદી) વી૰ ઉમાશંકર મોઇત્રા (વાદી) (બંગાળાની હાય કોરટના ઠરાવ ઊપર અપીલ)

હિંદુશાસ્ત્ર—વારસો—માની બાજુ તરફ દત લીધેલા છોકરાનો વારસો

પાનું ૨૩૨ બંગાળામાં શાસ્ત્ર ચાલુ છે તે પ્રમાણે વારસની બાબતમાં (થોડાક દતકચંદ્રીકા અને દતક મીમાંસામાં જે દાખલાઓ બતાવેલા છે તે શીવાય) દતક લીધેલા છોકરાનો પોતાના અસલ કુટુંબમાં જેવો હક છે તેવોજ તેને દતક લેનારના કુટુંબમાં હક છે. માટે તેને તેના વંશમાં તેમજ સરખી પેહેડીમાં વારશો મળે છે. પદમા કુમારી દેબી ચઉધાંણી વી. ધી. કોરટ ઓફ વારડસના કામનો ઠરાવ જો તેમાં આપેલો અને તે પ્રમાણે ચાલવામાં આવ્યુ, સબબ ઠરાવવામાં આવ્યુ કે એક છોકરાને વીધવાએ પોતાના ધણીના આપેલા અખ્તીયારથી દત્ત લીધેલો હોયતો તે વીધવાના મરણ પછી તે છોકરો તે વીધવાના કાકાનો વારસ થઈ શકે છે.

---

તા૰ ૧૦ અને તા૰ ૧૧ જુલાઈ સને ૧૮૮૩

નાજબન બીબી (પ્રતીવાદી) વી. ચાંદ બીબી (વાદી)

આઉધની શીતાપુરની ટુકડીની કમીશનર કોરટના ઠરાવ ઊપર અપીલ

ઇનામ—બક્ષીસનો અરથ—પાછુ લેવું—જાતનો રીવાજ ઠરાવવાની રીત પુરાવ—

પાનું ૨૩૮ જે હકીકતથી અમુક ગામોના તાલુકદાર માલેકે થોડી સાંથના દરથી મુખ્ય જીવાનીનો પટો મુદત વીનાનો પોતાની દીકરીને કરી આપવામાં આવેલો છે તે પ્રમાણે ઠરાવવામાં આ

વ્યુ કે તે હયાતી સુધીનો પટો નથી, પણ પટો કરી આપનારની ખુશી માં આવે તે વખતે તે પટાવાળી મીલકતને તાલુકદાર માલેક પાછી લેઈ શકે છે,

પક્ષકારો એક જાતના (અભાન)છે અને તે મુશલમાંન જણાય છે પરંતુ તે જાતમાં વારસા અને ઓરાકી પોશાકી બીછે જે રીવાજ છે તે પ્રમાણે તે મીલકત પાછી લેવા લાયક છે,

પટા કરી આપતી વખતે પટો કરી આપનારના ઇરાદા બાબતનો કાંઈ પુરાવ નથી. પરંતુ ત્યાર પછી તે પટો કરી આપનારે જે વીલ કરે લુ છે અને જે સરકારમાં બતાવવામાં આવેલું છે તે ઉપરથી જણાય છે કે હવે પછી તે તાલુકાનો વારશો જેને પટો કરી આપવામા આવ્યોછે. તેને મળવાની વશીઅત કરવામાં આવી છે. પણ તેમાં આ બાબતમાં ફેર ફાર કરવાનો અખત્યાર તે વીલ કરનારે રાખેલો છે તેમાં ઠરાવવામાં આ વ્યુ કે સદરહુ ઇરાદાની બાબતનો આ એક પુરાવ છે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૩ નવેંબર સને ૧૮૮૩

શર રીચર્ડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ, અને મી૦ જસ્ટીસ માકફી ન સાહેબોની રુબરુ.

રાજનીકંઠ બીશવાસ વીગરે (પ્રતીવાદી) વી૦ રામનાથ નીઓગી વગરે (વાદીઓ)

હુકમનામાની બજાવણીમાં લીલામ—મજીઆરા કુટંબમાંની મીલકત માં હીસો—કુટંબને રહેવાનું ઘર—આકરીયાત સાંથ—ખરીદદારનો હક.

પાનું૨૪૪ } કેટલાક મજીઆરે સાથે રાખનારાઓમાંના એકાદા સાથે રાખનારના કુટંબને રહેવાનું ઘર અને જમીન જે આકરીઆત પટેથી ભાડે આપેલી હોય તેમાં હક શબંધ હોય તે જો

હુકમનામાની બજાવણીમાં વેચાવામાં આવેતો તે ખરીદદારનો બીજાહીસે દારો સાથે મજીઆરો કબજો મળવાનો હકછે, અને વળી તે આકરીઆત ભાડામાંથી હીસો લેવાનો પણ તેનો હક છે.

તા૦ ૭ ડીસેંબર સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મેકડોનલ સાહેબોની રુબરૂ.

આમીચંદ ચોઢાજી (વાદી) વી૦ નાથુ વીગેરે (પ્રતીવાદીઓ)

પુરાવ—જમાવસુલ બાકીના કાગળો—જે સાક્ષી તે કાગળો તઈઆર કરે તે સાક્ષીનો તે કાગળો ઉપરથી પોતાની યાદદાસ્ત તાજી કરવાનો હક.

પાનું ૨૪૮ | જમાં વસુલ બાકીમાં જે સાંથ લખેલી હોય તે સાંથની રકમ બાબત તે કાગળો સ્વતંત્ર પુરાવ નથી. પરંતુ જે શખસે સાંથ લઈ જમા વસુલ બાકીના કાગળો તઈઆર કરેલા હોય તેને જો તે સાંથની રકમ કેટલી આપવાની છે તે વીશે સાક્ષી આપવી પડે તો, તે સદરહુ કાગળો ઉપરથી પોતાની યાદદાસ્ત તાજી કરે.

---

તા૦ ૧૮ ડીસેંબર સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ ઓકીનીલીની રુબરૂ

ચંદ્રનાથરોમ વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ ભાયરૂબચંદ્ર સુરમારાંમ (વાદી)

સને ૧૮૭૭ ના રજીસ્ટર આકટની કલમ ૪૮—વેચાંણનો મુખ જુબાનીનો કરાર—ત્રીજા પક્ષકારને પાછળથી વેચાણ કરી આપેલું—પ્રથમના કરારની ખબર—ખરીદદારનો હક.

પાનું ૨૫૦ | રજીસ્ટર આકટની કલમ ૪૮ મીમાં જે ઠરાવ છે તે છતાં પણ જે સખસ રજીસ્ટર દસ્તાવેજ કરાવી વેચાણ મીલકત લે, પણ તે લેતી વખત તેને ખબર હોય કે તેજ મીલકતના વેચાણ બાબત પ્રથમ કરાર થએલો છે, તો તે પ્રથમના ખરીદદાર વીરૂધ તે મીલકતનો કબજો રાખી શકતો નથી.

શોભાનો વી૦ લાલરાંમલાલના કાંમના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યુ—ફજલુદીનખાંન વી૦ ફકીર મહમદખાંનનો ફેંસલો જુદો છે એમ બતાવવામાં આવ્યુ.

---

## અસલ દીવાની મુકરદમો

તા• ૨૩ મે સને ૧૮૮૩

મી૦ જષ્ટીસ પીગટ સાહેબની રૂબરૂ

જોહરમલ ખુરખા વી• તારાનકીસ્ટોદેબ વીગેરે

હુકમનામાની બજાવણીમાં લીલામ—ખરીદી બાબત રજીસ્ટરારનું સર્ટીફીકેટ—વેચાણ ખત—ફારકતી બાબત દાવો—હીસો લેવાનો હક ઠરાવવો—કોરટના નીયમો. ૪૧૫. ૪૩૧

આનુ ૨૫૩ | એક કરારથી વેચાણ બાબત જેવો એવા સખસનો હક હોય તેવો જ હાય કોરટના હુકમનામાની બજાવણીમાં થતા લીલામમાંથી ખરીદદારના રજીસ્ટરાર પાસેથી સર્ટીફીકેટ તે કોરટના રૂલ નંબર ૪૧૫ પ્રમાણે મેળવ્યા પછી છે. વેચાણના કરારનો પક્ષકાર હોવા શીવાય તે મુલેકની સ્થીતીમાં આવતો નથી. જ્યારે લીલામ મંજુર થાય ત્યારે તેનો વેચાણ બાબત દસ્તાવેજ કરાવી લેવાનો હક છે, માટે જ્યાં સુધી તે કરાવી લેવામાં આવેલો ના હોય ત્યાં સુધીમાં તે લીલામવાળી મીલકત જે સખસ લીલામવાળા હુકમનામામાં પક્ષકાર ના હોય તે સખસ ખરીદ કરે તો તેના વીરૂધ નંબર ૪૩૧ ના રૂલ ઉપર નજર રાખતાં તે મીલકત તે લીલામમાંથી ખરીદદારને મળતી નથી. પ્રતીવાદી વીરૂધ જે તેને મળે તે તે મીલકત ઉપરનો વાજબી હક અને વેચાણ કરાવી લેવાનો હક મળે છે. માટે વેચાણવાળી મીલકત તે ખરીદદારને મળેલી નથી, સબબ તેનો વેચાણ કરાવવાનો દાવો કરવાનો હક નથી. આવા કામમાં તે મીલકતમાં સબંધ રાખનાર પક્ષકારોને વેચાણ કરાવવાથી સબબ વેચાણ મળતુ નથી. તેમ તે મીલકતમાં તેનો પોતાનો હીસો ઠરાવવાનો પણ હક નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૨ ડીસેંબર સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ અને મી• જષ્ટીસ માકફેર્સનની રૂબરૂ.

ગીરતોબાલ નાથની અરજીની બાબતમાં.

કાયદેસર કામ કરનાર આકટ (સને ૧૮૭૫ ના ઓકટ ૧૭)ની કલમ ૧૫ અને ૪૦—દરમીઆન બંધ કરવાનો હુકમ—પોલીસના કાગળો.

પાનુ ૨૫૬ | પોલીસની તપાસ ચાલતાં સાક્ષીઓની જુબાનીઓ અગર લીધેલા કબુલતો તેની બાબતમાં કહેલી તે છે તે કરતાં કાંઇ પોલીસની વધારે નથી પછી તે અશીલે ગમે તે યોગ રીતે તે મેળવેલી હોય પણ તે મેળવવામાં વકીલ પક્ષકાર ના હોય તેમ તે સાથે સબંધ પણ તેનો ના હોય તો પછી તેને અશીલે લાવી આપવાથી તે પોતાના અશીલના ફાયદા સારૂ ઉપયોગ કરે તેથી તે વકીલ કાંઇ ખોટી વરતણુક ચલાવ્યાનો ગુનેગાર નથી.

સને ૧૮૭૯ ના આ૦ ૧૮ ની કલમ ૧૪ (રકમ ૫ મી)માં દરમીઆન બંધ રાખવાનો હુકમ કરવાનો અખત્યાર જયારે તેજ આકટની કલમ ૪૦ મી સાથે વાંચવામાં આવે ત્યારે તે અખત્યારનો અમલ વકીલનો બચાવ સાંભળી હાય કોરટ તપાસ કરી હુકમ કરે ત્યારે થાય છે.

---

તા૦ ૨૮ ડીસેંબર સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જષ્ટીસ ઓફીન લીની રૂબરૂ.

ખેતર મોહન ચક્રબતી (પ્રતીવાદી) વી૦ દીના બાસી શાહા વીગેરે (વાદીઓ.)

મુદતના આકટ (સને ૧૮૭૭ ના આ ૧૫)ની કલમ ૧૪—મુદતના આકટ શીવાય બીજા ખાસ મુદતના આકટો—રજીષ્ટર આકટ ૧૮૭૭ના આકટ ૩)ની કલમ ૭૭

પાનુ ૨૬૫ | મુદતના આકટની કલમ ૧૪ મીમાં જે કામોમાં વાદીએ ખરં પુરણ રીતે શુધબુધીથી ભુલ કરી જે કોરટને હકુમત ના હોય તે કોરટમાં દાવો ચલાવ્યો હોય તે કામોમાં સબંધી ઠરાવ કરવામાં આવ્યો છે' અને તે કલમ દાવાની મુદત જે આકટોમાં ઠરાવવામાં આવી છે, તે તમામ આકટોના ઠરાવોને લાગુ છે, એટલુજ નહીં, પણ મુદતના આકટમાંજ જે ઠરાવો છે તેને પણ લાગુ થાય છે.

## ફોજદારી અપીલ

તા૦ ૧૪ જાન્યુઆરી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ માકડોનલ અને મી૦ જસ્ટીસ ફીલ્ડની રૂબરૂ

નોબીન ક્રીસ્ટો મુકરજીની અરજીની બાબતમાં

નોબીન ક્રીસ્ટો મુકરજી વી. રશીકલાલ બાલ

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ૦ ૧૦ ની કલમ ૪૩૫, ૪૩૭–વધારે તપાસ–જીલા માજીસતરેટનો હુકમ કરવાનો અખતીઆર–"નીચા દરજાની ફોજદારી કોરટ"—તોહોમત વાળાને ખબર.

પાનું ૨૬૮ | ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૫ મી માં "નીચા દરજાની ફોજદારી કોરટ" એવા શબ્દો છે તેનો અરથ એટલો છે કે અમુક બાબત ચડતા દરજાની કોરટમાં ફરીથી વીચાર કરવાની હકુમતનો અમલ કરવાનું માગવામાં આવે છે.

એક પેહલા વરગના માજીસતરેટની રૂબરૂ એક ફોજદારી તોહોમત એક સખસ ઉપર રાખવામાં આવેલું હતું, તેનો છેવટ નીકાલ તેઓ સાહેબે તોહોમતવાળાને છોડી દેઈ કરયો. ત્યાર પછી જીલા માજીસતરેટે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭ પ્રમાણે ચાલી એક તાબાના માજીસતરેટને વધારે તપાસ કરવાનું ફરમાવ્યું. આ હુકમ તોહોમતવાળાને ખબર આપ્યા વીના કરવામાં આવ્યો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જીલા માજીસતરેટને વધારે તપાસ કરવાને હુકમ કરવાનો અખતીઆર નથી.

## દાવાની અપીલ

તા૦ ૧૭ જાન્યુઆરી સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ. મી. જસ્ટીસ મીત્તર અને મી૦ જસ્ટીસ ફીલ્ડની રૂબરૂ.

નનામી અરજી.

સ્ટાંપ આકટ(સન ૧૮૭૯ ના ૧ લા)ના પ્રશીષ્ટ ૧ બાની "આરટી

કલમ ૪૪ (રકમ "અ" અને "બ") ગીરો દસ્તાવેજ

પાનું ૨૭૪ } સને ૧૮૭૯ ના સ્ટાંપ આક્ટ ૧ બાના પ્રકરણ ૧ ની આરટીકલ ૪૪ મીની રકમ (અ) જે દસ્તાવેજથી ગીરોવાળી મીલકતનો કબજો તે લખી આપવી વખતે આપવામાં આવેલો હોય તેને અગર જેથી કબજો તે વખતે આપવાને કબુલ કરવામાં આવ્યો હોય તેને લાગુ થાયછે અગરબીજી રીતે કહીએ તો દસ્તાવેજના ઠરાવ પ્રમાણે ગીરો રાખનારને મીલકતનો કબજો તરત આપવામાં આવેલો હોય અગર આપવાને કબુલ કરવામાં આવ્યુ હોય તેને લાગુ થાય છે.

ચીફ જસ્ટીસ ગાર્થ સાહેબના અભીપ્રાયમાં આવ્યું કે બેઉ વર્ગનાજે ગીરો આરટીકલ ૪૪ મીમાં બતાવેલા છે તેથી જે વ્યવહાર પ્રમાણે મીલકત ઊપરનો હક અને કબજો અગર તરત કબજો ગીરો રાખનારને મળે છે તેમાં વેચાણમાં જેટલો સ્ટાંપ જોઇએ તેટલો જોઇએ પરંતુ જ્યારે ફકત હક મળેલો હોય પણ કબજો અગર કબજો મળવાનો હક મળેલો ના હોય ત્યારે ઉતરતા દરનો સ્ટાંપ જોઇએ.

જસ્ટીસ મીત્તર—આરટીકલ ૪૪ મીની (અ) રકમમાં "આપેલું" શબ્દ છે તે ઉપરથી જે વ્યવહારમાં ગીરો રાખનારના કરાર પ્રમાણે ગીરોવાળાં નાણાંની જમાની તરીકે કબજો આપવામાં આવે છે, કીંવા તે આપવાનો ઇરાદો હોય છે તે એમ જણાય છે. પરંતુ જ્યારે ગીરો રાખનારની કબુલત શીવાય કબજો મળવાને ગીરો લેનારનો હક થતો હોયતો તે રકમ (અ)લાગુ થતી નથી.

જસ્ટીસ ફીલ્ડ સાહેબ—સ્ટાંપ આક્ટ તે એક રેવન્યુ આક્ટ છે, માટે જ્યારે અંદેશો હોય ત્યારે તે આક્ટનો અરથ કરવાનો નીયમ એવો છે કે તે બાબતને બહોળજે ફાયદેમંદ હોય તે કરવો "આપવાને કબુલ કરવામાં આવેલુ હોય" એવા સબ્દો આરટીકલ ૪૪ મીની રકમ (અ) માં છે તે જ્યાં કબજો આપવાને સ્પષ્ટ અગર ગરભીત કરાર હોય તેનેજ લાગુ થઇ શકે છે પરંતુ જેમાં તેવો સ્પષ્ટ અગર ગરભીત કરાર નથી હતો ત્યાંહાં તે શબ્દો લાગુ થતા નથી પરંતુ તે દસ્તાવેજનો હેતુ એવો હોય છે કે જ્યાંહાં ગીરો રાખનારનો ફકત કબજો મેળવવાના હકનો અમલ કાયદાની કોરટમાં ગીરો રાખનાર કરાવી શકછે.

---

## મુલઍંચ.

તા૦ ૧૫ સપટેંબર સને ૧૮૮૩

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ મી૦ જસ્ટીસ મીત્તર. મી૦ જસ્ટીસ મેકડોનલ, મી૦ જસ્ટીસ પ્રીનશેપ અને મી૦ જસ્ટીસ તોટન હામની રૂબરૂ.

દબીશાહુ વીગરે (વાદીઓ) વી૦ મહમદ બીખુ (પ્રતીવાદી)

મુદતનો સને ૧૮૭૭ ના આ૦ ૧૫ના૦ ૨ જા પુરીસ્ટની આર્ટીકલ ૬૪–સહી વગરનો સાંમ સાંમી હીસાબ—દાવાનું કારણ.

પાનું ૨૮૪ | તા૦ ૧૮ અકટોબર સને ૧૮૭૭ના રોજ સામસાંમી લખીલી સાખ થએલો તેની રૂહએ વાદીએ દાવો કરયો. પ્રતીવાદીએ તે હીસાબ ઊપર સહી કરી નથી. તા૦ ૩૦ સપટેંબર સને ૧૮૮૦ ના રોજ દાવો દાખલ કરવામાં આવ્યો છે તા૦ ૧૮ અકટોંબર સને ૧૮૭૭ નારોજ અપીલમાં એક કામ ડીવીઝનબેંચની રૂબરૂ આવતાં, ઠરાવવામાંઆવ્યું છે કે તે દાવો પક્ષકારોની વચમાં કાંઇ સ્પષ્ટ થએલા કરારની રૂઇએ કરવામાં આવેલો નથી, અને તે તારીખે જે વ્યવહાર થએલો છે તેથી ગર ભીતકરાર થતો નથી માટે વાદીઓ તે તકરાર લેઇશકતા નથી, તેથી સને ૧૮૭૭ ના આકટ ૧૫ ના ૨ જા પરશીશટની આરટીકલ ૬૪ પ્રમાણે તા૦૧૭ અકટોંબર સને ૧૮૭૭ નારોજના સાંમસામી હીસાબની રૂઇનાલવાનો સમાસ થાયછે કીંવા નહીં, તે સવાલ કોરટને પુછેલો છે.

જસ્ટીસ મીત્તર જસ્ટીસ પ્રેનશેપ અને જસ્ટીસ મેકડોનલ સાહેબોએ ઠરાવ્યું કે:—

જે સવાલ પુછવામાં આવેલો છે તે કાંમમાં મુદત બાબતનો ઊતપન થએલોછે અને રેફરંશના હુકમમાં તેનો નીકાલ કરવામાં આવેલો નથી, અને તે ઠરાવવીના કાંમની વ્યવસથા થઇસકતી નથી, અને સાંમસાંમી હીશાબ નીચે પ્રતીવાદીની શહી નથી તેનો સમાસ શને ૧૮૭૭ના આ૦ ૧૫ ના ૨જા પરશીસટની આરટીકલ ૬૪ માં સમાસ થતો નથી.

ચીફ જસટીસ ગારથ અને જસટીસ તોટન હામ સાહેબે ઠરાવ્યું છે જે વ્યવહાર થએલોછે તેથી દાવો કરવાનો આધાર થતો નથી એવું ડીવીઝન કોરટે ઠરાવ્યું છે માટે તે કામની વ્યવસથા કરવામાં આવેલી છે માટે જે સવાલ પુછવામાં આવ્યોછે તે અગત્યનો નથી.

## અસલ દીવાની

તા૦ ૨૮ ફેબરવારી સને ૧૮૮૪.

સર. રીચરડ ગારથ, નાઇટ, ચીફજસટીસ અને મી. જસટીસ પીનડ શાહેબોની રૂબરૂ મદન મોહન પાલ વીગેરે (વાદીઓ) વી. પુરણચંદ્ર પરબત વીગેરે (પ્રતીવાદીઓ)

સમાલકાજ કોરટ જીલાની—સને ૧૮૬૫ના આ૦ ૧૧ની કા. ૨૧—નવીન તપાસ—ફરીતપાશ—સને ૧૮૭૭ ના મુદતના આકટની આરટીકલ ૧૭૩.

પાનું ૨૯૦ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૩ પ્રમાણે જીલાની સમાલકાજ કોરટોને ફરી તપાસ કરવાનો અખતીઆર આપેલોછે તેમ છતાં સને ૧૮૬૫ ના આકટ ૧૧ ની કલમ ૨૧ મી હજુ ચાલુછે.

જયારે કામની હકીકત પ્રમાણે નવી તપાશ થાય તેવું હોય તારે તે નવી તપાસ કરવાની અરજીની બાબતમાં સને ૧૮૬૫ ના આકટ ૧૧ ની કલમ ૨૧ મી પ્રમાણે ચાલવું જોઇએ, પરંતુ કામની હકીકત પ્રમાણે નવી તપાસ થાય તેવું ના હોય, પણ ફરી તપાસ થાય તેવું હોયતો, તે ફરી તપાસ કરવી તે સને ૧૮૭૭ ના આકટ ૧૫ના રજીસ્ટ્રેશનની આરટીકલ ૧૭૩ મી માં ઠરાવેલી મુદતમાં કરવી.

---

## ફોજદારી અપીલ.

તા૦ ૨૪ જાનેવારી સને ૧૮૮૪.

મી૦ જશટીશ મીતર અને મી૦ જશટીસ પીઘડની રૂબરૂ

સુરત ઘોષનીની અરજીની બાબતમાં

પુરાવ આકટ (સને ૧૮૭૨ ના ૧ લા) ની કલમ ૬—જે સખશને ઇજા થએલી તેણે ત્રાહીત શખશને કહેલી હકીકત.

પાનું ૩૦૨ | કેદી ઉપર ખુશીપુરવક મહાવ્યથાના આરોપ બાબત ફકત પુરાવમાં તે ગુનો થયા પછી તરતજ જે શખશને ઇજા થએલી તેણે ત્રાહીત શખશને કહેલી હકીકતછે. તે હકીકતજયારે ;આંમ વઢેવાડ થઇ, ત્યારે તે ફરીઆદ વાળુ ક્રૂત્ય કરવાની વાત કેદીએ ઇનકાર કરી નથી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પુરાવ આકટ ની કલમ ૬ અને કલમ ૮ના દાખલા (ગ) પ્રમાણે તે પુરાવ દાખલ કરવા લાયકછે.

## પ્રીવી કાઊનશીલ.

તા૦ ૨૧-૨૨ જુન અને તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૮૩.

બંગાળાની હાઈકોરટના ઠરાવ ઉપર અપીલ

બાળકીશનદાસ (અરજદાર) વી. રણબાહાદુરશીંગ (હરકત લેનાર)

હુકમનામુ—હુકમનામાનો અર્થ-ગુનેગારી-હફતો આપવો કસુર કરવામાં આવે તો, ચડતા દરનું વીયાજ.

પાનુ ૩૦૫ | પક્ષકારોની વચેના સોલેહનામાથી જે હુકમનામાનાં નાણાં હફતેથી દરશેકડે છ ટકાના વયાજ સાથે આપવાની ગોઠવણ થએલીછે, તેમાં ખરુ સરતો સમજવાનીછે, કે પહેલા હપતાની તારીખે નાણાં આપવામાં આવે નહી તો अ એ લાગુ હફતા એકજ વખતે પડયા થાય. પણ (ब) બીજા હપતા શીવાયનો હફતો પડે તો, પેહેલાજ હફત હફતો (अ) વાળી હકીકત બને અગર (ब) વાળી હકીકત બનેતો (क) હુકમનામાની તમામ રકમનુ બાર ટકાના વયાજ સાથેની બજાવણી થઈ શકે છે.

(क) ના આધારથી હુકમનામાવાળાએ પેહેલો હફતો કબુલ કરયો જેમાં ઠરાવવામાં આવ્યુ કે કબુલત અગર ઠરાવથી, ब બાબતનો સદરહુ અરથ કરવાને આગ્રહ કરવાને તે હુકમનામાવાળાને અટકાવ થતો નથી. વળી ઠરાવવામાં આવ્યુ કેનીચા દરના વયાજને બદલે ચડતા બમણા દરનું વયાજ છે તે કામની હકીકત છે તે પ્રમાણે વયાજની છે. માટે તે પેનલટી તરીકે એવું નથી કે જે વીરૂધ દાદ માગી શકાય.

---

## અસલ દીવાની મુકરદમો

તા૦ ૪ જાનેવારી સને ૧૮૮૪

સર રીચર્ડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ. અને મી. જસ્ટીસ કનીંગહામ સાહેબોની હજુર.

બેંગાલ બેંકીંગ કારપોરેશન (વાદીઓ)વી એસ. ઓ. માકરટીચ (પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી)

રજીસ્ટર (સને ૧૮૭૭ ના આ ૩)ની ક. ૧૭ ની રકમ (ઈ)—ગીરો આપવાનો કરાર—વ્યાજબી ગીરો.

પાનુ ૭૧૫ } રૂ ૧૦૦ અગર તેથી વધારે કીંમતની જમીન ઊપર હક સબંધ જ્યારે ઊતપન્ન થાય ત્યારે ગીરોનો દસ્તાવેજ થાય છે, અને તે રજીષ્ટર આકટની કલમ ૧૭ પ્રમાણે રજીસ્ટર કરાવવો જોઇએ. પરંતુ ગીરો આપવાનો ફકત કરાર હોયતો તે રજીષ્ટર કરાવવાની જરૂર નથી.

સબબ ગીરો આપવાના કરાર તરીકે તેવા દસ્તાવેજો રજીસ્ટર કરાવ્યા વીનાના હોય તોપણ તે પુરાવમાં ઊપયોગમાં આવી શકે છે. પરંતુ ગીરોના દસ્તાવેજ તરીકે ઉપયોગમાં આવે અને તે પુરાવમાં દાખલ કરવામાં આવતા પહેલાં તે રજીસ્ટર થએલા હોવા જોઇએ.

---

# પ્રીવીકાંઊનશીલ.

તા૦ ૨૦, ૨૧ જુન તથા ૧૧ જુલાઇ સને ૧૮૮૩

ધરીદત્ત કુઅર વીગરે (વાદીઓ) વી૦ હંસબતી કુઅરાયન વીગરે (પ્રતીવાદીઓ)

હકનું હુકમનામુ—તે બાબત દાવો—દીવાની કાંમ ચલાવવાની રીતીના કાયદા [સને ૧૮૫૯ ના આ. ૮)ની કલમ ૧૫મી—વીધવાની મરયાદાવાળી મીલકતની આમદાનીના બચાવ ઉપર ઊંદુ વીધવાનો દાખ.

પાનુ ૭૨૪ } એક હીંદુ વીધવાની પાછળ થનાર વારસ એટલેજે મીલકતમાં તેણીનો પોતાની હયાતી સુધીનો હદવાળો હક સબંધ હતો તે માલકત ઊપર તેણીના હયાતી પછી હક રાખનાર તરીકે તેણીએ બીજાને તે મીલકત આપેલી તે આપવું તેણીની હયાતી સુધીજ બળવાનછે એવો દાવો કરયોછે તે સને ૧૮૫૯ના આકટ ૮ની કલમ ૧૫માં સામાનય નિયમનાજે અપવાદોછે એટલે "કે અમુક કામોમાં જો વાદિ અમુક મીલકત ઊપર હક બતાવે નહિતો પછી તે છેવટની દાદ માગતો ના હોયતો પણ હકનુ હુકમનામુ થતુ નથી" તેમાંનો એક અપવાદછે.

ઠરાવવામાં આવ્યું કે સદરહુ કલમ પ્રમાણે હકનું હુકમનામું કરવું તે જો કે કોરટની ખુસી ઉપરછે. તો પણ આ વર્ગ ના કામમાં તે કાયદા પ્રમાણે જાંણીતુંછે અને પાછળથી થનાર વારસને વિધવા બીજાને મીલકત આપે તેમાં વચમાં આવવાને ફકત તેજ એક સાધનછે તેવું હુકમનાંમું કુલ અખત્યાર પ્રમાણે નકી કરવાનું કહેવાને કારણો મજબુત હોવાં જોઈએ આ કામમાં તે સવાલ બાબત મુસ્કેલી પડીછે કારણ કે કજીઆમાં જે ખર્ચ થાય તે ખર્ચનું કારણ તેમ કરવાને બતાવેલું છે તે બસ નથી.

જે મીલકત ઉપર વીધવાનો હદ સાથેનો હકછે, તેની આમદાનીમાંથી જે બચત થાય તે તેણીનું સ્ત્રી ધન નથી. માટે તેણીએ તે બચતની વ્યવસ્થા કરવાને પોતાની હયાતીમાં કાંઈ પ્રયત્ન કરેલો ના હોયતો જે મીલકતમાંથી તે ઉત્પન થએલી હોય તે મીલકત સાથે જાયછે, એમાં કાંઈ વાંધો નથી માટે તેવી બચતમાંથી જે મીલકત તે વીધવાએ ખરીદ કરી હોય તે વારસાના અનુક્રમમાં ફેરફાર કરવાના હેતુથી બીજાને આપવામાં આવેતો તે આપવું અસલ મીલકત કે જેની ઉપજમાં તે ખરીદ કરેલી હોય તે જે કારણથી બીજાને આપી શકાતી નથી તેમજ આવી રીતે ખરીદ કરેલી મીલકત પણ તે બીજાને આપી શકતી નથી.

સબબ બાપની વીધવાઓ પાસેથી તેમનો હક સબંધ દીકરીને મળે તો, તે વીધવાઓના મરણ પછી સરખી પહેડીના જે વારશો તે મીલકત મળવાના આશાતુર હોય તેમની વારેઘ તે મીલકત તે દીકરીને મળતી નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૨૧ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ મીતર અને મી૦ જસ્ટીસ પીગટ સાહેબોની રૂબરૂ

એ. વી. કુશારેહીદ

બખેડા—પીનલકોડની કલમ ૧૫૯—ગળીના કારખાનાનો વહીવટદાર.

પાનું ૩૩૮ | ગળીના કારખાનાના વહીવટદારને પીનલકોડની કલમ ૧૫૯ મી પ્રમાણે ગુનેગાર ઠરાવવાને કાયદેશર પુરાવથી બતાવવું જોઈએ કે (૧) બખેડા કરવામાં આવ્યોછે; (૨) જો બ

એડા કરવામાં આવ્યો હોય તો, તે તહોમતવાળાના ફાયદા સારૂ કરવામાં આવેલોછે; (૩) અને બખેડો કરવાનો સંભવ હતો, એવુ માનવાને તહોમતવાળાને કારણ હતુ.

---

## અસલ દીવાનીમુકદમો.

તા૰ ૧૯ ફેબરવારી સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૰ જસ્ટીસ કનીંગહામ સાહેબોની રૂબરૂ

પંચુમાની દાશી (વાદી) વી૰ રૂપલકોમોણીની ડાશી (પ્રતીવાદી)

હીંદુ સાર્ક-વીલનો અર્થ—'માલીક'

પાનું ૩૪૧ | ન ને બે ઓરતો હતી, તેમાંની એક મરણ પામી તેણે એક દીકરી (વાદીઆણ) ને મુકીછે, અને બીજી ઓરત તે મરનાર ઓરત પછી હયાત હતી તે બીજી દીકરી (પ્રતીવાદી) ની માછે સને ૧૮૪૪ માં ન વીલ કરી મરી ગયેલોછે, અને તે વીલમાં નીચે પ્રમાણેનું લખાણછે.—

"મારી પાસે જે સ્થાવર જંગમછે તેની માલેક મારી ઓરત ક છે. તે તમામ દેવું આપે અને લહેણુ લે; અને મેં મારી ઓરતને દીકરો દત લેવાને હુકમ (પરવાનગી) આપેલોછે. જ્યારે દત લીધેલો દીકરો પાકી વયનો થાય ત્યારે તે મારી તમામ મીલકતનો માલેક થશે, અને મારા બાપનુ અને બાપના બાપનુ સરાધ કરે. પણ જો કાંઇ તે દત લીધેલા છોકરાને સારૂ નરતુ થાય તો, તે ઓરત ફરીથી દીકરો દત લે * * *, અને તે દીકરો પાકી વયનો થાય ત્યારે તે તમામ મીલકતનો માલેક થાય."

વશીઅત કરનારના પછી ક જીવતી હતી, પણ તેણીએ દીકરો દત લીધો નહી, પણ સદરહુ મીલકતનો કબજો પોતે લઇ સને ૧૮૭૫ માં મરણ પામી ત્યાંસુધી તે કબજો રાખ્યો, તેણીના મરણ પછી તે વશીયત કરનારના છોકરાંએ તે મીલકત સરખે હીસે લીધી, પણ તેમાં એક ઘર હતુ, તે એકલા પ્રતીવાદીના કબજામાં રહેલુ હતુ. વાદીએ આ દાવો વહેંચણ કરાવવાને અને જે મીલકત પ્રતીવાદીના એકલાના કબજામાં રહે

ની તેનો હીસાબ કરાવવાને કરયો, પ્રતીવાદીએ તકરાર કરી કે તે વીલ પ્રમાણે મારી માને સ્વતંત્ર રીતે મીલકત મળેલી હતી, માટે તેણીના વારસ તરીકે તમામ મીલકત ઉપર મહારો હકછે.

ઠરાવવામાં આવ્યુ કે 'માલીક શબ્દ વીલવાને લાગુ થાય છે, તે પ્રમાણે અવશ્ય કરીને તેનો અરથ તેણીને સ્વતંત્ર રીતે તે મીલકત તે મળે એમ થતો નથી, અને વીલમાં જે દત લેવાનો ઠરાવછે, અને તે દતકમાલેક થાય એવો ઠરાવછે, તેથી વશીયત કરનારનો ઇરાદો તે વીધવાએ હદ સાથે મીલકત લેવાનોછે, માટે 'માલીક' વીધવાને લાગુ થાય છે, તે પ્રમાણે તેનો અર્થ વધારે હક સબંધ આપવામાં આવ્યોછે. એમ થતો નથી.

## દીવાની અપીલ

તા. ૨૯ જાનેવારી સને ૧૮૮૪
મી૦ જસ્ટીશપ્રીન્ડ અને મી૦ જસટીસ ઓફીનલી સાહેબો
ની રૂબરૂ.

ઓમરનીસા બીબી વીગરે (પ્રતીવાદીઓ) વી૦ દીલાવરખલીખાન (વાદી)

જમીનના મહેસુલનો આકટ (સને ૧૮૭૬ ના બંગાળાનો આકટ૭) ની કલમ ૫૨, ૫૫—હુકમનુંહુકમનામુ—રીસેશન્વાયના અકટ (સને૧૮૭૭ આકટ ૧ લા ) ની કલમ ૪૨—દીવાની કોરટની હકુમત—કબજો, તેની મંજુરી.

પાનું ૩૫૦ | સને ૧૮૭૬ ના બંગાળાના આકટ ૭ પ્રમાણે રજીસ્ટર કરનાર અમલદારે કોઈ શખસનુ નામ રજીસ્ટર કરવાનો હુકમ કરેલો હોય તે હુકમ ફેરવવાનું હુકમનામુ કરવાને દીવાની કોરટને હકુમત નથી.

દીવાની કોરટો ફકત અમુક શખસોનો હક ઠરાવી શકેછે, અગર તે મના બાબમાં કબજાનું હુકમનામુ કરી આપી શકેછે, પછી રજીસ્ટર કરનાર અમલદારો આલબત દીવાની કોરટના કરેલા નકી ઠરાવ પ્રમાણે પોતાના રજીસ્ટરો દુરસ્ત કરેછે.

સને ૧૮૭૬ ના બંગાળાના આકટ ૭ માની કલમ ૫૫ મી પ્રમાણે જે શખસના વીરૂધ હુકમ કરવામાં આવેલો હોય તેથી પાછળથી કબ

જો કાયમ કરવા દાવો દાખલ કરવામાં આવ્યો હોય તેમાં આગળ કબ જા ઉપર તે શખસ આધાર રાખી શકતો નથી તેજ આકટની કલમ પર પ્રમાણે જે હુકમ કરવામાં આવેલો હોય છે તેનો તે અસર નથી.

---

તા૦ ૩૦ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ફીલ્ડ અને મી૦ જસ્ટીસ ઓકીનલી સાહેબોની

રૂબરૂ.

પરમાનંદ ખાસનાબીશ (પ્રતીવાદી) વી. એપુપારામાનીક (વાદી) હુકમનામાની બજાવણી—રસુલ આપેલ કોરટમાં નોંધાવેલ નહી તે—કપટ—દાવાનુ કારણ—રેગ્યુલર દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૨૫૮

પાનું ૩૫૪ } પઇસા બાબતના એક હુકમનામા વાળાએ તે હુકમ નામાની પોકીક રકમ રોકડી અને અમુક જમીન પાંચ વરસને પટે સાંથવીના તે હુકમનામાના અવેજમાં લેવાનું કબુલ કરયુ. હુકમનામાના દેણદારે તે રકમ આપી, અને પટો પણ કરી આપ્યો, પછી તે હુકમનાંમાવાળાએ તે હુકમનામું હુકમ નામાના દેણદાર વીરૂધ બજાવ્યું. તેથી હુકમનાંમાના દેણદારે તે હુકમનાંમાવાળા ઊપર બે હુકમ નામાનાં નાણાં આપવામાં આવ્યાંછે, તેવું ઠરાવવા અને થએલા નુકસાન બાબત દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવો ચાલી શકેછે.

---

## અસલ દીવાની મુકરદમો

તા ૫ ફેબરૂવારી સને ૧૮૮૪

સર. રીચર્ડ. ગાર્થ. નાઇટ ચીફ જસ્ટીસ. અને મી. જસ્ટીસ કનીંગહામ સાહેબોની રૂબરૂ.

ઇશનચંદ્ર ઠાકુર (વાદી) વી. નેદામોનીદાસી વીગેરે (પ્રતીવાદીઓ) દાવો ખેંચી લેવો—સગીરની તરફથી દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૫૯ના આ. ૮ ) ની ક. ૯૭ ઇષ્ટ મીત્રે દાવો ખેંચી લેવો-કપટ.

પાનું ૩૫૭ | જ્યારે એકાદા સખ્સને સગીરની તરફથી દાવો કરવાનો હક હોય તેણે કાયદેસર રીતે દાવો કરયો છે, એવું માનવા ને કોરટને કારણ હોય અને પછી તે સખ્સ તે દાવો ખેંચી લે તો, જાણે પાકી વયનાએ તે દાવો ખેંચી લીધો હોય તેવો તેનો અસર થાય છે.

પણ સને ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૯૭ મુજબ જ્યારે સગીર તરફથી કાંમ કરનારે નવો દાવો કરવાની પરવાનગી લીધા વીના કપટથી દાવો ખેંચી લીધો હોય, અને આ પ્રમાણે ખેંચી લેવાથી સગીરને નવો દાવો કરવાની તદન મનાઇ થએલી હોયતો તે સગીરને પોતાની દાદ મેળવવાને ત્રણ રસ્તા છે તેમાંથી એક રસતે મળી શકે છે. એટલે (૧) જે કોરટમાં દાવો ખેંચી લેવામાં આવ્યો હોય તે કોરટમાં અરજી કરીને (૨) દાવો ખેંચી લેવાથી જે ફેંસલો કરવામાં આવેલો હોય તે ફેંસલો રેગ્યુલર દાવો કરી રદ કરાવવો. (૩) અગર તેજ કારણથી દાવો કરવો. અને કાયદા પ્રમાણે જો તે ચાલવાને હરકત થાય તેના જવાબમાં કપટ બતાવવુ આ રીતે ત્રણ ઇલાજ સગીરને છે તેમાંથી ગમેતે ઇલાજ કરીને લગતી બાબતમાં પોતાની દાદ મેળવી શકે છે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૪ ડીસંબર સને ૧૮૮૩

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જષ્ટીસ ઓફીની સાહેબોની રૂબરૂ

દુરગાસુંદ્રી દેવી મનોરંજન દાસની વીધવા (લીલામમાંથી ખરીદ કરનાર) વી૦ ગોવીંદચંદ્ર આદે (હુકમનામાવાળા) વીગરે (હુકમનામાના દેણદારો)

હુકમનામાની બજાવણીમાં થતુ લીલામ—વેચાણ રદ કરવાની અરજી અરજી રદ કરવાના હુકમ ઉપર અપીલ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ના આકટ ૧૪) ની કલમ ૩૧૩—વેચાણ આપવા બાબત હક સબંધ

પાનું ૩૬૮ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯૪, ૩૧૨ અગર ૩૧૩ પરમાણે હુકમ કરવામાં આવ્યો ના હોય તો લીલામ રદ કરવાની ના કહેવાના હુકમ ઉપર હાય કોરટમાં અપીલ ચાલવી નથી.

કલમ ૩૧૩ મીનો અરથ એવો છે કે બજાવણીમાં થતા લીલામમાં થી જે મીલકત હોયજ નહી તેવી અગર વેચવા લાયક કીમતની ના હોય તેવી મીલકત ખરીદ કરે તો કોરટ તે કલમ ૩૧૩ પરમાણે તે લીલામ રદ કરવાને મુખતીઆર છે.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૧ જાનેવારી સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસ્ટી૦ કનીંગ હામની રૂબરૂ

ગોપાળચંદ્ર ચકરબતી (વાદી) વી૦ નીલમોની મીતર વીગરે (પર તીવાદીઓ)

પુરાવનો બોજો—કબજો છોડાવવા-તે બાબત દાવો.

પાનું ૩૭૪ } જ્યારે એકાદો સખસ એવો દાવો કરે કે અમુક સખસો પાસેથી અમુક મીલકતનો કબજો મળવા દાવો કરે એવા કારણથી કે તેઓએ તેનો કબજો ખોટી રીતે કરેલો છે ત્યારે તે વાદીએ બતાવવું જોઇએ કે તે દાવો કરતાં પહેલાં બાર વરસની અંદર મારો અગર જે સખસો તરફથી હું દાવો કરૂછું તેમાંના કેટલાક સખશોના કબજામાં તે મીલકત હતી દાવાની અરજીમાં ફક્ત એમ કહેવામાં આવેલું હોય કે જે સખશો પાસેથી આ કબજો માગવામાં આવેછે તે જે સખસની તરફથી હું દાવો કરૂછુ તેની પાશેથી ભાડે રાખનારછે તેથી પુરાવનો બોજો ખસતો નથી

---

## દીવાની અપીલ

તા૦ ૬ ડીસેંબર સને ૧૮૮૩

સર. રીચરડ ગાર્થ નાઇટ ચીફજસ્ટીસની રૂબરૂ.

મહમદ માશીક (પ્રતીવાદી) વી૦ માલકાઇ મુખાદારી અજવાબાદરા દાસાબાસ સહેબ (વાદી)

કોરટ ફી આક્ટ (સને ૧૮૭૦ના આ૦૭ )ની ક૦ ૭ (રકમ ક ) ટ્રસ્ટનો દસ્તાવેજ રદ કરવાનો અને ટ્રસ્ટનાં નાણાં વસુલ કરવાનો દાવો— ટ્રસ્ટીએ કરેલી અપીલ—અપીલની બાદ દાસ્ત ઉપર આપવા લાયક કો ર્ટ ફી,

પાનું ૩૮૦ અ એ એક ટ્રસ્ટી બ વીગેરે ઉપર "ટ્રસ્ટ ડીડ" રદ કરવાને અને ટ્રસ્ટનાં નાણાંના રૂ૨૫૦૦૦૦) લેવા દાવો કરયો તેમાં દાવાનો આંક રૂ૨૫૦૦૦૦) નો બાંધયો અ એ હુકમ નામુ મેળવ્યું બ એ અપીલ કરી અને તે ઉપર દશ રુપીઆનો સ્ટાંપ સને ૧૮૭૦ના આ ૭ના ૨ જા પૃથીષ્ટની આરટીકલ ૧૭ [૧૬મક) પ્રમાણે મારવાને માગ્યું

તેમાં ઠરાવવામાં આવ્યું કે જેટલો સ્ટાંપ દાવાની અરજી ઉપર આપવામાં આવેલો હોય તેટલો સ્ટાંપ અપીલની બાદ દાસ્ત ઉપરછે

---

તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૮૪

જાહાંનખાંન (પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી વી૦ જબાર મીયાં (વાદી.)

મુસલમાની શરેહ—અગ્રક્રીઅહખિકાર—સીમા

પાનું ૩૮૬ મુસલમાની શરેહ પ્રમાણે અગ્રક્રીયાધીકારનો દાવો આણવાને નજીકની માલીબતની સીમા અવશ્ય કરીને કરવી જોઇએ.

---

તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૪

મી. જશ્ટીસ ફીલ્ડ અને મી૦ જશ્ટીસ ઓફીનીલીની ફેંસલો.

રામકુમારશેન વીગરે (વાદીઓ) વી. રામકામલશેન (પ્રતીવાદી)

સ્માલકાજ કોરટ-સ્થાવર મીલકતની ઉપજ—હકુમત—સને ૧૮૬૫ના આક્ટ ૧૧ ની કલમ ૬—નાણાં લીધા—પટાનું વેચાણ—ભાગીદારોના ભાડાની બાકી

પાનું ૩૮૮ અમુક તાલુકાના સહ ભાગીઆઓ વાદી અને પ્રતીવાદી છે પ્રતીવાદી ઉપર જમીનના ભાડાની ચડેલી બાકી લેવા દાવો કરયો, અને હુકમનામું મેળવ્યું અને તે હુકમનામાની બજવ

ણીમાં તે પટ્ટો વેચવામાં આવ્યો. તે વેચાણમાંથી ઉપજેલી રકમમાંથી જમીનદારનું હુકમનામું પતાવતાં જે બાકી રહ્યું તે પ્રતીવાદીએ લીધું તેથી તેનો આઠ આની ભાગ લેવા વાદીએ દાવો કર્યો,

તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો તે લેવાનો હક છે, પરંતુ આ દાવો સ્માલકાજ કોરટને સાંભળવા લાયક નથી.

---

તા૦ ૧૧ જાનેવારી સને ૧૮૮૪

મી. જસ્ટીસ મીતર અને મી૦ જસટી ફીલ્ડ સાહેબોની રૂબરૂ

બીરાજન કુંવર (પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી)વી. લછમીનારાયણ માહાતા વીગરે (વાદીઓ)

હિંદુશાસ્ત્ર-વિધવા—જંગમ મીલકત બીજાને આપવાને બીન ફરજંદી વીધવાનો હક—મીથીલા શાસ્ત્ર-વારસો.

પાનું ૩૫૨ | મીથીલા શાસ્ત્ર પ્રમાણે બીન ફરજંદી વીધવા જોકે સ્થાવર મીલકત બીજાને આપી શકતી નથી તોપણ તેણીના ધણીની તરફથી જે જંગમ મીલકત વારસામાં મળી હોય તે તેણીની નજરમાં આવે તે પ્રમાણે બીજાને આપી શકે છે અને વળી તેણીને પોતાની સદરહુ મીલકતમાંથી પોતાની હયાતીમાં જે નફો થાય તેની વ્યવસ્થા કરવાનો પણ કુલ અખ્ત્યાર છે.

---

તા૦ ૪ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ટોટનહામ અને મી૦ જસ્ટીસ નોરીસની રૂબરૂ

ક્રીશ્નલાલ દત્ત (વાદી) વી૦ રાધાકૃષ્ણ સરખેલ વીગરે (પ્રતીવાદીઓ)

મુદતના આકટ (સને ૧૮૭૭ ના આ ૧૫)ના ૨ જા પરીશીષ્ટની આરટીકલ ૧૩૮—કબજો—તે બાબત દાવો—લીલામમાંથી ખરીદ કરનાર—તેનો દાવો, કબજા બાબત.

પા૦ ૪૦૨ | એક હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી થએલા ખરીદદારે કરેલા દાવામાં એવું બતાવવામાં આવેલું હતું કે મેં કોરટની મારફત રીતસર પ્રતીક કબજો મેળવેલો, પણ ત્યાર પછી કાંઇ કબજાનું કૃત થએલું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે

ખરીદદારનો પોતાનો ખરી રીતનો કબજો મેળવવાને દાવો કરવાનો હકછે પણ મુદતનો આક્ટ (સને ૧૮૭૭ ના આક્ટ ૧૫) ના ૨જા પ્રશીષ્ટની આરટીકલ ૧૩૮ પ્રમાણે ઠરાવેલી મુદતમાં એટલે વેચાણની તારીખથી બાર વરસની અંદર તે દાવો કરવાને બંધાએલોછે.

---

## ફોજદારી અપીલ

તા૦ ૭ ફેબરુઆરી સને ૧૮૮૪

મી૦ જસટીસ મેકડોનલ અને મી૦ જસ્ટીશફીલ્ડ સાહેબો ની હજુર.

નથુ શેખ વીગેરે વીરુધ કેસરેહીંદ

જુઠો પુરાવ—જુદી તપાસ—એકજ કામમાં જ્યારે એક કરતાં વધારે શખશોએ જુઠી સાહેદી આપ્યાનું તહોમત રાખવામાં આવ્યું હોય ત્યારે કામ ચલાવવાની રીતી—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૦) ની કલમ ૧૬૧—પેનલકોડ (સને ૧૮૬૦ ના આક્ટ ૪૫) ની કલમ ૧૯૩

પાનું ૪૦૫ } જયારે એક નહી તો બીજો આરોપ રાખવામાં આવેલો હોય તેવા કામમાં જુઠી શાક્ષી આપ્યાનો ગુનો સાબેત કરવવાને બનાવની એક હકીકત જુઠીછે, એવું સાબેત કરવા સારૂ પુરાવ આપવા માંડેલો ના હોયતો બેઉ હકીકત એક બીજા વીરુધ છે એવું ખુલ્લુ હોવુ જોઇએ.

કેસરેહીંદ વી૦ કાશીમખાનના કામમાં ફુલબેંચે જે કાયદાનો નીયમ ઠરાવેલો હતો. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૦) ની કલમ ૧૬૧ ના ઠરાવથી ફેરવવામાં આવેલોછે. માટે જે શાખશી પોલીસ અમલદારની હજુરમાં જે સવાલનો જવાબ દેવાને બંધાએલો હોય તે જવાબમાં તે જુઠું બોલે તો, તેણે ઇરાદા પુરવક જુઠી શાહેદી આપવાનો ગુનેગાર થાયછે.

જ્યારે એકજ કામમાં ચાર શખશો ઉપર જુઠી શાહેદી આપ્યાનું તહોમત રાખવામા આવ્યુ હતુ અને દરેક તહોમતવાળાની જુદી તપાસ

શોધન જડજ કરતા હતા તેમ છતાં શાહેદીઓ એકજ વખતે તેમણે સાંભળ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખરી રીતે આ ચારે કેદીઓનો એકઠો તપાસ કરવો થાય છે, માટે તે કામ ચલાવવાની રીતી બરોબર નથી.

---

## ફોજદારી રેફરંસ.

તા૦ ૨૫ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જશટીશ પ્રીનશેપ અને મી૦ જશટીસ ઓકીનીલી સાહેબો
ની રૂબરૂ,

ગાંમીરૂબા સરકારના કામમાં.

ગાંમીરૂબા સરકાર વી૦ અબદુલા શેખ.

માજીસ્ટ્રેટ—શંક્ષેપ તપાસની હકુમત—સાપ્રાથ પ્રવેશ—બીગાડ—પીનલકોડ કલમ ૪૨૭—ફોજદારી કામ ચલાવવાની રીતીના (સને ૧૮૮૨ ના આ૦ ૧૦) કાયદાની કલમ ૨૬૦

આ૦ ૪૦૮ | માજીસ્ટ્રેટને શંક્ષેપ તપાસ કરવાની હકુમતમાંથી બાતલ કરવાના હક બાબત સુધ અંતઃકરણથી દાવો ના હોયતો, સાપ્રાથ પ્રવેશ અને બીગાડ બાબત એકાદ શખશની સંક્ષેપ રીતે તપાસ થઇ શકે છે. સકરમહમદ વી૦ ચંદ્રમોહનશાના કામનો ઠરાવ નામંજુર કરવામાં આવ્યો.

---

## દીવાની અપીલ

તા૦ ૨૫ જાનેવારી સને ૧૮૮૪.

મી૦ જસટીસ માકલીન અને મી૦ જશટીસ નારીશ સાહેબો
ની રૂબરૂ.

બાલોદબલાલ ભગત (હુકમનામા વાળો) વી૦ આંણુરી મોહાપત્ર વીગેરે (હુકમનામાના દેણદાર)

અપીલ—હુકમનામું બજાવવામાં ફુકમ—કપટ—હુકમનામાની બજાવણીમાં થએલ લીલામ રદ કરવું—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪)ની કલમ ૨, ૨૪૪, ૨૩૫ (સી) ૩૧૧ અને ૫૮૮ ની રકમ ૧૬ મી.

પાનુ ૪૧૦ એવું બતાવવામાં આવ્યું કે હુકમનામાની બજાવણીમાં થયે લા લીલામમાંથી હુકમનામાનો લેણદાર ખરીદદાર થએલો છે, અને જે રકમને સારૂ મીલકત તેણે ખરીદ કરેલી છે તેટલીજ રકમ તેના હુકમનામાની રૂઇએ હુકમનામાના દેણદાર પાસે લેહેણી છે. માટે તે રકમ સદરહુ ખરીદીની કીમત સામી તેણે બતાવેલી છે, તેથી હુકમનામાના દેણદારની અરજી ઊપરથી તે લીલામ રદ કરવામાં આવ્યું એવા સબબથી કે હુકમનામાવાળાએ તેમાં હુકમનામાના દેણદાર સાથે કપટ કરેલુ છે, અને તેથી તે મીલકત ઓછી કીમતથી વેચવામાં આવી છે, તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ હુકમ ઊપર દીવાની કામ ચલાવવાની રીતીનાં કાયદાની કલમ ૫૮૮ મીની રકમ ૧૬ મી પ્રમાણે જો કે અપીલ ચાલી શકતી નથી તોપણ તે કાયદાની કલમ ૨ ની રકમ ૨૪૪ મીની રકમ [સી) મુજબ હુકમનામા તરીકે તે હુકમ ઊપર અપીલ ચાલી શકે છે.

---

તા૦ ૮ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ પ્રીનશેપ અને મી૦ જસ્ટીસ ઓકીનલી સાહેબોની રૂબરૂ.

સુરબો મોંગાલા દાશી (વાદી) વી, શાશીભુશણ બીસવાસ (પ્રતીવાદી)

પ્રોબેટ—પ્રોબેટ બાબત અરજી—ગીરો રાખનાર—જપ્ત કરાવનાર લેણદાર—કપટ.

પાનુ૪૧૨ અ એ પોતાની અમુક મીલકત બ ને ગીરો આપી બ એ તા૦ ૨૦ અગસ્ટ સન ૧૮૮૧ ના રોજ તે ગીરોની રૂઇએ હુકમનામુ મેળવ્યું, આ હુકમનામાની બજાવણીમાં બ એ તારીખ ૫ સપટેમ્બર સને ૧૮૮૧ ના રોજ ગીરોવાળી મીલકત જપ્ત કરાવી અને તે વેચાવવાનો હુકમ મેળવ્યો. તા૦ ૧૪ સપટેંબર સને ૧૮૮૧ ના રોજ ગીરો મુકનારની ઓરતે ગીરો મુકનારની મા થાકોમોની દાસી જે તા૦ ૧૬ મે સને ૧૮૮૧ ના રોજ મરણ પામેલી તેના વીલનુ પ્રોબેટ મળવા અરજ કરી તે વશીએત કરનારીએ તે વીલ કરી પોતાની તમામ મીલકત ગીરો મુકનારની ઓરતને આપેલી હતી. તે વીલવાળી મીલકતમાં ગીરોવાળી મીલકત પણ આવી ગએલી હતી. તેથી ગીરો રાખનાર

વા એ સાંમી તકરાર કરી કે તે વીલ ગીરો મુકનારે પોતાના ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં થતા વેચાણમાંથી બચાવવાને જુઠું બનાવેલુંછે. ઠરાવવામાં આવ્યું કે વ નો તે સાંમી તકરાર કરવાનો હક છે.

---

તા૦ ૧૪ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મેકડોનલ અને મી૦ જસ્ટીસ ફીલ્ડ સાહેબોની રૂબરૂ

બીસવારો નાનચંદ્ર ગોસાયામી ( હુકમનામાનો દેણદાર) વી૦ બીદા નંદાચંદ્રડી બીંગર અધીકાર ગોસાયામી (હુકમનામાવાળો).

મુદત—દીવાની કામ ચલાવવની રીતીના કાયદાની કલમ ૧૦૮, ૨૩૦ અને ૬૪૭ હુકમનામું બજાવવાની દરખાસ્ત—હુકમનામાની બજાવણીના કામ કાહાડી નાંખવાનો રીવાજ—કામ ચલાવવાની રીતી.

પાનું ૪૧૬ | તા૦ ૧૦ જુલાઈ સને ૧૮૫૮ ના રોજ એક હુકમનામું મેળવવામાં આવ્યું અને તે તે બજાવવાની દરખાસ્તો જુન સને ૧૮૬૨ માં અને જાનેવારી સને ૧૮૬૬ માં કરવામા આવી હતી, સને ૧૮૭૭ નો દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો અમલમાં આવતાં પેહેલાં છેવટની દરખાસ્ત તા૦ ૧૦ જાનેવારી સને ૧૮૭૬ ના રોજ કરવામાં આવી હતી આ કામ કાહાડી નાંખવામાં આવ્યું હતું પછી તા૦ ૧૨ જુન સને ૧૮૭૯ ના રોજ હુકમનામાવાળાએ ફરીથીતે બજાવવાની દરખાસ્ત કરી. સંજોગોએ તે હુકમનામું બજાવવાને મોકલવામાં આવેલું હતું. પણ તે બાર વરસ કરતાં વધારે મુદતનું છે, તેથી તેને સને ૧૮૭૭ ના આક્ટ ૧૫ ની કલમ ૨૩૦ પ્રમાણે મુદતની હરકત છે એવી હરકત લેવા ઉપરથી તે બજાવણીનું કામ ફરીથી તા૦ ૧૭ જાનેવારી સને ૧૮૮૦ ના રોજ કાહાડી નાંખવામાં આવ્યું. આ હુકમ ઉપર અપીલ કરવામાં આવી, અને છેવટે તા, ૨૫ એપ્રીલ સને ૧૮૮૧ ના રોજ તે દરખાસ્ત ફરીથી દાખલ કરવામાં આવી. સને ૧૮૮૧ ના જુન મ સમાં તે સ ની કોરટને એવી અરજ કરવામાં આવી કે તે બજાવવાને ક તરફ મોકલવું, જોઇએ તે ઉપરથી તે અરજી મંજુર રાખી તે કામ ત્યાં મોકલવામાં આવ્યું પણ ક ની કોરટમાં હુકમનામાવાળાએ કાંઈ ઇલાજ કર્યો નહી; તેથી તે કોરટે તારીખ ૧૯

ઓગસ્ટ સને ૧૮૮૧ ના રોજ તે કામ કાહાડી નાંખ્યું. તા૦ ૪ માર્ચ સને ૧૮૮૨ ના રોજ (હુકમનામાનો લેણદાર દરમીઆનમાં મરણ પામેલો) તે ની કોરટમાં એવી દરખાસ્ત કરવામાં આવી કે તે હુકમનામું તે હુકમનામાના લેણદારના વારસ ઉપર બજાવવું જોઈએ. તે ઉપરથી નોટીશો કાહાડવામાં આવી, અને તે કામની સુનાવણી સારૂ સને ૧૮૮૨ તા. ૨ જુનની તારીખ ઠરાવવામાં આવી. તે તારીખે હુકમનામા વાળા તરફથી (તેનો વકીલ દરમીઆનમાં મરણ પામેલો હતો) કોઈ પણ હાજર થયું નહીં. તેથી ફરીથી તે કામ પાછું કાહાડી નાંખવામાં આવ્યું. તા. ૧૧ જુલાઈ સને ૧૮૮૨ના રોજ તે કામ પાછું ફાઈલ ઉપર દાખલ કરવાને અરજી કરવામાં આવી. તેથી નોટીશો કાહાડવામાં આવી. અને સુનાવણીની મુદત ઠરાવવામાં આવી જ્યાર પછી કેટલીક વખત તે કામ વારંવાર બંધ રાખવામાં આવેલું, છેવટે હુકમ નામાના લેણદારની તા ૫ મી ગસ્ટ સને ૧૮૮૪નાં રોજ હરકતો ના મંજુર કરી, અને હુકમનામાની બજાવણી કરવાનો હુકમ કરવામાં આવ્યો. અપીલમાં જડજના અભિપ્રાયમા આવ્યું કે તે હુકમનામું બજાવવાનું કામ જારી હતું અને તે બજાવવાનું કામ ચલાવવામાં કાંઈ બેદર બ્યાજબી દેર લગાડવામાં આવી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામાની બજાવણીને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૦ પ્રમાણે, તે હુકમનામાની બજાવણીને હરકત નથી.

હુકમનામાની બજાવણીનું કામ કોરટથી કાહાડી નાંખવામાં આવેલું, તેથી તે કામના પક્ષકારોને કાંઈ અસર થએલી નથી, કારણ કે તે પ્રમાણે કરવાને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં કાંઈ ઠરાવ નથી. બરોડા સુદ્રી દેવીઆ વી. હરગોવીંદના કામના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું. રેગ્યુલર કામમા કે પરચુરણ કામમાં જ્યારે પક્ષકારો હાજર ન હોય ત્યારે યોગ્ય ઈલાજ તે કામ કાહાડી નાખવાનો છે, કલમ ૧૦૮ ને કલમ ૬૪૭ ગીથી જેમ દાવા અને અપીલોને લાગુ છે તેમજ હુકમનામાની બજાવણીના કામને લાગુ છે, માટે તે કલમ ૧૦૮ પ્રમાણે તે કાહાડિ નાંખેલું કામ ફેરી ફાઈલ ઉપર લેઈ શકાય છે.

---

તા૦ ૧૯ ફેબરૂઆરી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મેકડોનલ્ડ અને મી૦ જસ્ટીસ ફીલ્ડ સાહેબો
ની રૂબરૂ.

રામાસુંદરીદાસી (વાદી) વીરૂધ ત્રીગુનચંદ્રપાર વીગેરે (પ્રતીવાદીઓ)

સને ૧૮૭૭ ના રજીસ્ટર આકટની કલમ ૫૦—રજીસ્ટર થએલા અને નહી થએલા દસ્તાવેજો—પ્રથમ હક—પ્રથમના વેચાણની ખબર.

પાનું ૪૨૪ | નારાયણચંદ્ર ચાકરબતી વી૦ દતારામરાયના કામમાં ફુલબેંચે ઠરાવ કરેલોછે તે ઠરાવનો પ્રથમના વેચાણની ખબર સાથે નો બીજો રજીસ્ટર થએલો ખરીદદાર અપવાદ થાયછે કીંવા નહી તે સવાલ બાબત કોરટે ઠરાવ્યુ કે આ કામમાં ભાગ નક્કી કરવાની જરૂર નથી, કારણ કે કામની હકીકતછે. તે પ્રમાણે ખરીદદારને આવી ખબર હતી, એવું વ્યાજબી રાહે ઠરાવી શકાતુ નથી.

---

તા. ૭ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મીતર અને મી૦ જસ્ટીસ ફીલ્ડ સાહેબોની રૂબરૂ
નુરજેહાન બેગમની અરજીના કામમાં

સખાવત અલી વીગેરે વી૦ નુરજાહાન બેગમ.

સને ૧૮૫૮ ના આકટ ૪૦ ની કલમ ૧૦, ૧૨ અને ૨૧—સને ૧૮૭૪ ના બંગાલ આકટ ૯ ની કલમ ૧૦—સરટીફીકેટ રદ કરવું.

પાનું ૪૨૯ } સને ૧૮૫૮ ના આ૦ ૪૦ ની કલ૦ ૨૧ પ્રમાણે સરટીફીકેટ આપવાની અરજી મંજુર રાખવામાં આવેલી તે પાછી નામંજુર કરી નવુ સરટીફીકેટ બીજાને આપવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે કરવાને પુકત કારણ છે, એવું અરજદારે પોતાની અરજીમાં બતાવવું જોઇએ, અને કોરટે તે ઉપરથી આવું પુકત કારણ સાબીત થએલુ છે કે નહી તેની ન્યાયની રૂઇએ તપાસ કરવી જોઇએ.

જ્યારે સગીરની મીલકતમાં તમામ જમીન હોય અગર મીલકતના ભાગમાં જમીન હોય અગર તે ઉપરનો કાંઇ હક સબંધ હોય, અને જ્યારે આવી અરજી કરવામાં આવે ત્યારે કોરટ સને ૧૮૫૮ ના આ૦ ૪૦ ની કલ૦ ૧૨ ના ઠરાવ પ્રમાણે કાંમ ચલાવી શકે છે, અને બીજા કોઇ

લાયક શખસને બીજુ સરટીફીકેટ આપવાને હકુમત નથી, પરંતુ આ રીતે હકીકત જે કાંમોમાં કલમ ૧૦ મી માં બતાવેલા પ્રકારની મીલકત હોય તે તેજ લાગુ થાયછે.

તા૦ ૭ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ તોટનહામ તથા મી૦ જસ્ટીસ નોરીસ સાહેબની રૂબરૂ.

હારીગટન (પ્રતીવાદી) અપીલવાળા વી૦ ગોપુરાય વાદી (અપીલ વાળાસ)

મુદત—હીંદુસ્થાન અંગરેજી રાજ્યમાંથી પ્રતીવાદીની ગેર હાજરી—સને ૧૮૭૭ ના આ૦ ૧૫ ની કલમ ૧૩

પાનું ૪૪૦ } મુદતના કાયદાની કલમ ૧૩ મીથી કોઈ દાવામાં પ્રતીવાદી હીંદુસ્થાનમાં અંગરેજી રાજ્યમાંથી ગેર હાજર હોય ત્યારે જેટલી મુદત ગેરહાજર હોય તેટલી મુદત દાવાની મુદત ગણવામાંથી બાતલ થાય છે. પણ જ્યારે વાદીના જાણવામાં હોય કે જો કે પ્રતીવાદી હીંદુસ્તાનમાં અંગરેજી રાજ્યની અંદર ના હોય તોંપણ તેની તરફથી યોગ્ય રીતે નીમેલો એજંટ અગર મુખત્યાર હોય તોતે કલમ ૧૩ મી લાગુ પડતી નથી.

---

તા૦ ૬ મારચ સને ૧૮૮૪

સ્માલકાજ કોરટ રેફરંસ.

સર રીચરડ ગાર્થ નાઈટ ચીફ જસ્ટીસ અને મી. જસ્ટીસ કનીંગહામ સાહેબોની રૂબરૂ,

કનાઈલાલ શેઠ વીગેરે (વાદી) વી૦ નીસ્ટેરીની ડાશી વીગેરે (પ્રતીવાદીઓ.)

પટે રાખેલી જમીનનુ ગીરો— ગીરો રાખનારનો કબજો—સાંથ બાબતની જવાબદારી—ગીરકત બીજાને ચડાવી આપવાનો આકટ સને ૧૮૮૨ ના ૪ ની કલમ ૬૫, ૭૬

પાનું ૪૪૩ } જ્યારે પટે રાખેલી જમીન ગીરો આપવામાં આવી હોય અને ગીરો રાખનારને એવી હકીકતથી તેનો કબજો આપવામાં આવ્યો હોય કે જેથી પટે રાખેલા હક સુબંધનુ અં

આપનમેંટ અગર તે વહાંચી આપવામાં આવે તો. ગીરો રાખનાર નીયમ તરીકે તે સાંથ આપવાને જવાબદાર થાય છે. પરંતુ જ્યારે ગીરો રાખનારનો કબજો થયો હોય તોપણ જો તેનું નામ જમીનના માલેકના ચોપડામાં સાંથે રાખનાર તરીકે દાખલ કરયુ હોયતો તે સાંથ બાબત જવાબદાર થાય છે, એમાં કાંઇ શક રહી શકતો નથી.

---

તા૦ ૬ માર્ચ સને ૧૮૮૪

અસલ દીવાની દાવા ઉપર અપીલ

સર રીચર્ડ ગાર્થ, નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કનીંગહામ સાહેબોની હજુર.

કાયદા પ્રમાણેની ફરજ નહી અદા કરવા બાબત કલકત્તાની મુનસીપાલીટીના કમીશનરોની જવાબદારી—કલકત્તાની મ્યુનીશીપાલીટીના આક્ટ (બંગાળાના સને ૧૮૭૬ ના, આક્ટ ૪) ની ક. ૧૮૫, ૧૯૧, ૨૧૩, ૨૧૯ ૨૨૦, ૨૫૨ જાહેરાત રસ્તામાં હરકત—નુકશાની બાબત, દાવો—મુદતનો આક્ટ (સને ૧૮૭૭ના આ. ૧૫) ની કલમ ૫

પાનું ૪૪૫ | સને ૧૮૭૬ના બંગાળાના આક્ટ ૪ ની કલમ ૧૮૫ પ્રમાણે રસ્તા અને મહોલ્લા ઉપર કલકત્તા સેહેરના કારપોરેશનના કમીશનરોનો હક છે, અને કલમ ૧૯૧ માંમાં ઠરાવવામાં આવ્યુ છે કે "મ્યુનીશીપલ ફંડમાંથી જ્યાં સુધી બની શકે ત્યાંહાં સુધી વખતે વખતે જાહેરાત રસ્તા હોય તે તે કમીશનરોએ ચલાવવા અને દુરસ્ત કરાવવા અને આવા કારણ સર લેવલ નીરભવા અને સુગમપણું સા[illegible] જે જરૂર હોય તે તમામ બાબત કમીશનરોએ કરવી."

કલમ ૨૫૨ અને ૨૧૩ પૈકીમાં ઠરાવવામાં આવ્યુ છે કે કમીશનરો જ્યારે રસ્તો ખુલ્લો કરે અગર તેઓ તે કરવાને જે શખસોને પરવાનગી આપે તારે તેમણે જો કાંઇ ખોદાણ કરવામાં આવી હોયતો આસપાસ વાડ બાંધવી અને દીવાનુ અજવાળુ ત્યાં કરવું.

સને ૧૮૮૨ ના માર્ચ માસમાં બંગાળા સરકારના પબ્લીક વરકસ ખાતાના એક્ઝીક્યુટીવ ઇંજનીઅરની અરજ ઉપરથી કમીશનરોએ તે ઇનજીનીઅરને કલકત્તામાં એક રસ્તો જે તળાવ તે ઇંજનીઅરના હવાલા અ

જે શાખ નીમેલ હતુ તેમાંથી વધારાનુ પાણી ઉલેચવાને વાસ્તે ખુલવાને પરવાનગી અને તે તળાવને "પબલીક સ્યુઅર" સાથે જોડવા વાસ્તે રજા આપેલી હતી.

તે પરવાનગી હમેશની શરતની સાથે એટલે કે આવુ કામ કરવાને મુનસીપાલીટી જે કંટરાકટરને પરવાનગી આપે છે (પણ તે કંટરાકટરનો પરવાનો રદ કરવાનો ફકત કમીસનરને અખતીઆર હતો, પણ તે કંઈ તેમની નોકરીમાં નહી હતો, તેમ તે હીંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ સાહેબની નોકરીમાં પણ નહી હતો.) તેને કામે તેમાં બચાવવો જોઈએ. સેક્રેટરી ઓફ સ્ટેટ સાહેબે આવો કંટરાકટર રાખી કમીશનરોએ તેને તે રસ્તો ખુલવાનો અખતીઆર આપવાનો પરવાનો મેળવ્યો હતો.

તે રસ્તો ખુલવામાં આવ્યો, પણ તેની આસપાસ વાડ બાંધવામાં આવી નહી તેમ જોઈતુ અજવાળુ પણ ત્યાંહાં રાખવામાં આવેલુ નહી હતુ.

અંધારૂ થયાં પછી વાદીએ ગાડી તે રસ્તે થઈ હાંકી જતો હતો તેથી તે ખાડામાં હાંકી અને તેને ભારે ઇજા થઈ, તેથી તેણે કારપોરેશન, કંટ્રાકટર અને સેક્રેટરી ઓફ સ્ટેટ સાહેબ ઉપર નુકશાનીનો દાવો કર્યો.

તેમાં અસલ કોરટે ઠરાવ્યું કે (૧) સેક્રેટરી ઓફ સ્ટેટ જવાબદાર નથી. કારણ કે જે કાયમ થએલો નિયમ છે કે જે અમુક કાંમ સંપુરણ રીતે કાયદેસર છે તે કરવાને બીજાને નીમે, તો તે બીજાને કાયદેસર રીતે તે કાંમ કરવા તેણે નીમેલો છે, એમ અનુંમાન થવું જોઈએ, તેમાં તેનો સનાસ તેમનો સમ.સ થાય છે, (૨) કારપોરેશનની કાયદા પ્રમાણે રસ્તો દુરસ્ત રાખવાની ફરજ છે, તેમ છતાં તે કાયદેસર ફરજ અદા નહી કરે તો, તેઓ વાદીને જવાબદાર થાય છે. જયારે કાંઈ ભયંકર હરકત હોય, અને તે હરકત કમીશનરોએ આપેલી પરવાનગી ઉપરથી પરીણામે થઈ હોય. તો તેથી થએલાં નુકશાન બાબત તેઓ જવાબદાર થાય છે. (૩) વળી કંતરાકટર પણ જવાબદાર છે.

અપીલમાં ઠરાવવામાં આવ્યું કે કમીશનરોએ બીજા સખસને રસ્તો ખુલવાની પરવાનગી આપેલી અને જો કે તે સંપુરણ રીતે યોગ્ય

કારગુજાર આપેલી તોપણ સને ૧૮૭૬ના પંજાબના ના આક્ટ ૪ ની ક. લમ ૧૫૧ મી મુજબ કાયદેસર જે તેમની ફરજ છે તેમાંથી તેઓ છૂટ તા નથી.

વાદીના આડત્નીને અપીલની નોટીસ મળી તેમ છતાં નીચેની કોરટ માં જેને પ્રતીવાદી કરવામાં આવેલા તેને અપીલમાં પ્રતીવાદીમાં દાખલ કરવામાં આવેલા નથી તે જોવું રહી ગયું. અને તેની સાથે મુદત વીતી ગયા પછી તે પ્રતીવાદીને પક્ષકારમાં દાખલ કરવાને વાદીએ અરજી કરી અને જેમ બને તેમ પહેલે ભાગે કરી નહી હતી, તેથી મુદતના કાયદાની કલમ ૫ મી પ્રમાણે મુદતની અંદર અપીલ નહી બતાવવાનો પુરતું કારણ નથી.

---

## પ્રીવીકાંઊનશીલ

તા૦ ૧૭ નવેમબર સને ૧૮૮૩

અજોધા બક્ષી વીગરે [વાદી) વી૦ રહમાન કુંવર વીગરે

(પ્રતીવાદીઓ)

અયોધ્યાની જુડીશીઅલ કમીશનરની કોરટના ઠરાવ ઉપર અપીલ.

હીંદુનો કાયદેસર અર્થ—તાલુકાની વસીઅત—અયોધ્યાની મીલકત નો આક્ટ સને ૧૮૬૯ નો પહેલો—૨૦ સ્ટરની જરૂર—હયાતીસુધીની મીલ કત પછી રહેતાં બાકીનો વધારો.

પા૦ ૪૮૨ } હયાતીસુધીની મીલકત પુરી થયે જે આશાતુર હોય તે નીરાશ થતો નથી પણ વધારાની મીલકતનો બક્ષીસ પ્રથમની હયાતી સુધિની મીલકતના બક્ષીશનો અમલ નહી થવાથી વધારો થાયછે, વી૦ મનસુખના કામના ઠરાવનો નીયમ હીંદુ વશીઅત કરનારના વીલને લાગુ થાય છે એવું ઠરાવવામાં આવ્યું.

---

## સ્મોલકાજકોરટ રેફરેન્સ,

તા૦ ૨૨ ફેબરવારી સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસટીસ મી૦ જસટીસ કનીં
ગહામ સાહેબોની રૂબરૂ.

જેમ્પીફટ વીગરે (વાદી) વી૦ બીં૦ બ્રીટીશ ઇનડીઆ સ્ટીમનેવીગેશન કં પની (પ્રતીવાદી)

બીલ ઓફ લેડીંગ—કંપનીના નોકરોની કસુરથી થએલા નુકશાનની માફી—નાશ પામેલા માલ લેવાનો દાવો.

ફ. પાનું ૪૮૯ | વાદીએ અમુક કાચની પેટીઓ કલકતેથી રંગુન લઇ જવા પ્રતીવાદીની કંપનીની આગબોટમાં ચડાવી અને એક બીલ ઓફ લેડીંગમાં સહી કરી, તેમાં નીચે પ્રમાણે ઠરાવ હતો;

"હવે પછી કહેલી શરતોની સાથે લઈ જવો અને આપવો, તે કંપનીના વહાણ હંકારનાર માસ્ટર અગર ખલાશીઆઓ અગર નોકરો વીગરે."

કોઇ કૃત, કસુર અગર જે કાંઇ કરવાનું હોય તે નહી કરવુ તેથી જ થી ખરાબી અગર નુકશાન બાતલ કરવામાં આવ્યુંછે."

સદરહુ બે પેટીઓ જમીન ઊપર ઊતારતાં તેમાંની એક કંપનીના નોકરોની જ ફીકરાઇથી તદન નાશ પામી, તેથી વાદીએ તે કંપનીઉપરતે કંપનીના નોકરોની કસુરથી થએલા નુકશાન બાબત દાવો કરયો. તે પ્રતીવાદી કંપની (જે ઓ હુડાભાડાવાળા સબંધીના આકટને જવાબદાર નથી) એ સદરહુ બીલ ઓફ લેડીંગના ઠરાવ ઉપર આધાર રાખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીની કંપનીનું પોતાના બીલ ઓફ લેડીંગથી રક્ષણ થાય છે કારણ કે તે બીલ ઓફ લેડીંગના ઠરાવો વાદીએ કબુલ કરેલાછે.

---

## દીવાની અપી

તા૦ ૧૨ ફેબરવારી સને ૧૮૮૪

લાલા દેવીપરશાદ (વાદી) વી. સેંટાપરશાદ વીગેરે (પ્રતીવાદી)

સવાલો—નેમેલી મુદતની અંદર જવાબ દેવાને કસુર કરવી—દાવો કાઢી નાખવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાએદા સને ૧૮૮૨ ના ૧૪ મા ના બાબ ૧૦ ની કલમ ૧૨૧, ૧૨૬ અને ૧૩૬.

પાનું ૫૦૫ | દીવાની કામ ચલાવવાની રીતીના કાએદાની કલમ ૧૩૬ પ્રમાણે દાવો કાઢી નાખવામાં નીચેની કોરટે જોઇતુ ડહાપણ વાપરયુ છે કે કીંવા નહી તે સવાલ હાઇકોરટ સ્પેશીઅલ અપીલમાં જોતા નથી.

જ્યારે સવાલો દીવાની કામ ચલાવવાની રીતીના કાએદાની કલમ ૧૨૧ પ્રમાણે કોરટની પરવાનગી સાથે આપવામાં આવ્યો હોય અને કલમ ૧૨૬ મુજબ ૧૦ દીવસની અંદર તે સવાલોના જવાબ દેવાને કોરટ હુકમ કરે તો અરથાત રીતે તે હુકમ તે કાયદાના બાબ ૧૦ ના ઠરાવ પ્રમાણે કરેલો થાયછે, માટે જે પક્ષકારને સવાલ પુછવામાં આવ્યા હોય તે પક્ષકાર તે હુકમ માન કરવામાં કસુર કરેતો કોરટને કલમ ૧૩૬ મુજબ હુકમ કરવાને અખતીઆરછે.



## પ્રીવીકાંઊનશીલ

તા૦ ૨૯ અને તા૦ ૩૦ નવેમબર સને ૧૮૮૩

અચળરામ (પ્રતીવાદી) વી૦ ઉદાઇ પરતાબ આદીયા દતશીંગ (વાદી]

અઊદના જુડીશીઅલ કમીશનરની કોરટના ઠરાવ ઊપર અપીલ.

અઉદની જાગીરનો સને ૧૮૬૯ ના અંકટ ૧ લા માં જે તાલુક દારોની જાગીર સરકારથી ઉતપન કરવામાં આવી છે. તેમના હક અને તે બાબતના વારસાની બાબતના નિયમો બાંધવામાં આવ્યાછે.

જે તાલુકાને તે આકટ લાગુછે, તેમાં પુરૂશમાં વડીલ સબંધી નીયમ છે તે પ્રમાણે વારસો ઉતરેલો છે કીંવા નહી. એવો સવાલ ઊતપન થ એથી તેમાં ઠરાવવામાં આવ્યુ કે જયારે તાલુકદારનું નામ સદરહુ આકટ પ્રમાણેની બીજી યાદમાં દાખલ કરવામાં આવેલુ હોય. પણ તીજી યાદમા દાખલ કરવામાં આવેલુ ના હોય તો, જો કે તે એકજ વારસને મળેછે તો પણ પુરૂશોમાં વડીલને મળવા સબંધી જે નિયમછે, તે પ્રમાણે તે મ ળે છે એમ શમજી શકાતુ નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૫ મારચ સને ૧૮૮૪

મી૦ જશટીશ નોટનહામ અને મી૦ જસટીશ નોરીસ શાહે બોની રૂબરૂ.

સલાયત હુશેન વીગરે (પ્રતીવાદીઓ) વી૦ બબીરામ (વાદી)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ના આકટ ૧૪) ની કલમ ૨૬૬ ના વીશેશ ઠરાવ રકમ લ—માસીક અલાવંશની જપતી

માનું ૫૨૧ } અમુક માસીક રકમ અશલ જમીનના બદલામાં આપવામાં આવતી હોય અને તે મળવાનો વારશાનો હક તે ફકત એવો હક નથી કે બોરાકી પોશાકીનો કીંવા બીજા એવો હક કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૬ ના વીશેસ ઠરાવ પ્રમાણે મા ફીમાં ગણવામાં આવે. માટે તે હુકમનામાની બજાવણીમાં વેચવા લાયકછે.

તા૦ ૬ મારચ સને ૧૮૮૪

મી૦ જશટીસ મેકડોનલ અને મી. જશટીસ ફીલ્ડ સાહેબોની

હજુર.

કીરતી મોહલદાર વીગેરે (પ્રતીવાદીઓ) વીરૂધ રમજાન મોહલદાર(વાદી)

હુકમ ઉપર અપીલ—સમાલકાજ કોરટોને સાંભળવા લાયક દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૫૬૨, ૫૮૬, ૫૮૮ ની રકમ (૨૮) અને ૫૮૯

પાનું ૫૧૩ } દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૨ પ્રમાણે કોરટે અપીલની હકુમત વાપરતાં કલમ ૫૮૬ માં બતાવેલું છે તે મુજબ સમાલકાજ કોરટને સાંભળવા લાયક દાવો પાછો મોકલેલો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કાયદાની કલમ ૫૮૯ ના બીજા ભાગના સ્પષ્ટ શબ્દો પ્રમાણે આવા હુકમ ઉપર હાયકોરટમાં અપિલ ચાલેછે.

---

તા૦ ૪ જાનેવારી, સને ૧૮૮૪

મી૦ જશટીસ મિતર અને મી૦ જશટીશ માકલીન સાહેબોની

હજુર.

બબમન આલી ચઉધરી વીગેરે (વાદીઓ) વી૦ કંચનબીબેન વીગેરે (પ્રતીવાદીઓ)

મુદત—હક ઠરાવવાનો દાવો— રેવન્યુ અધીકારીઓનો હુકમ રદ કરાવવાનો દાવો—જમીન નોધાવવાનો આકટ (સને ૧૮૭૬ ના આકટ ૭) ની કલમ ૮૫—મુદતના આકટ સને ૧૮૭૭ નાં આકટ ૧૫) ના રજા પ્રશીષ્ટની આરટીકલ ૧૪

પાનું ૫૨૫ } જમીન નોધવાના આકટ પ્રમાણે જે હુકમ કરવામાં આવેલો હોય તે હુકમ રદ કરવાને દીવાની કોરટને અખત્યાર નથી. માટે હક તેવી મીલકત ઉપર ઠરાવવાની અને તેનો કબજો કાયમ ઠરાવવાની દાદ એકલા દાવાની અરજીમાં માગવામાં આવી હોય, તેની સાથે સદરહુ પ્રકારનો હુકમ રદ કરાવવાને માગવામાં આવેલું હોય તો, તે રદ કરાવવાની માગણી ફકત વધારાની સમજવી જોઇએ.

માટે જ્યારે એક દાવાની અરજી સદરહુ દાદ માગવામાં આવેલી હતી તેમાં જુદી જુદી માગણીઓ હતી. અને તે બાબત અસલ કોરટે એમ ઠરાવેલુછે કે તે દાવાનો મુખ્ય હેતુ રેવન્યુ અધીકારીના કરેલા અમુક હુકમો રદ કરાવાવવાનો છે, તેથી તેને મુદતના કાયદાના ૨ જા પૂરીસ્ટની આરટીકલ ૧૪ લાગુ છે. માટે તે હુકમોની તારીખથી એક વરસની અંદર કરેલો નથી. સબબ તે દાવો કાહાડી નાંખ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમનામુ બરોબર નથી, કારણકે તે દાવો તકરારી મીલકત ઉપર વાદીનો હક ઠરાવવા બાબતનો છે, માટે તેને આરટીકલ ૧૪ લાગુ થતી નથી,

---

તા૰ ૫ મારચ સને ૧૮૮૪.

મી, જસ્ટીસ તોટનહામ અને વી૰ જસ્ટીસ નોરીસ સાહેબોની રુબરુ.

હિંદુશાસ્ત્ર—મીથીલા—મજીયારી મીલકતના સહ હીસ્સેદારોમાંના એક સહ હીસેદારે કરેલુ વેચાણ—કુટંબી મજીઆરી મીલકત બાપ બીજાને આપેતો દીકરાને તે કેટલી બંધન કારક છે—આગળનુ દેવું.

પાનુ ૫૨૮ | મીતાક્ષરા અગર મીથીલા શાસ્ત્રના નીયમો જે મજીઆરા હીંદુ કુટંબને લાગુ હોય તે કુટંબનો એકાદો અંગભુત પોતાના સહ હીસેદારોની કબુલત વીના પોતાના હીસાબે નાણાં કરજે કાહાડવાને પોતાનો હીસો વેચી, અગર ગીરો આપી શકતો નથી, તેમ કુટબના ફાયદા સારૂ પણ આપી શકતો નથી તો પણ જો બાપ પોતાની અને પોતાના દીકરાઓની મજીઆરી મીલકત પોતાનુ જાતીકુ આગળનુ દેવું આપવાને બીજાને આપેતો જ્યાં સુધી તે દેવું અનીતીના કારણુસર કાહાડવામાં આવેલું છે એવું બતાવવામાં આવે નહીં ત્યાં સુધી તે આપવુ બળવાન છે.

પરંતુ આ પ્રમાણે તે આપવું દીકરાઓ કે જેમણે કબુલત આપેલી ના હોય તેમને બંધન કારક થવાને એવું બતાવવું જોઇએ કે તે આગળનું દેવું આપવાને આપવામાં આવીછે, અને જે વખતે તે આપવામાં આવી તે વખતે તે મીલકતના અવેજમાં બાપે નાણાં લીધાં નથી અગર તેને આપવામાં આવી નથી ખુશીથી તે વેચવામાં આવી હોયતો, તે વેચાણની કીંમત તે આગળનું એવું કરજ થતુ નથી કે જેથી વેચાણ તે દીકરાને

બંધન કારક થાય. પણ જો એમ સાબેત કરવામાં આવે કે તે વ્યવહાર અનીતીનો છે તો તેમ નથી.

---

તા૦ ૨૨ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મેકડોનલ અને મી૦ જસ્ટીસ ફીલ્ડ સાહેબોની રૂબરૂ.

જગતમોની ચઉધરાંણી (વાદી)વી. રાંમજાની બીબી વીગરે (પ્રતીવાદી) વકફ, તેંની જરૂરી—વકફ મીલકતની કીમતમાં વધારો.

પાનું ૫૩૩ એક સનંદથી અમુક ગામોની આંમદાની બક્ષીસ આપવામાં આવી છે, અને તેમાં એવું બતાવવામાં આવ્યુ છે કે તે મીલકતનો એક ત્રતીયાંસ ભાગ એક મસીદના નોકરો, ફરાશ અને દીવાબતી વીગરેના ખરચમાં વાપરવા એક ત્રીઆંસ મદ્રાસાના ખરચમાં વાપરવા, અને બાકીનો એક ત્રીયાંસ મુતવલીના અલાવંશામાં વાપરવા, તેમાં ઠરાવવામાં આવ્યુ કે મુસલમાની સરેહ પ્રમાણે વકફ બળવાન થવાને ચાર જરૂરીઆત કરતો પ્રમાણે બક્ષીસમાં ચાલવામાં આવ્યું છે વળી ઠરાવવામાં આવ્યું કે અરપણ કરેલી મીલકતના બાકી વધેલા નફાનું શું કરવું તે બાબતમાં કાંઇ સ્પસ્ટ ઠરાવ ના હોયતો વ્યાજબી રાહે એવું અનુમાન થાયછે કે અરપણ કરેલી મીકલત સુધારા ઊપર આવી હોય અગર સનંદમાં કહેલી રકમ કરતા વધારે નફો હોય તો પણ તે અસલ રકમ જે કારણસર વાપરવાની હોય તે કારણસરજ વાપરવી એવો તે બક્ષીસ આપનારનો ઇરાદો છે.

---

તા૦ ૨૧ ફેબરવારી સને ૧૮૮૪

મી. જસ્ટીસ મેકડોનલ અને મી, જસ્ટીસ ફીલ્ડ સાહેબોની રૂબરૂ.

ફકરૂદીન મહમદ આહસન (અરજદાર)વી. બંગાળાના મી. એોરીશી એલ ટરસ્ટી (સામાવાળા.)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૧ ના આ૧૪) ની કલમ ૨૪૪ અને ૬૪૭—બજાવણીનું કામ—ફરી તપાસની અરજી.

પાનું ૫૩૮ એક હુકમનામાની બજાવણીનુ કામ ચાલતુ હતુ તોપણ તે હુકમનામાના લેણદારને હીસાબની રથીવી તપાસવાને પરવાનગી આપવામાં આવી હતી, પરંતુ તેમને તે કરવાને કસુર કરી જેથી બજાવણીનુ કામ કાઢી નાંખવામાં આવ્યુ અને હુકમનામુ પુ

તેવું છે એમ ઠરાવવામાં આવ્યું ત્યાર પછી તેણે તેજ કારણસર નવી અરજી આપી, તેમાં ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૪૧ સબંધીના સવાલનો નીરણય કરવો જોઇએ. અને જે હુકમથી હુકમનામું પતેલું ઠરાવવામાં આવેલું છે, અને બજાવણીનું કામ કાહાડી નાંખેલું છે, તે હુકમની ફરી તપાસ કરાવવાનો ફકત ઇલાજ હુકમનામાના દેણદાર છે.

વળી ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪ મીમાં "હુકમનામું બજાવનારી કોરટે નીચેના સવાલોનો નીરણય કરવો" એવા શબ્દો છે. તેનો અરથ જ્યારે દરખાસ્ત કરવામાં આવે, ત્યારે જે હુકમનામું બજાવનારી કોરટ હોય છે તે એવો કરવો જોઇએ, અને જે કોરટે હુકમનામું બજાવેલું હોય તેનો તેમાં સમાસ થતો નથી,

---

તા૦ ૪ અને તા૦ ૧૪ મારચ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મીતર અને મી૦ જસ્ટીસ મેકલીન સાહેબોની રૂબરૂ

ફજલુર રહેમાન (હુકમનામાનો દેણદાર) અપીલવાળા વિ. અબનાફ હુસન વીગેરે (હુકમનામાના લેણદાર) અસલના પ્રતીવાદી.

હુકમનામું—તેની બજાવણી—હુકમનામાની બજાવણી કરવાનો ઇલાજ—હુકમનામાની બજાવણી કરવા રીતી પુરવક અરજી કરી નહી તે—મુદતના આકટ (સને ૧૮૭૭ ના આકટ ૧૫) ના ૨ જા પરીશીષ્ટની આરટીકલ ૧૭૯

પાનું ૫૪૧ | તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૮૨ ની અંદર એક હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવામાં આવી પણ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં ઠરાવેલા નમુના પ્રમાણે કરવામાં આવેલી નહી કારણ કે તેમાં જે દાવામાં તે હુકમનામું થએલું તેનો ખરો નંબર બતાવવામાં આવેલો નથી. તેથી તા૦ ૧૯ જાનેવારીને રોજ અરજદારને ચાર દીવસની અંદર ખરો નંબર આપી તે દરખાસ્ત દુરસ્ત કરવાને ફરમાવવામાં આવ્યું. પણ તે હુકમ પ્રમાણે બજાવવામાં આવ્યું નહીં તેથી તા૦ ૨૧ સપટેંબર સને ૧૮૮૨ ના રોજ સુધીમાં કોઇ પણ રીતે તે દરખાસ્ત વ્યવસ્થા કરયા વીના કોરટના દાખલ

ઉપર રહી તે તારીખે હુકમનામાની તારીખથી તરણ વરસ કરતાં વધારે મુદત વીતી ગએલી હતી અને અરજદારના વકીલને આઠ દીવસની અંદર તે દુરસત કરવા પાછી આપી. તેથી જોઇતી રીતે દુરસત કરવામાં આવી, અને તારીખ ૨૨ સપટમબરના રોજ તે દરખાસત કાઇલ કરવામાં આવી.

તે ઉપરથી હુકમનામાને મુદતની હરકત છે, માટે તે બજી સકાતુ નથી એવી હરકત લેવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યુ કે સઇઅદ મહમદ વી૦ સઇઅદ અબદુલાના કામમાં જે નીયમ ઠરાવેલોછે કે જયારે તે દરખાસ્ત રીતી પુરવક નથી" એવું કોરટને માલમ પડયુ એટલે તે દરખાસ્ત કાહાડી નાંખવી એ કોરટની ફરજ હતી અને તેથી અરજદારને યોગ્ય દરખાસ્ત આપવાનો લાગ મળત, અને કોરટને જે કરવાનું હતું તે કોરટેનાં કરયુ તેથી હુકમનામાવાળાને કાંઇ નુકશાન થવું નહી જોઇએ અને જોકે આગળની દરખાસ્ત રીતીસર નહી હતી, તોપણ તે કાંઇ કરીજ નથી, એમ થતુ નથી, માટે તા૦ ૨૨ સપટેંમર ના રોજ જે અરજી આપવામા આવીછે, તે અસલ જે દરખાસ્ત રીતી પુરવક નહી તે દુરસ્ત કરવાના હેતુથી આપવામાં આવીછે એમ સમજવું જોઇએ, અને જોકે તે હુકમનામાની બજાવણી તા૦ ૧૫ જાનેવારી સને ૧૮૮૨ ના રોજ ગમે તેવી રીતી વીરૂધ શરૂ થએલી છે, તોપણ તે બજાવણી જારી રાખવાની તેઅરજી છે, સબબ તે હુકમનામાને મુદતની હરકત નથી. વળી ઠરાવવામાં આવ્યું કે કોરટની ફાઇલ ઉપર હતી દરખાસ્ત દુરસ્ત કરાવવાને બદલે તે દુરસત કરવાને વકીલને પાછી આપવામાં આવી છે; તેથી સદરહુ નીયમ બાબતની તે દરખાસતમાં કાંઇ ફેરફાર થતો નથી.

---

તા૦ ૩૧ મારચ સને ૧૮૮૪.

મી૦ જસ્ટીસ માકલીન અને મી૦ જસ્ટીસ ફીલ્ડ શાહેબોની રૂબરૂ.

વાટસન અને કંપની (પ્રતીવાદીઓ) વી નીસ્ટારીની ગુપતા (વાદી)

વીરામેજર—ઇજારાનો ઠરાવ—સાર્વજનીક કારણસર સરકારે મેળવેલી જમીન સાંથમાંથી કાપવું.

પાનું ૫૪૪ એક ઇજારદારે અમુક જમીન પટે લીધી, અને તેમાં કબુલત આપી તેમાં નીચેનો ઠરાવ છેઃ—સદરહુ સાંથની બાબતમાં અમે રેલ અને દુસકાળનું જોખમ અમારે માથે રાખીએ

છીએ, તેમજ મોત, નાશી જવું, જમીન પાણીથી ધોવાઇ જવાથી વધારો ઘટાડો થાય અને નફા નુકશાનનું જોખમ અમારે શીર રાખીએ છીએ. કોઇ રીતે પણ સાંથમાં કમી કરવાને અમે દાવો રાખીસું નહી. તેમ કાંઇ જમીનમાં વધારો વીગરે થાય તો, તમે કોઇ રીતે વધારે માગી શકો નહીં.

આ પટાની દરમીઆનમાં આ જમીનનો ભાગ સરકારે રેલવેના કારણસર લીધો, તેથી પટ આપનારને કંપનસેશન આપવામાં આવ્યુ. આ ઉપરથી ઇજારદારની પાસેથી જે જમીન લેઇ લેવામાં આવી તે બાબત સાંથમાંથી કમી કરવાને તેણે દાવો રાખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે આવા દાવાનો સમાસ સાંથ બાબતના કાયદા "બંધ પડવુ" શબ્દ છે તેમાં સમાસ થતો નથી, તેમ પક્ષકારોનો ઇરાદો આ પટાના ઠરાવમાં તેનો સમાસ થાય તેવો નથી. પરંતુ જે તમામ જમીન આપવામાં આવેલી તેમાંથીતે સ્વભાવીક કારણથી નહીં, પણ "વીસમેજરે" લીધી, માટે જો ઇજારદાર એમ બતાવે કે તે જમીનના માલી પાસેથી સાંથે રાખનાર હતા અને તે સરકારે લીધી ત્યાર પેહેલાં તેઓ સાંથ મને આપતા હતા, અને હાલ તે આપતા બંધ પડેલા છેતો, સાંથમાંથી તે કમી કરાવવાનો ઇજારદારનો હક છે.

---

તા૦ ૨૦ મારચ સને ૧૮૮૪

મી. જસ્ટીસ મીતર અને મી. જસ્ટીસ માકલીનની રુબરુ.

ફજલ ઇમાંમ વીગરે (હુકમનામાવાળા)વી૦ મેટાશીંગ હુકમનામાના દેણદાર,)

હુકમનામુ—બજાવણી—હુકમનામુ બજાવવામાં મદદ કરવાનો ઇલાજ—મુદત—મુદતનો સને ૧૮૭૭ નો આ૦૧૫ તેના ૨ જા પ્રશીસ્ટની આરટીકલ ૧૭૯ની રકમ ૪

પાનું ૫૪૯ } અમુક નાણા હુકમનાંમાના દેણદારની અમુક મીલકત વેચાવવામાં આવેલી તેમાંથી ઊપજેલી રકમનાં કોરટની બહાર લેવાને હુકમનાંમાના લેણદારે અરજી કરેલી તે અરજી હુકમનામુ બજાવવામાં કામ ચલાવ્યુ એમ ગણી શકાતુ નથી. માટે તેનો સને ૧૮૭૭ ના આકટ ૧૫ ના ૨ જા પ્રશીસ્ટની આરટીકલ ૧૭૯ ની રકમ ૪ ના અરથમાં સમાસ થતો નથી.

# ફોજદારી રેફરંસ

તા૦ ૩ એપરીલ સને ૧૮૮૪

મી૦ જશટીશ મીતર અને મી૦ જશટીશ માકલીન સાહેબોની

રૂબરૂ.

કેસરેહીંદ વીરૂધ નવાબ જાહાન.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આક ૧૦) ની કલમ ૨૪૮, ૨૫૯, ૩૪૫, ૪૩૭ આગળ તપાસ કરવી—જીલા માજીસતરેટનો હુકમ કરવાનો અખતીઆર—સબારડીનેટ માજીસ્ટ્રેટ—સમાધાન થવા લાયક ગુનહો.

પા૦ ૫૫૧ } એક ફોજદારી તહોમત હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૪૮ પ્રમાણે રાખવામાં આવેલ. તેથી પોલીસે પહેલા વરગના ડીપુટી માજીસતરેટ તરફ તહોમતવાળાને મોકલ્યો, પણ પુરાવ લેતા પહેલાં ફરીઆદીએ માજીસતરેટને જાહેર કરયુ કે આ કામનું માંહો માંહે સમાધાન થઇ ગએલુછે માટે મારી મરજી આગળ કામ ચલાવવાની નથી. તે ઉપરથી માજીસતરેટે કામમાં એવો હુકમ લખ્યો કે "સમાધાન થઇ ગએલ છે, માટે પ્રતીવાદીને નીરદોશ ઠરાવવામાં આવ્યો છે ત્યાર પછી જીલા માજીસતરેટે ફોજદારી કામ ચલાવવાની રીતીનાં કાયદાની કલમ ૨૪૮, અને ૨૫૯ ઉપર આધાર રાખી અને કલમ ૪૩૭ મી પ્રમાણે આગ્નાં ડીપુટી માજીસતરેટને ફરમાવ્યુ કે તે પખકારોને મોકલવા અને કામ બરોબર ચલાવવું.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે કલમ ૨૪૮ અને ૨૫૯ ને આ કામ સાથે કાંઇ સબંધ નથી. અને ફકત તહોમતવાળાને પોલીસે મોકલ્યો હોય તેથી જે ગુનોહ કાયદેસર રીતે સમાધાન કરવા લાયક હોય તે સમાધાન થતો અટકતો નથી. માટે ડીપુટી માજીસતરેટનો હુકમ [illegible] રીતે બરોબર અને કાયદેસરછે.

વળી ઠરાવવામાં આવ્યુ કે માજીસતરેટનો હુકમ હકીકત પ્રમાણે બરોબર નથી તેની સાથે તે કાયદેસર નથી, કારણ કે ડીપુટી માજીસતરેટ પહેલા વરગના માજીસતરેટ છે અને જીલા માજીસતરેટથી ઉતરતા દરજાના નથી. કે જેથી જીલા માજીસતરેટને બીજા માજીસતરેટ પાસેથી

કલમ ૪૩૫ મી પ્રમાણે કાગળ મંગાવી કલમ ૪૩૭ મી પરમાણે કામ ચલા વવાની સતા મળે કારણ કે તે બીજા માજીસતરેટ ઊતરતા દરજાના હોવા જોઈએ.

નોગીન કીસોર મુકરજી વી૦ રશીકલાલ સાહાના કામના ઠરાવ પ્ર માણે ચાલવવામા આવ્યું.

---

## અસલ દીવાની મુકદમો

તા૦ ૩ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ કનીગહામ સાહેબની રૂબરૂ.

કોવારસલ્ય કોસન ગોસાલની મીલકતની બાબતમાં

હીંદુ વહીવટ પત્ર—મર્યાદા સબંધે આપવું—સને ૧૮૮૧ ના આક ટ ૫ ના કલમ ૪

પાનુ ૫૧૪ | દાવાવાળી અમુક મજીઆરી મીલકત હતી, તેમાં પાંચભાઈઓ હીસવાળા હતા તેથી દરેક ભાઈનો હક નકી કરી હુકમનામુ કરવામાં આવ્યું આ પક્ષકારોમાંનો એક (જે હુકમનામુ થયા પછી) મરણ પામ્યો,તો મજીઆરી મીલકતમાં ૫—૩૦ મો હીસો ઠરાવ વામાં આવ્યો.

આ હુકમનામુ થયા પછી તે દાવામાં કેટલાક હુકમો કરવામાં આ વ્યા એટલે રીશીવર નીમવામાં આવ્યો, વહેચણ કરવાનું ઠરાવવામાં આ વ્યુ અને અમુક મીલકત વહેચણીમાંથી બાતલ રાખી હીસાબ તપાસવા નુ ઠરાવવામાં આવેલુ હતુ.

વહેચણ વખતે ૫...૩૦ મા હીસો જે મીલકતની વહેંચણ કરવાને ઠરાવવામાં આવેલુ તેમાંથી જે હીસેદાર મરણ પામેલા તેના વારીસ છો કરાં વાલીને આપવાનો ઠરાવેલો હતો, અને બાકીની વહેચણ કરયા વીના ની મીલકત "રીશીવર" ના કબજામાં હતી. હીસાબ તપાસતાં એમ નકી થયુ કે તે મરનાર હીસેદારે મજીઆરી મીલકતમાંથી પોતાની હયાતીમાં જે રકમ લેવી જોઈતી હતી તેના કરતાં વધારે લીધી છે, માટે તે શરરૂ ૫—૩૦ મા હીસાથી કાપી લેવી જોઈએ હાલની અરજીમાં એમ કહેવામાં આવેલુ છે જે રકમ તેના ભાગમાં આવી છે, તે પુરતી રકમ જપ્તીમાં કર

વાને ખસ નથી, પણ તે મરનાર હીંસેદારની ખાંનગી કેટલીક સરકારી સી કયુરીટી અને થોડીક રકમ બંગાળા બેંકમાં છે. તેથી આ કારણસર અર જી કરવામાં આવી. તે ઉપરથી આ કામની હકીકત પ્રમાણે રામચંદ્ર શી આા કામમાં જે નીયમ ઠરાવેલા છે તેથી જુદા ચાલવુ જોઇએ માટે ફકત સરકારી શીકયુરીટી અને રોકડ બાબત વલીલટનુ સરટીફીકેટ આ પવામાં આવ્યું.

.........................

## પ્રીવીકાઊનશીલ

તા૦ ૨૩ નવેમ્બર સને ૧૮૮૩

બરજોર અને ભવાની પ્રસાદ (પ્રતીવાદીઓ) વી૦ ભાગાના (વાદી)

અયોધ્યાના જુડીશીઅલ કમીશનરની કોરટના ઠરાવ ઉપર અપીલ.

સને ૧૮૭૭ ના આ ૧૦ ની કલમ ૬૦૨—અપીલમાં જામીન આપ વાની મુદત વધારવી-રીવાજ—વાજબુબ અર્જ.

પાનું ૫૫૭ } સને ૧૮૭૭ ના આ૦ ૧૦ ની કલમ ૬૦૨ માં જે શબ્દો અમુક મુદતમાં જામીન આપવા સબંધી છે, તે હુકમ તરીકે છે, માટે જોકે મજબુત કારણ વીના તેથી જુદીરીતે ચાલી શકા ય નથી, તોપણ જે કોરટના ઠરાવ ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટને તે મુદત વધારવાનો હક છે સદરહુ કલમ પ્રમાણે જામીન આપ વાની મુદત પુરી થઇ ત્યાં સુધી જામીન નહી આપવાનો સંતોશ કારક ખુલાસો બતાવેલો છે શબબ ઠરાવવામાં આવ્યુ કે કોરટે જે તે મુદત વ ધારેલી છે. તે પોતાનો અખતીઆર યોગ્ય રીતે વાપરી વધારી છે. સુર જમુખી કુવરની અરજીની બાબતમાં કરેલો ઠરાવ મંજુર રાખવામાં આવ્યો

એક ગામનો ભાગીદાર મરણ પામેલો તેની સરખી પહેડીના પુ રૂસ વારસો કરતાં તે મરનારની બા પની બાએ તે મરનારનો વારસો હોવા દાવો કરેલો, તેથી બેઉ પક્ષકારોના વકીલોની કબુલતની સાથે એવો પ્ર શ્ન કાહાડવામાં આવેલો કે કુટંબ અગર જાતના રીવાજ પરમાણે વાદીપ ણુ સ્ત્રી તરીકે વારસામાંથી બાતલ છે કીવા નહીં. તેમાં ઠરાવવામાં આ વ્યુ કે વાસ્તવીક રીતે સવાલ હકીકતનો છે, અને પુરાવમાં વાજબુબ અ ર્જ ગામનો સમાસ કરેલો છે તે પ્રમાણે રીવાજ પ્રમાંણે સ્ત્રીઓ બાતલ કરવામાં આવી છે, એમ સાબીત થએલુ નથી.

## દીવાની અપીલ.

તા૦ ૧૩ મારચ સને ૧૮૮૪

મી. જસ્ટીસ મેકડોનલ અને મી. જસ્ટીસ ફીલ્ડ સાહેબો રૂબરૂ

અબદુલ આદુ વીગરે (પ્રતીવાદીઓ) વી. મહમદ માકમીલ વીગરે (વાદીઓ)

પુરાવનો બોજો—મુસલમાનોમાં હીંદુઓનો રીવાજ—રીવાજ બાબત કહેવામાં આવેલુ ના હોયતો, કાંઈ અનુમાન થતુ નથી.

પાનુ ૫૬૨ | અ અને બ બેઉ મુશલમાનભાઈઓ એકઠા મળીયારે રેહેતા હતા. આ પ્રમાણે તેઓ રહેતા હતા, અને અ એ અમુક જમીન ખરીદ કરી અને તે બાબતનું વેચાણ ખત તે વેચનારે લખી આપેલુ હતુ. બ ના વારશોએ અ ના વારશો ઉપર તે જમીનનો કબજો અમારી પાસેથી લઇ લીધો છે, માટે તે કબજો મળવા દાવો કરયો. કોરટના અભીપ્રાયમાં આવ્યું કે તે જમીન મળીઆરી છે, કારણ કે મળીઆરી પુંજીથી ખરીદ કરવામાં આવી છે. અપીલમાં તે જમીન ફકત એકલા અ એ ખરીદ કરી હતી તેવું સાબીત કરવાનો બોજો તે અ ઉપર રાખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પક્ષકારોએ હીંદુશાસ્ત્ર પ્રમાણે મીલકતની બાબતમાં ચાલવું પસંદ કરેલુ એવું કહેવામાં આવેલુ નથી, અને જડજે હીંદુશાસ્ત્ર મુજબ અનુમાન મુસલમાનોને લાગુ કરી જે પક્ષકાર ઉપર પુરાવનો બોજો નાખેલો છે તે બરોબર નથી.

---

## અશલ દીવાની

તા૦ ૨૧ ફેબરૂઆરી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ પીગટની રૂબરૂ

નારાયણ ચંદ્રધર (વાદી) વી૦ કોહન (પ્રતીવાદી)

બજાર ભાવ-નુકશાની ભરી આપવાના કરારની રૂઇના દાવામાં બજાર ભાવ નકી કરવો—પુરાવ.

પાનુ ૫૬૫ | અમુક દીવશે બજાર ભાવ શુ હતો તે બાબતનુ લખાન એક ચંચળ અને અનુભવી દલાલ કરેલુ હોય તે કોરટની રૂબરૂ પુરાવમાં આપવામાં આવ્યું હોય, અને તે લખાનનો કે.૨૪

ને ફાયદો થએલો હોય તો, કોરટે અમુક રીપથી અંતર ભાવ અમુક છે તો, તે બાબતમાં તે પુરાવમાં લેવુ જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૨૬ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મેકડોનલ અને મી૦ જસ્ટીસ ફીલ્ડ સાહેબોની રૂબરૂ

જનોકી બુલભદ્દીન (પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી) વી૦ જોહીર દીન મહમદ અબુઅહમદ શાહર ચઉધરી (વાદી)

હક સબંધ—હુકમનામાની બજાવણીમાં વેચાણ—કલમ ૨૦૫ (સને ૧૮૮૨ ના આ૦ ૧૪) વીગેરે ઠરાવ—બાપની રૂઈનો હક સબંધ.

પાનુ ૫૬૭ | એકની એક મીલકતનો નીમ નીમ ભાગ બે ગીરો રાખનારાઓને ગીરો આપવામાં આવેલો પણ કીયો કીયો અમુક નીમ ભાગ દરેકને આપેલો તે બતાવવામાં આવેલુ નહીં, પછી તે બેઉ સખસોએ પોત પોતાના હુકમનામાં મેળવી તે બજાવ્યાં. તેની તે મીલકત જપ્ત કરાવી પછી તે હુકમનામાઓમાંથી એક હુકમનામાની બજાવણીમાં તે મીલકત વેચાવવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે ગીરો આપનારનો તમામ હક સબંધ વેચાવવાનો ઇરાદો રાખવામાં આવેલો છે, તોપણ ખરીદદારને તે મીલકતનો નીમે ભાગ બીજા ગીરો રાખનારના હકની જવાબદારી સાથે મળેલો છે, અને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૮૭ ની રકમ (બ) માં ઠરાવ્યા પ્રમાણે ૨૫૮ હુકમ કરવાને તે બજાવનારી કોરટને રહી ગએલુ છે, અગર કસુર કરી હોય તેથી જે ગીરો રાખનારનો હક પતેલો ના હોય તેના હકને હરકત થતી નથી.

---

તા૦ ૪ મારચ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસમીતર અને મી૦ જસ્ટીસ માકલીન સાહેબોની રૂબરૂ

શીવશાલીરામ વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ લછમેશરશીંગ (વાદી)

સુરત સને ૧૮૭૦ ના આકટ ૧૫) ની કલમ ૪૫, ૧૪૦, ૧૪૨—ક

બજો લેવાનો દાવો—અધુરા ઠીકાની દરમીઆનમાં વાદીના પહેલા થઇ ગએલાએ કબજો લઇ લીધેલો—મુદત—પટો—

પા૦ ૫૭૭ | સને ૧૮૮૦ માં વાદીએ અમુક જમીન કે જે તેની જગોએ આગળ થએલા તેઓની પાસેથી લઇ લેવામાં આવીછે, તે જમિનનો કબજો લેવા દાવો કરેલો, તેમાં અશલ કોરટે ઠરાવેલું

કે વાદીના બાપ પાસેથી સને ૧૮૬૦ માં પ્રતીવાદીએ તે જમીનનો કબજો લઇ લીધો હતો, અને તે વખતે વાદીના બાપે એક ઠીકેદારને પટો કરી આપેલો તે પુરો પણ થએલો નહી હતો.

ઠરાવવામાં આવ્યું કે હીંદુસતાનમાં આધારનું વજન ટીકા પુરો થયો તારીખથી મુદત શીરૂ થાય છે એવા વીચારના તરફમાં થાય છે, અને વાદીના બાપના પાસેથી કબજો પ્રતીવાદીએ લઇ લીધો એવું અશલ કોરટે ઠરાવેલુ તારીખથી શરૂ થાય છે તે વીચારના તરફમાં નથી.

---

તા૦ ૨૧ મારચ સને ૧૮૮૪

મી. જશટીસ મીતર અને મી. જશટીસ માકલીન સાહેબોની કોરટ.

જદુનંદનશીંગ (વાદી) વી. દલપતશીંગ વીગરે [પ્રતીવાદી)

અગ્રકીયાધીકાર—તરત માગણી કરવાની રીતી જાહેરાંત માગણી

પાંનું ૫૮૧ | એક શખસ અગ્રક્રીયાધીકારનો હક ધરાવતો હતો તેણે શાક્ષીઓની સમક્ષ તાલુકા મેળવાસી બાદ કરયું પણ તે કરતી વખતે અગ્રક્રીયાધીકારવાળી જગોએ તે નહી હતો તેમ તે વેચનાર કે

ગર ખરીદદાર પાસે ગયું નહી હતો,

બીજી અપીલમાં ઠરાવવામાં આવ્યું કે નીચેની અપીલકોરટના અભીપરાયમાં આવ્યું કે તે તાલુબીશાઇ બળવાન નથી કારણ કે જાહેરાંત માગણીના શાક્ષીઓનો પુરાવ નથી માટે અગ્રક્રીયાધીકારના હકનો દાવો રાખી શકાતો નથી

---

## ફોજદારી અપીલ

તા ૧૭ એપરીલ શને ૧૮૮૪

મી૦ જસટીસ મીતર અને મી જસટીસ નોરીસ સાહેબોની રૂબરૂ

જાન મહમદ અને જબ્બાર મહમદ (અપીલવાળાઓ વી૦ કેસરેહીંદ અ પીલના પ્રતીવાદી) અને વારીગીયા વી૦ કેસરેહીંદ.

પીનલકોડની કલમ ૨૪, ૨૫, ૪૬૪, ૪૬૭ ૪૭૧—ઠગવાના ઈરાદા થી જુઠા દસતાવેજનો ઉપયોગ— જે સનંદથી આબરૂના ઈનામ આપવા માં આવેલા હોય તે કીમતી જામીની નથી.

પાનું ૫૮૮ | તોહોમતવાળાએ સેટલમેંટ ઓફીસર પાસેથી લસકરના ઈનામ કબુલ કરવા સારૂ હુકમ મેળવવાને તે અધીકારી રૂ બરૂ એક સનંદ તે ઈનામ બાબતની હતી તે રજુ કરી તે દસતાવેજ સાચો માલમ પડયો નહીં તેથી શેશન જડજે પીનલકોડની ક લમ ૪૭૧—૪૬૪ પ્રમાણે તેને ગુનેગાર ઠરાવ્યો અપીલમાં ઠરાવ્યુંકે તે તોહોમતવાળાએ તે દસતાવેજ સાચો નથી એમ જાણ્યા છતાં, તે વાપરયો એમ ધારીએ તોપણ તેમને ગુનેહગાર ઠરાવી શકાતા નથી. કારણકે તોહો મતવાળાનો ઈરાદો કોઈને ખોટી રીતનું નુકશાન કરવાનો અગર ખોટી રી તનો ફાયદો મેળવવાનો નહી હતો તેઓનો ઈરાદો સેટલમેંટ આફીસરના મનમાં તેઓ "લશકર"ની આબરૂને લાયક છે, એવું ખોટું મનાવવાનો હ તો, તેથી ઠગવાનો ઈરાદો હતો, એમ તે થઈ શકતું નથી.

એકાદી શનંદથી કોઈ સખસને આબરૂનો ઈનામ આપવામાં આ વેતો તે કાંઈ પીનલકોડના હેતુ પ્રમાણે કમીતી "શીકયુરીટી" નથી.

---

## અસલ કામના ઠરાવ ઉપર અપીલ

તા૦ ૨૨ એપરીલ શને ૧૮૮૪

સર રીચર્ડ ગાર્થ નાઈટ ચીફ જસટીસ, અને મી. જસ્ટીસ કનીગહામ સાહેબોની રૂબરૂ (પ્રતીવાદીએ)

વીસેશ રીતે અમલ કરવો—કરાર—કાગળો—બાહાનું

પાનું ૫૮૮ | પ્રતીવાદીએ પોતાની ઓરતના નામથી વાદી ઉપર પત્ર લખ્યો. તેમાં અગત્યનો ભાગ નીચે પ્રમાણે હતો.

"રતનગીઓની ગલીમાંનું નંબર ૧૦માના તમારા ઘરની કીમત દલાલની મારફતે રૂ૧૩,૧૨૫ ઠરી છે. તે કીમત કબુલ કરીને હું આ કાગળ લખુછું. માટે તે ઘરના ખત શાથે આજ રોજ તરણ અને ચાર વાગતાની વચમાં મારા આટરનીને ત્યાં મેહેરબાનીથી આવી બાહાનું લેજો. બીજી રીતે કાંઇ કરવામાં આવશે નહી.

વાદીઓએ પોતાના વહીવટદારની મારફતે જવાબમાં પ્રતીવાદીની ઓરતને લખ્યું કેઃ—

"તમોએ આમારૂ ઘર રૂ૧૩,૧૨૫ માટે ખરીદ કરવાનું કબુલ કરી દલાલની મારફતે કાગળ મોકલ્યો છે, અને અમે તે કબુલ કરીએ છીએ માટે તમારા આટરનીની આફીસમાં અમે તણ અને ચાર વાગ્યાની વચમાં હાજર થઇસુ અને બાહાનુ લેઇશું.

તે આટરનીની ગેરહાજરીમાં વાદી અને પ્રતીવાદી મળ્યા, તેથી કાંઇ ઘરનુ ખત તપાસવામાં આવ્યુ નહી, અને તેમ બહાનું પણ આપવા લેવામાં આવ્યુ નહિ.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સદરહુ કરાર વીસેશ રીતે અમલમાં લાવવા બાબત પહેલા કાગળમાં કાંઇ ખાયશ આગર કાંઇ કરવાનુ કબુલ કરવામાં આવ્યુ નથી, પણ તે ઘરની કીમત આપવાની તે ફકત ઠરાવવામાં આવીછે, અને જયાં તેઓ મળવાના હતા તાંહાં લેખી દસ્તાવેજો તપાસવા અને બહાનુ આપવાનુ હતુ.

બેઉ પક્ષકારોએ બહાનુ આપવાનુ કામ કરારનામુ વધારા તરીકે ગણેલું છે. માટે બાહાનાની રકમ નકકી કરતાં સુધી તે કરાર પુરો થઇ શકતો નથી.

## દીવાની અપીલ

તા૦ ૨૬ મી મારચ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ પ્રીનસેપ અને મી૦ જસ્ટીસ ઓકીનીલી સાહેબોની

રૂબરૂ

મુસલમાની સરે—વકફ—બક્ષીસ—દાવાનો આંક—ટ્રસ્ટીને બદલે વો—કોરટફી આક્ટ, સને ૧૮૭૦ ના સાતમાની કલમ ૭ ની રકમ ૩ અને પેટા રકમ એક અને બીજા પ્રશીડ્ટની આરટીકલ ૧૭ ની રકમ ૩ અને ૬.

પાનું ૫૮૯ — અમુક ટરસ્ટની પુંજીની વહીવટમાંથી પ્રતીવાદીને ઓટી વ તસુકના કારણથી અમેડાના કારણમાં વાદીએ પોતાના દાવાની અરજી ઉપર રૂ ૧૦ નો કોરટ ફી સ્ટાંપ લગાવી હકુમતના કારણસર રૂ૭૦૦૦ ના દાવાનો આંક બાંધેલો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે હકીકત છે તે પ્રમાણે આં દાવાનો આંક રૂ૭૦૦૦ નો છે તેટલું તેનું ભીત છે, માટે તે રકમ ઉપર કોરટ ફી ગણવી જોઇએ.

---

## ફોજદારી રેફરંસ

તા૦ ૨૪ મારચ સન૧૮૮૪

મી૦ જસ્ટીસ ટોટનહામ અને મી૦ જસ્ટીસ નોરીસ સાહેબોની રૂબરૂ

માહારાણી કેસરેહીંદ વીરૂધ બાટેસર માંડલ.

રજીસ્ટ્રારની રૂબરૂ કહેલી જુઠી હકીકત-નોંધવાનો આક્ટ(સને ૧૮૭૭ નો ૩ જો)ની કલમ ૮૨ રકમ અ અને કલમ ૮૩—કલમ ૭૨ ને ૭૩.

પાનું ૬૦૪ — રજીસ્ટ્રારની રૂબરૂ અમુક કામ ચાલેલું તેમાં તોહોમતવાળાએ ઇરાદા પુરવક જુઠી હકીકત કહેલી તે બાબત તેની તપાસ ચાલેલી હતી, તેમાં ઠરાવવામા આવ્યુ કે આ કામ રજીસ્ટર આક્ટ કલમ ૭૨ પ્રમાણે ચલાવામાં આવ્યુ છે અને કલમ ૭૩ પ્રમાણે ચલાવવું જોઇએ તેમ ચલાવેલું નથી એમ ધારીએ, તોપણ રજીસ્ટર ની રૂબરૂ તોહોમતવાળો હાજર થયો અને તેણે તે કામ ચલાવવાની રીતી બાબત કાંઇ હરકત લીધી નહી. માટે રજીસ્ટર આક્ટના ઠરાવ પ્રમાણે ફોજદારી તપાસના કારણસર તે ગેરસીરસ્તે થએલું ગણાતું નથી. તેમ આવી હકીકત પ્રમાણે તે આક્ટની કલમ ૭૩ મુજબ અરજદારે પોતાની અરજી ઉપર પ્રતીજ્ઞા કરી નથી તેથી ફોજદારી કોરટની હકુમત જતી નથી.

## દીવાની અપીલ

તા૦ ૧૭ મી એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મેકડોનલ અને મી૦ જસ્ટીસ રીવ્ડ સાહેબોની રૂબરૂ

લગનના હક પાછા મેળવવા—મુસલમાની લગ્નોની નોંધણી—પંજાબનો સને ૧૮૭૬ ના આક્ટ ૧ લાની કલમ ૬ પ્રસીસ્ટ અ-રજીસ્ટરમાં દાખલ કરેલી બાબતની નકલ—પુરાવ

પાનુ ૬૦૭ | પંજાબના સને ૧૮૭૬ ના આક્ટ ૧ લાના પ્રસીસ્ટ અ માં ઠરાવેલા નમુના પ્રમાણે ખાસ સરત એવી હતી કે અમુક હકીકતથી ઓરત પોતાના ધણી સાથેનો લગનો છેડા છુટકો કરી શકે. તે સરતની સાથે મુસલમાન ધણી ધણીઆણીએ પોતાનુ લગ્ન નોંધાવ્યું હતું.

આ હકીકત બની તેથી ઓરતે પોતાના ધણી સાથે છેડા છુટકો કરયો, લગનના હક પાછા મેળવવાંના દાવામાં ઠરાવવામાં આવ્યું કે તે આક્ટના ઠરાવ પ્રમાણે તે ખાસ સરત મુસલમાન રજીસ્ટ્રારને રજીસ્ટર માં નોંધાવાની ફરજ હતી. સબબ તે રજીસ્ટરમાં નોંધેલી બાબતની નકલ તેમાં કહેલી હકીકત બાબત કાયદેસર પુરાવ છે.

---

તા૦ ૨૪ મી એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વીલસન અને મી૦ જસ્ટીસ ટોટનહામ સાહેબો ની રૂબરૂ

નીરશીંહ કુનારાયણસીંહ વીગેરે (પ્રતીવાદીઓ) વીરૂધ રોધુબરશીંગ (વાદી.)

બજાવણીમાં થતુ લીલામ—પઈશા બાબતનું હુકમનામુ—ગીરોનું હુકમનામુ—નોટીસ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૪) ની કલમ ૨૮૭

પાનુ ૬૦૯ | એક લેણદારે પોતાના દેણદાર ઉપર બે હુકમનામાં મેળવેલાં હતાં. એક ગીરોનુ હુકમનામુ અમુક મીલકતના હક સબંધનો અમલ કરવાનુ હતુ, અને બીજુ ફકત પઈસા બાબતનું હતું; જે મીલકત ઉપર હુકમનામાના દેણદારનો હક સબંધ હતો, તે હક સબંધ બીજા હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવ્યો અને

તે બીજા શખસે ખરીદ કરયો. ત્યાર પછી પહેલા હુકમનામાની બજાવણીમાં તેજ હુકમનામાના લેણદારની ખાહેશ ઉપરથી તેની તે મીલકત વેચવાના જાહેરનામાં થયાં, પણ તે લીલામમાંથી ખરીદ કરનારે તે બીજે હકત લીધી આ ઉપરથી હુકમનામાના લેણદારે તે ખરીદ કરનાર ઉપર તેની લકત ઉપરના પોતાના હક સબંધનો અમલ કરવા દાવો કરયો,

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવામાં વાદીને તે મીલકત લેવાનો હક થવા સારૂ તેણે એમ બતાવવું જોઇએ કે પ્રતીવાદીઓએ તે મીલકત મારા હકની ખબર છતાં ખરીદ કરેલી છે વળી ઠરાવવામાં આવ્યું કે અમુક કારણસર અમુક વખતે હુકમનામના લેણદારે પોતાના ગીરોની બાબત કોરટને જાહેર કરેલું હોય તેથી સદરહુ લીલામમાંથી ખરીદ કરનારને તે બાબત ખબર થએલી હતી એવો પુરાવ થતો નથી.

---

તા૦ ૨૪ અપરેલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીશ વીલસન અને મી૦ જસ્ટીસ તોટનહામ સાહેબોની રૂબરૂ.

અશુતોસચંદ્ર વીગરે (અરજદારો) વી૦ તારાપ્રસનરાય (સામા પક્ષકાર.

સમાધાન અને તેના આધારથી હુકમનામુ—સમાધાન રદ કરવાને અરજી—ફેંશલાની ફરી તપાસ—નવો દાવો—

પાનુ ૬૧૨ | કોરટની બહાર સમાધાન કરવામાં આવેલું તે પ્રમાણે હુકમનામુ થએલુ તે રદ કરવાને કામ ચલાવવાની બે રીતાયો ઉપયોગમાં આવે તેછે. (૧) દાવો કરવો— (૨) જે ફેંસલો રદ કરવાને માગવામાં આવતુ હોય તે ફેંસલાની ફરી તપાશ કરાવીને—પણ તેમાં આ પાછલી રીત ઘણી શીરસ્તા પુરવકછે.

---

## પ્રીવીકાઉનશીલ

તા૦ ૨૮, ૨૯ નવમબર સને ૧૮૮૩

અબદુલ હાય (વાદી) વી૦ મીરમહમદ મોઝફરહુશન વીગરે (પ્રતીવાદીઓ) બંગાળાની હાયકોરટના ઠરાવ ઉપર અપીલ.

સ્ટાટયુટ ૧૩ એલીઝા બાબ ૫—લેણદાર સાથે કપટ—ભોગા—ઇકરારી, અને શુધ અંતઃકરણ.

પાનું ૬૧૬ } સ્ટાટ્યુટ ૧૩ ઈલીઝા બાબ ૫ (૧) (જે જીલ્લામાં લાગુ થાય કીંવા નહી) લેણુદારોને ઠગવાના ઇરાદાથી જે વ્યવહારો કરવામાં આવે તે દુર કરવાની બાબતમાં છે તેના નીયમો, દગા ભરેલાં વેચાણો દુર કરવાને 'કાનનાના'નો અમલ હીંદુસ્તાનની કોરટોમાં થાય છે, અને ન્યાય, ઇકવીટી અને શુધ અંતઃકરણ પ્રમાણે કાયદાનો અમલ કરવાની બાબતમાં કોરટોના ઠરાવો તે પ્રમાણે કરવામાં આવલાછે.

પુરાવ ઉપરથી એમ માલમ પડયુ કે એક હિબા શુધઅંતઃકરણથી કરવામાં આવેલુ નથી, તેમ તે સારા અવેજથી પણ કરવામાં આવેલુ નથી, અને તેથી લેણુદારોના વ્યાજબી હકોમાં હરકત થએલી છે તે કરનારનો ઇરાદો તે કરતી વખતે તેથી લેણુદારોથી પોતાની મીલકત બચાવવાનોછે. તેમાં ઠરાવવામાં આવ્યું કે ઇકવીટી અને શુધઅંતઃકરણ પ્રમાણે તે હિબા રદ બાતલછે.

---

તા૦૫ ડીસમબર સને ૧૮૮૩

હરદિનારાયણ શાહુ (પ્રતિવાદી) અપીલવાળો વી૦ રૂદ્રપ્રકાસ મિસર (સગીર) તેની તરફથી અબદુલ હાય વીગરે (વાદી) અપીલનો પ્રતીવાદી.

બંગાળાની હાયકોરટના ઠરાવ ઉપર અપીલ.

મજીઆરા કુટંબની મિલકતમાં સહહીશેદારના હક સબંધના ખરીદદારનો હક—સગીરની તરફથી હાજર થનાર બાબત રીતસર હરકત—

પાનું ૬૨૬ | મજીઆરા કુટંબનાસહહીશેદારની જાત ઊપર થયેલાહુકમનામાથી તે કુટંબના મિલકતમાંના તેનો હક શબંધ વેચાવવામાં આવેતો તેથી તે સહહીશેદારનો ફકત હક ખરીદદારને મળે છે. અને તેથી બીજા સહહીશેદારને તે મીલકતની વહેંચણ કરવાની ફરજ પાડી શકેછે.

એક કુટંબના બાપ ઉપર પઈશા બાબતનું હુકમનામુ થએલુ અને તે હુકમનામાવાળાએ કુટંબની મિલકત જપ્ત કરાવેલી, અને બાપનો તેમાંનો હક સબંધ વેચવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણથી બાપનો હિસો મળતો નથી; પણ જે તેનો હક્ક વેહેચણ કરાવવાનો હતો તે તેને મળેલો છે, માટે તેને તે પ્રમાણે જે મળે તે ખરીદદારને મળેલુછે.

મીતાક્ષરા પ્રમાણે ચાલતા કુટંબમાં બાપ, મા અને શગીર દિકરો જે વખતે હુકમનામુ થયુ તે વખતે હતાં, તેથી નિચેની કોરટે મા અને દિકરાને દરેકને એકત્રતીયાંશ આપાવી ને એક ત્રતીયાંસ ખરીદદારને માટે રાખેલો હતો; બીજો છોકરો જનમ્યો હતો, અને આ અપીલ ચાલતાની દરમીઆનમાં મા ગુજરી ગઇ, તેથી તે હિસાની બાબતમાં બેઉ છોકરા પક્ષકાર થયા; તેમાં ઠરાવવામાં આવ્યુ કે ખરીદદારે આ અપીલ કરવામાં તે હુકમનામુ બાહાલ રહેવુ જોઇએ કારણ કે તે હુકમનામુ રૂપમાં વધારે બરોબર હોત ને જેટલુ અપીલવાળાને મળત તેટલુ તેને મળી ચુક્યુ છે તેને જે વહેચણ કરવાથી મળે તે મળી ચુકલુ છે.

કોરટ આફ વોરડશે એક શગીરનો દાવો કરવાનો હક હતો તેની તરફથી વહીવટદાર નિમેલો તે વહિવટદારે દાવો કરેલો છે આ વહિવટદારના અધીકાર બાબત વાંધો લેવામાં આવતાં ઠરાવવામાં આવ્યુ કે તે ફકત સાહીત રીતની હકીકત છે માટે તે ના મંજુર કરવામાં આવી.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૪ એપરેલ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મેકડોનલ અને મી૦ જસ્ટીસ ફીલ્ડ સાહેબો

ની રુબરૂ

જોવ તારા વગરે (વાદીઓ) વીરૂધ રામહરી સરદાર વીગરે (પ્રતીવાદીઓ)

વીલ—ઓીવન—વીલમાં ના કહેલી નહી તેમ બતાવેલુ પણ નહીં તેવી વીધવાને ખોરાકી પોશાકી,

પાનું ૬૩૮ } હીંદુશાસ્ત્ર પ્રમાણે વીધવાને ખોરાકી પોસાકીનો હક આપવામા આવેલો છે માટે તે હક સ્પષ્ટ શબ્દો લખ્યા વીના લઇ શકાતો નથી.

ઓધનની બક્ષીશ તે ખોરાકી પોશાકીના ઠરાવની બરોબર નથી.



તા૦ ૨૪ એપરેલ સને ૧૮૮૪

મી૦ જસટીશ મેકડોનલ અને મી૦ જસટીશ ટીવડ સાહેબો
ની રૂબરૂ

કુંમાપરસાદ રાય વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ ગીરીશચંદ્ર પ્રેમચંદ
(વાદી)

હીંદુશાસ્ત્ર—વારસો—દીવાનાપણું

પાનું ૬૨૯ | દીવાનાપણાના કારણથી કોઈ શખ્સને વારસામાંથી બાતલ કરવો હોય તો જે વખતે વારસો મળવાનો હક થાય તે વખતે દીવાનાપણું તેનું હતું, એવું સાબીત કરવામાં આવે તો બસ છે.

---

## ફોજદારી અરજી

મી૦ જસટીસ મીતર અને મી૦ જસટીસ નોરીશ સાહેબોની રૂબરૂ

જહાંગુસીંહ વીગેરે (અરજદારો)

મુદત—સને ૧૮૭૭ નો આકટ ૧૫ ની કલમ ૧૨—ફેંસલાની નકલ મળતાં થએલી મુદત

પાનું ૬૪૧ | તા૦ ૨૯ ફેબરવારી સને ૧૮૮૪ ના રોજ આમુક તહોમતદારો ઉપર ગુનો સાબીત ઠરાવવામાં આવેલો હતો પછે તેમણે તા૦ ૨૫ મી મારચના રોજ ફેંસલાની નકલ મળવા પહેલ વહેલી અરજી કરી. તા૦ ૨૬ અને ૨૯ મી મારચના રોજ તે નકલને માટે સ્ટાંપ કાગળ આપ્યો પછી તે નકલ તા૦ ૩૦ મીના રોજ તઈઆર થઈ અને કેદીઓ જેઓને તા૦ ૫ મારચના રોજ જમાન ઉપર છોડેલા તેમણે તા૦ ૭ એપરીલ સને ૧૮૮૪ ના રોજ અપીલ આપી પણ તે મુદત બહાર છે એમ કરી નામંજુર કરવામાં આવી તેમાં ઠરાવ્યું કે તે અપીલ દાખલ કરવી જોઈએ.

---

## ફોજદારી રેફરંસ.

તા૦ ૪ એપ્રીલ સને ૧૮૮૪

મી૦ જસટીસ પીનશેપ અને મી૦ જસટીશ ઓફીનીલી સાહેબોની રૂબરૂ

મહારાણી વીરૂધ ગાથા સીંગ વીગેરે

ખરમા કારટો—કામ એક કોરટમાંથી બીજા' કોરટમાં મોકલવુ—ફો જદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૭૮—હાય કોરટને કરે લુ રેફરંસ—ખરમો કોરટ આકટ (સને ૧૮૭૫ નો ૧૭ મો) કલમ ૮૦

પા૦ ૬૪૩ } રંગુનના રેકારડરની કોરટમાં તપાસ થવા ફોજદારી કામ તપાશ થવા કમિટ કરેલુ તે સ્થાનીક સરકાર ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ '૧૭૮ પ્રમાણે કમીશનર ની કોરટમાં તપાસ થવા મોકલી શકતા નથી પણ સ્થાનીક સરકારને રંગુન ખાતામાંથી પેગુની સેશન ડીવીઝનમાં તે કામ મોકલવાના અખ્ત્યાર છે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ એપ્રીલ સને ૧૮૮૪

સર રીચર્ડગાર્થ નાઇટ ચીફ જશટીશ, અને મી૦ જસટીશ

બીવરલે સાહેબોની રૂબરૂ.

કાશીનાથ ચકરબતી (વાદી) વીરૂધ શ્રીનદાબન ચકરબતી (પ્રતીવાદી)

મુખજુબાનીના કરારનો પુરાવ—કપટ,—સને ૧૮૭૨ ના આકટ ૧લા ની કલમ ૯૨ નો વીશેશ ઠરાવ ૧લો—કરાર-ગેરકાયદે અવેજ—સને૧૮૭૨ ના આકટ ૯ ની કલમ ૨૩

પાનુ ૬૪૯ } વાદીએ એક કબુલાતની રૂહએ સાંથ લેવા દાવો કરયો. પ્રતીવાદીએ તે કબુલત લખી કબુલ કરી કહ્યુ કે વાદી તે જમીન બારે કીમતથી વેચી શકે તે શારૂ મેં તે લખી આપેલીછે અને વાદીએ વેચાણની કીમતમાંથી રૂ૨૮૨ મને આપવાનું કબુલ કરેલુ છે, અને તે જમીનના ખરીદદાર પાસેથી મોરાસી પટો મને મેળવી આપવાનું પણ કબુલ કરેલુછે.

ઠરાવવામાં આવ્યુ કે પક્ષકારોની વચે કપટ ભરેલો વ્યવહાર સાબીત કરવાને મુખજુબાનીના કરારનો પુરાવ લઇ શકાયછે.

# અશલ દીવાની ઠરાવ ઊપર અપીલ

તા૦ ૧૦ મારચ સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કનીગહામ સાહેબોની રૂબરૂ

રોમ (વાદી) અરજદાર, વીરૂધ આઉટન (પ્રતીવાદી) સામાવાળો

સને ૧૮૭૭ ના મુદતના આક્ટ ૧૫ ની કલમ ૪, ૫ અને ૧૨ અને પ્રશીરટ બીજાની આરટીકલ ૧૫૧—અપીલ—હુકમનામાની નકલ મેળવવા ને જોઇતો વખત.

પાનું ૬૫૨ હાય કોરટની અસલ બાજુમાં તા૦ ૧૬ અગસ્ટ સને ૧૮૮૩ ના રોજ વાદી વીરૂધ ઠરાવ કરેલો તે ઉપર વાદીની અપીલ કરવાની મરજી હોવાથી રજીસ્ટ્રારે તા૦ ૫ સપટેમબર સને ૧૮૮૩ ના રોજ અપીલની યાદદાસ્ત આપવામાં આવી, પરંતુ તે તારીખે હુકમનામા ઉપર સહી થએલી નહી હતી. તેથી તે અપીલ સાથે હુકમનામાની નકલ આપવામાં આવેલી નહી. માટે રજીસ્ટ્રારે તે અપીલ કબુલ કરવાને ના પાડી.

તા૦ ૬ ઠી સપટેંબરના રોજ તે હુકમનામું સહી થયું અને તા ૭ મીના રોજ પ્રતીવાદીના આટરનીએ તે આફીસ સારૂ નકલ મેળવી. અને તેણે તા૦ ૮ સપટેંબરના રોજ વાદીના આટરનીની આફીસમાં એક નકલ બજાવી. તા૦ ૧૨ સપટેંબરના રોજ વાદીએ એક આફીસ કાપી મળવા અરજી કરી. અને તે તેને તા૦ ૧૩ ના રોજ મળી અને તા૦ ૧૫ ના રોજ તે નકલ અપીલની યાદ દાસ્ત રજીસ્ટરારને આપવા માંડી. પણ તેમના અભીપ્રાયમાં તે મુદત બાહાર છે, એવુ આવવાથી કોરટનો હુકમ થયા શીવાય તે કબુલ કરવાને ના કહી.

તા૦ ૬ ડીસેંબર સને ૧૮૮૩ ના રોજ અસલ બાજુમાં બેસના ર જડજ સાહેબે તે અપીલ દાખલ કરી ત્યાર પછી તે અપીલ સુનાવણી ઉપર આવી તે વખતે પ્રતીવાદીએ તકરાર કરી કે તે અપીલ હુકમનામાની તારીખથી ૨૦ દીવસની અંદર દાખલ કરવામાં આવી નથી. માટે તે મુદત બાહાર છે. તેમાં કોરટે ઠરાવ્યુ કે તે મુદત બહાર છે.

ફરી તપાસમાં ઠરાવવામાં આવ્યુ છે નકલ મળવાને અરજી કરતા પહેલાં પણ હુકમનામુ સહી થયા પછી વાદીએ પાંચ દીવસ જવા દીધા છે

અને નકલ મલ્યા પછી જેમ બનેતેમ પહેલામાં પહેલે લાગે અપીલફાઇલ કરવામાં આવી નથી. અને તે વારલગાડયાનું કાંઈ કારણ બતાવવામાં આવેલું નથી માટે હુકમનામાની નકલ મળવાને જોઇતો વખત ગએલો છે, એમ ઠરાવી શકાતુ નથી. સબબ તે અપીલ મુદત બાહાર છે.

## પ્રીવીકાઉનશીલ

તા૦ ૬, ૭ ડીસેમ્બર સને ૧૮૮૩

સદાકત હુસેન વી૦ મહમદ યુસફ

બંગાળાની હાય કોરટના ઠરાવ ઊપર અપીલ.

મુસલમાની શરે—કબુલ કરવાથી છોકરાઓનું અઊરસપણું.

પાનું૬૬૩ | જો કાંઇ સરત હોય નહીંતો એકાદો મુસલમાન પોતાના ખરા છોકરાને પોતાના દીકરા તરીકે કબુલ કરે એટલે અઊરસ દીકરા પ્રમાણે વારસો મળવાને લાયક દીકરો થાયછે,

મહમદ અઝમાતઅલીખાન વી૦ લાલીબેગમના કામનો ઠરાવ જોવામાં આવ્યો.

વ્યભીચાર ભરેલા વ્યવહારથી થએલો છોકરો કબુલ કરવાથી અઊરસ છોકરો થાય કે નહીં, તે એક સવાલ છે.

## દીવાની અપીલ

તા૦ ૧૨ મે સને ૧૮૮૪

સર રીચર્ડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ બેવરલી સાહેબોની રુબરૂ.

જગતચંદ્ર દત (વાદી) વી૦ રાધાનાથબર (પ્રતીવાદી)

ભાગીદાર—હીશાબ લેવાનો દાવો—પેઢીમાં નવા ભાગીઆનું દાખલ થવું—સને ૧૮૭૨ ના કરાર આકટ ૯ ની કલમ ૨૫૩ ની રકમ ૬ અને કલમ ૨૬૫—હકુમત

પાનું૬૬૯ | કરાર એકટ કલમ ૨૫૩ ની રકમ ૬ નો હેતુ એકાદી ભાગીદારીના હીશાનુ એરાઇનમેંટ તેના પક્ષકારોની વચ્ચે કાયદા વીરૂધ અગર રદ બાતલ કરવાનો નથી પરંતુ તુરત તે ભાગીદારી તુટી જાય તેવુ હોય તો તે પક્ષકારો અને બીજા ભાગીઆઓની વચ્ચેમાં રદ બાતલછે.

એસાઇનમેંટ બાબત બીજા ભાગીઆઓએ કબુલત આપેલી ન હો ય, તો, ભાગીદારી બંધ પડે એટલે તે એશાઈનીનો, ભાગીદાર તરીકે નહીં પણ અસાઇન કરનારનો તે ભાગીદારી મીલકતમાં જે હક હોય તે હક બાબત હીસાબ કરી વહેચણી કરાવાને દાવો કરી શકેછે.

કરાર એક્ટની કલમ ૨૬૫ ઉપર ટીકા કરવામાં આવીછે.]

---

તા૦ ૭ અપરેલ સને ૧૮૮૪

મી૦ જસટીસ મેકડોનલ્ડ અને મી૦ જસટીશ ફીલ્ડ સાહે

બોની રૂબરૂ

આશનુલ્લા (વાદી) વી૦ કાજી કીફર કુઆર વીગેરે (પ્રતીવાદીઓ)

ભાગીદારી—કેટલાક ઘરો મજીઆરી મીલકતનાં—વહેચણનો નીય મ—વહેચણનું કામ—સને ૧૮૮૨ નો આ૦ ૧૪ ની કલમ ૩૯૬

પાનું ૬૭૫ | મજીઆરી મીલકતનાં ઘરો હતાં તેમાંથી વહેચણ કરાવી કબ જો લેવાના દાવામાં તે મીલકતની ખરી કીમતનો નાશ થયા વીના જો વહેચણ થઇ શકતી હોય તો તે વહેચણ કરવી જોઇએ,

પરંતુ તે મીલકતની ખરી કીમત ઓછી થયા વીના વહેચણ જો થઇ શકતી ના હોય, તો તે બદલે નાણા આપવાં જોઇએ.

---

તા૦ ૨૧ અપરેલ સન ૧૮૮૪

મી૦ જસ્ટીશ તોટનહામ, અને મી૦ જશટીસ નોરીશ સાહે

બની રૂબરૂ

આનંદારાય વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ કાળીપ્રસાદશીંગ વીગેરે (વાદીઓ)

ખારકપુરનો ઘાટવાળી જમીન ઉપરનો હક—ઘાટવાળી તેહક બીજાને આપવા લાયક—ઘાટવાળી તે હકને કુટંબનો રીવાજ લાગુ નથી.

૯૯ પાનું ૬૭૭ | જમીનદાર અનુમત આપી ખારકપુરનો ઘાટવાળી જમીન ઉપરનો હક આપવાનું કબુલ કરતો હોય તે બીજાને અડાવ વા લાયક છે.

જમીનદારે બાર વરશ કરતાં વધારે મુદત સુધી તે હકને આપવામાં કાંઇ હરકત લીધા વીના હોય તો તે ઉપરથી તે અનુમતી અને કબુલતનું આ

નુમાન થઇ શકે છે અને જયારે તેની હકીકત માલમ પડે ત્યારે કોરટે તે આપવાનું કબુલ કરવુ જોઇએ.

પ્રથમના ધાટવાળી ઉપર હુકમનામુ થવાથી તેની બજાવણીમાં બારક પુરમાંના ધાટવાળી જમીન ઉપરના હકનુ વેચાણ કરવામાં આવેલુ તે પ્રતીવાદીએ ખરીદ કરેલા તેનો કબજો લેવાના દાવામાં વાદીઓએ પોતાનો હક સાબેત કરવાને મીતાક્ષરાના નીયમ અને કુટુંબના રીવાજ ઉપર આધાર રાખેલો હતો નીચેની કોરટના અભિપ્રાયમાં આવ્યુ કે તે નીયમ અને રીવાજ લાગુ કરતાં તે હક બીજાને ચડાવી આપવા લાયકછે અને તે વડીલોપારજીત મજીઆરી મિલકત છે; માટે તેમાંથી વાદીનુ બૈત્રીશાંશ મીલકતનું હુકમનામુ કરયુ, અને પ્રતીવાદીનુ બાકીના ૨ જા હીસાનું કરયુ, એવા ઠરાવીને કે પ્રતીવાદીઓએ જે પહેલા ધાટવાળાનો હક સબંધ ખરીદ કરેલો છે તે તેટલોજછે.

આપીલમાં ઠરાવવામાં આવ્યુ કે નીચેની કોરટનો ઠરાવ ભુલ ભરેલોછે અને ધાટવાળી જમીનના હકની વ્યવસથા કરવામાં તે હક કેવા પ્રકારનો છે તે ઉપર અને તેના હક બાબત ઠરાવેલા નીયમો ઉપર કોરટે લક્ષ આપવું જોઇએ, અને અમુકશાળાના શાસ્ત્ર ઉપર કુટુંબના રીવાજ ઉપર લક્ષ આપવાનું નથી અને વળી ધાટીવાળી તે હક વિશેશ કારણસર ઉતપન કરવામાં આવેલોછે પણ તેની પણ જગતી બાબતોછે માટે અમુક વરગ અગર કુટુંબ સબંધી ધારાની કાંઇ રીતી હોય તેને તે પાત્ર થતો નથી.

---

તા૦ ૨૪ અપરેલ સને ૧૮૮૪

મી૦ જસટીશ વિલશન અને મી૦ જસટીશ તોરનહામ સાહેબોની રૂબરૂ

નોબીહચંદ્ર ચક્રીધરી વગરે (પ્રતીવાદીઓ) વીરૂધ ડોબો બાલાદાશી (વાદી)

મજીઆરૂ કુટુંબ—વહેંચણ—ભીના નામથી ખરીદ કરયા બાબતનું અનુમાન.

પાનુ ૬૮૬ કુટુંબી મજીઆરી મીલકતની વહેંચણના દાવામાં બીજો કાઇ વીરૂધ પુરાવ ના હોયતો; એવુ અનુમાન કરવાનુછે કે કાયદા પાય તેવા માલેકનીતરફથી સંપુરણ અધીકાર

સાથે મેનામીદારે દાવો દાખલ કરેલો છે, માટે જેમ ખરા માલેક દાવો દાખલ કરેલો હોય ને તેને બંધન કારક થાય તેમ બંધન કારક થાયછે.

"માલીકાના"ના દાવામાં વાસ્તવીક રીતે પક્ષકારોની વચમાં માલીકી ના હક બાબતનો ઈસ્યુ ઉતપન થાય છે; માટે જ્યારે તેના તે પક્ષકારોની વચમાં પ્રથમના કામમાં માલેકપણાના સવાલોનો નીરણ થએલો હોયતો પાછળનો બીજો દાવો "માલીકાના"નો હોય તેમાં તે એક વખત નીરણય થઇ ગયાના કારણથી હરકત થાય છે,

સને ૧૮૮૨ ના આંકટ ૧૪ ની કલમ ૧૩ મીમાં 'પાછળનો દાવો સાંભળવાને યોગ્ય હકુમતવાળી કોરટ' એવા સબ્દો છે. તે જે વખતે પ્રથમ દાવો કરેલો હોય તે વખતના દાવા સબંધી છે માટે જ્યારે પહેલાદાવો મુનસીફની હકુમતનો હતો, અને પાછળનો મીલકતની કીમતમાં વધારો થવાથી તેમની હકુમત ઉપરાંતનો છે. તોપણ જાણે જે વખતે તે પહેલા દાવો કરવામાં આવ્યો તે વખતેજ આ બીજો દાવો કરવામાં આવ્યો હોતતો, મુનસીફ તે દાવાની તપાસ કરવાને મુખત્યાર હતા, માટે આ બીજા દાવો ચલાવવાને હરકત છે.

क्ष નામની જગો य મોઝામાં સને ૧૮૨૫ પહેલાં મળી ગએલી હતી. અને સને ૧૮૬૦ પહેલાં यના માલેક બે વેચાણ ખત તેમાં એક अ ને બીજું ब ને એ પ્રમાણે કરી આપ્યાં સને ૧૮૬૦ માં अ એ ब ઉપર क्ष માંના પોતાના હીસ્સેનો કબજો લેવા દાવો કરયો, તે क्ष ઉપર ब પોતાને કરી આપેલા વેચાણ ખતથી દાવો રાખતા હતો તેમાં अ છતો, એવા કારણથી કે ब ના વેચાણ ખતમાં क्ष માંના જે હીસા ઉપર તે દાવો રાખે છે તે આવી ગએલો નથી પણ તેમાં ફકત સદરહુ મોઝાનોજ જમીન આવી ગએલી છે, પણ अ નેતો પોતાના વેચાણ ખતથી क्ष માંના હીસ ઉપર હક મળેલો છે. સને ૧૮૬૬ માં ब નો क्ष માંના હીસાની બાબતમાં હક કબુલ કરાને અગર તે વીશેનું નામ નોધવાને કલેકટરે ના પાડી તે બાબત સને ૧૮૬૦ માં થએલા દાવામાં તકરાર ચાલી હતી કલેકટરે अ નો હક કબુલ કરયો એવા આધારથી કે अ અને ब ની વચમાં ચાલેલા દાવામાં દાવાના ફારસ્નો કરેલો ઠેરાવ છે પછી ब ના વારસ વકીલ તરીક क અને ड એ સને ૧૮૭૬ની સાલમાં તેજ "માલીકાના" ની બાબતમાં પોતાના નામ દાખલ કરાવવાને માગ્યું, પણ ई એ તે

માં શાગી તકરાર કરી અને તેણે કહ્યું કે अ એ શીરૂઆતથી માંરા એના મીદાર તરીકે કામ કરેલું છે તેથી કલેક્ટરે શન ૧૮૭૬ના આક્ટ ૭ ની કલમ ૫૫ મી પ્રમાણે આ કામ દીવાની કોરટમાં મોકલ્યું પણ છેવટે क અને ड ની અરજી ના મંજુર કરવામાં આવી તે ઉપરથી તા૦ ૫ નવેમબર શને ૧૮૮૦ ના રોજ क અને ड એ શબોરડીનેટ જડજની કોરટમાં તે "માલીકાના" ઉપર પોતાનો હક ઠરાવવા અને તે બાબતમાં પોતાના નામ દાખલ નહી કરવાનો હુકમ ફેરાવવા આ દાવો કર્યો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે क અને ड ની કલેક્ટરની રૂબરૂ અરજી આવેલી તેના કામમાં અને પછી રેફરંશ કરવા ઉપરથી દીવાની કોરટની રૂબરૂ ड એ જે કહેલું છે તે પ્રમાણે अ એ ફક્ત તેના બેનાગીદાર તરીકે કામ કરેલું છે તે વીરૂધ क અને ड એ પોતાના હાલના દાવાની અરજીમાં કાંઈ કહેલું નથી માટે તે હકીકત શાચી છે, એમ ઠરાવવાને પુક્ત પુરાવ છે.

વળી ઠરાવવામાં આવ્યું કે શને ૧૮૬૦ ની શાલમાં માલેકપણાંના નીરણય થઈ अ ના લાભમાં ઠરાવ કરવામાં આવ્યોછે અને તે अ તે ड છો એમ શમજવું જોઈએ શબબ આ દાવો ચાલવાને હરકતછે પ્રથમનો દાવે મુનશીફની રૂબરૂ હતો અને હાલનો દાવો શબારડીનેટ જડજની કોરટમાં કરવામાં આવ્યોછે તેથી તે સવાલને હરકત થતી નથી કારણ કે મીલકત તેની તે છે; અને એવું બતાવવામાં આવેલું નથી કે જો હાલનો દાવો સને ૧૮૬૦માં કરવામાં આવ્યો હોતતો તે મુનશીફની કોરટની હકુમતની અંદર નહી હોત તેમ તે શને ૧૮૬૦ ની શાલમાં થએલો દાવો તેમની હકુમતની ઉપરાંત હતો એમ કહેવામાં પણ આવેલું નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે આ દાવાને મુદતના આક્ટ (શને ૧૮૭૭ ના આ૦ ૧૫) ની આરટીકલ ૧૨૦, ૧૩૧ અગર ૧૪૪ મી લાગુ થાય છે માટે તેને મુદતની હરકત છે કારણ કે કબજો લઈ લેવામાં આવ્યો એવું કહેવામાં આવ્યું નથી જો એમ તકરાર કરવામાં આવી હોત કે આ દાવો સ્થાવર મીલકતના હક શબંધનો કબજો લેવા બાબતનોછે તો આરટીકલ ૧૪૪ મી લાગુ થાયછે.

(૨) જો એવી તકરાર કરવામાં આવી હોત કે વખતે વખતે થતો

ફકત શાદો હક શાબેત કરવાનો તે દાવો છે તો આરટીકલ ૧૩૧ મી લાગુ થાય અને વાદીને તેના તે હકના ઉપભોગ કરવાની શને ૧૮૬૬માં ના પાડવામાં આવી ત્યારથી મુદત ગણવી જોઇએ;

(૨) પણ જો એમ કહેવામાં આવ્યુ હોય કે વખતે વખતે થતો હક અને તેની શાથે મીલકત ઉપર થતો હક સાબેત કરવાનો દાવોછે અને પક્ષકારોએ ઠરાવ કબુલ કરવાને કબુલ કરેલું હોય તો બીજો થોડા દાવશનો અગર કાયમ સેટલમેંટ કરવાની મુદત આવે તેને આરટીકલ ૧૨૦ મી લાગુ થવી જોઇએ.

ઉપર કહેલી ગમે તે આરટીકલો લાગુથાય પણ આ દાવો શને૧૮૮૦ માં કરવામાં આવેલ છે પણ તેને હરકત છે.

---

તા૦ ૧ મે શને ૧૮૮૪

સર રીચર્ડ ગાર્થ નાઈટ ચીફ જશટીશ અને મી૦ જશટીશ બેવરલી સાહેબોની રૂબરૂ

ચંદ્રકંઠરોય (પ્રતીવાદી) અપીલવાળા વી૦ કીસનસુંદર રાય (વાદી) અપીલનો પ્રતીવાદી

વીસેશનપાલનો આકટ—અશલ કરાર—કરાર તોડી ત્રીજા શખશને કરી આપેલુ વેચાણ—નોટીશ—શને ૧૮૮૨ નો આકટ ૧૪ની કલમ ૨૬૧—૨૬૨

પાનુ ૭૨૦ | મીલકત વેચવાને મુખજુબાનીથી અગર લખતથી શુધઅંત કરશુધ્ધ કરાર કરેલો હોય અને ત્યારપછી ૩ જો પક્ષકાર તે વેચાણના કરારની ખબર છતાં તે મીલકત ખરીદ કરે અને તે પોતાનુ વેચાણ રજીસ્ટર કરાવે અને તેને કબજો પણ મળેલો હોય તોપણ પ્રથમના કરારનો રૂએ દાવો રાખનાર પક્ષકારનો પ્રથમ હકછે.

---

## દીવાની અશલ ઠરાવ ઊપર અપીલ.

તા૦ ૨૩ મે સને ૧૮૮૪

સર રીચરડગાર્થ નાઇટ ચીફ જશટીસ અને મી૦ જશટીસ વીલશન સાહેબોની રૂબરૂ.

ધી ઓરીએંટલબેંક કારપોરેશન વીગરે (વાદીઓ) વી૦ ગોપીનાથ બશીલ વીગરે (પ્રતીવાદીઓ)

બીજા તમામ લેણદારોની તરફથી લેણદારે કરેલો દાવો—વહીવટનો દાવો—કાયદેસર વારસ વકીલ–દાવો કરવાને ના કહેવી—"ગેરસાવર" તેનો કરેલો દાવો.

પાનું ૭૧૩ | વશીઅત કરનારનો કાયદેસર વારસ વકીલ ના હોય, પણ વશીઅત કરનારની મીલકતમાં સબંધ રાખનાર હોય તે વસીઅત કરનારની મીલકત જેના કબજામાં હોય તેના ઊપર

જ્યાંહાં સુધી તે ખાતરીપુરવક બતાવે નહી કે મીલકત છે, પણ આ દાવા શીવાય તે વસુલ થઈ શકે તેવી નથી, અને વશીઅત કરનારની મીલકતને નુકશાન થાય તેવું છે, ત્યાંહાં સુધી દાવો કરવા દેવાની પરવાનગી આપી શકાતી નથી.

જ્યાં કાયદેસર વારસ વકીલ અને મીલકતના દેણદારની વચમાં એવો સબંધ હોય કે જેથી કાયદેસર વારસ વકીલને દેણદાર ઊપર, તે મીલકતલેવાને દાવો ચલાવે તેમાં ખરેખરી હરકત થાય તેવું હોય અને તેવો દાવો ચાલે નહીતો તે મીલકતને નુકશાન થવાનો ભારે સંભવ હોયતો આ દાવાને પ્રગટી આપી શકાય છે.

પરંતુ જ્યાં વહીવટ બાબતનો દાવો ચાલુજ હોયતો યોગ્ય ઇલાજ એ છે કે તે દાવામાં કાયદેસર વારસ વકીલના નામથી દાવો કરવાનો અગર દાવો કરવાને રીસીવર નીમવાનો હુકમ મેળવવો, અને આ દેશની કોરટોને રીશીવરે પોતાના નામથી દાવો કરવાનું ફરમાવવાને અખતીઆર મળી શકે છે.

---

તા૦ ૧૮ મે સને ૧૮૮૪

મી૦ જસટીસ મીતર અને મી૦ જસટીસ નોરીસ સાહેબોની રૂબરૂ

જગમોહન માહતો—(હુકમનામાનો દેણદાર) વી૦ લછમીશર શીંગ (હુકમનામાવાળો)

મુદત—હુકમનામાની બજાવણી—સને ૧૮૫૯ નો આકટ ૧૪—અમલમાં હતો તે વખતે થએલા હુકમનામાની બજાવણીને લાગુ મુદત—હુકમનામાની અશકતતા—સગીર—મુદતનો આકટ (સને ૧૮૫૯ ના આ૦ ૧૪ ની કલમ ૧૧, ૧૪ અને ૨૦ અને સને ૧૮૭૭ આકટ ૧૫ ની ક૦ ૭)

પાનું ૭૪૮ તા૦ ૨૯ એપરેલ સન ૧૮૬૧ ના રોજના હુકમનામા ની બજાવણીમાં અમુક કામ ચલાવવામાં આવેલુ તેનું છેવટ તા૦ ૫ સપટેમબર સન ૧૮૬૬ ના રોજ આવ્યુ અને બ જાવણીનું કામ ફાઇલ ઉપરથી કહાડી નાખવામાં આવ્યું. તે તારીખ અ ને તા૦ ૨૫ સપટેમબર સને ૧૮૮૨ ના રોજની વચમાં બીજુ કામ ચ લાવવામાં આવ્યું નથી, આ છેવટની તારીખે તે હુકમનામુ બજાવવાને દરખાસ્ત કરવામાં આવી. જે વખતે હુકમનામુ થયુ તે વખતે હુકમનામા વાળો સગીર હતો, અને તે તા૦ સપટેમબર સન ૧૮૭૯ના રોજ સુધી પા કીવયનો થએલો નહી હતો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૫૯ ના આક્ટ ૧૪ ની કલમ ૧૧ મી "આકરાન" શબ્દછે તે "સ્ફુટ" પ્રમાણે છે. એમ સમજવું જોઇએ. અને "સ્ફુટ" શબ્દનો અર્થ કલમ ૧૪ મીમાં 'સ્ફુટ' વાપરયો છે, તે પ્રમાણે કરવો જોઇએ; અને હરીચંદ્રરાય સઉવરી વી૦ સુરેધની દે બીઆના કામમાં ફુલબેંચે ઘણા મતથી ઠરાવ કરેલોછે; તે પ્રમાણે ગણ તાં તેમાં હુકમનામાની બજાવણીનો સમાશ થાય છે, એમ સમજવું જોઇએ. મથુરદાસ વી૦ શંભુદતના કામના ઠરાવથી વીરૂધ ચાલવામાં આવ્યું.

માટે ઠરાવવામાં આવ્યુ કે સન ૧૮૭૭ના આક્ટ ૧૫ મો અમલમાં આવતાં પહેલાં સને ૧૮૫૯ નો આક્ટ ૧૪ આ કામને લાગુ હતો અને ક લમ ૧૧ પ્રમાણે હુકમનામાવાળાની વીરૂધ જતી મુદતમાંથી તે સગીર હ તો તેટલી મુદત કપાવવાનો તેનો હક હતો; માટે જ્યારે સને ૧૮૭૭ નો આક્ટ ૧૫ અમલમાં આવ્યો ત્યારે તેના બજાવવાના હકને હરકત થએલી નથી. આ પ્રમાણેછે અને વળી તે પાકી વયનો થયો ત્યારથી હાલની દરખાસ્ત ૩ વરસની અંદર કરવામાં આવીછે, માટે તે હુકમના માની બજાવણીને મુદતની હરકત નથી.

---

તા૦ ૧૬ મે સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઈટ ચીફ જસટીશ અને મી૦ જસટીશ બીવરલી સાહેબોની રૂબરૂ.

હુકમનામાની બજાવણી—વેચાણ—વેચાણમાં માગણી કરવા દેવાને હુકમનામાના લેણદારની અરજી—ના કહેવામાં આવી—હુકમનામાના લેણદારે કરેલી ખરીદી—વેચાણ નામંજુર—રદ થવાની દાદ મેળવવાની રીતના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૨૯૪

પાનું ૭૪૭ | એક ગીરો રાખનારે પોતાના ગીરો હક અમુક મીલકત ઉપર ઠરાવવાનું હુકમનામું મેળવી તે હુકમનામાના બજાવણીમાં તે મીલકત લીલામ કરાવી તે હુકમનામાવાળાએ તેમાં માગણી કરવાને માગ્યું પણ તેને ના કહેવામાં આવી તેમ છતાં તેણે બીજા સખસના નામથી તે મીલકત ખરીદ કરી.

તે વેચાણની રૂએ કબજામાં સામી હરકત કરવામાં આવી તેથી હુકમનામા વાળાએ ખરીદદાર તરીકે તે મીલકતનો કબજો લેવા દાવો કરયો.

પ્રતીવાદીએ તકરાર કરીકે વાદીને લીલામમાંથી ખરીદ કરવાની રજા આપવાની ના પાડવામાં આવી. તેમ છતાં તેણે તે મીલકત ખરીદ કરેલી છે માટે તે ખરીદીનો અમલ થઇ શકતો નથી તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી કોરટના હુકમ વિરૂધ કરી બેનામી તે મીલકત ખરીદ કરીછે તે તેની કસુર છે. માટે તે વેચાણનો અમલ થવો નહી જોઇએ.

---

તા૦ ૨૦ મે સન ૧૮૮૪.

મી૦ જસટીસ તોટનહામ અને મી૦ જસટીશ નોરીશ સાહેબોની રૂબરૂ.

બિહારી લાલદાસ વગેરે (પ્રતીવાદીઓ) વી૦ તેજ નારાયણ (વાદી)

ખત—તેની રૂએનો દાવો-પેનલટી-મળી શકે તેવું નુકસાન—પુરાવ—ખતમાંનો ઠરાવ ગુના ભરેલો ગણવાને પક્ષકારોનો ઇરાદો બતાવવાને મુખ જુબાનીનો પુરાવ ક્યારે દાખલ થઇ શકેછે.

પાનું ૭૬૪ } એક દસતાવેજમાં કેટલીક વસતુઓ કરવાનો કરાર હોય અને તે તોડવામાં આવે તો; ભારે રકમ આપવી ઠરાવી હોય તો તે રકમ ગુનેગારી ભરેલી ગણવી જોઇએ પરંતુ જો એ

વો કરાર કરવામાં આવ્યો હોય કે એકાદો પક્ષકાર અમુક કામ કરે ન હી અગર કરવાને ચુકે તો અમુક રકમ તેણે આપવી પડશે ત્યારે તે રકમ વળતર તરીકે નુકશાની સમજવી જોઇએ.

એક ખત રૂ૨૦૦૦૦નુ છે તેમા દર માસે દર સેકડે રૂ૧-૪-૦ વ્યા જ આપવાનો કરાર છે અને નિચે પ્રમાણે ઠરાવછે:—

"આ લખ્યથી હું જમેલુ વચન આપુ છુ કે દર વરસો વરસ અ મે રૂ૩૦૦૦) વ્યાજ બાબતના આપીશુ...પણ દર વરસે તે રકમ રૂ૩૦૦૦ આપવાને અમે ચુકીશુ તો તે મુદત પ્રમાણે ગણાય અને તે ઉપર પણ દર માસે દર સેકડે રૂ૧-૪-૦ પ્રમાણે વ્યાજ ચડે"

આ ખતની રૂઇના દાવામાં પ્રતીવાદીએ એવો પુરાવ ગુજારવાને મા ગ્યુ કે તે ખત લખી આપા પછી વાદીએ કહયુ હતુ કે તે ઠરાવનો ગુને ગારીના ઠરાવ તરીકે અમલ કરવાનો ઇરાદો છે, માટે તેની શરતોનો અમલ કરવામાં આવશે નહી.

તેમાં ઠરાવવામા આવ્યુ કે આ ઠરાવ ગુનેગારી ભરેલો નથી, પરં તુ થતા નુંકશાન તરીકે નુકશાન આપવાનો કરાર છે, માટે તે ખતના કરાર પ્રમાણે નીકળતા લહેણાનું હુકમનામુ મેળવવાને વાદીનો હક છે.

વળી ઠરાવવામાં આવ્યુ કે જે પુરાવ આપવા માંડવામાં આવ્યોછે તે દાખલ કરવા લાયક નથી.

---

તા૦ ૯ મે સને ૧૮૮૪

ગા૦ જસ્ટીસ ગાનર અને જસ્ટીસ નારાસની રૂબરૂ

હીંદુસ્તાનના શેક્રેટેરી આફ સ્ટેટ (અપીલવાળા) વી૦ રામબાહાદુર વગેરે (અપીલના સવાલ દારો.)

જમીન મેળવવાના આક્ટ (સને ૧૮૭૦ ના આ૦ ૧૦) ની કલમ ૨૭, ૨૮, ૩૦, ૩૧ અર્થ—જડજ અને આશેશરોના ઠરાવ ઉપર અપી લ—તે બાબત અપીલ—ઉધારતનુ ખરચ—તેની રકમ—મુકરરી પટાની બાબતમાં તે વર્ત્ત કરવામાં આવેછે.

પાનુ ૭૯ | જમીન મેળવવાના આક્ટ પ્રમાણે કામનાં જડજ અને આસેસરોની અગર તેમાંના કોઇના વચમાં કાયદાના, રીવાજ ના કાયદા સરખા ખળતાન રીવાજના સવાલના બાબતમાં

જુદાજુદા અભીપ્રાય થાય પણ છેવટે તેઓ કંપનસેસનની બાબતમાં મળતા આવે તો કલમ ૨૮ મી લાગુ થાય છે. એમ સમજવું જોઇએ, અને જે બાબત જડજ અને આસેસરોનો અભીપ્રાય જુદો જુદો થએલો હોય તે બાબત કોરટના ઠરાવ ઉપર અપીલ ચાલતી નથી.

પણ જો કાયદા વીગરેના સવાલની બાબતમાં જુદા જુદા અભીપ્રાય થાય તે સાથે કંપનસેસન જે આપવાનું હોય તે વીશે પણ જુદા જુદા અભીપ્રાય થાય તો કલમ ૨૮ મી લાગુ થતી નથી પરંતુ કલમ ૨૫ મી કલમ ૩૦ મીની સાથે લેતાં આવા કામમાં અપીલ ચાલી શકેછે અને તે અપીલમાં નીચેની કોરટે જે જે સવાલોનો ઠરાવ કરેલો હોય તેમાં પછી આસેસરોનો અભીપ્રાય જડજના અભીપ્રાય સાથે મળ્યો હોય કીંવા નહી પણ તે સવાલો અપીલકોરટમાં પક્ષકારોને માટે ખુલાછે.

જમીન મેળવવાના કામમાં એમ બતાવવામાં આવ્યું કે જે જમીન મેળવવાની છે તે સરકારને કરી આપેલા "મુકરરી" પટાની જવાબદારી સાથે છે, અને કોરટે વસુલ કરવાના ખરચ બદલ દર સેંકડે પાંચ ટકા પ્રમાણે સાંથમાંથી બાદ કરેલુછે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ જે બાદ કરવામાં આવ્યું તે વધારેછે પણ ૨૮૫—૪—૦ ની રકમ અને તે ફકત એક વખત વરશમાં વસુલ કરવામાં આવેછે. માટે બધાએ થઇને ફકત બાર આના બાદ કરવા જોઇતા હતા.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૫ મે સને ૧૮૮૪

મી૦ જસટીશ મેકડોનલ અને મી૦ જશટીશ ફીલ્ડ સાહેબો ની રૂબરૂ

મહારાણી કેસરેહીંદ વી૦ અઝીર

કબુલત—કબુલત કરવાને લાલચ—ફોજદારી કામ ચલાવવાની રીતીનો કાયદો સને ૧૮૮૨ નો આકટ ૧૦છે, તેની કલમ ૧૬૩—પુરાવ આકટ—સને ૧૮૭૨નો આકટ ૧ લા ની કલમ ૨૪.

પાનુ ૭૭૫ } પોલીસે ડીપુટી માજીસ્ટ્રેટની રૂબરૂ રજુ કરેલા એક શખ્સની હકીકત લખી લેતાં પહેલા જે કાગળ ઉપર તે લખી લેવાનો હતો તેમાં પોતાની રૂબરૂમાંથી પોલીસ અમલદારને કા

કાડી નીચેના શબ્દો જે તહોમતવાળાને તેમણે મોડેથી કહેલા તે લખી લીધા તે એવા હતા કે 'મારી રૂબરૂમાંથી પોલીશ અમલદારને કાડીને અમે તહોમતવાળાને એવી ચેતવણી આપી કે જે તું કહીશ તે તારા વીરૂધ પુરાવ તરીકે ગણાશે, માટે સાચે સાચુ કહેવું એ વધારે શારૂછે" તેમાં ઠરાવવામાં આવ્યુ કે આવા શબ્દો વાપરવા તેણેઅને કબુલત આપવાની લાલચ થાય છે માટે આવી કબુલત તેના વીરૂધ પુરાવમાં દાખલ કરવા લાયક નથી.

---

## પ્રીવીકાઊનશીલ

તા૦ ૯ ફેબરવારી સને ૧૮૮૪

મઊંગ મ્રુન તા. (પ્રતીવાદી) વીરૂધ માહાહરૂવા

સન ૧૮૭૫ ના આકટ ૧૭ ની કલમ ૪—બ્રીટીસ બરમામાં બુધનો નીયમ—ખોરાકી પોશાકી બાબત ધણી ઊપર ધણીઆણીનો દાવો.

પાનુ ૭૭૭ } બ્રિટીસ બ્રહમાની કોરટોમાં લગન સબંધી બુધનો કાયદો ચાલુછે તે પ્રમાણે ધણીએ પોતાની સ્ત્રીને ખોરાકી પોશાકી અને જોઈતા દાગીના આપવા જોઈએ જો તે પ્રમાણે કરવાને કસુર કરે તો તે સ્ત્રીએ પોતાના જરૂરીઆત કારણસર જે કરજ કહાડેલુ હોય તે આપવાને તે જવાબદારછે. પરંતુ જયારે તેણીને પુકત સાધન હોય ત્યારે તેને આ કાયદો લાગુ થતો નથી,

જેનુ લગન બ્રમાના લોકોના હક અને રીવાજ પ્રમાણે થએલુ હોય અને આગલી મુદતમાં તેણે પોતાની ખોરાકી પોશાકી સારૂ જે ખરચ કરેલુ હોય તેની અમુક રકમ લેવા બ્રીટીશબ્રહમાની કોરટમાં પોતાના ધણી ઉપર દાવો કરે તો તે બ્રીટીશ બરમાની કોરટોનો સન ૧૮૭૫ નો આકટ ૧૭ મો છે, તેની કલમ ૪ થી ના અરથ પ્રમાણે 'લગન સબંધીનો સવાલ છે માટે ઠરાવ કરવાને બુધના ધારા પ્રમાણે ચાનવામાં આવેછે. ઉપર કહયા પ્રમાણે કાયદો લાગુથાયછે.

---

## અસલ દીવાની મુકરદમો

મીo જશટીશ પીગટ સાહેબની રૂબરૂ.

સમરબાંડ વીo સીંગીચરણુદત

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ના આકટ ૧૪ ની કલમ ૧૩૫—દસતાવેજોના આશીડેવીટો—દસતાવેજ રજુ કરવા તે—દસતાવેજની તપાસ—ખરીદ કરવાનો કરાર વીશેસ રીતે અમલમાં લાવવો—તપાસણી કરવા દેવાની ના કહેવી

પાનું ૮૦૮ ગળીનુ કારખાનુ ખરીદ કરવાનો કરાર વીશેશ રીતે અમલમાં લાવવાના દાવામાં પ્રતીવાદીઓ જે કરાર ઉપર રાખવામાં આવેલોછે તે ઇનકાર કરેલોછે અને કહેલુછે કે વાદીના જણવામાં તે ફેકટરી ગતનુ કહેલુ તેની કીમત અને ખરચ જતાં તેની ઉપજની માહેતી છતાં તેણે મને ખોટુ શમજાવીને તે ઉપર સહી કરવાને મને વાદીએ લલચાવ્યો હતો વાદીએ દસતાવેજો બાબત આશીડેવિટ કરેલાછે તેમાં જે મીલકત ખરીદ કરવાને કરાર કરેલોછે તે મીલકતના લેખી દસતાવેજો તથા તેના હીશાબના ચોપડા દશતાવેજો વીગેરેની યાદ બતાવેલીછે, એવા કારણથી કે દાવામાં તે વખતે તે જોઈતી રીતે અગતના નથી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દસતાવેજોનુ રક્ષણ થતુ નથી.

---

## ફુલબેંચ રેફરંશ

તાo ૫ જુન શન ૧૮૮૪

સર રીચરડગાર્થ નાઈટ ચીફ જશટીશ. મિo જશટીશ મીતર, મીo જશટીશ મેકડોનલ, મીo જશટીશ પ્રીનસેપ, અને મીo જશટીશ વીલશન શાહેબોની રૂબરૂ.

ગોસામીશ્રી ૧૦૮ શ્રીગીરધારીજી મહારાજ ટીકટ (વાદી) વી. પરશોતમ ગોસામી વીગેરે (પ્રતીવાદીઓ)

દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ કલમ ૫૭૫, ૫૯૭—જયારે બે અગર વધારે જડજોએ અપીલની શુનાવણી કરી હોય ત્યારે ઠરાવ—સને ૧૮૬૫ ના લેટરશપેટંટ ની કલમ ૧૫, ૩૬—

પાનું ૮૧૪ } લેટરશપેટંટની કલમ ૧૫ મી પ્રમાણે અપીલ કરવાનો હક આપવામાં આવેલોછે તે સને ૧૮૮૨ ના આકટ ૧૪ની કલમ ૫૭૫ મી પ્રમાણે લઇ લેવામાં આવેલો નથી.

અપીલકોરટના જડજોમાંના એક જડજ હકીકતની બાબતમાં નિચેની કોરટના અભીપ્રાય શાથે મળે તેથી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૭૫ પ્રમાણે નીચેની કોરટનો ફેશલો બાહાલ રાખવામાં આવ્યો હોય. તો તે ઊપર કલમ ૫૭૫ મીનો ઠરાવ છતા અપીલ ચાલી શકે છે આપાજી ભીવરાવ વીo શીવલાલ ખુબચંદના કામનો ઠરાવ પશંદ કરવામાં આવ્યો,

---

## દીવાની અપીલ

તાo ૧૦ જુન સને ૧૮૮૪

મીo જશટીશ મેકડોનલ અને મીo જશટીશ ફીલ્ડ સાહેબો

ની રૂબરૂ

ઇશાનચંદ્રરાય (હુકમનામાના દેણદાર) વીo આશાનુલાખાન (હુકમનામાવાળો)

હુકમનામાની બજાવણી—તે બંધ રાખવાને કોરટનો અખતીયાર —દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (શને ૧૮૮૨ ના આકટ ૧૪) ની કલમ ૨૩૯, ૨૫૦ . ૨૪૩ અને ૨૪૬

પાનું ૮૧૭ } જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી ના હોય અને અપીલ કરવાની મુદત પુરી થએલી હોય તો તે હુકમનામુ બજાવાની ના કહેવાને કોરટને શતા નથી.

તા. ૧૦ જુન સન ૧૮૮૪

સર રીચર્ડગાર્થનાઇટ ચીફજશટીશ અને મી. બીવરલે સાહેબો

ની રૂબરૂ

નદીયારચંદ શાહા વીગેરે (વાદીઓ) વીરૂધ મોયાજહાન વીગેરે પ્રતીવાદીઓ.)

સાથે રાખનારે કરેલુ દબાણુ—જમીનના માલેકનો હક—જે દબાણુ કરવામાં આવેલુ તે બાબત જમીનના માલેક હરકત લીધેલી નહી તે.

પાનું૮૨૦ એકાદા સાથે રાખનાર પોતાની સાંથનો પટો પુરો થાય ત્યાંહાં સુધી બીજા સખ્સની જમીન કબ્જે રાખેતો તે કબાણ્યુ તેના પોતાના ફાયદા સારૂ નહીં પણ તેણે જેની પાસેથી જમીન સાંથે રાખી હોય તેના ફાયદા સારૂ તે કરેલુ છે, એમ ગણવામાં આવે છે માટે જો તેણે બીજા સખ્સના વીરૂધ કબજો રાખી હક મેળવેલો હોયતો, તે હક તેણે તે જમીનના માલિકને માટે મેળવેલો છે અને પોતાને માટે મેળવેલો નથી, એમ થાય છે.

---

## ફુલબેંચ રેફરંસ.

તા૦ ૧૬ જુન સને ૧૮૮૪

સર રીચર્ડ ગારથ નાઈટ ચીફ જસ્ટીસ, મી૦ જસટીસ મીતર, મી૦ જશટીસ મેકડોનલ મી૦ જસ્ટીસ પ્રીનસેપ અને મી૦ જસ્ટીસ વીલસન સાહેબોની રૂબરૂ.

હરીમોહનરાય (વાદી) વી૦ ગણેશચંદ્રદાસ વીગરે (પ્રતીવાદીઓ)

હિંદુશાસ્ત્ર—હિંદુ સ્ત્રીનુ પોતાની હયાતી સુધીનુ તેણીના કબજામાં મકાનો હોય તેમાં હીત હોય તે મકાનોની મરામત—ઉધાર—નાંણું વસુલ આપતા પહેલા, હયાતીવાળી સ્ત્રીનુ મોત—કરજ બાબતની મીલકતની જવાબદારી.

પાનું૮૨૩ એક છોકરી પોતાના બાપની મીલકતની વારસ થઈ તેથી બાપની મીલકતના મકાનોની મરામત સારૂ તેણીએ કેટલાક ચુનો મંગાવ્યો તે મરામત પુરી થઇ પણ તે ચુનાનુ દેવું આપનાં અગાઉ તે બાઈ મરણ પામી.

તે મરણ પાંમી તે વખતે ભાડાની મોટી રકમ તેણીને પોતાની હયાતીમાં વસુલ કરવી રાખેલી તે ભાડાની રકમનુ લહેણુ હતુ.

લેણદારે તે સ્ત્રીનાવારસ અને તેણીના બાપનો પાછળથી થનાર વારસ (જેના કબજામાં મીલકત ગએલી હતી) ઉપર દાવો કરયો. તે દાવામાં એવુ માગવામાં આવેલુ કે માર હુકમનામુ (૧) પાછળથી થનાર વારસના કબજામાં મીલકત છે તે ઉપર, (૨) તે સ્ત્રીની હયાતીમાં જે ભાડાનું લહેણુ વસુલ કરવાનુ હતુ તેમાંથી પોતાનુ લહેણુ વસુલ થાય અગર તે નહીતો તે સ્ત્રીની ખાસ મીલકત ઉપર કરી આપવું જોઇએ. ફુલબેંચને એવુ રેફરંસ કરવામાં આવ્યુ કે રાજચંદ્રના વારસોના કબજામાં મીલકત

છે તેના ઉપર મોઘમ હુકમનામુ કરવું કે જે ભાડાની રકમનુ લહેણુ તે ઓરતનુ થએલુ તે ઉપર તે હુકમનાંમુ કરવું

તેમાં ઠરાવવામાં આવ્યુ કે વાદીનો તે ભાડાની રકમ જે પાછળથી વસુલ કરવામાં આવી છે, તેમાંથી વસુલ કરવાનો નકી હક છે, પરંતુ વળી તે મીલકતનો છેવટ જે કુલ માલક હતો તેના વારસો વીરધ પણ તે પોતાના દાવાનો અમલ કરી શકે છે

---

# દીવાની અપીલ.

તા૦ ૭ જુન સને ૧૮૮૪

સર રીચર ગાર્થ નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જસ્ટીસ બીવરલી સાહેબોની રૂબરૂ

રામચરણ બુહારદર વીગરે (વાદીઓ) વી૦ રીઆજુદીન વીગરે (પ્રતીવાદીઓ)

એક વખત નીરણય થઇ ગએલો—પ્રથમના દાવામાં જે ઇસ્યુ સબાહની રીતે નીરણય કરયા વીના રાખેલો.

પાનુ૮૫૬ | સને ૧૮૭૮ માં એક તાલુક લીલામમાંથી અ એ ખરીદ કરનાર તરીકે ૩૫ સખસો ઉપર તે તાલુકના ભાગનો કબજો લેવા દાવો કરયો તેમાં એવા ઇસ્યુ કાહાડવામા આવ્યા હતા કે (૧) અ એ તમામ તાલુક ખરીદ કરેલો છે કે તેમાં હુકમનામાના દેણદારનો જે હક સબંધ છે તેનો આઠ આની ભાગ ખરીદ કરેલોછે (૨) દાવાની અરજીમા તાલુકના સીમાડાની હદ બતાવેલી છે તે બરોબર છે કીંવા નહી તેમાં કોરટે ઠરાવ્યુ કે હુકમનામાના દેણદારોનો તે તાલુકમાં જે હક સબંધ હતો તે અ એ ખરીદ કરેલો છે, અને કેટલાક પ્રતીવાદીઓ ઉપર તે હુકમનામુ થએલુ નથી અને જુદા જુદા પ્રતીવાદીઓના કબજામાં તે તાલુકનો કેટલા કેટલા ભાગ છે તે જણાતુ નથી, તેથી નીચેની અપીલ કોરટે તે દાવો કાહાડી નાંખ્યો, અને વાદીને યોગ્ય મુદતમાં નવો દાવો કરવાની પરવાનગી આપી,

સને ૧૮૮૦ માં અ એ તેના પ્રતીવાદીઓમાંથી ૧૬ સખસો અને બીજા ૧૯ સખશો ઊપર તેજ તાલુકના ભાગનો કબજો લેવા દાવો કરયો તેમા એવા ઇસ્યુ કાહાડવામાં આવ્યા કે (૧) દીવાની કામ ચલાવવાની

રીતીના કાયદાની કલમ ૧૩ પ્રમાણે આ દાવો ચાલવાને હરકત છે કીંવા નહી (૨) અ એ તે તાલુક તમામ અગર તેનો ભાગ ખરીદ કરયો છે કીંવા નહી. [૩) તમામ તકરારી જમીનનો કબજો પ્રતીવાદીઓ પાસે છે કીંવા નહીં અને જો તેમનો કબજો ના હોયતો. જુદા જુદા પ્રતીવાદીઓના કબજામાં તે તાલુકના કેટલા કેટલા ભાગ છે (૪]તે તાલુકના શીમાડાની હદ બરોબર છે કીંવા નહી.

મુનસીફે ઠરાવ્યુ કે આ દાવો ચાલવાને હરકત નથી અને ગુણ દોશ ઉપર અ નું હુકમનામુ કરયુ, સબોરડીનેટ જડજે ઠરાવ્યુ કે આ દાવો ચાલવાને હરકત છે સબબ તેના ગુણદોશ ઉપર તપાસ કરવાને તેમણે ના કહી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે અ એ તમામ અગર થોડો તાલુક ખરીદ કરયો હોય પણ તે સવાલનો એક વખત નીરણય થઇ ગએલો છે પરંતુ અ નો તે લીલામમાંથી ખરીદ કરવાથી કેટલી જમીન લેવાનો હક છે તે સવાલ પ્રથમના દાવામાં નીરણય કરયા વીના રહેલો હતો માટે તે બાબત ઠરાવ કરાવવાનો અ નો હક છે.

---

## મીવીકાઉનશીલ

તા० ૨૧ ફેબરવારી સને ૧૮૮૪

ગુરૂદાસ પાઇન અને રામનારાયણ સાહુ

બ.ગ.બ.ની હાય કોરટના ઠરાવ ઉપર અપીલ.

સને ૧૮૭૧ના મુદતના આકટ ૯ ના ૨ જા પ્રશીડ્યુલની આરટીકલ ૪૮, ૬૦ અને ૧૧૮

પાનુ ૮૬૦ | પ્રતીવાદીને તેના મુખ્યે માલ સોપેલો તે પ્રતીવાદીએ એજંટ તરીકે વેચેલો પણ તે માંજનો ખોટો ઉપયોગ કરયા બાબતનું હુકમનામુ થયા પછી તે મરણ પામ્યો. તેણે તે મરનારના વારશ વકીલના એજંટ તરીકે ઊપજેલી રકમ જે હુકમનામાવાળાના એજંટ પાશેથી વ્યાજની સાથે લેવાનો હક હતો તે રાખી તેમાં ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૧ ના આકટ ૯ ના ૨ જા પ્રશીડ્યુલની આરટીકલ ૪૮ મી પ્રમાણે અદાલતથી જે જંગમ મીલકત ખોટી રીત

ઉપયોગ કરી મેળવી હોય તે બાબતના દાવાને માટે તરણ વરશની મુદત નથી તેમ પ્રતીવાદીએ વાદીને નાણા આપવાના તે બાબતના દાવાને ત આ વાદીના ઉપયોગ સારૂ જે નાણા મળેમાં હોય તે બાબતના દાવાને ૩ વરશની મુદત તેજ પ્રથીસ્ટની આરટીકલ ૬૦ માં ઠરાવવામાં આવીછે, તે પણ આ દાવાને લાગુ નથી પણ તે જે દાવાની બાબતમાં બીજે ઠેકાણે મુદત ઠરાવવામાં આવેલી હોય તે બાબતના દાવા સારૂ તેજ પ્રથીસ્ટની આરટીકલ ૧૧૮ મી માં ૭ વરશની મુદત છે તે લાગુ પાડછે.

---

## બરમાની કોરટના આકટ પ્રમાણે રેફરંસ.

તા. ૧૯ જુન સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસટીશ અને મી. જસ્ટીશ વી લસનની રૂબરૂ

ફ્રીડરીક ઓલનર (વાદી) વી. બાવેગરો (પ્રતીવાદી]

હકુમત—પરરાજયનું વહાણ—સુથારને સારૂ ખલાશીએ કરેલો દાવો—બરમાની અંદરની સ્માલકાજ કોરટ આકટ સને ૧૮૯૫ ના ૧૧ માની કલમ ૮ (ખુલાસો અ) દાવાની નોટીશ કાંનશલને આપેલી તે.

| | |
|---|---|
| | સામાન્ય રીતના નીયમ પ્રમાણે દિવાની કોરટોને પોતાની |
| ખનુ ૮૭૮ | સ્થાનીક હકુમતના અંદર જે જ પ્રકારના વાકો હોય |
| | તમામના ઉપર દાવાની તપાસ કરવાની હકુમત છે. |

રંગુનની સ્માલકાજ કોરટની સ્થાનિક હકુમતની અંદર એક

ણનો કપાપટન હતો તે વહાણમાંથી માલ ચડાવતો અને ઉતારતો હતા તે વખતે તેના ખલાશીઓમાંના એક ખલાશીએ પોતાનો પગાર લેવા (જેણે બ્રિમરહેવનથી બરટ બ્લેંડીઆ સુધી મુસાફરી કરવાને કરાર કરેલો) રંગુન ની સ્માલકાજ કોરટમાં દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે ખલાશીને દાવાનુ કારણ તે હકુમતની અંદર ઉતપન થયુ છે કારણ કે તે વખતે પ્રતીવાદિ ત્યાં રહેતો હતો. સબબ સ્માલકાજ કોરટને તે દાવો સાંભળવાને હકુમતછે.

---

## પ્રીવીકાંઉનશીલ

તા૦ ૧૬ ફેબરવારી સને ૧૮૮૪

રાવ બા. સીંગ (વાદી) વી. જવાહીરકુવર અને ફુલકુવર બળવંત શીંગની વીધવાઓ (પ્રતીવાદીઓ)

અજમેરના કમીસનરના ઠરાવ ઉપર અપીલ.

પેટાનો જમિનનો ઉપરનો હક પાછો લેવા ઇસ્ટેમરારદારનો દાવો

પાનુ ૮૮૭ | રાજપુતમાં રાઠોડ જાતના પટાવાળી ઠાકર જે અજમેરમાં માંજુનો વહેંચણ થવા લાયક નહી તેવા તાલુકાં "ઇસ્તેમરારદાર"છે, તેમનો તે તાલુકા મધેની જમીન જે કેટલીક પહેડી ઉપર તેમની સરખી પહેડીના સગાને તાબાની મિલકત તરીકે આપવામાં આવેલી તે પાછી લેવાનો હક થાય તેવો રીવાજ કહેવામાં આવ્યોછે તે જમીન પાછી લેવાને દાવો કરવામાં આવેલોછે તેનુ કારણ એ છે કે જેને તે આપવામાં આવેલી. તેનો છેવટનો વારશ બીન ફરજંદ મરણ પામ્યોછે. તેમાં ઠરાવવામાં આવ્યુ કે ફકત ઉપરના કારણથી તે પાછી લેવાના હકનો અમલ થઇ ચુકેછે એ વાત સાબેત થએલી નથી. એવો કમિશરનો ફેંશલોછે તે બરાબરછે, અને કેટલે દરજજે તેની પુષ્ટીમાં ચીફ કમીશનરને તપાસ કરતાં રાજપુતાણાના નજીકના ચીફોના જવાબ મળેલાછે અને બધુ જોતાં પુરાવનું વજન કરતાં તેને કેટલે દરજજે પુષ્ટી મળેછે.

તા૦ ૨૨ ફેબરવારી સને ૧૮૮૪

અલીમુદી વીગરે (પ્રતીવાદીઓ) વીરૂધ કાળીક્રિસ્ન ઠાગોર (વાદી)

બંગાળાની હાયકોરટના ઠરાવ ઉપર અપીલ.

જે જમીનમાં પાણીના પ્રવાહથી વધારો અગર ઘટાડો થાય તેવી જમીનની કરાર પ્રમાણે માપણી—કપટ નહી, પણ ચુક હોય તેનો અસર.

પાનુ ૮૯૫ | એક 'ચર' જમીનના ચડતા દરજાના કબજેદાર અને તેની પાસેથી સાંથે રાખનાર જેણે 'હવાલાદારી' પટાથી જમિન રાખેલી તેમણે પાણીથી જમીનમાં વધારો ઘટાડો થાય તે બાબતમાં એવો કરાર કરયો કે નોટીશ મળે એટલે 'ચર'ની માપણી કરી જોઇએ; અને જે જમીન વધેલી માલમ પડે તે બાબત જો સાંથે રાખનાર જુદી દાબ કબુલત ના આપેતો તે ચડતા દરજાના કબજેદાર તેનો કબજો લેવો.

સાંથે રાખનારાઓને નોટીશ આપી ચડતા દરજાના કબજેદારોએ માંપણી શુધ અંતહકરણથી કરી; પણ તે બરોબર કરવામાં આવી નહી હતી પણ સાંથે રાખનારાઓએ કાંઇ હરકત ઉઠાવી નહિ હતી પણ જ્યારે ચડતા દરજાના કબજેદારે વધારાની જમીનનો કબજો લેવા તેમ ના ઉપર દાવો કરયો ત્યારે પછી તેમણે પોતાના જવાબમાં કહયું કે તે માપણી અમારી ગેરહાજરીમાં કરવામાં આવીછે, અને બરોબર રીતે કર વામાં આવી નથી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે માપણી બરોબર કરવામાં આવી ન થી એવા ફકત સબબથી તે દાવો રદ કરાવી શકતા નથી કારણ કે તેમાં કાંઇ કપટ નથી. પરંતુ તેઓનો કોરટને એમ અરજ કરવાનો હકક છે કે વાદીનો કેટલી મિલકત લેવાનો હકછે તે કોરટે ઠરાવવું જોઇએ.

તા૦ ૬,૭ ફેબરવારી અને તા૦ ૧ મારચ સને ૧૮૮૪

જોનમેની જોય કુંદ (પ્રતીવાદી) વી૦ જોરજ એલડર વાટસન (વા દી) બંગાળાની હાયકોરટના ઠરાવ ઉપર અપીલ.

મુખત્યારનામાનો અર્થ—સરકારી નોટો વેચવાનો અખતીઆર.

પાનું ૮૦૧ | એક એજંટની પાસે સંભાળથી રાખવાને સરકારી નોટો અનામત રાખવામાં આવેલાં હતાં તેને મુખતીયારનામાથી તે નોટો મુખ્યના નામથી તે વેચવા, વ્યવસ્થા કરવા. અશાઇન કરવા, અગર બીજાને ચડાવી આપવા અગર ચડાવરાવી આપવા, સરકા રી નોટો બાબત કરાર કરી ખરીદ કરવા, અને તે ચડાવી આપવામાં આ વે તે મુખ્યના નામથી કબુલ કરવાને, અને તે કારણસર મુખ્યની તરફથી તેના નામથી હરકોઇ અને હરેક કરાર, શરત, કબુલત, વીગરે દસતાવે જ ઉપર સહી કરવા કુલ અખતીયાર આપવામાં આવેલો હતો.

જે એજંટ આટરની તરીકે કામ કરતો તેણે નોટોમાંની એક નોટ ઉપર શેરો કરયો અને તે ઉપર પોતાને માટે નાણા કરજે મુખ્યની સાથે કપટ કરી લીધાં,

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે મુખતિઆરનામાના સાધારણ હેતુ પ્રમાંણે તે મુખતિઆરનામાથી તે એજંટને શાનમાં આપવાને અખતી આર નહી હતો અને તે નાણાં ધીરનારે મુખ્ય વીરૂધ તે ઉપર કાંઇ હ ક મેળવેલો નથી.

બંગાલ વીં૦ ગાકબીઓડના કામમાં મુખતયારનામુ જે રૂપનું હતું તે રૂપનુ મુખતયારનામુ નથી, અને શેરો કરી આપવાનો ખુલો અખત્યાર નથી, જો તેમ હોતતો એવો સવાલ રેહેત કે જેને નોટ આપવામાં આવેલી છે તેની મરજીમાં આવે તે પ્રમાણે શેરે કરતાં અને કોઇ કારણથી તે નોટના નાણા તે લાવનારને આપવા જોગ થાય એમ કરી આપતાં અટકાવવાને કાંઇ છે કીંવાં નહી.

તે કામીના ફેંસલામાં એવું ઠરાવવામાં આવ્યુ નથી કે જે શબ્દો મુખતયારનામામાં તેનો હેતુ બતાવવા વાપરવામ આવેલા છે તેનો હમેશાં જુદા જુદા પાડી અરથ થઇ શકે તેવું જોકે હોય તો પણ હમેસાં તેનો હમેશાં તેમ અરથ કરવો અને બીજા દસતાવેજોમાં તેના પક્ષકરોના હેતુ સમજવાને જે નીયમ છે તે નીયમ મુખત્યારનામાને શા વાસતે લાગુ નહી કરવો તેનું કાંઇ કારણ નથી.

---

તા૦ ૨૬ જુન સને ૧૮૮૪

સર રીચરડગાર્થ નાઇટ ચીફ જસ્ટીશ અને મીં૦ જસટીશ બીવરલી સાહેબની હજુર

નોબીન ચંદ્રરોય (વાદી) વીં૦ મગન તારા દાશીયા વીગરે (પ્રતીવાદીઓ)

હીંદુશાસ્ત્ર—મજીઆરા માલેકો—એક હીસેદાર ઉપર દાવો—મીલકત ઉપરનું હુકમનામુ—બીજા સહ હીસ્સેદારનો દાવો અપાવવામાં આવ્યો—બેઉ હીસ્સાદારો ઉપર દાવો—એક વખત નીરણય થઇ ગએલો

પાનું ૯૨૪ હકીકત કુલી છે તેની આગુજાગુતાંને લીધે મીલકત બે મજીઆરા માલેકોમાંના એક ઉપરજ કરજ બાબત મીલકત સાનમાં મુકવામાં આવેલી તે કરજ વીશે દાવો કરવામાં આવેલો અને હુકમનામુ મેળવી મિલકત ઉપર તે બજાવવામાં આવેલું તેથી બીજા સહ હીસેદારે પોતાનો તે બજાવણીના કામમાં દાવો કરયો અને જપતીમાં જે મીલકત હતી તે મિલકતમાંની પોતાના ભાગની મીલકત ઉપરથી જપતી ઉઠાવરાવી તેથી તે બીજો દાવો હુકમનામાવાળાએ તે બેઉ સહહીસેદારો ઉપર કરયો અને તેમાં એવું માગ્યુ કે સદરહુ જપતી ઉઠાવ્યાનો હુકમ કરવામાં આવ્યોછે તે રદ કરવો જોઇએ.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો ચાલી શકે છે અને તેને તે બીજી એક વખત નીરણય થઇ ગયાના કારણથી હરકત થતી નથી.

---

## અશલ દીવાની હકુમત.

તા૦ ૨૮ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસટીસ પીગટ સાહેબની રૂબરૂ

હીંદુસ્તાનના વારસાના આકટ (સને ૧૮૬૫ નો આકટ ૧૦) ની ક૦ ૨૮૨—હુકમનામાનો લેણદાર—હુકમનામાની બજાવણી—પ્રથમ હુક—બજાવનાર—વહીવટદાર—આડમીનીસ્તરેટર જનરલના આકટ (સને ૧૮૭૪ ના આકટ ૨) ની ક૦ ૩૫.

પાનું ૯૨૯ | એક શખસ પાછળથી વસીયતકરયા વના મરણ પામ્યો તેના ઉપર પઇસા બાબતનું હુકમનામું મેળવવામાં આવ્યું બંગાળાના આડમીનીસ્તરેટર જનરલને તેની મીલકતનું વહીવટ પત્ર આપવામાંઆવ્યું હતું જેથી આડમીનીસ્તરેટર જનરલના કબજામાં મીલકત હતી તેઉપર તે હુકમનામું બજાવવાને હુકમનામાવાળાએ દરખાસ્ત કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જોકે મરનારની મીલકત ઉપર જેટલા દાવા હતા તેટલા સંપુરણ રીતે પતાવવાને તે મીલકત બસ નથી, તોપણ તે મીલકતમાંથી હુકમનામાવાળો પોતાનું હુકમનામું વસુલ કરવાને હકદાર છે.

---

## ફોજદારી રેફરંશ.

તા૦ ૨૬ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ પ્રીનશીપ અને મી૦ જસ્ટીસ માકફરસન સાહેબોની રૂબરૂ.

માહારાણી કેશરેહીંદ વી૦ ધનાંનજોય ચોધરી વીગેરે.

સાક્ષીઓ—સાક્ષીઓ ઉપર સમન કરવા અને તેમનું હાજર થવું—સાક્ષીઓને હાજર થવા ફરજ પાડવી—પુરાવ—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા(સને ૧૮૮૨ ના આ, ૧૦)ની ક૦ ૨૫૭

પાનું ૯૩૧ | તપાસની તારીખે તહોમતવાળાના જે સાક્ષીઓ ઉપર સમન કરવામાં આવેલા તે હાજર થવાને ચુકયા, પણ મેજિસ્ટરેટે તે કામ મુલતવી રાખ્યું નહી, અગર સાક્ષીઓને

ના શાહેદો ઉપર બીજા સમન્સ કાહાડયા નહી, એવા કારણથી કે તે સાક્ષિ તમાંમ તહોમતવાળાના મીત્રો છે, માટે જો તોહોમતવાળો ગરજ બતાવેતો તે તમામ કોરટમાં આવે. પછી કેદીઓને ગુનેહગાર ઠરાવવામાં આવ્યા.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ ગુનાની સાબીતીનો ઠરાવ રદ કરવો જોઇએ. કારણ કે માજીસ્ટ્રેટે એક વખત 'પ્રોસેસ' કાહાડયાં એટલે તોહોમતવાળાના સાહેદોને હાજર કરાવવાને મદદ કરવાને માજીસ્ટરેટ બંધાએલા છે.

## દીવાની અપીલ

તા૦ ૩૦ જુન સને ૧૮૮૪

જસ્ટિસ વીલ્સન અને મી૦ જસ્ટીસ પીગટ સાહેબોની રૂબરૂ.

અસનુલા (પ્રતીવાદી) વી૦ હારીજ મહમદઅલી વાદી

અપીલ કોરટનો ફેંસલો, તેનો મજકુર—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આ૦ ૧૪ ની કલમ ૫૭૪—કલમ ૫૬૬ અને ૫૮૭ મુજબ કામ પાછુ મોકલવુ.

પાનુ૯૩૨ } જો નીચેની અપીલ કોરટે પોતાના ઠરાવના કારણો બતાવવા ચુકેતો, હાય કોરટે બાકી અપીલમાં તે કામ રાખવું, અને જડજે પોતાના કારણો બતાવવા એવું જડજ પાસે માગવુ અગર તે હાજર ના હોયતો, તેમની જગોએ થએલા જડજ પાસેજે સવાલ હેય તે સવાલની નવી તપાસ કરવા કામ મોકલવુ

## ફોજદારી ફરી તપાસ.

તા૦ ૧ જુલઇ સન ૧૮૮૪

મીત જસ્ટિસ પ્રીનશેપ અને મી૦ જસ્ટિસ મેકડરમોત સાહેબો

ની રૂબરૂ

કેસરેહીંદ વી૦ સાખીકશબવીગરે.

અર્થ.—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ના આકટ ૧૦) ની કલમ ૩૩૭ મી કલમ ૩૩૮ મી સાથે વચ્ચાં કોરટ ઓફ સેસન્સને ફક્ત તપાસવા લાયક ગુનો.

પાનું ૯૩૬ જે કામમાં તોહોમતદારને સેશન્સ કમિટ કરવામાં આવેલો હોય તે કામમાં જો ગુનો ફક્ત શેસન કોરટને તપાસવા લાયક ના હોય તો, ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૩૮ પ્રમાણે શેશન જડજ તોહોમતવાળાને માફી આપી શકતા નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૮ જુલાઇ સને ૧૮૮૪

સર રીચારડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટિસ અને મિ૦ જસ્ટિસ બીવરલી સાહેબોની રૂબરૂ

મુજીનીબીગોઝ સગીરછે તેના હકની પી૦ એન૦ પોગોઝ (વાદી) વી૦ઢોલ્હણી એન્ડ બેકીંગ કંપની લીમીટેડ (પ્રતીવાદી)

વીરૂધ લગન સબંધી ઠરાવ—પરણીઆણી સગીર—વાલીએ કરેલો ઠરાવ— વાલીનુ કપટ,

પાનું ૯૫૧ એક સગીર પરણીઆણીએ પોતાના ધણીના લેણદારોની વીરૂધ લગન સબંધીજે ઠરાવ વીરૂધ હતો અને જે તેણીના તરફથી તેણીના વલી અને તેણીના બાપે કરેલો હતો તેનો અમલ કરવાને માગ્યુ. બાપે આવી હકીકત છતાં જે કરાર ૩ જા સખ્શોના વીરૂધ શુનીતીના કારણસર રદ બાતલ છે તેવો કરાર કરેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે જો તે પાકીવયની હોત અને પોતે કરાર કરયો હોત અને જેમ તેનો તેં અમલ કરાવી શકત તેના કરતાં વધારે ૩ જા સખ્શોના વીરૂધ તેનો અમલ કરાવી શકાતો નથી.

સગીર પરણીઆણી અને તેણીના છોકરાંના વીરૂધ લગન સબંધી ઠરાવ વીરૂધનો હોય તેનો અમલ થાય નહીં તે માટે જો બાપ કે જેણે લગન કરેલુ હોય તેની વરતણુક કપટ ભરેલી છે એમ બતાવવામાં આવ્યુ હોય તો તેમાં તે સગીર તે કપટમાં સામેલ છે એમ બતાવવાની જરૂર નથી.

---

## ફોજદારી અપીલ

તા૦૨૬ જુન સન ૧૮૮૪

મી૦ જશટીસ પ્રિનશેપ અને મી૦ જશટીશ મિકફરશન શાહે

બોની રૂબરૂ

મહારાણી કેસરેહીંદ વી૦ બિપીનબીબીસ્વાસ વીગરે

જ્યુરીથી તપાશ—જડજની હકુમત—માફી સાહેદીનો પુરાવ—પ્રત્યં તરી પુરાવ—કેટલાક કેદીઓમાંના એક કેદીની કબુલત—

પાનુ ૯૭૦ | પુરાવના અમુક ભાગનાં પુરાવના અસર બાબત પોતાનો અભીપ્રાય જડજ જયુરીને હકીકત કહેતી વખતે કહેવાને મુખતિઆરછે પરંતુ હમેશાં તેમણે એટલુ જયુરીને કહેવાને સંભાળ રાખવી જોઇએ કે જયુરીએ પોતાનો અભિપ્રાય પોતાની મેળે બાંધવાનો છે.

તપાશ ચાલતાની દરમ્યાનમાં માફી સાહેદીએ કેટલીક હકીકત કહેલી હોય તે બરોબર મળતી આવે તે અમુક રીતે ગુનેહગાર ઠરાવવાને સાધારણ રીતે જે પ્રતંતરી પુરાવ જોઇએ તેવો પુરાવ નથી.

કેટલાએક તહોમતવાળાઓમાંથી બે શખસોની કબુલત બીજાઓની ગેરહાજરીમાં કરવામાં આવી હોય તો તે બીજાઓ વીરૂધ કાંઈ પુરાવ નથી.

આવી કબુલતો અને માફી સાહેદની કહેલી હકીકત હમેશાં દોષ ભરેલી ગણવામા આવે છે, કારણ કે તે શખશોની સ્થાતી ઊપરથી જેટલુ સાધારણ શાહેદોની સાક્ષી ઉપર વજન રહે છે તેટલુ તેમના ઊપર રહેતુ નથી.

ગુનો થયો તે વખતે અગર તે અરસામાં તહોમતવાળાની હિલચાલ બાબત તેને ગુનેગાર ઠરાવવાને કાયદેસર પુરાવ પ્રથમ દરશનીક બસ ના હોય તો તે હીલચાલ બાબત ખુલાસો આપવાને તે બંધાએલો નથી.

---

## પ્રીવીકાઊનશીલ

તા૦ ૧૨, ૧૩ માર્ચ સને ૧૮૮૪

જુગલકીશોર (વાદી) વી૦ જોતેંદરો મોહન ટાગોર વીગરે

બંગાળાની ચફોરટના ઠરાવ ઉપર ફેસલો

હીંદુ વીધવાની મીલકતનુ વેચાણ હુકમનામાની બજાવણીમાં થાય તેથી વેચવામાં આવે છે તેની અજમાયશ.

પાનુ ૯૮૫ | જો કે હીંદુ વીધવાનો પોતાના ધણીની મીલકતમાં થોડોજ અગર સરતની સાથે હક સબંધ છે તો પણ બ.જા કારણો સર તેણીનો તે માલકત ઉપર સ્વતંત્ર હક છે એમ બતાવી આપેછે.

એકાદા હુકમનામાની બજાવણીમાં વીધવાનો કુટંબી મીલકત ઉપરનો હક અગર વારસો વેચાણ કરવામાં આવે ત્યારે તે ઉપરનો હક વેચાણમાં થી કેવો મળે છે તે જે પ્રકારના દાવામાં તે હુકમનામુ મેળવવામાં આવ્યુ હોય તે ઉપરછે જો તે દાવો તે વીધવા ઊપર પોતાના તેની જાતીકી સબંધી દાવો હોયતો તે વીધવાની મીલકત ફકત મરીઆદા સાથે વેચવા માં આવેછે.

પરંતુ બીજી બાજુ તરફ જો તે દાવો કુટંબી મીલકત સંબંધી અગર વીધવાની ફકત જાતીકી બાબતનો નહી તો હુકમનામાની બજાવણીમાં થતા લીલામથી તમામ વારસો વેચવામાં આવેછે, જે ફેંસલા ઊપરથી હુકમનામુ થએલુ હોય તે સદરહુ બે પ્રકારના પરીણામમાંથી વીધવાનો હક સબંધ વેચાવવાથી કીયો પરીણામ થાય છે તે શાર તપાસવું જોઇએ.

બાઇજનકુંબે વી૦ બ્રીજભુખણલાલ આવસતીના કામમાં ઠરાવેલો નીયમ જોવામાં આવ્યો, અને તે લાગુ કરવામાં આવ્યો.

---

## દીવાની અપીલ

તા૦ ૧૫ જુલાઇ સન ૧૮૮૪

સર રીચાડ ગાર્થ નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જસ્ટીસ બીવરલી સાહેબોની રૂબરૂ

રણજીતસીંગ વગેરે (વાદીઓ) વી૦ બનવારીલાલ સાહુ વગેરે (પ્રતીવાદીઓ).

બજાવણી—નીશાનવાળો કબજો—

પાનુ ૯૯૩ | હુકમનામાની બજાવણીમાં કબજો આપ્યો એવુ ચીન હોય તો તેના પક્ષકારોની વચમાં ખરી રીત કબજો આપો વા

ય છે પરંતુ આ પ્રમાણેના કબજાથી જે ૩ જો પક્ષકાર તે દાવામાં પ ક્ષકાર નથી હતો તેને બંધનકારક નથી.

જગોબંધુ મુકરજી વી૦ રામચંદ્ર બેશાકના કામનાં ઠરાવનો ખુલા સો કરવામાં આવ્યો.

---

તા૦ ૩૦ જુલાઈ સને ૧૮૮૪

સર રીચરડગાર્થ નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસટીશ બીવરલી સાહેબોની રૂબરૂ.

હક ઠરાવવાનો દાવો—તેના કારણો—હીંદુ વીધવાએ બરબાદ કરેલી —મીતાક્ષરા—

પ.૧૦૦૩ | હીંદુ વીધવાનો મીલકતમાં પોતાનો જેટલો હક સબંધ હોય છે તેટલો તે તરાહીતને કબજો આપી શકે છે પરંતુ ત રાહીતના દાવાને ઠીક પડે તેવુ કરવું તથા જમીનના માલેકના સીરસતામાં તેનુ નામ તેને દાખલ કરવા દેવુ તેથી પાછળના થનાર વાર સના વીરૂધ હક આપ્યાનો અશર થાય છે માટે તે ઉપરથી હક ઠરાવવા નો દાવો ચાલેછે.

---

તા૦ ૩૦જુલાઇ સને ૧૮૮૪

સર રીચરડગારથ નાઇટ ચીફ જસટીશ અને મી૦ જશટીશ બીવરલી શાહેબોની રૂબરૂ

નંદોપ્રશાદ ઠાકર (વાદી) વી૦ ગોપાળ ઠાકર (પ્રતીવાદી)

અગ્રક્રિયાધીકાર—ક્રિયા—જ્યાં કેટલાક શહહિશેદારો હોય તેમાં દા વો—દાવા વાળી જમિનની કીમત આપવા માંડવી—કેટલાક શહહીશેદારો અગ્રક્રિયાધીકારનો દાવો રાખતા હોય તેમાંનો એક

પા.૧૦૦૮ | એક શખશ જે અગ્રક્રિયાધીકારનો હક રાખવા માગેછે તે ણે જ્યારે વેચાણની હકીકત પહેલી શાંભળી ત્યારે શાક્ષી ઓની રૂબરૂ પોતાનો હક બતાવ્યો; અને તેજ દિવસે જેમ બન્યુ તેમ જલદિથી તેજ સાક્ષિઓની રૂબરૂ વેચાણ આપનારા અને ખ રીદ કરનારાઓ પાશે તે હક તેણે માગ્યો તેમાં ઠરાવવામાં આવ્યુ કે જ્યારે તેણે માગણી કરી ત્યારે ફરીથી તેણે તે કહેવુ જોઇએ અગર તે ના શાક્ષિયોએ તેની શાક્ષિ પુરવી જોઇએ કે જેવું તેણે વેચાણનુ સાં

ભળયું તેવા તેણે પોતાનો હક બતાવ્યો હતો એવી કાંઇ જરૂર નથી.

અગ્રક્રિયાધીકારના કાયદાનો નીયમ એ છે કે તે વેચાણની વાત સાંભળે એટલે તરત તેણે પોતાનો હક બતાવવો જોઇએ તેણે વેચાણ આપનાર અગર ખરીદદાર પાસે અગર તે કારણથી સાક્ષિઓની રૂબરૂ પોતાના હકની માગણી કરવી જોઇએ પરંતુ તે કહેવું અને તે માગણી એક સાથે થએલી જોઇએ પરંતુ જો તે પ્રમાણે એકરી કરવામાં આવી ના હોયતો અગ્રક્રિયાધીકારવાળો પોતાના હકની માગણી કરે ત્યારે તેણે શાક્ષિઓની રૂબરૂ કહેવું જોઇએ કે જ્યારે મેં પહેલું તે વેચાણની વાત શાંભળી ત્યારે મેં તરતજ મેં મારો હક બતાવેલો છે.

અગ્રક્રીયાધીકારના દાવામાં દાવાવાળી મીલકત બાબત જે ખરી રીતે કીમત આપવામાં આવી હોય તે કીમત આપવા માંડવામાં આવી હતી એવુ સાબીત કરવાની જરૂર નથી. તે હક ઉપર જે સખસ દાવો લાવતો હોય તે સખસ જો એમ કહે કે કોરટ જે તે મીલકતની યોગ્ય કીમત ઠરાવે તે આપવાને હું તઇઆરછું તે બસ છે.

સુનીના નીયમ પ્રમાણે અગ્રક્રીયાધીકારનો અમલ એક અગર વધારે સહ હીસેદારો કરી શકે છે.

---

તા૰ ૦૮ અગશટસને ૧૮૮૪

મી૰ જસ્ટીસ તોટનહામ અને મી૦ જસ્ટીસ નોરીસ સાહેબો
ની રૂબરૂ

એ૦ બી૦ મીલર હાયકોરટનો ઓફીસીએટીંગ રીસીવર (બેતરમો નીદાશીની મીલકત સબંધીમાં) પ્રતીવાદી વી૰ રગરાંગજન ચક્રવરતી(વાદી)

"રીસીવર"—રીસીવરે દાવો કરવો અને તેના ઉપર દાવો થાય તે બાબત કોરટની મંજુરી—

હાય કોરટનો "રીસીવર" જે મીલકત બાબત 'રીસીવર'
પા૰૧૦૧૪ | હોય તે મીલકતના માલેકના હક સબંધ તરફથી નથી પરંતુ
તેતો ફક્ત કોરટનો અમલદાર છે માટે કોરટની પરવાનગી શીવાય તે દાવો કરી શકતો નથી, તેમ તેના ઉપર દાવો ચાલી શકતો પણ નથી.

# અસલ ફોજદારી મુકરદમો

મી૦ જષ્ટીસ ફીલ્ડની રૂબરૂ

માહારાણી વીઠ માથ્યુસ

પોલીસ અમલદારને ફરીએ ગુનો થાય તેની કહેલી હકીકત—પોલીસ કોનસટેબલની સાહેદી—

પા૦ ૧૦૨૨ પોલીસવાળાને જ્યારે ઉલટ તપાસમાં પુછવામાં આવ્યુ ત્યારે તેણે કહ્યુ કે મેં જ્યારે ફરીને પકડયો ત્યારે ફરીએ મને કહ્યુ કે તે બનાવ વખતે કોઇક ચીનો એ ફરશી લેઇને આવ્યો હતે, તેની ફરી તપાસ થઇ તેમાં 'તે બનાવ બન્યો તે વખતે' તે શબ્દોને બદલે 'તે વખતં' એવા શબ્દ ફરીને બોલ્યોછે. અને તેને જ્યારે પુછવામાં આવ્યુ 'કઇ વખતે' તે કેદીએ ખુલાસો કરયો છે કે શી રીતે, ત્યારે તેણે કહ્યુ કે કેદીએ એવો જવાબ દીધો હતો કે મેં મરનારને મારયો તે વખતે,

કેદી તરફથી કાંનશલે તે પુરાવ બાબત વચમાં પડી હરકત લીધી; સ્ટાંનડીંગ કાંઉનસીલે તકરાર કરી કે ઉલટ તપાસથી જે બાબત શક રાખવામાં આવેલો તેનો ખુલાસો કરવાને મરો હક છે.

---

તા૦ ૧૮, ૨૯ અને તા૦ ૩૦ જુલાંઇ સને ૧૮૮૪

મી૦ જશટીશ ફીલ્ડ સાહેબની રૂબરૂ

કૈશરેહીંદ વી૦ શ્રીશચંદરબાનરજી

પુરાવ—નહીં લાગતા ચોપડામાં દાખલ કરેલી હકીકત—સને ૧૮૭૨ ના આકટ ૧ લા ની કલમ ૩૪—જવાબ, ફરીઆદીનો હક—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૦ની કલમ ૧૮૯, ૨૯૨—

પાનુ ૧૦૨૪ હમેસાંનુ કામ ચલાવવાની રીતીના રીતસર રાખેલા ચોપડામાં લખેલી હકીકત પુરાવ આકટની કલમ ૩૪ મી માં બતાવ્યા પ્રમાણે લાગતી હકીકત છે, તો પણ અમુક બાબતની તે હકીકત ના હોયતો તેવા ચોપડા ઊપરથી તે લાગતી હકીકતછે એમ અનુમાન થતુ નથી.

ફરીઆદ તરફના શાક્ષીઓની ઉલટ તપાસમાં તહોમતવાળાએ અમુક

દસ્તાવેજનો ઉપયોગ કરયો અને તેની તરફથી તે દસતાવેજો પુરાવામાં રજુ કરવામાં આવ્યા તેથી જો ફરીઆદ તરફનું કામ બંધ થતાં તહોમતવાળાને પુછવામાં આવે કે તમારે પુરાવ ગુજારવો છે કીંવા નહીં અને તહોમતવાળો એવો જવાબ આપે કે મારે નથી ગુજારવો તો પછી ફરીઆદીનો જવાબ આપવાનો હક થતો નથી.

---

## ફોજદારી રેફરંસ

મી૦ જસ્ટીશ ટોટનહામ અને મી૦ જસ્ટીશ નોરીશ સાહેબો
ની રૂબરૂ

કૈશરે હીંદ વી૦ ગોપાલ મુકજી

પુરાવ—ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા—સન ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૫૧૦—'ધારાના કેમીકલ એકઝામીનર' તેમ નો રીપોર્ટ.

પાનું ૧૦૨૬ અમુક વસતુ અગર પદારથ 'ધારાના કેમીકલ એકઝામીનર' ને તે શાની બનેલી છે એમ તપાસવાને આપવામાં આવવાથી તેમના હાથનો તે બાબતનો રીપોર્ટ હોય તે સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૫૧૦ મા પ્રમાણે પુરાવમાં લઇ શકાતો નથી:

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૩૧ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ટોટનહામ અને મી૦ જસ્ટીશ નોરીશ સાહે
બોની રૂબરૂ

જમન ફીરટોરોય (વીગેરે અરજદારો) વી૦ શીબચંદ્રદાસ (સામા પક્ષકાર)

તહોમતવાળાને છોડી મુકવો—વધારાની તપાસ, હુકમ કરવાનો અખતીઆર—ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા (સને ૧૮૮૨ના આકટ ૧૦) ની કલમ ૨૫૩, ૪૩૭

પા,૧૦૨૭ | યોગ્ય કોરટની રૂબરૂ શંપૂરણ તજવીજ કરવા પછી જે તોહમતવાળાને છોડવામાં આવ્યો હોય તેનો જો કાંઈ બીજો વધારાનો પુરાવ માલમ પડે નહોતો તે પ્રમાણે છુટી જવાનો હક છે.

માટે જ્યારે સંપુરણ તપાશ કરવા પછી માજીસ્તરેટની યોગ્ય કોરટ ની કલમ ૨૫૩ મી પ્રમાણે છોડવામાં આવ્યો હોય અને વધારાનો કાંઇ પુરાવ માલમ પડેલો નહોય તો ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭ મી પ્રમાણે વધારે તપાસ કરવાને જીલા જડજ હુકંમ કરેતો, તે કાએદેસર નથી તેવો હુકમ જીલા જડજની નજરમાં જ્યારે તહોમત વાળાને ગુનેગાર ઠરાવવાંને દાખલ થએલો પુરાવ બસછે, એમ આવે ત્યારે થાયછે,

---

## અપીલકારી કોરટ રેફરંસ

સર રીચર્ડ ગારથ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જશટીશ બીરેજ શાહેબોની રૂબરૂ.

રાંમેશ્વર માંડલ (વાદી) વી૦ રાંમચંદરાંય વીગરે (પ્રતીવાદીઓ)

મુખ્તીઆરીના કરારથી અમુક બતાવેલી તારીખે પાછાં વસુલ આપવા એવું લીધેલુ કરજ—મુદત—સને ૧૮૭૭ના આ૦ ૧૫ના ૨ જા પ્રશીષ્ટની આરટીકલ ૧૧૫

પા ૧૦૨૨ | અમુક તારીખે પાછાં કરજે લીધેલાં નાણાં વસુલ આપવા એવો મુખ્તીઆરીનો કરાર હોય તે નાણાં વ્યાજ સાથે લેવાના દાવાને સને ૧૮૭૭ ના આ૦ ૧૫ ના ૨ જા પ્રશીષ્ટની આરટીકલ ૧૧૫ જે તમાંમ કાગળો લખેલા રજીસ્ટર કરેલાનથી હતા અને જેને માટે ખાશ ઠરાવ કરવામાં આવેલો નથી તે બાબત તે લાગુ થાય છે.

---

## પ્રીવીકાઉનસીલ

તા૦ ૧૯ ફેબરવારી સને ૧૮૮૪

ગોકલદાસ ગોપાળદાસ (પ્રતીવાદી) અપીલ વાળો અને રાંમભક્ષ શીવચંદ (વાદી) અપીલનો પ્રતીવાદી વી૦ પુરશોતમ ગોરધનદાસ (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

હૈદ્રાબાદના રેસીડંટના ઠરાવ ઉપર અપીલ

પાછળના બોજાવાળાએ પહેલાનું ગીરોનું વસુલ આપેલું હોય તેથી થતા દરમીઆન જવાબદારી વીરૂધ અસર.

પા ૧૦૩૫ | ગીરો આપનારનો હક શબંધ દક્ષણમાં અમુક સ્થાવર મીલકત ઊપર હતો. તે પેહેલા અને બાજા ગીરોના બોજા શાથે એક હુકમનામાની બજાવણીમાં એક ખરીદદારને વેચાણ આપવામા આવ્યો

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તેનો પ્રથમની જવાબદારી બંધ કરવાનો અગર કાયમ રાખવાના હક હતો માટે સવાલ એ છે કે તેનો કેવો ઇરાદો હતો અને વીરૂધ પુરાવ છે કે નહીં માટે અનુમાન એવું થાય છે કે તેનો ઇરાદો પોતાના ફાયદા શારૂ તે કાયમ રાખવાનો હતો જ્યારે મીલકત એક પછી એક ગીરો હકો બાબત જવાબદાર હોય અને હવે પછીના હક શબંધનો માલીક પહેલાનુ ગીરો પતાવેનો ઇંગરેજી રીવાજ પ્રમાણે દરમીઆન ગીરો રાખનારાઓ જેમને તે જાતે જવાબદાર નથી તેમની વીરૂધ તેના ફાયદા શારૂ તે મીલકત તેને એક ટરષ્ટી તરીકે સોંપી થાય છે પરંતુ હીંદુસ્થાનમાં ગીરોના કારણસર રીતસર મીલકત આપવામાં આવતી નથી તેમ તે કાયમ રાખવાનો ઇરાદો પણ રીતસર બતાવવામાં આવતો નથી.

ટોલમીન વી૦ સ્ટીયરના કામમાં ચાંનસરીની ઇંગરેજી કોરટમાં ઠરાવવામાં આવ્યુ છે કે ગીરોથી છોડાવવાના હકના માલેક પાસેથી ખરી રીતે અગર અરથાંથ રીતે બીજા દરમીઆન બોજાની ખબર સાથે કરીદ કરનાર હોય તેને તે વખતનોજ બીજો ઇરાદો બતાવેલો ના હોયતો એમ કહેવાને અટકાવ થાય છે કે પેહેલાનું ગીરોનુ ખરીદીની કીમતમાંથી જે વસુલ આપવામાં આવેલુ છે તે બીજા બોજાવાળા વીરૂધ બંધ થએલુ નથી પણ આ કામમાં પેહેલાનું ગીરો વેચાણની કીમતમાંથી પતાવવામાં આવેલુ નથી પણ પાછળથી ખરીદદારે તે આપેલુ છે માટે તે હકીકત આ કામ જેવી નથી. તોપણ સદરહુ ઠરાવ હીંદુસથાનમાં લાગુ કરવાનો નથી. કારણ કે હીંદુસતાનમ તો ન્યાય "ઇકવીટી" અને શુધ અંતઃકરણ પ્રમાણે જે પક્ષકાર તે જવાબદારી પતાવે તેનો ઇરાદો કરો છે.

———•—•—

# ફોજદારી અપીલ

તા૦ ૧૮ આગસટ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ મીતર અને જસ્ટીસ પીગટ સાહેબોની રુબરૂ

નોબીનક્રીશ્ન મુકરજી (અરજદાર) વી૦ રશીકલાલ લાહા

(સામા પક્ષકાર)

હકીકતની બાબતમાં તપાસણી—સને ૧૮૮૨ ના આ૦ ૧૦ ની કલમ ૪૩૫—પુરાવ—સને ૧૮૭૭ ના આ૦ ૩ ની ક૦ ૮૨

પા, ૧૦૪૭ } ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૫ મી પ્રમાણે હાયકોરટને હકીકતના સવાલનો તપાસ કરવાને અખતીઆર છે પરંતુ જ્યાંહાં તેમની નજરમાં ન્યાયના ખાંતર તે કરવુ જોઇએ એવું આવે ત્યાંજ ફકત આ અખતીઆર વાપરવાનો છે.

એક क એ र ને ગીરો ખત લખી આપેલુ તેથી क ને બોલાવ્યા વીશે સબ રજીસ્ટારની રુબરૂ न એ ખોટી હકીકત કહી એવો न ઉપર આરોપ રાખવામાં આવેલો. અને તે र સાદરુ न નો પાડોશી હતો. ને તેને તે ગીરો બદલ અવેજમાં નાણાં ધીરવાને કબુલ કરયુ હતુ. જુઠી હકીકત સબ રજીસ્ટારને એવી કહી કે હુ क ને મારા પડોશી તરીકે ઓળખુછુ. આ કામની સુનાવણી બાબતાની દરમીઆનમાં र એ તીજા પક્ષકારને જે એવી હકીકત કહેલી કે (र તે દાવો દાખલ થતા પહેલાં મરણ પામેલો છે) न એ કેટલીક હકીકત કહે છે તે સાબીત કરવાને માગવામાં આવેલુ છે એક યાદદાસત તેના હાથ દશકતની છે એમ કહેવામાં આવેલુ અને તે પુરાવમાં રજુ કરવામાં આવ્યાથી પુરાવમાં દાખલ કરવામાં આવી છે પણ તે વીસે એક કાગળના ટુકડામાં તેના હરફ સાબીત થએલા છે તેને મળતા દસકતની છે તે શીવાયબીજો કાંઇ પુરાવ નથી.

તેમાં ઠરાવવામા આવ્યુ કે र એ જે હકીકત તીજા સખસને કહેલી છે, તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી અને તે પુરાવમાં દાખલ કરેલી છે તે બરોબર નથી.

## સ્માલકોજ કોર્ટ રેફરંશ

તા૦ ૨૦ જુલાઇ સને ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસટીશ અને મી૦ જસટીશ
બીવરલી સાહેબોની રૂબરૂ.

રાંમચંદસેન (વાદી) આદાયતોસેન અને શ્રીનાથસેન પ્રતીવાદીઓ

લગ્ન, તે બાબત કરાર—અવેજના નાણાં—તે પાછાં આપવાનો દાવો—સુનીતી

પા.૧૦૫૪ રૂ ૧૦૦ ના અવેજમાં પ્રતીવાદીએ પોતાની સગીર દીકરી ને વાદીને લગનમાં આપવાનુ વચન આપ્યુ પ્રતીવાદી તે વચન પાળવામાં નીશ્ફલ ગયો તેથી વાદીએ અવેજમાં આપેલાં નાણાં લેવા દાવો કરયો,

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવો ચાલી શકે છે

---

## દીવાની અપીલ.

તા૦ ૨૬ અગસ્ટ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ પ્રીનશેપ અને મી૦ જસ્ટીસ માકફરસન શાહેબોની રૂબરૂ

કઇલાસચંદ્રશેન (દાવેદાર) અરજદાર વી૦ કઇલાશચંદ્ર ચકરબતી (હુકમનામાવાળો અને મોહેદ્રનાથ પાલ (હુકમનામાનો દેણદાર) શાંમા પક્ષકારો.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા સન ૧૮૮૨ ના આક્ટ૧૪ ની કલમ ૨૮૦, ૨૮૧

જપતી—ખાનગી વેચાણ કરી હુકમનામુ પતાવેલુ—ખરીદદાર—પાછળ ની જપતી—કલમ ૨૭૮ મી પ્રમાણેનો દાવો.

પા.૧૦૫૭ अ અને ब એ પોતાના હુકમનામાના દેણદાર क અને તે ના બે ભાઇઓ ઉપરના હુકમનામાની બજાવણીમાં તેમની મીલકત જપત કરાવી તે પછી ड એ એકલા क ઉપર હુકમનામુ મેળવ્યુ અને તા૦ ૧૧ જાનેવારી સને ૧૮૮૪ ના રોજ क નો તે अ અને ब ની જપતી કરેલી મીલકતમાનો ૩ જો હીસો જપત કરાવવાને દરખાસત કરી, તે મીલકત क અને તેના બે ભાઇઓની મજી

આવી હતી તે દરખાસ્ત ઉપર તે તારીખે કાંઇ હુકમ કરવામાં આવ્યો નથી.

તા૦ ૧૪ જાનેવારી સને ૧૮૮૪ ના રોજ ई એ क પાસેથી જપ્તવાળી મીલકતમાંથી ત્રીજો હીસો ખરીદ કરયો, અને ભાઇઓની વચમાં ગોઠવણ કરી તે વેચાણમાંથી મળેલી કીમતથી अ અને ब નું લહેણું પતાવવામાં કામે લગાડયાં.

તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૮૪ ના રોજ તા૦ ૧૧ જાનેવારી સન ૧૮૮૪ ની દરખાસ્ત ઉપરે હુકમ કરી ई ના માગવા પ્રમાણે જપતી આપી.

તા૦ ૨૩ અપરેલ સન ૧૮૮૪ ના રોજ ई એ ખરીદ કરેલા વીજા હીસાની મીલકત જે પાછળથી क એ જપ્ત કરાવ્યોછે તે ઉપર પોતાનો દાવો કરયો તે દાવો નહી અપાવવામાં આવ્યો, એવા કારણથી કે ई નો તે મીલકત ઉપર હક નથી કારણ કે તેણે તે મીલકત ઉપર જપ્તી હતી અને તે ખરીદ કરીછે.

અપીલમાં ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૮૦ પ્રમાણે જડજે નિરણય કરવો જોઇતો હતો કે ई ના પોતાના કબજામાં તે માલકત क એ જપ્ત કરાવી તે વખતે પોતાના હીસાબે હતી કીંવા નહી.

---

તા૦ ૨૬ સપટમબર સને ૧૮૮૪

મી૦ જસટીસ મિતર અને મી૦ જસટીસ પીગટ સાહેબોની રૂબરૂ.

મોકંદલાલ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ છોટેલાલ (વાદી)

વીશેશ રીતે અમલ કરવો—દાવો કરવામાં વીલંબ કરવો—દાવાના કારણો જોડાં કરવાં—સન ૧૮૮૨ નો આકટ ૧૪ ની કલમ ૪૪—જે કરારનો વીશેશ રીતે અમલ કરવા માગવામાં આવેલો હોય તે કરારમાં જે શખસ પક્ષકાર નહી તેને શામેલ કરવામાં આવેલો.

અપીલ ૧૦૬૧ { તા૦ ૧ મારચ સને ૧૮૭૮ ના રોજ નં૦ ૧ ના પ્રતીવાદીએ કરાર કરયો તે કરાર વીસેશ રીતે બજાવાના કારણસર તા૦ ૨૮ ફેબરવારી સન ૧૮૮૧ ના રોજ વાદીએ દાવો

કરયો અને તેમા ૩ જા શખ્શને પ્રતીવાદી તરીકે દાખલ કરયો તેણે કહ્યું છે કે હું તે કરાર વાળી મીલકતનો માલેક છુ તેથી તે ૩ જા પક્ષકાર વિરૂધ કબજો અને બાજી દાદ મેળવવાને માગ્યુ, એવું કહીને કે તેનંબર ૧ ના પ્રતિવાદિનો બેનામીદારછે.

આ ૩ જા શખ્શે પોતાની જબેની હકીકતમાં એવી તકરાર કરી કે તે દાવો જુદા જુદા પ્રકારનોછે પણ તે બાબત નિચેની કોરટોમાં નિરણય કરવામાં આવ્યો નથી.

બીજી અપીલમાં તે ૩ જા શખશે તકરાર કરી કે વિસેશ ન્યાયના આકટની કલમ ૨૨ મી માં જે કોરટને કુલ અખતીઆર આપવામાં આવ્યો છે તે વાપરવો નહી જોઇએ કારણકે પ્રતિવાદિ પોતાનો હક છતાં તરણ વરશ સુધી રહેલોછે અને વળી તકરાર કરી કે તે દાવો જુદા જુદા પ્રકારનોછે માટે તમામને પક્ષકાર કરવો જોઇતો નહી હતો.

ઠરાવવામાં આવ્યુ કે જોકે વાદિએ દાવોદાખલ કરવામાં વાર લગાડેલીછે; તે બાબતની હરકત લેવામાં આવી છે; તે અગતનોછે, માટે વીશેશ ન્યાયના આકટની કલમ ૨૨ પ્રમાણે ન્યાયની રૂઇનો કુલ અખતિઆરછે તેમાં તેનો કોરટોએ વીચાર કરવો જોઇએ. તોપણ તે બાબત નીચેની કોરટમાં હરકત લેવામાં આવી નથી અને આવી જાતના દાવાને જે સામાન્ય નીયમ લાગુ છે તે નિચેની કોરટોએ લક્ષમાં રાખ્યાં નથી એવું કોઇને અનુમાન કરવાને કામના કાગળોમાં કાંઇ છે નહી, માટે તે આ બીજી અપીલમાં હકીકતછે તે પ્રમાણે તે હરકત ચાલવી નહી જોઇએ.

વળી જશટીશ મીતરના અભીપ્રાય પ્રમાણે (જશટીસ પીગટ કુંવીરૂધ પડયા) ખોટી રીતે પક્ષકાર દાખલ કરવાની હરકત લેવાની કામ ચલાવ વાની રીતીના કાયદાની કલમ ૪૪ પ્રમાણે લેવામાં આવીછે તે વીસે ઠરાવવામાં આવ્યુ કે તે કાયદાની કલમ ૫૭૮ મી મુજબ અપીલ કોરટને નિચેની કોરટનુ હુકમનામુ ફેરાવવાને અટકાવ થાય છે, કારણ કે તે ભુલ (જો તે ભુલ કુલ હોયતો) થી તે કામના ઠરાવના ગુણદોશને હરકત થઇ શકતી નથી.

વળી હાકિમન વી૦ ગની અને લકમશીહરિકેરજી વી૦ કુંગુભા કાયમ બાઇના કામોમાં જે નીયમ ઠરાવેલો છે તે નીયમ જે કામમાં ૩ જો ૫

ક્ષકાર ફગાર કરવામાં નથી અને કરારના ૨ જા પક્ષકારોનુ જે હિત ૨દ બાતલ ઠરાવવાને માગેલુ તેથી ૩ જા હિતવાળોછે એમ વાદીની હ કીકત ઉપરથી જણાતુ હોય તોજ ફકત લાગુ થાય છે.

---

## ફોજદારી અપીલ

મી૦ જસટીસ ફીલ્ડ અને મી૦ જસટીસ નોરીસ સાહે

બોની રૂબરૂ.

મહારાણી કેશરેહીંદ વી૦ રામશાહીલાલ વીગરે—;

સાક્ષી, ફરીઆદી તરફ તેને રજુ કરવાની ફરજ,

પા,૧૦૭૦ { સેશનકોરટ ફરીઆદ તરફના પુરાવમાં અમુક સાક્ષીઓ ર જુ નહી કરવા બાબત પુરત કારણ તરીકે એવું બતાવ્યુ કે જે પોલીસ અમલદારના ચારજમાં ફરીઆદ તરફનું કામ હતુ;

તેની રૂબરૂ મરંજી વીરૂધ ક્રમીટીંગ માજીસ્ટ્રેટે તે સાક્ષીઓને તપાશેલા છે, તેમાં ઠરાવવામાં આવ્યુ કે સેશનકોરટમાં તે સાક્ષીઓ રજુ નહી કરવાને સબબ કારણ થતુ નથી.

ફરીઆદ તરફનુ કામ ચલાવવામાં તમામ શખસો જેમના જાણવા માં હકીકતછે એમ કહેવામાં હોય [અગર જાણવામાં હોય તેમને કોરટની રૂબરૂ રજુ કરી તપાસવા જોઈએ.

---

તા૦ ૨ સપટેમબર સન ૧૮૮૪

સર રીચર્ડ ગારથ નાઈટ ચીફ જસ્ટીસ, અને મી૦જસટીસબીવરલી

સાહેબોની રૂબરૂ

નાનીબીબી પોતાની અને પોતાના સગીર દીકરાઓની તરફથી (પ્ર તીવાદીઓ) વી૦ હરીજુલા(વાદી)

રજીસ્ટર—સને ૧૮૭૭ ના આક્ટ ૩ ની કલમ ૫૦—મરજીમાં આ વેલો રજીસ્ટર કરાવવું—પ્રથમ હક—રજીસ્ટર કરાવ્યા વીનાના ખતની રૂ ઈએ કબજો—નોટીસ—

પા.૧૦૭૩ | જો કે રજીસ્ટર થયા વીનાના વેચાણ ખતથી ખરીદદારે ક બજો લીધેલો છે, તોપણ તે પાછળના રજીસ્ટર થએલા ખ રીદદાર વીરૂધ પોતાનો હક પાકો કરવાને પુરત નથી, અને

તે તેના વીરૂધ ખબર બાબત નીશ્ચયકારક પુરાવ નથી. તોપણ ઘણુંખરા કાગળોમાં આવેલાં કબજો ખબર બાબત ઘણો મજબુત પુરાવ થાયછે.

---

તા૦ ૫ સપટેંબર સને ૧૮૮૪

સર રીચર્ડગાર્થનાઇટ ચીફજસ્ટીશ અને મી. બીવરલે સાહેબો

ની રૂબરૂ

બીસુવી દેબીઆ વીગરે (વાદીઓ) વી. બરોડા કાંતારાય ચોધરી વીગેરે (પ્રતીવાદીઓ)

બ્રિટિશ ન્યાયના આક્ટ સને ૧૮૭૭ ના ૧ લાની કલમ ૪૨—હક ઠરાવવો—શાંયનો કરાર જારી હોય તે દરમીઆનમાં જમીનના માલેક કરેલો દાવો.

પા૧૦૭૬ | નજીકના જમીનદારના દબાણ કરવાથી એકાદ જમીનદારના હક બાબત ધાસતી રહેતા હોય, અને પોતાંની જમીન ઉપરના હકની ઇનકારઆત કરવાથી તેના હકને નુકશાન થાય તેવું હોય તો તે અપકૃત કરનાર વીરૂધ પોતાનો હક ઠરાવવાને અને તેગની વીરૂધ કબજો લેવાને જમીનદાર દાવો કરી શકે છે.

---

## અસલ ફોજદારી હકુમત

તા૦ ૧૩ સપટેંબર સને ૧૮૮૪

માહારાણી—કેઇંસરીંદ વી૦ શીબચંદ્ર મીતર

ખોટી રીતે બતાવવું—સને ૧૮૬૫ ના ચારટરની ક૦૨૬—આરોપ—તેની ખોટી સમજુત—

પા૧૦૭૯ | કોરટમાં નજીક ઉભા રહેનારની અગર કામમાં નીમેલા કાનસલની જયુરીને તહોમત જડજ સ્પષ્ટ રીતે બતાવવામાં ખોટી સમજ થએલી હોય પણ જડજનું તે બતાવવું હરકોઇ વ્યાજબી રીતનુ માણસ સમજે તેવું હોય અને કામમાં જે સાબીત થએલું હોય અને પાછળથી જે જયુરીને કહેલુ હોય તે ઉપર લક્ષ રાખતાં) તોતે ખોટુ બતાવવું થયુ નથી.

# દીવાની અપીલ

તા૦ ૧ સપટેંબર સને ૧૮૮૪

સર રીચરડગાર્થ નાઈટ ચીફ જસટીશ અને મિ૦ જસટીશ ખીવરલી સાહેબોની રૂબરૂ

ગઉરીકુઅર (વાદી) વી૦ આબકુઅર વીગરે ((પ્રતીવાદીઓ)

એક વખત નીરણય થઈ ગએલો—ફુલબેંચે પાછળથી કાયદાની બાબતનો ઠરાવ ના પસંદ કરેલો તે એક વખત નીરણય થઈ ગએલોછે એમ તકરાર થઈ શકેછે.

પા.૧૦૮૭ | કાયદાની બાબત તરીકે હાયકોરટના બેંચે ઠરાવ્યુ કે અમુક વેચાણ ખતની રૂઈએ અમુક મીલકત આપવામાં આવી નથી પણ પાછળથી ફુલબેંચે તે કાયદાની બાબતનો ઠરાવ પસંદ કરેલોછે તેથી તે (જયારે તે મીલકતજ ફરીથી લેવા તેના તે વેચાણ દસતાવેજની રૂઈએ વાદી ફરીથી દાવો કરયો છે ત્યારે) ડીવીઝન બેંચનો ઠરાવ એક વખત નીરણય થઈ ગયોછે એમ થતો નથી કારણ કે તે ઠરાવ કાયદાના ભુલ ભરેલા વીચારથી થએલો હોય અગર કાયદાનો જે વીચાર ફુલબેંચે પાછળથી મંજુર રાખેલો નથી.

---

તા૦ ૮ અગસટ સને ૧૮૮૪

મી૦ જસટીસ પ્રીનસેપ અને મી૦ જસટીસ માકફરસન સાહેબો ની રૂબરૂ.

નીધિયાર ચંદરશાહા વીગરે (હુકમનામાવાળા) અપીલવાલા વી૦ ગોંબીંદચંદર સુહા (હુકમનામાનો દેણદાર) અપીલના પ્રતીવાદી..

હુકમનામુ—તેનાં ઠરાવો સમજાવવાને પુરાવ દાખલ કરવા લાયક નહી તે પુરાવ—બજાવણીનુ કામ—

પા,૧૦૯૨ | જયારે હુકમનામાનો ઠરાવ અનીશ્ચિત હોય તો, તે ઠરાવનો અરથ નકી કરવાને મુખ જુબાની અગર દસતાવેજી પુરાવ લઈને કંઈ તપાસ કરવાને તે બજાવનારી કોરટ મુખતાર નથી.

---

તા૦ ૧ સપ્ટેમ્બર સને ૧૮૮૬

મી૦ જસ્ટીશ બીવર અને મી૦ જસ્ટીશ પીગટ સાહેબોની
રૂબરૂ

અમરેન્દ્ર નારાયણસીંગ [પ્રતીવાદી] અપીલવાળો વી૦ મેકનજી વિગેરે (વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

હદ્દ, તેનો નિરણય કરવાની જરૂર નહિ અથવા કે રદથી—જારૂર બનાનો હદ્દ—દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સને ૧૮૮૨ ના આક્ટ ૧૪) ની કલમ ૧૦૪

પા૦ ૧૦૬૫ | એક જમીનદારે પોતાની પાસેથી ગાંધે રાખનાર ઉપર કબજો છોડાવવાને દાવો કરેલો તેમાં નિચે પ્રમાણેના ઇશ્યુ કાઢવામાં આવેલાં હતાં એટલે કે જે નોટીશ કાડવામાં આવી છે તે બરાબર કીંવા નહીં, અસલકોરટે તે દાવો કાઢી નાખ્યો. એવા અપીલ પરથી કે જે હકીકત કબુલ કરવામાં આવીછે તે પ્રમાણે તે નોટીશ બસ નથી, પણ એવુ ઠરાવવામાં આવ્યુ છે કે બીજા ઇશ્યુઓ કાડવામાં આવ્યાં છે અને ઠરાવવામાં આવ્યુ છે કે પ્રતીવાદીનો તે કબજો રાખવાનો હક નથી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે કબુલ થએલી હકીકત ઉપરથી નોટીશ બાબતના સવાલનો ઠરાવ તમામ કામનો નીકાલ કરવાને બસછે માટે આ દાવામાં બીજા ઇશ્યુ નીકાલ કરવાને કોરટે કરેલુ છે તે કોરટની ભુલ છે.

---

## ફોજદારી અપીલ

મી૦ જસ્ટિસ વીલસન અને મી૦ જસ્ટિસ મેકફરસન સાહેબો
ની રૂબરૂ

ચમીનબીબી (અપીલવાળે) વી૦ મહારાણી ક્વીનએંપ્રેસ (અપીલના પ્રતીવાદી)

જ્યારે તહોમતવાળો નાશી ગએલો હોય ત્યારે જુબાની—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા સને ૧૮૮૨ના આક્ટ ૧૦ની કલમ ૫૧૨—તહોમતવાળાની ગેરહાજરીમાં પુરાવ લેવો,

પા૦ ૧૦૬૭ | જ્યારે તહોમતવાળો નાશી ગએલો હોય અને તેની ગેરહાજરીમાં પુરાવ દાખલ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોય તો ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ

પાર મી પ્રમાણે તહોમતવાળો નાશી ગયાની બાબત કહેવી જોઈએ, તપા સી જોઈએ અને તે જુબાની દાખલ કરતા પહેલાં તે હકીકત સાબીત થવી જોઈએ.

તા૦ ૧૯ અગષ્ટ સને ૧૮૮૪

મી૦ જસ્ટિસ ફીલ્ડ અને મી૦ જસ્ટીસ નોરીસ સાહેબો
ની હજુર

અબીલાખસીંગ (અરજદાર) વી૦ ખુબલાલ (સામાવાળો)

ફરીઆદ ચલાવવાને મંજુર—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (શન ૧૮૮૨ ના આ૦ ૧૦) નીકલમ ૧૯૫ ની રકમ ૨ નો કરા વ क—મંજુરી પહેલાં નોટીશની કયારે જરૂર.

પા.૧૧૦૦ } જે કામમાં ગુનો બનેલો કહેવામાં હોય તે કામ પુરૂં થયા પછી જે શખશ વીરૂધ ફરીઆદ ચલાવવાને પરવાનગી મળવા અરજી કરવામાં આવે તેને તે અરજીની ખબર કરી તેને સાંભળવાનો લાગ આપેલો ના હોયતો પરવાનગી આપવી નહી જોઈએ.

---

## મુંબઈ રેપર્ટસ.

તા૦ ૧૩ શપટેમબર સને ૧૮૮૪

શર રીચરડ ગાર્થ નાઈટ ચીફ જસટીશ અને મી. જસટીશ મીતર, મી૦ જસટીસ પ્રીનસેપ, મી૦ જસટીશ ટોંટનહામ અનેમી૦ જસટીશ પીગટ સાહેબ
ની હજુર.

ગોપીકીશોર સરબારાય ગુજરેલાના કાયદેસર વારસ તેનો દીકરો ગોપીનાથ રાગારાય વીગેરે પ્રતીવાદિઓ) અપીલના પ્રતીવાદિઓ

હીંદુશાસ્ત્ર—હીંદુ વીધવાએ પોતાની મીલકત બીજાને આપવી—પાછળથી થનાર વારસની કબુલત—

પા.૧૧૦૨ | બંગાળામાં હીંદુશાસ્ત્ર ચાલુછે તે પ્રમાણે કંઈપણ કાયદેસર જરૂરીના કારણથી વીધવા મીલકત બીજાને આપે, અગર વેચાણ આપે, અને તેમાં તેની પાછળ તરત થનાર વારસની કબુલત હોયતો જે શખસ તેમાં પક્ષકાર ના હોય પણ વીધવાના મરણ પછી એવો વારસ હોય તે, તે મીલકત ઉપર પોતાનો હક બતાવતો બંધ થાય છે.

# દીવાની અપીલ

તા૦ ૧૨ જુલાઇ સન ૧૮૮૪

સર રીચરડ ગાર્થ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ પીનરસી સાહેબોની રૂબરૂ

મલીક અબદુલ ગફુર વીગેરે (વાદીઓ) વી૦ મલીકા વીગરે (પ્રતીવાદિઓ)

મુસલમાનિ શરેહ—જમિનદારી આપેલી તેનું અને મલીકના હકનું બક્ષીસ.

વહેંચણ કરયા વીનાની અને અવીભકત જમીનના બક્ષીશને મુસા લાગુ કરવામાં આવે છે તે પ્રમાણે.

કલમ ૧૧૧૨ — જે વખતે બક્ષીશ આપવામાં આવે તે બક્ષીસ આપનારના કબજામાં બક્ષીશવાળી મીલકત હોવી જોઇએ એવો મુસલમાની સરેહનો નીયમછે તે જમીન સબંધીમાં જમીન ઉપરનો પોતાનો કબજો આપવાનો હક બક્ષીશ આપે ત્યારે લાગુ થાયછે, અને પાછળથી ફક્ત વારસ થવાનો હકની બાબતમાં લાગુ થતો નથી.

આ દેશમાં હમેસા જે કબજો કહેવામાં આવે છે તે ખરે ખરો કબજોછે એમ નહી પણ ખાશ કબજોછે અને તેમાં ભાડા અને નફાનો સમાશ થાયછે.

જે જમીનદારીનો ભાગ સાથે આપવામાં પટેથી આપેલો હોય તે જમીનદારી બક્ષીશ આપવામાં આવે તો નાબુદ છે એવું ઠરાવવાને મુશલમાની સરેહમાં કાંઇ નથી, તેમ સરકારી કાગળીઆ ઉપરથી ભાડુ અને નફો લેવાનો હક છે તેથી "માલેકનો" હક જુદો પાડવાને કાંઇ નીયમ નથી અને આવા પ્રકારનુ બક્ષીસ કાયદેસર રીતે મુસલમાની સરેહ પ્રમાણે આપી શકાયછે.

મુસલમાની શરેહના નીયમોથી એમ ઠરાવવામાં આવેલુછે કે અવીભકત મીલકતમાંના હીસા બક્ષીસનુ નાબુદછે કારણ કે બક્ષીસ આપનાર તરફથી અડચણ થાય છે અને મીલકત બે શખશને તેમના પ્રથમ હીસા પાડી આપ્યા વીના બક્ષીશ આપવી તે બરોબર નથી કારણ કે બક્ષીસ લેનાર તરફથી અડચણ થાયછે તેજ મીલકત બક્ષીસ આપવામાં આવે અને તે વહેચણ કરવા લાયક હોય તેનેજ ફક્ત લાગુ થાયછે.

# अनुक्रमणिका.

## મદરાસ.

### અ



### આ

ધ



ન

## પ



## ફ



## બ



## ભ



## મ

### શ



### સ



### હ

# ઇંનડીઆન લા રીપોર્ટના કેસ લાનો સાર*

## મદરાસ*

### વાલ્યુમ ૮.

### દીવાની અપીલ

તા. ૨ ફેબરવારી સને ૧૮૮૩

મી૦ જસટીસ ઇન્સ અને મી૦ જસટીસ કીડર્શલીની રૂબરૂ

નારાયણચેટી (પ્રતીવાદી) અરજદાર વી૦ આજાફરડેચાંમ પીયન (વાદી) અપીલના પ્રતીવાદી

મુદતના આકટના પરીશીષ્ટ ૨ આરટીકલ ૮૪ શોલીશીટર અને અશી લ—દાવાનો અંત—હુકમનામુ—ખરચ નકી કરવું.

પાનું ૧૪ | હુકમનામાની તારીખ પછી એક પક્ષકારના સોલીશીટરને નોટીસ મળી કે શામા પક્ષકારનું ખર્ચ અમુક તારીખે ન | કી કરવામાં આવશે અને તેઓએ પોતાના અસીલને ખબર આપતાં અસીલ તરફથી એવુ કહેવામાં આવ્યુ કે તે ખરચ નકી કરતી વ ખતે તેમણે હાજર થવું નહીં.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જયાંહાં સુધી ખરચ નકી કરી હુકમનામા માં દાખલ કરવામાં આવેલુ નાહોય ત્યાં સુધી સને ૧૮૭૭ ના મુદતના આકટના ૨ જા પ્રશીષ્ટનો આરટિકલ ૮૪ મો પ્રમાણે દાવો પુરો થતો નથી.

---

### દીવાની અપીલ ફુલબેંચ.

તા. ૫ મે સને ૧૮૮૩

સર ચાર્લસ એ. ટરનર નાઈટ ચીફજસ્ટીસ મી૦ જસ્ટીસ ઈન્સ. મી૦ જસ્ટીસ કીડર્શલી અને મી. જસ્ટીસમતુસાંમીઆયર

ફરાનજોલી ઈલાથ બીજુનામ બુકરી (દસમા પ્રતીવાદી) અપીલવાળો.

અને

ફ્રાનજોરી મલાથ ક્રીશનાન નામબુદરી (વાદી) અપીલના પ્રતીવાદી મલબારમાં. નામ બુદ્રી બ્રામણો—રીવાજ—માંબેતા—બેનના દીકરાનુ દત વીધાન—વરતણુંકથી પ્રતીબંધ.

બાનુ ૩ | ઉતર મલબારના સબોરડીનેટ જડજની તરફ હાયકોરટના ફુલબેંચે એવો મુદ્દો તપાસ કરવા મોકલેલો કે મલબારના રીવાજ પ્રમાણે નામબુદ્રી બ્રામણોમાં બેહેન ના દીકરાનુ દત વીધાન બળવાન છે કીંવા નહી તેથી બેઉ પક્ષકારોના અગીઆર સાક્ષીઓ જેઓ તમામ ઉતર અને દક્ષણ મલબારના પ્રખ્યાત નામબુદ્રીઓ છે એમ બતાવવામાં આવેલું છે તેમને તેઓ તપાસ્યા આ સક્ષીઓમાંથી એક સાક્ષી જે પોતાનાજ રીરૂપ માનતો હતો, તેના શીવાય તમામ સાક્ષીઓએ કબુલ કરયુંછે કે દીકરીના અગર બેહેનના દીકરાનું દતવીધાન મલબારના રીવાજ પ્રમાણે કબુલ કરવામાં આવે છે. અને તેઓએ પોતાના અભીપ્રાયની પુષ્ઠીમાં પોતાના જાણવામાં આવાં દતવીધાન હતાં તેના દાખલા આપી તેમનાં નામ આપ્યાઅને કહયુ કે તે રીવાજ પ્રમાણે તેમને દત લેવામાં આવેલા કહેવામાં આવલા છે, અને તે હકમાં તેમના કબજામાં મીલકત છે.

ડીવીઝનબેંચે ફુલબેંચને એવો સવાલ પુછયો કે જે રીવાજ કહેવામાં આવેલો છે તે સદરહુ પુરાવાથી યુકત રીતે સાબેત થાયછે કીંવા નહી.

ફુલબેંચે ઠરાવ્યુ કે મલબારના રીવાજ પ્રમાણે નામબુદ્રી બ્રામણોમાં બેહેનના દીકરાનું દત વીધાન કબુલ કરવામાં આવે છે, એમ સાબેત કરવાને બસ પુરાવ છે.

જ્યારે કાયદા પ્રમાણે તે દતાવીધાન બળવાન છે એમ એકાદો સખસ સંપુરણ રીતે માનતો હોય અને પછી તે સખસ દતાવીધાન કરેતો તેને વર્તણુંથી થતો પ્રતીબંધનો જે નીયમ છે તે લાગુ થતો નથી કારણ કે તેથી અને પાછળની દત લેનારની વરતણુકથી જે સખસ દત લેવામાં આવેલો હોય તે સખસ પોતાના મુળ કુટંબના વારસામાંથી હીસ્સો લેવો છોડી દેવાને એવી રીતે લલચાએલો છે કે જેથી દત લેનારની તરફથી જે સખસ દાવો રાખતો હોય તે સખસ તે દતાવીધાન ઉપર દોશ મુકવાને અટકાવાય.

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ

માહારાણી વી આરાઈ

પીનલકોડ કલમ ૨૧, ૩૫૩—સરકારી નોકર કોરટ, ઓફ વાર્ડસનો શીપાઇ તેવો નથી.

પાનું ૧૭ | કોરટ ઓફ વાર્ડસના હવાલામાં મીલકત હતી, તે મીલકતના વહીવટદારે એક શીપાઇ નોકર રાખેલો તે હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૨૧ ના અરથ પ્રમાણે સરકારી નોકર નથી.

---

## ફોજદારી અપીલ

સર ચારલસ ટરનર નાઇટ ચીફ જસટીશની, રૂબરૂ

માઇીમતુ વીગરે.

હીંદુસ્થાનાના ફોજદારી કાયદાની કલમ ૨૧ મી—સરકારી નોકર—સરકારે રાખેલા મજુર

પાનું ૧૮ | સરકારે ગાડીવાન રાખેલો હોય તે હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૨૧ પ્રમાણે સરકારી નોકર નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૬, ૨૪ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કોંડસેલી અને મી૦ જસ્ટીસ હમીન્સની રૂબરૂ.

તીરુવે નગાડા આયન ડાર (પ્રતીવાદી) અપીલવાળો અને રંગાસામી નાયક (વાદી) અપીલનો પ્રતીવાદી.

પાનુ ૧૯ | એક સગીરના વાલીએ સગીર તરફથી ह ના લાભમા ह ને ગીરો ખત લખી આપ્યું તેમાં એવો મજકુર લખવામાં આવેલોકે શગીરની મીલકતની જવાબદારીનું કરજ તથા કેટલાકોની સાથે क નુ કરજ વાળવાની જામીની તરીકે તે ગીરો ખત લખી આપવામાં આવેલુ છે ह આ કરજ આપવાને ચુકયો, તેથી क એ હુકમનામુ મેળવ્યું અને તે સગીરના વાલીએ પતાવ્યું.

તે સગીર તરફથી ह ઉપર क ના હુકમનામાની જે રકમ આપવા

માં આવેલી તે લેવા દાવો કરવામાં આવ્યો. ક એતકરાર કરી કે સગીર પા કા વયનો થઇને તે કરજ મંજુર રાખે નહીં, તે બાબત નાણાં આપ તાં અવલ ક પાસેથી અગર સગીરના વાલી પાસેથી મને જવાબદારી આપવામાં આવે એવી ખાતરી કરવાને, મહેતો કરારછે.

જીલા કોરટે આ તકરાર બાબતનો પુરાવ રદ કરયો. એવા કારણથી કે સને ૧૮૭૨ ના હીંદુસ્તાનના પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે તે પુ રાવમાં દાખલ કરવા લાયક નથી.

તેમા ઠરાવવામાં આવ્યુ કે આ પુરાવ દાખલ કરવા લાયક નથી,

---

## દિવાની અપીલ

તા૦ ૨૫ જાનેવારી અને તા૦ ૨ અપરેલ સને ૧૮૮૩

સર ચારલસ, એ. ટરનર, નાઇટ ચીફ જશટીસ, અને મી૦ જશટીશ મનુસામીઆયર

ચાટી આલામાના (વાદી) અપીલવાળો અને પાંડરાંગી સુબામા (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

હીંદુશાસ્ત્ર—જવાબદારી—ઠરાવ—

પાનું ૨૩ | સને ૧૮૪૫ માં એક હીંદુએ સનંદ લખી આપી તેના ઉ પર સાહેદીઓ કરાવી, અને તેથી તેણે પોતાની બહેનને અ ને તેણીના મરણ પછી તેણીની દીકરીને દર વરસે રૂ૧૦ પોતાની માની માની મીલકતનો વારસો મળેલો, તેની ઊપજમાંથી આપવાને કબુલ કરેલું તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે મીલકતના નફા ઊપર જે જવાબદારી ઊતપન કરેલી છે તેથી તે ઊતપન કરનારની વીધવા પાસે તે મીલકત આવે તો પણ તે મીલકત તે બાબત બંધનમાંછે.

---

## દીવાની અપીલ ફુલબેંચ

તા૦ ૨૨ ફેબરવારી અને તા૦ ૧૩ અપરેલ સને ૧૮૮૩

પટા થીલ ચાથુ નાયર (વાદી) અપીલવાળા વી૦ પટાથીલ આકુ વી ગેરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

મુદતના આકટની કલમ ૨૮—કબજાનો હક—ગીરો—પંદર વરસસુધી સહમાલીક ગીરોથી છોડાવવાનો હતો, તેને સાંથ મલેલી.

પાનું ૨૬ | એક ગીરો મુકનારના મરણ પછી મલબાર તારવાડની જુદી થએલી બે શાખાઓની ગીરાથી છોડાવવાની મીલકત થઇ, તેમ છતાં ગીરો રાખનારે સાંથ અને નફો પંદર વરસ સુધી સદરહુ શાખામાંથી એક શાખા તરફથી क ને આપવામાં આવેલો, અને તેણે તે સ્વતંત્ર રીતે તે ભોગવેલો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે ગીરોવાળી મીલકત ઉપર क એ હક મેળવેલોછે, એમ થતુ નથી.

---

## દીવાની અપીલ

તા. ૩૦ મારચ અને તા૦ ૪ અપરેલ સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર–નાઇટ ચીફ જસટીસ, અને મી૦ જસટીસ ઇન્સની રુબરૂ

ગમાલાપુદી કાળીદાસ (અરજદાર) અપીલવાળા અને આટાલુરી સુબામા (અપીલના પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી

મા બાપ અને છોકરૂ–છોકરાંનો કબજો—અનીતી.

પાનુ ૨૯ | એક હીંદુ સોનીએ ઓરત રાખી, અને તેથી તેને છોકરાં થયાં પછી તે પરણ્યો. પછી અઊરસ ફરજંદ થયુ, પણ તે રાખેલી ઓરતને ઘરમાં રાખી રહેલો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનાં અઊરસ છોકરાં તેના કબજામાં સદરહુ હકીકતથી રાખવાં નહી એમ વાજબી રાહે કોરટ ઠરાવી શકતાનથી.

---

## દીવાની અપીલ

તા૦ ૫ મે સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર—નાઇટ ચીફજસટીસ, મી૦ જસટીસ ઇન્સ, મી૦ જસટીસ કીંડરસલી અને મી૦ જસટીસ મતુસામીઆયરની રુબરૂ

રાજા ગોપાળાચાર્ય (વાદી) અપીલ

અને

સુબારાયા મુદાલી (પહેલા પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી

સાંથ લેવાના આક્ટ કલમ ૩૮—સાંથે રાખનારના હીતનું વેચાણ—પ્રથમનો બોજો—ખરીદદારનો હક—

પાનું ૩૧ } શાંથ વશુલ કરવાના આક્ટ (મદરાસનો સને ૧૮૬૫ના આક્ટ ૮) ની કલમ ૩૮ ના ઠરાવ પ્રમાણે સાથ વશુલ નહી આપવાના કારણથી સાંથે રાખનારને સાંથે રાખેલી જમીન ઉપરનો હક સબંધ જમીનના માલેક વસ્યો, તેથી તે ઉપરની જવાબદારીઓ બંધ થતી નથી.

મુની શામી વી૦ દશરાનામુગ્ગો (ઇં. લા. રી. ૫ મદરાસ ૩૭૧) ના કામનો ઠરાવ રદ કરવામા આવ્યો.

## ફોજદારી અપિલ

તા૦ ૭ મે સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જશટીશ

ગોવીંદાપા નાયક આનંદાની

પિનલકોડની કલમ ૪૯૯—આબરૂને હરકત—હકવાળો પ્રસંગ

પાનુ ૩૬ } ફરીઆદીના સગાઓએ એકઠી કરેલા પંચાઅતે બોલાવેલા સબબે જ્યારે ફરીઆદીની બાબતમાં તેની આબરૂને નુકશાન થાય તેવું શા કારણથી કહ્યું તેનો ખુલાસો આપેલો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ ખુલાસામાં જે કહેલુ ત હકવાળુ છે, સબબ તે કહેલા બાબત ગુનહો સાબેત ઠરાવવો તે કાયદેસર નથી.

---

## દિવાનિ અપિલ

તા૦ ૧૨ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જશટીશ મનુશામીઆયર અને મી૦ જશટીશ હમીન્ડ

અરણા ચાલા ચેટી (વાદી) અપિલવાળા

અને

મુનીસામી મુદાલી વીગરે (પ્રતીવાદીઓ) અપિલના પ્રતીવાદીઓ

હીંદુશાસ્ત્ર—બાપના કરજ બાબત દીકરાની જવાબદારી—પુરાવ નો બોજો.

પા૦ ૨૯ | એક જમિનના શાન ખતની રૂઇએ અવીભક્ત કુટુંબના બાપ ઊપર હુકમનામુ મેળવવામાં આવેલુ, તેની બજાવણીમાં તે સાંનવાળી તથા કુટુંબની બીજી જમિન જપત કરાવવામાં આવી તેમાં દીકરાઓની હરકત ઉપરથી તેમના હિસા જેટલી જમીન ઉપર થી તે જપતી ઉઠાવવામાં આવી. તેથી હુકમનામા વાળાએ બાપના દેવા બદલ તે દીકરાઓના હીસા વેચાવવા લાયક છે, એવું ઠરાવવાને દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જે હુકમનામા વાળાએ જે કરજ બાબત કુટુંબી મીલકત જપત કરાવીછે તે કરજ તે કુટુંબના ફાયદા સારૂ કાડવામાં આવેલુ હતુ એમ તે હુકમનામાવાળો શાબેત કરી સકયો નથી, સબબ આ દાવો કાઢી નાખવો જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૩૧ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કરનાન અને મી૦ જસ્ટીસ બ્રાંડ્રીની રૂબરૂ.

શ્રીરાજા વેંકટરાંમાયા આપારાઊ બાહાદુર (વાદી) અરજદારો

અને

અનુમ્રોલા રંગાયા નાયુડ (પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૦૩, ૧૫૮—પ્રતીવાદીને માટે મુલતવી—વાદીએ કરેલી કસુર—દાવો કાહાડી નાંખવો—પાછો દાવો કરવાને અરજી.

પાનુ ૪૧ } પ્રતીવાદીની અરજી ઉપરથી જયારે દાવો બંધ રાખવ માં આવ્યો હોય, અને જે દીવસ સુધી તે કાંમ બંધ રાખવા માં આવ્યુ હોય તે દીવસે વાદી ગેરહાજર હોય અને સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૫૮ મી પ્રમાણે હુકમ કરી કસુરના કારણથી દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય તો. તેમાં ઠરાવવામા આવ્યું કે કલમ ૧૫૮ મી તે હકીકતને લાગુ કરવા લાયક નથી, અને વાદીને કલમ ૧૦૩ મી પ્રમાણે તે દાવો કાહાડી નાંખવાનો હુકમ રદ કરાવવાનો હક છે.

## દિવાની અપીલ

તા૦ ૮ ઓગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કીંડર્સલી અને મી૦ જસ્ટીસ હચીન્સની રૂબરૂ

ગોદાવરીના કલેકટર (પહેલા પ્રતિવાદી) અપીલવાળા વી. મુત્તીક કારી મનાના (વાદી) અપીલના પ્રતીવાદી.

દરીઆના જકાતના આકટની કલમ ૮—૧૯૧—કસ્ટમ કલેકટરની ફરજ અને જવાબદારી—કસ્ટમસના સુપ્રીનટેનડેંટની કસુર—

પાનુ ૪૨ જે સી બંદરમાં દરીઆના જકાતના સુપ્રીનટેનડેનટની તે દરીઆના જકાતની વખાર કે જેનુ છાપરૂં પાણી ગળે તવુ હતુ તેથી તે માલ ભરવાને બીલકુલ નાલાયક હતી તે વખારમા અગાડીને રાખવામાં કસુર થવાથી તે માલને નુકશાન પહોંચ્યું તેથી જીલાના કલેકટર કે જેમની સને ૧૮૭૮ ના દરીઆઈ જકાતના આકટની કલમ ૮ મી પ્રમાણે કસ્ટમ કલેકટર જે કામ કરવાનું તે તમામ કામ તેમને કરવાનુ હતુ. તેથી તે જીલાના કલેકટર ઊપર તે માલના માલેકે નુકશાની બાબત દાવો કરયો.

તે વખાર બાંધકામના ખાતા તરફથી એક વરસની અંદરની મુદતમાં દુરસ્ત કરવામાં આવી હતી, તેમ છતાં તે વખારની હાલતની તે કલેકટરને માહેતી હતી, એવું સાબીત થએલુ નથી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૭૮ ના દરીઆઈ જકાતના આકટની કલમ ૯૧ મીના અરથ પ્રમાણે કલેકટરની કસુર અગર તેમણે જાણી બુજીને ઘાત કરવાથી તે નુકશાન થએલુ નહી સબબ દરીયાઈ જકાતના સુપ્રીનટેંડેંટની કસુરથી તે કલેકટર જવાબદાર નથી.

---

## દિવાની અપિલ

તા૦ ૮, ૧૧ ઓગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ કીંડરસલી અને મી૦ જસ્ટીશ હચીનસ સાહેબોની રૂબરૂ.

મતુ કારૂપાન ચેટી (વાદિ) અપિલવાળા અને

મતુરામલીંગા ચેટી (પહેલો પ્રતવાદિ) અપિલનો પ્રતીવાદિ

દિવાની કામ ચલાવવાની રીતિના કાયદાની કલમ ૨૮૫ મી-સ્થાવર મલકત-જપરી કારટે કરેલી જપતિ- નિચેના દરજાની કોરટનુ લીલામ-ખરીદારનો હક.

પાનુ ૪૭ } સને ૧૮૮૨ના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની ક લમ ૨૮૫ મોના ઠરાવો સ્થાવર મિલકતને લાગુ થાયછે.

હુકમનામાની બજાવણીમાં સબોરડીનેટ જડજની કોરટથી હુકમનામાના દેણદારનુ એક ઘર જપત થએલુ હતુ. તે દરમીઆનમાં તેજ દેણદારઉપરના બીજા એક હુકમનામાની બજાવણીમાં તેનુ તે ઘર મુનશીફની કોરટથી વેચાવવામાં આવ્યુ. અને તેનું તે ઘર પાછુ સબારડીનેટ જડજની કોરટ થી વેચાવવામાં આવ્યુ,

ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીતિના કાયદાની કલમ ૨૮૫ મોના ઠરાવ પ્રમાણે પરગણાના મુનશીફે કરેલુ વેચાણ બાતલ નથી.

---

## ફોજદારિ અપિલ

તા૦ ૧૨ ડીસેંબર સને ૧૮૮૧ અને તા૦ ૨૬ મે સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જશટીસ અને મી૦ જશટીસ મુતુસામીઆયર શાહેબોની રૂબરૂ

નારાયણ તારાગંત વીગરેની અરજીના કામમાં

સને ૧૮૭૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૩૨—જાહેરાત મેહેલો—દહન કરવું.

પાનુ૪૯મુ } એક સેહેરના હિંદુ અને મુસલમાન રેહેવાસીઓની વચમાં હીંદુઓનાં મુડદાં બાળવાની જગોએ જાહેરાત મહેલામાં થઇ લેઇ જવાની બાબતમાં તકરાર થઇ તેથી માજીસ્ત્રેટે સને૧૮૭૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૩૨ મી પરમાણે એવી મતલબનો હુકમ કરયો કે હીંદુઓએ નજીકમાં નજીકને રસતે થઇ તે મુડદાં લેઇ જવાં અને જે મોહલાઓમાં થઇ તે લેઇ જવા વીશે મુસલમાંનો હરકત લે છે તે મોહેલામાં થઇ તે લઇ જવાં નહી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે માજીસ્ત્રેટનો હુકમ કાયદેસર નથી.

# દિવાનિ અપિલ.

તા૦ ૧૪ ફેબરવારી અને તા૦ ૧૩ એપ્રીલ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ન્યાંનાશ અને મી૦ જસ્ટીસ મનુભાઈ આપરની રૂબરૂ,

આર્થર રીચર્ડ હિંદે વીગેરે (સને ૧૮૭૯ ના સ્પેશીઅલ અપીલ નંબર ૧૪૩ના અપીલવાળા) અરજદારો.

અને

પનાનાથ પ્રાણન વીગેરે (સને ૧૮૭૯ ના સ્પેશીએલ અપીલ નંબર ૧૪૨ માં અપીલના પ્રતીવાદી)સામા વાળા.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૫, ૫૬૬, ૫૬૭ ૫૮૭—અપીલના હુકમનામાં ઉપર અપીલ—હકીકતના છડવુ અપીલ કોરટમાં મોકલેના—ઠરાવ—ઠરાવનું આખરપણું.

પાનું ૫૨ | પ્રથમના મુનસીફની કોરટનુ હુકમનામું જીલા કોરટે અપીલમાં ફેરવી આરંભમાં કાયદાના તકરાર પરથી દાવો કાઢી નાખ્યા છે તેથી હાય કોરટે જીલા કોરટના હુકમ ઉપરના અપીલમાં તે હુકમનામુ ફેરવ્યુ અને મુનશીફ કોરટે જે હકીકતના મુદાઓ ના મુનશીફે કાહાડીને તપાસેલા તે છડવુ તપાસીને જીલા કોરટે પોતાનો અભીપરાય મોકલવો એવું ફરમાવ્યુ. પણ જીલા કોરટે તે ઠરાવ કરયો નહી આ ફરેવુ ઉપરનો ઠરાવ હાય કોરટમાં અભીપરાય શારૂ પાછો મોકલતાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૭ મી પરમાણે ઠરાવ બાબતની હરકતોની યાદ દાશત આપવામાં આવી.

ઠરાવવામાં આવ્યું કે કલમ ૫૮૭ મીમાં "જેટલુ બને તેટલુ" શબ્દો (જેથી બાબ ૪૧ મો અપીલ કોરટના હુકમનામા ઉપરની અપીલોને લાગુ કરવામાં આવ્યો છે) છે. તેનો અરથ "જે નીયમોના આધારથી અપીલો દાખલ કરવામાં આવે અને તેનો નીરણય કરવામાં આવે તે નીયમોને જેટલુ અનુસરતુ હોય તેટલુ એમ માંનવો જોઇએ, એવો થાય છે, સબબ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૭ મુજબ જીલા કોરટના ઠરાવ વીરૂધ કાંઇ હરકત લેઇ શકાવી નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૩ ફેબરૂવારી સને ૧૮૮૩

શર ચાર્લસ એ. ટરનર નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મ ત્તુશાંમીઆયરની રૂબરૂ

માદાભુશી શેશાચારલુ (વાદી) અરજદાર

અને

શીનગારા સેસાયા (બિજો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

મુદતના આકટની કલમ ૨૦—મુદલ પેટે—સેરો—આપનારના હરફ-નીશાન કરનાર.

પાનુ ૫૫ સને ૧૮૭૧ ના મુદતના આક્ટની કલમ ૨૦ મીંની શરત મુદલ પેટે વસુલ આપવામાં આવે તો તે આપ્યાની વાત ત આપનાર ના હાથ દસતકથી હોવી જોઈએ તે શરત જોતે આપનર તે મ તલબનો સેરો તેના હાથથી લખેલો ના હોય પણ તેણે તે નીચે પોતાના હરફથી સહી કરી હોય અગર તે પોતાની નીશાન કરે તો બસછે,

---

## દીવાની અપીલ.

તા૦ ૨૯ મારચ તા૦ ૧૩ અપ્રીલ અને તા૦ ૧ મે સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ ઇન્સ અને મી. જસ્ટીસ મતુશાંમીઆયરની રૂબરૂ

જમનાબાઈ અમાલ વીગરે (શને ૧૮૮૧ ના સ્પેશીઅલ અપીલ નંબર ૪૪૮ માં અપીલના પ્રતીવાદી) અરજદારો—

અને

શ્રીમન શડાગોપા શ્રીશાડાગોપા એદીનતારા માહાદેશીકા સ્વામીઆર (સદરહુ અપીલમાં અપીલવાળો) અપીલનો પ્રતીવાદી.

હકુમત—સુપરીમ કોરટ—સને ૧૮૬૨ ના લેટર્સપેટંટની કલમ ૩૭—ચીગલપીંટમાં જમિન વેચવાનો અખ્તીઆર.

પાનુ ૫૬ ફેંસલાનો ફરી તપાસ કરતાં. કોરટ (જસ્ટીસ ઇન્સ અને જષ્ટીસ મતુસાંમીઆયર) કોરટે ઈંડીયન લા રીપોર્ટ ૫ મદ્રાસ ૫૪ મા જે ઠરાવ રીપોર્ટ કરવામાં આવેલો છે તેમાં જે આવું ઠરાવવામાં આવ્યું છે કે સને ૧૮૬૫ પહેલાં મદ્રાશના હીંદુ રેહેવાશી

ની વચમાં ચીંગનપટ જીલ્લાની અંદરની સ્થાવર મીલકત વેચાતી વહેંચવું કરવાનો હાય કોરટને અખતીઆર નહીં હતો તે ફેરવવામાં આવ્યો.

---

## દીવાની અપીલ

તા૦ ૧૧ એપ્રીલ સને ૧૮૮૩

સર ચારલસ એ, ટરનર નાઇટ ચીફજસ્ટીસ અને મી. જસ્ટીસ કર નાનની રૂબરૂ.

હરીકારાંમાવર (વાદી) અપીલવાળા

અને

શ્રીનીવાશ્ર શીંદુ તીરત સાગી વીગેરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

એક વખત નીરણ્ય થઇ ગએલો—રેવન્યુકોરટનું હુકમનામુ.

ખાતું ૬૧ } અમુક વરસને માટે અમુક દરથી પટો કબુલ કરવાનો અમલ કરવાને રેવન્યુ કોરટમા જમીનદારે સાંથે રાખનાર ઉપર દાવો કરયો. તેમા સાંથે રાખનારે તકરાર કરી કે ખાસ કરારની રૂઇએ કાયદા ભરેલા દરથી તે જમીન કબજે રાખવાનો માહારો હક છે, પરંતુ તે તકરારમા તે નીશફળ થયો. તેથી જમીનદારના લાભમાં હુકમનામુ કરયું.

તેથી તે સાંથે રાખનારે રેવન્યુ કોરટમાં બતાવેના ખાસ કરારની રૂઇએ બીજા વરસમાં તે જમીન સરખા દરથી કબજે રાખવાનો માહારો હક છે તેથી જમીનદારને પટો કરી આપવાની ફરજ પાડવાનો મારો હકછે એવું ઠરાવવાને દીવાંની કોરટમાં દાવો કરયો

તેમા ઠરાવવામાં આવ્યુ કે રેવન્યુ કોરટનો ઠરાવ તે કાંઇ દાવાને હરકત કરતા નથી.

---

## ફોજદારિ અપિલ

તા૦ ૨ મેએ સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કીંડર્સલી સાહેબોની રૂબરૂ

સને ૧૮૭૮ ના મદ્રાશના સેહેરના મુનશીપાલ આકટની કલમ ૧૧૫, ૧૨૦, ૧૨૩—પડતર જમીન—કર—

પાનું ૬૩ | સને ૧૮૭૮ના મદ્રાસસેહેરના મુનશીપલ આકટની કલમ ૧૨૩ મોમાં ઘર, ઇમારત અગર જમીનની તે આકટના કારણસર જકાત માટે વારશીક કીમત ઠરાવવામાં આવી છે, તેનો પ્રશીડંટને જે કલમ ૧૨૦ ગોથી જે ઇમારતના કામમાં જે જમીન ના હોય અગર જેમાં દેશી ઝુંપડાઓ ના હોય તેની વારશીક ઠરાવેલી રકમ (જમીન દીઠ રૂ ૪ કરતાં વધારે નહીં)વસુલ કરવા સારૂ તેને બદલે જે ઇલાજ કરવાનું ઠરવેલુ છે તે સાથે સબંધ નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૭ મે સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જશ્ટીસ મતુસામી આયરના રૂબરૂ

માંગલોરના મ્યુનશીપલ કમીશનર વી૦ જે. એ. ડેવીસ.

સેહેર સુધારાના આકટ શને ૧૮૭૧ (મદ્રાસ) નાની કલમ ૨૭—૬૧ અને ૬૨—

પાનુ ૬૫ | સને ૧૮૭૧ ના સેહેર સુધારાના આકટની ૬૧ મી પ્રમાણે કર આપનારાઓની યાદી તપાસી તઇઆર કરી ધંધા ઉપરના કરના જે સખસો જવાબદાર હોય તેમના ઉપર તે કરના આકારની નોટીસો કાહાડવાને અખત્યાર આપવામાં આવેલોછે તે ઠરાવ પ્રમાણે જોકે તેની કલમ ૨૭ મી પ્રમાણે પ્રશીડેંટ અગર તેમની ગેર હાજરીમાં વાઇસ પ્રશીડેંટ તે કમીશનરોને આપેલો અખત્યાર વાપરી શકે તેવી કાંઇ પણ અવશ્યની જરૂરી હોવા શીવાય એક મુનશીપાલીટીના વાઇસ પ્રશીડેંટે ક ઉપર તે આકારની નોટીસ કાહાડી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે ક એ કર આપ્યા વીના પોતાનો ધંધો ચલાવ્યો તે બાબત તે આકટની કલમ ૬૨ મી પ્રમાણે તેના ઉપર આરોપ હોય તેમાં તે આકાર બાબતની નોટીસ જોઇએ તેવી નહી હતી એ કાંઇ જવાબ નથી.

## ફોજદારી અપીલ

તા૦ ૨૫ એપ્રીલ સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ સાહેબોની રૂબરૂ

માહારાણી વી૦ બાપુજી કાંનગાંની

હથીઆર સબંધી આકટની કલમ ૪—હથીઆરો—હથીઆરના ભાગો—કાંમમાં આવે તેવી બંધુક—

પાનું ૭૦ સને ૧૮૭૮ હથીઆર આકટની કલમ ૪ થી "હથીઆરો" ની જે વાખ્યા બતાવેલી છે, તે કામમા આવે તેવી બંધુકનો સમાસ થય છે, માટે પગાના સીવાય તેવી ચીજ કબજામાં રાખવી તે સદરહુ આકટની કલમ ૧૯ મી પ્રમાણે શીક્ષા થવા લાયકછે.

---

## ફોજદારી આપીલ.

તા૦ ૭ જુન સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસટીશ સાહેબોની રૂબરૂ

મહારાણી વી૦ ગુલામ હુસેન સાહેબ

સ્ટાંપ આકટની કલમ ૬૧—પરોમેશનરીનોટ, જોઈએ તેટલો સ્ટાંપ નહી—કબુલ કરવું.

પાનુ ૭૧ સને ૧૮૭૯ ના હીંદુસતાનના સ્ટાંપ આકટની કલમ ૬૧ મીમાં 'કબુલ કરવુ' શબ્દછે તેનો અરથ 'લેવુ' થતુ નથી પણ ગુન્હે કબુલ કરનાર તરીકે લખી આપે તેવા થાયછે.

જે પરોમેશનરી નોટ ઉપર જોઇએ તેટલો સ્ટાંપ નાહોય તેમ છતાં તે લઇ દાવામાં મુકવામાં આવે તેથી હીંદુસતાનના સને ૧૮૭૯ના સ્ટાંપ આકટની કલમ ૬૧ મી પ્રમાણે ગુનોહ થતો નથી.

---

## ફોજદારી અપિલ

તા૦ ૧૨ જુન સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જશટીશ

અને મી૦ જશટીશ મતુશામી આયર ની, રૂબરૂ

નેગાપટમના મુનસીપલ કમીશનરો વી૦ સદાપાપીલાઇ

શને ૧૮૭૧ ના શેહેર સુધારાના આકટ (મદરાશ) ની કલમ ૬૨— શખશ—મજીયારો ધંધો—કર

પાનુ ૭૪ } શને ૧૮૭૧ ના મદરાશ શહેર સુધારાના આકટની કલમ ૬૨ મીમાં "શખશ" શબ્દછે તેમાં હરકાઇ કંપની, આસોશી એશન અગર કેટલાક શખશો ભંડોળમાં હોય કીંવા નહી તેનો શમાશ જ્યાં વીરૂધ હરકત આવતી ના હોય ત્યાં થાયછે. એવો તે શબ્દનો અરથછે.

માટે બે અવીભકત હીંદુ ભાઇઓ એક દુકાનમાં મજીઆરો ધંધો ચલાવતા હતા, તેમા એક ભાઇએ કર આપેલો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે બીજા ભાઇને તે કર આપવાનો નથી.

## દીવાની અપીલ

તા૦ ૧૦ જુલાઇ તથા ૨ અગસટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કીંડર્સલી અને મી૦ જસ્ટીસ હમીન્સની રૂબરૂ.

ધલાપાનાયક—(વાદી) અપીલવાળા વી૦ આનામાલાઇ ગઉંડાન વીગેરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

મુદતના આકટની કલમ ૨૦ મી—મુદલ પેટે વસુલ આપવું—શેરો— આપનારના હાથ દશકત—નીશાન.

પા૦ ૭૬ | સને ૧૮૭૭ ના હીંદુસતાનના મુદતના કાયદાની કલમ ૨૦ મીમાં જે વીસેશ ઠરાવ છે તેમાં મુદલ પેટે વસુલ આપનારના હાથ દશકતનું લખેલુ તે વસુલ જોઇએ એવો ઠરાવ છે, પણુ તે આપનારના હાથ દશકતનું લખેલુ નહોય અને બીજા શખસનુ લખેલુ હોય પણુ તે નીચે તે આપનારનું નીશાન હોય તો, તે વીશેશ ઠરાવ પ્રમાણે ત્યારથી નવી મુદત મળવાને બસછે,

## દીવાની અપીલ.

તા૦ ૨૦ જુલાઇ સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જશટીશ અને મી૦ જ ટીસ મતુશામીઆયરની રૂબરૂ.

સભાનાથા દીખશતર (અપીલનો પ્રતીવાદી) અપીલવાળો

અને

સુખા લક્ષ્મી અમાન (અરજદાર) અપીલના પ્રતીવાદી

હુકમનામુ—બજાવણી—મુદત—પેશકી પોશાકી—વારશીક રકમ આ પર્વ—હક ઠરાવવાનુ હુકમનામુ—બજાવ.

પા૦ ૮૦ } એક હુકમનામા વાળાએ સને ૧૮૭૪ માં હુકમનામાનો દેણદાર દરવરશે અમુક રકમ આપે એવુ હુકમનામું મેળવ્યું, પછી તા૦ ૧૧ મારચ સને ૧૮૭૫ ના રોજ તે હુકમનામાની બજાવણી બાબત દરખાસત કરી. પણ જુલાઇ સન ૧૮૮૨ ના માસ સુધી બીજી દરખાસત કરવામાં આવી નથી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દરખાસતને મુદતની હરકતછે.

---

## દિવાની અપિલ

તા૦ ૨૦ તથા ૩૧ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કીંડર્સલી અને મી. જસ્ટીસ હમીનસની રૂબરૂ

મુસફખાન વીગરે [અરજદારો) અપીલવાળાઓ)

અને

સરદારખાન વીગરે (અપીલના પ્રતીવાદીઓ) સામાવાળા

મુદતના આકટના ૨ જા પ્રીસ્ટની આરટીકલ ૧૭૯ (૬)—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની-કલમ ૨૩૦ (બ)—હુકમનામુ—બજાવણી—વારશીક રકમ આપવી—અમુક તારીખ"

પાનું ૮૩ } જે હુકમનામામાં દર વરશે હુકમનામ વાળાને રકમ આપવાનું ફરમાવેલુ હોય તે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૦ માંમાં અગર સને ૧૮૭૭ ના હાકુશતાનના મુદતના આકટના ૨ જા પૃશીષ્ટનો આરટીકલ ૧૭૯ ની રકમ ૬ ના અરથ પ્રમાણે અમુક તારીખે-વસુલ આપવુ એમ થતુ નથી,

હુકમનામામાં દર વરશે રકમ આપવાનુ ઠરાવેલુ હતુ તેથી હુકમનામા વાળાએ સને ૧૮૭૭ અને સને ૧૮૭૮ ના નાણાં તે હુકમનામુ બજાવી મારચ સને ૧૮૭૯ માં વસુલ કરયા. પછી જુલાઇ સને ૧૮૮૨માં સને ૧૮૮૦ અને સને ૧૮૮૧ ના સાલના મળવા દરખાસ્ત કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દરખાસ્તને મુદતની હરકત છે:—

## દીવાની અપીલ

તા૦ ૨૪ જુલાઈ સને ૧૮૮૩

શર ચારલશ એ. ટરનર નાઈટ ચીફજસ્ટીસ અને મી૦ જસ્ટીશ ક
રનાન શાહેબોની રૂબરૂ

મુપીદી પાપાયા વીગરે (વાદીઓ) અપીલવાળાઓ.

અને

રાંમાના વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

સને ૧૮૭૨ નો કાયદો ૨૯—ગીરાશી કરનાંમ—નફો—મીલકત બી
જાને આપવી.

પાનુ ૮૫ | જે જમીન કરનામના કામ શાથે જોડાએલી હોય અનેતે કામના નફાનો ભાગ હોય અને તે મીલકતનો કાયમ ઠરાવ થઈ ગએલો હોય તે કામ કરનાર પોતાના પછી પોતાની જગોએ
થનારને હરકત થાય તેમ તે બીજાને આપી શકતો નથી,

---

## દીવાની અપીલ.

તા૦ ૨૪ જુલાઈ શને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસટીસ અને મી૦ જ
સટીસ કરનાન સાહેબોની રૂબરૂ.

મુરીગામાનગનાથ ગોપાળાનનાયર વીગરે (૧, ૫ મા. ૭ મો, ૭મા,
અને ૧૧ મા વાદી) અપીલવાળાઓ.

અને

બીકીબાબા કોવીલાગાથ વાલા તાંબુરાટી વીગરે (૧લો અને બીજો
પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

પાનુ ૮૭ } હમેશાંના પટાથી તારવાડને અમુક જમીન મળેલી તે જમીન લેવાને મજગાર તારવાડના કારનાવન અને શીનીઆર
આના નંદરાવન ઊપર હુકમનામું મેળવ્યું, એવા કારણથી કે કારનાવને જ
મીનદારનો હક ઇનકાર કરવાથી તે પટો રુબી ગએલો છે, તેથી તારવાડના
જુનીઅર અંગમુતોએ તે હુકમનામાના પક્ષકારો ઉપર તે હુકમનામું રદ કરા
વવાને તથા તે પટો રદ કરાવવાને દાવો કરયો, એવા શબબથી કે કારનાવ
ને જમીનદારનો હક ઇનકાર કરેલો છે તે બરોબર નથી. તેમાં એમ મુ

લમ પડશુ કે કારનાવને જમીનદારનો હક શુધ અંતકરણથી ઇનકાર ક રેલોછે અને દાવામાં બચાવ કરેલોછે તેમાં ઠરાવવામાં આવ્યુ કે વાદી તે મેળવી શકતો નથી.

જેણે તે હુકમનામા વાળા કામમાં ખોટો જવાબ બીજા સાથે મ ળી જઇને આપેલો તેના ઉપર બજાવવામાં આવ્યુ, તેથી તે પરતીવાદીએ બીજા પ્રતીવાદી ઉપર તેનો હીસો લેવા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવો ચાલી શકતો નથી કારણ કે હાલના વાદીએ તે કામમાં જુઠો જવાબ આપી ખરચ કરેલુ હતુ, અને પ્રતીવાદી સાથે મળી જઇને તે કામના વાદીને ઠરાવવાનો ખોટો યત્ન ક રેલો હતો.

---

## દિવાનિ અપિલ

તા. ૧, ૮ અગસ્ટ સને ૧૮૮૩

મીο જસટીસ કીંડર્શલી અને મીο જસટીસ મતુશામીઅરની

રૂબરૂ.

કારૂપા ગાઉનદાન (વાદી) અપીલવાળો અને કોલાન થાયન વીગરે (૧ લો, ૪ થો, ૫ મો. અને છઠો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

હકુમત—દાવાનું કારણુ—દીવાની હક—ધરમ સબંધી મીજબાનીમાં પ્રથમ હક—

પાનુ ૯૧ | વાદી કહેછે કે મારો અને મારા ઘરડાઓનો ૨૦૦ વરસ થી અમુક પાગોડામાંથી અમુક તહેવાર વગરેને દિવશે બીજા ઓના પહેલાં ભસમ, ચંદન સોપારી, ફુલ વગરે બીજાઓના પહેલાં લેવાનો હક છે, તેમ છતાં પ્રતિવાદિઓએ અમારા તે હક બાબત તકરાર કરી તોફાન કર્યુંછે, તેથી અમો વાદિઓને આ હકના ભોગવટામાં અટકાવ થએલોછે સબબ વાદિ અરજ કરેછે કે અમારો તે આબરૂ મળવા નો પ્રથમ હકછે એવું.ઠરાવી આપો, અને પ્રતિવાદી તે લે નહી એવીરીતે એથાં તેમને અટકાવ થવો જોઇએ.

ઠરાવવામાં આવ્યુ કે દાવાની અરજીમાં દાવાનું કારણુ, માલમ પડ તુ નથી.

---

## દીવાની અપીલ

મી० જશટીશ કરનાન અને મી० જસટીસ કોંડરસામી

ગુરીવીરેડી (પ્રતિવાદી) અપીલવાળા અને

ચીનામા (બીજોવાદી અને પહેલા વાદિ તરફથી હાજર) અપિલનો પ્રતિવાદિ

હીંદુશાસ્ત્ર—શક વિધવા—વીલ—મીલકત બીજાને આપવી.

પાનું ૯૩ એક વીધવાને પોતાના મરનાર ધણીની સ્થાવર જંગમ મિલકતમાંથી પોતાનો હિસો પોતાની વીધવા શોકો પાસેથી મળેલો હતો અને પછી તે સોકોને હરકત થાય તેમ તે હિસાની વ્યવસથા વીલ કરી તેણીએ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ પ્રમાણે તે વીધવા બીજાને મિલકત આપે તે બળવાન નથી.

---

## દીવાની અપીલ

તા० ૯ અગશટ તથા તા० ૧ શપટેમબર સને ૧૮૮૩

મિ० જશટીશ મતુશામિઆયર અને મિ० જસટીસ હમીન્સની રૂબરૂ

શ્રી. શ્રી. શ્રી. ગજાપતી રાધીકા પાટા મહાદેવી ગરૂ (વાદિ), અપિલવાળા

અને

શ્રી ગજાપતિ રાધામની મહાદેવ ગુરૂ વીગરે (પ્રતિવાદિઓ) અપીલનો પ્રતીવાદિ

આલુકામ—હમેશાંનો પટો—પડતર જમીનનું એડાણુ—વધારાની કીમત—સાથ પશુલ કરવાના આકટની કલમ ૧૧ ની રકમ ૪

પાનું ૫૬ અપીલમાં ચાલુ કાંમ હતુ તેમાં હુકમનામાવાળાએ કબજો મેળવેલા હતો તે હુકમનામુ ફરે તો તે સાંમાવાળાને બંધન કારક થાય.

તેઓ હમેશાંનો પટો આપી સકતો નથી.

## દીવાની અપીલ

તા૦ ૧૦ અગસટ સને ૧૮૮૩

મી૦ જશટીશ ફીંડરસલી અને મી૦ જસટીશ હમીનટ્ન સાહેબોની

રૂબરૂ

મતીરામ ગોતમાનકલ ભાવયરાદન ભાટાથરીપદ (પ્રતીવાદી) અરજદાર

અને

ધરાનગોંટ ત્રીકાલીલાપીસારેથરામાં પીશારેટી (વાદી) સાંમાવાળા.

મુદતના આકટના ૨ જા પરશીશ્ટની આરટીકલ ૭—ઘરનો નોકર—મજુર—મુશારા બાબત દાવો—દેવાલયનો નોકર.

પાનુ ૯૯ | એક શખશનુ કામ દેવાલયમાં વાસીદુ વાળવાનું અને તે સાફ કરવાનું કામ હતુ અને તે મુરતીની પુજા કરવા શારૂ ફુલ અને હાર પહોચાડતો હતો તે સને ૧૮૭૭ ના હીંદુશતાનના મુદતના આકટનાં પરશીશ્ટ ૨ ની આરટીકલ ૭ ના અરથ પરમાણે કુટંબી નોકર અથવા મજુર નથી,

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૭ અગસટ સને ૧૮૮૩

સર ચાર્લસ એ. ટરનર નાઇટ ચીફ જસટીસ સાહેબોની રૂબરૂ

ગીલબી વી. સુબુ પીલાઇ.

સને ૧૮૫૯ ના આ ૧૩—કારીગર-કરાર કરનાર-તેની જવાબદારી,

પાનું ૧૦૦ | એક સખસનો પોતાનો સાધારણ રીતે ધંધો કડીયા શખશનો હતો, અને તે પોતે જાતે કામ કરતો નહી હતો તેથી તેણે અગાઊથી નાણાં લઇ અમુક શરતના કુંડામાં માટી કામ કરવાનો કંટરાકટ લીધો. પણ તે કંટરાકટ (કરાર) તેણે તોડયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે સને ૧૮૫૯ ના આ. ૧૩ પ્રમાણે તે હુનરવાળો, કારીગર અગર મજુર નથી.

## ફોજદારી અપીલ

તા૦ ૨૧ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ હચીન્સ સાહેબોની રૂબરૂ

વેંકટસાંમી વીગરે વી. માહારાણી.

પુરાવ આકટની કલમ ૩૦—સાહેદીની કબુલત—મજીયારી તપાસ—

પાનું ૧૦૨ કેટલાક સખશોના ઉપર ઘર ફોડવાનો આરોપ રાખવામાં આવેલો તેમાંના કેટલાક ગુનો કરયો કબુલ કરયો. જે કેદીની તપાસ કરવામાં આવી તે કેદી વીરૂધ તે કેદીઓની કબુલત શેશન જડજે પુરાવ તરીકે વાપરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૨ ના હીંદુસ્તાનના પુરાવઆકટની ક. ૩૦ પ્રમાણે તે કબુલત પુરાવ નથી,

---

## દીવાની અપીલ

તા૦ ૨૩ અગસ્ટ સને ૧૮૮૩

સર ચાર્લસ એ. ટરનર નાઇટ ચીફજસ્ટીસ અને મી૦ જસ્ટીસ મતુસાંમીઆયરની રૂબરૂ

કલીયુગમચેટી (વાદી)અપીલવાળો અને ચોકલીગાં પીલ્લાઇ વીગરે (પ્રતીવાદીઓ)અપીલના પ્રતીવાદીઓ

પર રાજયનો ફેંશલો—તેની રૂઇએ દાવો—દેશી સ્વસ્થાન—દાવાનું કારણ—હકુમત—અપીલમાં હકુમતની ખામી.

પાનુ ૧૦૫ प એક દેશી સ્વસ્થાનના મુલકમાં क ને सा એ એક ખત લખી આપેલુ તેની રૂઇએ सा જે હિંદુસતાનમાં ઇંગરેજી રાજયની અંદર રહેતો હતો, તેના ઉપર क એ દાવો કરયો અને હુકમનામું મેળવ્યુ તે હુકમનામામાંથી થોડુંક વસુલ થએલુ હતુ. પછી प ની કોરટના ફેંસલાની રૂઇએ હીંદુસતાનમાં ઇંગરેજી રાજયમાં ड જગોએ सा ઉપર क એ દાવો કરયો,

નીચેની કોરટોના હુકમનામા ફેરવી ઠરાવ્યુ કે प જગોની કોરટને હકુમત હતી સબબ ड ની કોરટમાં તે ફેસલાની રૂઇએ क દાવો કરી શકેછે.

## દીવાની અપીલ

તા૦ ૨૭ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસટીસ કીંડરસલી અને મી૦ જસટીસ.હમીન્સ સાહેબોની

રૂબરૂ

તીનાપાચેટી (વાદી)અપીલવાળો અને મુરૂગાપાચેટી (પેહેલો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી.

વર્તણુકથી પ્રતીબંધ.

પાનું૧૦૭ | એક હુકમનામાવાળા **म** એ પોતાના તે હુકમનામાના દેણુદારની મીલકત તરીકે વેચાણના જાહેરનામામાં જમીનનો એક કડકો બે કડકાઓ જેના વેચાણ કરવાની મીલકતમાં જુદા જુદા નંબર હતા તે બે કડકાઓ તરીકે તે ભુલથી દાખલ કરી.

આ કડકો વેચવામાં આવ્યો અને તે હુકમનામાવાળાએ પોતે ખરીદ કરયો, અને પાછળથી તે વેચવામાં આવ્યો તેમાં **ड** એ ખરીદ કરયો.

**ड** એ સદરહુ **म** ઉપર તે જમીનનો કબજો કરતાં તેને અટકાવ કરવાનો દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે **म** ને પોતાની વરતણુકથી **ड** વીરૂધ ખરીદદાર તરીકે હક રાખવાનો પ્રતીબંધ થાય છે.

---

## દીવાની અપીલ

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ મતુસાંમીઆયરની રૂબરૂ

જયંતી લક્ષમાયા (પ્રતીવાદી)અપીલવાળો અને ઈરીગાંટી પેડા આપાકુ (વાદી)અપીલનો પ્રતીવાદી

મેહેસુલ વસુલ કરવાનો આકટ—ગીરોવાળી જમીનનું વેચાણ—ગીરો રાખનારે બાધિત વેચાણ—ગીરોથી છોડાવવાનો હક—

પાનું૧૧૧ | જયારે જમીન ગીરો આપવામાં આવી હોય અને ગીરો રાખનારના કબજામાં હોય અને તે મદરાશના સને ૧૮૬૪ના આકટ ૨ પ્રમાણે મેહેસુલની બાકી સારૂ વેચવામાં આવે તો તે વેચાણથી ગીરો રાખનારનો ગીરોથી છોડાવવાનો જે હક તેને હરકત થવી નથી.

## દીવાની અપીલ

તા૦ ૩ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કીન્ડરસલી મી૦ જસ્ટીશ હમીન્શ શાહેબોની રૂબરૂ

ક્રીસનશામી પીલાઇ વીગરે (૧-૩-૭ પ્રતીવાદી) અપીનવાળાઓ અને રંગશામી જોટી (વાદી) અપીલના પ્રતીવાદી.

પુરાવ—ઉછીતા આપેલાં નાણાં લેવાનો દાવો તે, બાબત છાંપ વીનાની પ્રોમેશરી નોટ—હીંદુકુટંબ વીરૂધ હુકમનામું.

પાનુ ૧૧૨ | એક પરોમેશનરી નોટ યોગ છાંપ ઊપર નહી હોવાથી તે પુરાવામાં દાખલ કરવા લાયક નહી હતી પરંતુ તે એક અવીભકત હીંદુ કુટંબના અંગભુતો क અને न એ र ના લાભમાં તેઓને ધીરેલા નાણાની અવેજમાં લખી આપેલી છે આ નાણાં કુટંબના વેપાર ના કારણુશર વાપરવામાં આપેલાં હતાં તેથી र એ क અને न અને તેઓના બાપ प વીગરે તે કુટંબના અંગભુતો ઊપર તે નાણાં લેવાને દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જોકે આ કામમાં પરોમેશનરી નોટછે તોપણ क અને न ઊપર અને प ઊપર તેના પાશે જેટલી કુટંબની મીલકત હોય તેટલે દરજજે હુકમનામુ મેળવવાનો र નો હકછે,

---

## દીવાની અસલ મુકરદમો.

તા. ૩ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જશટીશ કરનાનની રૂબરૂ

મુટામલ(વાદી) અને બીમેંક ઓફ મદરાશ (પ્રતીવાદી)

સને ૧૮૬૦ ના આકટ ૩૭ ની કલમ ૨—ઇલાકાનુ શહેર—રૂશીઓ—આપવાની ના પાડવી—ચીડાય નહી તેવો હેતુ—દાવો કહાડી નાખવામાં આવ્યો.

પાનુ ૧૧૫ | શને ૧૮૬૦ ના આકટ ૨૭ મામાં ઠરાવવામાં આવ્યુ છે કે ઇલાકાના શહેરોમાં મરનાર શખ્શની મીલકત ઉપર જે શખ્શ હક રાખતો હોય—તે બાબતમાં જે હકીકત લાગુ થાય છે. તે શી

વાય તેનો હક રાખનાર તે મરનારનુ લહેણું વસુલ કરવાનુ શરટીફીકેટ રજુ કરયા વીના કીંવા વહીવટનુ પરોબેટ રજુ કરયા વીના તેને તે મરનારનો દેણુદાર પોતાનું દેવું આપે તેવી ફરજ પાડી શકાતી નથી.

એક હીંદુ વશીઅત કરયા વીના મરણ પામ્યો, પછી તેના દેણુદારે મરનાર હીંદુની વીધવાને પોતાનુ દેવું આપવાની ના પાડી. તેથી તે વીધવાએ તે મરનારના વહીવટનુ સરટીફીકેટ અગર પરોબેટ લીધા વીના તે લહેણું લેવા દાવો કરયો તેમાં એવું ઠરાવવામાં આવ્યુ કે તે લહેણું વસુલ કરવાને તે વીધવાનો હક છે તેમાં યોગ રીતે કાંઇ શક રહી શકતો નથી. પણ દેણુદાર કાંઇ ઇજા થાય તેવા અગર કપટ ભરેલા હેતુથી તે આપવાને ના પાડતો નથી. પણ તે દેવું બે વખત આપવાના જોખમમાં તે રહે નહી તે કારણથી ના પાડેછે, શબબ દાવો કહાડી નાખવામાં આવ્યો.

---

## દીવાની અપીલ

તા૦ ૫ શપટેમ્બર સને ૧૮૮૩

મી૦ જશટીસ કરનાન અને મી૦ જશટીશ કીડરશલી શાહેબોની રૂબરૂ

કોરનરેડી (પ્રતીવાદી) અપીલ વાળા

અને

મનુનારાયણ રેડી (વાદી) અપીલના પ્રતીવાદી

ગીરો—તેની જવાબદારી શાથે વેચાણ—પ્રથમનુ ગીરો છોડાવવામાં આવ્યું પણ તે ઊભુ રાખવામાં આવેલુ નથી-ખરીદદારની જવાબદારી.

પાનું ૧૨૭ | स એ પોતાની જમીન સને ૧૮૭૫ માં ब ને ગીરો આપી પછી સને ૧૮૭૯માં म ને ગીરો આપી, અને ત્યાર પછી ब નુ ગીરો પતાવવાને તેણે क ને તે વેચી, તે વેચાણની કીમતનાં નાણાં ब ને આપવામાં આવ્યા. પણ ब નુ ગીરો ઊભુ રાખવાને क એ કાંઇ ઇલાજ કરયો નહી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે ब ના ગીરાનો क પોતાના બચાવના સાધન તરીકે ઊપયોગ કરી શકતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨ નવેમબર સને ૧૮૮૨ અને તા૦ ૫ શપટેમબર સને ૧૮૮૩

મી૦ જશટીશ કીંડરશલી અને મી૦ જશટીશ મતુશામીઅરની

રૂબરૂ

થરગારામચંદ્ર રાઓ (વાદીઓ) અપીલવાળા

અને

આપાયા (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

સને ૧૮૦૨ ના કાયદા ૨૫ માની કલમ ૧૧—ઓત્રીયમદાર—કરનામને કહાડી મુકવાનો

પાનુ ૧૨૮ | સને ૧૮૦૨ ના કાયદા ૨૫ મા પરમાણે ઓત્રીયમદાર પોતાના ગામના કરનામને કહાડી મુકવા સારૂ દાવો કરી શકતો નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૩ અગશટ ૧૮૮૩

સર ચારલસ એ ટરનર, નાઇટ ચીફ જશટીસ અને મી૦ જશટીશ કીંડરશલી શાહેબોની રૂબરૂ

મહારાણી વી૦ ગુબકાનામ.

સને ૧૮૫૯ના આક્ટ ૧૩ ની કલમ ૨—પ્રથમથી આપેલાં નાણાંનું ભીરેલાં નાણાં.

પાનું ૧૩૧ | એક ટ એ પોતાને કામે રાખનાર મ પાસેથી અગાઉથી રૂ ૧૦ લઇ તેમને વચન આપ્યુ કે દર અઠવાડીઆના મારા મુસારામાંથી આઠ આના કાપી લેવા અને તે અગાઉથી લીધેલુ કરજ વાળીશ,

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૫૯ ના આ૦ ૧૩ ના ઠરાવો આ કરારને લાગુ થાયછે.

સદરહુ આક્ટ પ્રમાણે તેને એકલી દાવાની અરજી ગણવામાં આવી, તેથી તે અધીકારીએ જુદી જુદી દાવાની અરજીઓ દાખલ કરવાને ફરમાવ્યું. આ પ્રમાણે તા૦ ૨૭ મી એના રોજ તેર દાવાની અરજીઓ દાખલ કરવામાં આવી.

ઠરાવામાં આવ્યું કે તે આક્ટની કલમ ૫૦ પ્રમાણે કલેક્ટરની મરજીમાં આવે તો ગેર શીરશતા વાળી દાવાની અરજીઓ દુરસ્ત કરવાની પરવાનગી આપી સકાય છે, માટે તા૦ ૧૩ મી માર્ચની અરજી કે જેમાં તમામ જરૂરીઆત હકીકત બતાવવામાં આવીકે તે દાવાની અરજીમાં સુધારો થઇ શકે તેવી તે અરજી છે એમ ગણી શકાય છે, સબબ ડીપુટી કલેક્ટરે જુદા જુદા દાવા કરવાને અરજદારોને જે ફરમાવેલું છે તે કલમના અરથ પ્રમાણે સુધારોછે.

વળી ઠરાવવામાં આવ્યું કે કલમ ૬૯ માં એવા ઠરાવ છે કે કામ ચલાવવાની રીતીમાં જોઇએ તેવું રૂપ ન હોય અગર તે ગેરશીરસતા વાળી હોય પણ વાસતવીક ન્યાય તેથી દુર થઇ શકતો નથી માટે જો કે તે હુકમ ગેરશીરસ્તે હોય તોપણ તેથી વાસતવીક ન્યાય કરવામાં આવેલો છે તેથી તે રદ થયો નહીં જોઇએ.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૭ અગષ્ટ સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ
મનુસામીઆયરની રૂબરૂ

મનુકુમારા પારેદી (વાદી) અપીલવાળા

અને

આર મુગા પીલાઇ વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩—એક વખત નીરણય થઇ ગએલો—હુકમનામામાં નીરણય કરેલા સવાલો.—

પાનુ ૧૪૫ | અમુક દરથી એક જમીનદારે પટો આપવા માંડેલો. તેથી ફસલી સાલ ૧૨૮૯(૧૮૭૯-૮૦) ની સાંથ લેવાને જીલા મુનસીફની કોરટમાં સાંથે રાખનારાઓ ઉપર દાવો કરયો.

સાંથે રાખનારાઓએ તકરાર કરી કે પટો અને મુચલકો બાદલ્યા વી ના હલકા દરથી જે જમીન કાયમ કબજે રાખવાનો જે ગરભીત કરારથી અમારો હક છે તે કરારથી જે પટો આપવા માંડેલો તે કબુલ કરવાને અમે બંધાએલા નથી.

જીલા મુનશીફ અને અપીલમાં જીલા કોરટે ઠરાવ્યું કે સાંથે રાખના રાઓએ *કાંઈપણ ગરભીત કરાર સાબેત કરયો નથી.*

તે દાવો એવા સબબથી કાહાડી નાખવામાં આવ્યો કે મદ્રાશના સને ૧૮૬૫ના આકટ ૮ મા પ્રમાણે જે પટો આપવા માંડેલો તે સાંથે રાખનારાઓ કબુલ કરવાને બંધાએલા હોય તેવો તે પટો નથી.

પછી જમીનદારે ફશલી શાલ ૧૨૯૧ (સને ૧૮૮૧—૮૨) ને માટે એક પટો સાંથે રાખનારાઓ કબુલ કરે તેવી ફરજ પાડવાને. રેવન્યુ કોરટ માં દાવો કરયો, તેમાં તે સાંથે રાખનારાઓએ પણ તેજ તકરાર કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમના દાવામાં થએલા હુકમનામાથી પટા અને મુચલકા વીના હલકા દરથી કાયમ કબજો રાખવાને સાંથે રાખનારનો હક છે, કીંવા નહી તેનો નીરણય કરવામાં આવેલો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૬ સપટેબરસને ૧૮૮૮

સર આરથર જે, ટરનર નાઈટ ચીફજસ્ટીસ અને મી. જસ્ટીસ કર નાનની રૂબરૂ.

વેંકટરામા જીલુનાયુડુ (પહેલો પ્રતીવાદી) અપીલવાળો

અને

રામચંદ્ર નાયડુ (વાદી) અપીલનો પ્રતિવાદી

સાંથના આકટની કલમ ૭—પટા—સાંથનો દર—અનીયમીત ઠરાવો—

પાનું ૧૫૦ મદ્રાસના સને ૧૮૬૫ના આકટ ૮ ની કલમ ૭ મી પ્રમાણે જમીનદારે પોતાના સાંથે રાખનારાઓને જે પટો આપવા માંડેલો તેમાં જયાં ખેડવાના સાધનમાં ફેરફાર થતો હોય અગર એવી વારંવાર થતી હોય, અગર કબજાના ક્ષેત્રફળમાં ઘટાડો અગર વધારો થતો હોય અને તેથી સાંથમાં ફેરફાર થતો હોય તો, સાંથનો દર નકી કરવો જોઈએ-

એક જમીનદારે પોતાની પાસેથી સાંથે રાખનારાને એક પટો આપવા માંડલો તેમાં નીચે પ્રમાણે ઠરાવો હતા:—

જો તમે સરકારી કુવેતરની મદદથી સુકી જમીનમાં લીલાકરશણનું એડાણ કરો તો, નક્કી જમીન ઊપર ઉંચામાં ઉંચા વડને જે નાનજાઈ આકરછે તે પ્રમાણે નક્કી થએલા પાણીનો કર તમારે આપવો જોઈએ.

"જો તમે આ પટામાં દાખલ કરેલી જમીન કરતાં વધારે રોકો તો તમારે બરોબર આકાર આપવો જોઈએ, અગર જો આકાર ઠરાવવામાં ના આવે તો આપણી સરકાર જે આકાર નક્કી કરે તે આપવો."

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પટો એવો નથી કે જે સાંથે રાખનારો તે કબુલ કરવાને બંધાએલો હોય.

---

## દીવાની અપીલ

તા૦ ૭ સપ્ટેંબર સને ૧૮૮૬

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસટીસ અને મી૦ જસ્ટીસ હુમીન્સની રૂબરૂ.

બી. તાતાચારલુ (પ્રતીવાદી) અરજદાર

અને

કાંડાબરામચંદ્ર રેડી (વાદી) અપીલનો પ્રતીવાદી.

દાવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૧૦—દેણુદારને આપેલી મુદત—હુકમનામામાં ફેરફાર કરેલો નહીં—મુદત.

પાનુ ૧૫૨ | તા૦ ૧૨ માર્ચ સને ૧૮૭૮ ના રોજના હુકમનામાની રકમ આપવાને બે વરસની મુદત મળવાને દાવાની કામ ચલાવાની રીતીના કાયદાની કલમ ૨૧૦ પ્રમાણે તે હુકમનામાના દેણુદારે તા૦ ૨૬ જુન સને ૧૮૭૮ ના રોજ અરજ કરી. તેથી હુકમનામાના લેણુદારને નોટીસ આપવામાં આવી, અને તે દેણુદારને બેવરસની મુદત આપવાનો એક તરફી હુકમ કરવામાં આવ્યો તા૦૯ જુલાઈ સને ૧૮૮૨ ના રોજ તે હુકમનામું બજાવવાને તે હુકમનામાવાળાએ દરખાસ્ત કરી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દરખાસ્તને મુદતની હરકત નથી.

---

## દીવાની અપીલ.

ફુલબેંચ.

તા૦ ૨૬ સપટેંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ. મી, જશટીશ કરનાન મી૦ જસ્ટીસ કીડર્શશલી. મી૦ જશટીશ મતુશામીઆયર અને મી૦ જ સ્ટીસ હમીન્સ સાહેબેની રૂબરૂ

સને ૧૮૭૯ ના હીંદુસ્થાનના સ્ટાંપ આકટ ક. ૪૬ પ્રમાણે બોરડ આફ રેવન્યુએ કરેલુ રેફરંસ.

પાનુ ૧૫૫ } અમુક ગામોના ૬૨ વરસે રૂ૧૯૫૪ ના એક "મીતાહાર" હમેશાંના પટા લખી આપ્યા આ રકમમાંથી રૂ૧૫૫૪-૧૦-૭ સરકારી પેશકશ છે, તેથી તે રકમ સરકારમાં આપવી નોખા

કીની રૂ૪૦૦)ની રકમ પોતાને આપવી એવો તે પટો કરી આપનારે ઠરાવ કરયો, આ પટો રૂ૨૦) ના સ્ટાંપના કાગળ ઉપર લખી આપવામાં આવ્યો છે.

ઠરાવવામાં આવ્યુ કે સાંથ બદલ રૂ૧૯૫૪) ઠરાવવામાં આવ્યા છે. માટે તે રકમ ઉપર સ્ટાંપ ગણવો જોઇએ.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૨ અકટોબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કીડર્શલી અને મી. જસ્ટીસ હમીનસની રૂબરૂ

માહારાણી વી૦ પટાછી વીગરે

સને ૧૮૬૪ ના આ૦ ૩ ની કા૦ ૧૫, ૨૨

પાનું ૧૬૧ } અમુક ગામો આબકારી પટે આપનારના નોકરો મદ્રાસના સન ૧૮૬૪ ના આ૦ ૩ કા૦ ૨૨ પ્રમાણે રજાચીઠી વીના તે ગામોમાંથી એક ગામમાંથી ત્રણ માપ તાડી તે પટે

આપનારની દુકાને લેઇ ગયાના ગુનેહગાર ઠરાવવામાં આવેલા છે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ગુનહાની સાબીતીનો હુકમ કાયદેસર નથી.

---

## ફોજદારિ અપિલ

તા૦ ૭ મે અને તા૦ ૧૨ અકટોબર સને ૧૮૮૩

સર. ચાર્લસ. ચી. ટરનર. નાઇટ ચીફ જસ્ટીસ, અને મી૦ જસ્ટીસ મનુસાંમીઆયરની રૂબરૂ

માહારાણી વી૦ ધનજી વીગરે.

સને ૧૮૮૨ ના આ૦ ૧ લા (મદ્રાસ)—ઝાડના કાયદા—ખારી ધરતી.

પાનુ ૧૬૩ } મીઠાવાળી ધરતી જે સ્વભાવીક રીતે ખાસ જમીન ઉપર આવાનો પારથ ના હોય તે સને ૧૮૮૨ (મદ્રાસ) ના નામ કના સુધારાના આકટની કા૦ ૨૬ પ્રમાણે તવી ખારી ધરતી નો કબજો કરવાથી ગુનહો થતો નથી.

---

## દિવાની અપીલ

તા૦ ૧૦ ઓગસ્ટ તથા તા૦ ૧ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કીંડરસલી અને મી. જસ્ટીસ હમીન્સ સાહેબોની રૂબરૂ

શાંમારાવર (પ્રતીવાદી) અપીલવાળો અને અનામલાઈ ચેટી (વાદી) અપીલનો પ્રતીવાદી.

હકુમત—પરરાજ્યનો ફેંસલો, તેની રૂઇએ દાવો—દેશી સ્વસથાન ની કોરટનો ફેંસલો.

પાનુ ૧૬૪ } દેશી સવસથાનની કોરટોના ફેંસલાની રૂઇના દાવા દીદુ સથાનમાં ઇંગરેજી રાજ્યની અંદર દાવાની કોરટોને સાંભળવા ની હકુમત છે.

ભવાનીશંકર શેવકરામ વી. પરસદરાય કાળીદાસ (મુ૦ હા૦ રી૦ પુ૦ વા૦ ૬ પાનુ ૨૯૨) ના કામના ઠરાવથી જુદા પાડવામાં આવ્યું.

---

## દીવાનિ અપિલ

તા૦ ૧૪ સપટેંબર અને તા૦ ૧૭ સપટેંબર સને ૧૮૮૩

મી. જસટીસ મનુસાંમીઆયર અને મી૦ જસટીશ હમીન્સની રૂબરૂ

લક્ષ્મણચેટી (વાદી) અને આપાલા નારાયી મહાલામી વીગેરે (પ્રતીવાદીઓ)

હુકમનામું—હુકમનામાની બજાવણી—વસુલ દાખલ કરવામાં આવ્યું—પાછું આપવાનું હુકમનામું કરવામાં આવ્યું—વધારે બજાવણી કરવાને દરખાસ્ત.

પાનું ૧૬૭ } એક હુકમનામાવાળાએ બીજી કોરટમાં એક દાવાના અમુક નાણાં અનામત હતાં, અને જે દાવામાં હુકમનામાના દેણદાર પક્ષકાર હતો, તે નાણાં બરદહુ હુકમનામાના દેણદારનાં છે, એમ માની જપ્ત કરાવ્યાં, તેથી જે કોરટમાં તે અનામત હતાં તે કોરટમાં તે બજાવનારી કોરટ તરફ તે નાણાં મોકલ્યાં, સબબ તે નાણાં ઉપર જે પક્ષકારનો હક હતો તેણે તે કોરટમાં દાવો કરયો. તે દાવો રદ કરવામાં આવ્યો અને તે નાણા હુકમનામાવાળાને ભરવામાં આવ્યાં, તેથી તે હુકમનામાના ભરપાઇ રજીસ્ટરમાં દાખલ કરવામાં આવ્યો.

પછી તે હુકમનામાવાળા ઉપર એવો દાવો કરવામાં આવ્યો અને તેમાં તે નાણાં હુકમનામાના દેણદારનાં નથી, માટે તેણે તે પાછાં આપવાં જોઇએ, એવું હુકમનામું કરવામાં આવ્યું, તે હુકમનામાવાળાએ તે નાણાં પાછાં આપી પોતાનું હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી.

ઠરાવવામાં આવ્યું કે તે ભરપાઇ રજીસ્ટરમાં દાખલ કરવામાં આવ્યા તેથી તે અરજી મંજુર કરવાને કાંઇ હરકત નથીઃ—

---

## દિવાનિ અપિલ.

તા૦ ૧૭ સપટેંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મનુસાંમીઆયરની રુબરુ

ખીમજી જીવરાજ શેઠ (વાદી) અપીલવાળા, અને શા. પુરશોતમ જતાની વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૭—દાવાની અરજી પાછી આપવી—દાવાના કારણો એકઠાં કરવાં—હકુમતની ખામી.

પાનું૧૭૧ | જે કોરટમાં દાવાની અરજી આપવામાં આવે તે કોરટને બે દાવાનાં કારણો સાંભળવાની હકુમત ના હોયતો, એક પ્રતીવાદી ઉપર બે દાવાનાં કારણો એકઠાં એક દાવામાં કરવાનો હક છે, તેનો અમલ થઇ શકતો નથી.

પ્રતીવાદી મુબાઇમાં રહેતો હતો, અને ત્યાં તેલીચરી માલ લઈ જ વા; વેચવા, અને ખરીદ કરવાનો વાદીના એજંટ તરીકે કાંમ કરતો હતો વાદીએ પ્રતીવાદી ઉપર પોતાના હીશાબની રૂહએ થતા લહેણાનાં નાંણાં લે વા તેલીચરીમાં દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તેલીચરીમાં કાંઇ દાવાનુ કારણ ઉતપાન થયુ નથી.

એજંસીની લેણ દેણમાંથી ઉતપન થતા દાવામાં ભાગીદારની લેંણ દેણનો દાવો વાદીએ સાંમેલ કરયો, અને તે દાવો તેલીચેરીના જીલ્લા મુનશીફને સાંભળવા લાયક હતો.

સબોરડીનેટ જડજે ઠરાવ્યુ કે એજંશી લેણદેણના આધારનો દાવો સાંભળવાને તેઉને હકુમત નથી, અને ઠરાવ્યુ કે ભાગીદારીના હીસાબે વા દીનું કાંઇ લહેણું નીકળતુ નથી. માટે તે દાવો કાહાડી નાખવામા આવ્યો.

ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રી તીના કાયદાની કલમ ૫૭ મી મુજબ સેરો કરી વાદીને તે દાવાની અર જી પાછી આપવી જોઇતી હતી,

---

## દિવાની અપીલ

તા૦ ૨૪ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ મતુસાંમીઆયર અને મી૦ જસ્ટીસ હગીન્સ સાહેબો ની રૂબરૂ.

ગુરૂબાબાપા વીગરે (વાદીઓ) અપીલવાળાઓ અને નારાશીંગાપા વી ગરે. (પ્રતીવાદીઓ] અપીલના પ્રતીવાદીઓ.

લવાદ—દીવાંની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૬, ૫૦૮ ૫૧૦—લવાદોના થોડામતથી અમુક કૃત્ય કરવાની ના કેહેવી—ઘણા મ તથી ઠરાવ.

પાનુ ૧૭૪ | જયારે પક્ષકારો પોતાની વચમાંનો મુકરદમો લવાદને સોંપ વાને કબુલ કરે, પણ લવાદના ઘણા મતથી જે ઠરાવ થાય તે બંધન કારક થાય તેવો ઠરાવ કરવામાં આવેલો નહી, અ ને પછીથી પાંચ લવાદોમાંથી બે લવાદો લવાદમાં રહયાં નહી.

ઠરાવવામાં આવ્યુ કે ઘણામતથી કરેલો ઠરાવ નાબુદ છે,

# દીવાની અપીલ.

ફુલબેંચ

તા૦ ૨૬ શપટેંબર સને ૧૮૮૩

શર ચારલશ એ. ટરનર નાઇટ ચીફજસ્ટીસ અને મી૦ જસ્ટીશ કેરનાન, મી૦ જસ્ટીસ કીંડરસલી, મી૦ જસ્ટીસ મતુશાંમીઆયર અને મી. જશટીસ હમીન્સ શાહેબોની રૂબરૂ.

બોરડ ઓફ રેવન્યુ સને ૧૮૭૯ ના હીંદુસ્તાનના સ્ટાંપ આકટની કલમ ૪૬ મુજબ રેફરંશ.

સ્ટાંપ આકટની કલમ ૩ (૧૦) ૫૭—૬૧—ગવરનર. જનરલના ની યમો તા૦ ૩ મારચ

સને ૧૮૮૩. ૫ (ઘ)—અર્થ—સ્ટાંપવાળો કાગળ—પીઠે લખાંણુ—ગુનો નથી.

પાનુ૧૭૬ } સને ૧૮૭૯ ના હિંદુસ્થાનના સ્ટાંપ આકટની કલમ ૯—૧૧ ૧૭, ૩૨—૫૧ અને ૫૬ પ્રમાણે આપેલા અખતીયારનો અમલ કરતાં, ગવરનર જનરલ ઇન કાઉનશીલ તા૦ ૩ મારચ સને ૧૮૮૨ ના રોજ અમુક નીયમો કરી જાહેરનામાંથી પ્રશીધ કરયાં છે, તે માં નીયમ ૫ (ઘ) નીચે પ્રમાણે છે.

"આ નીયમ પ્રમાણે આખો દસ્તાવેજ લખવાને સ્ટાંપનો એક કાગળ જે બાજુએ સ્ટાંપ હોય તે બસ ના પડતો, તે જેટલો જોઇએ તેટલો સાદો કાગળ તેને જોડવો, પરંતુ જે કાગળમાં સ્ટાંપ હોય તે કાગળમાં તે દસ્તાવેજનો અગતનો ભાગ આવવો જોઇએ, અને પછી સાદો કાગળ તેને જોડવો જોઇએ વળી ઠરાવવામાં આવ્યુ છે કે લખેલા દસતાવેજનો જે ભાગ સાદા કાગળ ઊપર લખવામાં આવે તે ભાગ ઉપર તે દસતાવેજ લખી આપનારની સહીઓ અથવા નીશાન અને સાહેદીઓ થવી જોઇએ."

ઠરાવવામાં આવ્યુ કે આ નિયમ છે તે સુગમતાને માટે છે, અને છાપના કાગળની પીઠે લખવુંજ નહી એવા બંધન કારક નિયમ નથી.

---

## દિવાની અપિલ

તા૦ ૨ અકટોબર સને ૧૮૮૩

મી૦ જસટીસ કરનાન અને મી૦ જસટીશ હમીનસ સાહેબો
ની રૂબરૂ

બાપુ રાંમિસામ (વાદી) અપિલવાળો,

અને

નકાલા બાનાયા (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

સાંથ આકટની કલમ ૪—સાંથ—જમીનના કબજેદાર સરકાર તરફથી પાણી ઉપરનો કર વસુલ કરેલો—પટાનો અમલ કરવાને દાવો

પાનું ૧૮૧ | મદ્રાસના સને ૧૮૬૫ ના આ૦ ૭ પ્રમાણે પાણીનો કર સરકાર તરફથી વસુલ કરવાને જમીનદારને અખતીઆર આપવામાં આવેલો તેથી મદ્રાશના સને ૧૮૬૫ ના આકટ ૮ પ્રમાણે પાણીના કરનો પટો સાંથે રાખનારે કબુલ કરવાની ફરજ પાડવાને તે જમીનદારે દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સાંથે રાખનાર તે પટો કબુલ કરવાને બંધાએલો નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૨ અકટોંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ કીન્ડરસલી અને મી૦ જસ્ટીશ હમીન્ધ શાહેબોની રૂબરૂ

મહારાણી વી૦ ચકરાશાકુ

મદ્રાસના સને ૧૮૬૪ ના આકટ ૩ ની કલમ ૨૧—૩૨

પાનું ૧૮૫ | જ્યારે જપતી અને લીલામ કરયા છતાં સને ૧૮૬૪ ના મદ્રાસના આબકારી આકટની કલમ ૨૧ મી પ્રમાણે દંડ વસુલ કરવામાં નાથઇ શકે, અને તે વસુલ આપવામાં ના આવે તો તે આકટની કલમ ૩૨ પ્રમાણે તે ગુનેહગારને કોરટ દીવાની જેલમાં કમિટ કરી શકેછે.

## ફોજદારી અપીલ

તા૦ ૧૬ અકટોબર સને ૧૮૮૩

મી૦ જસટીસ હચીન્સ સાહેબોની રૂબરૂ

આરમુગામ (પ્રતીવાદી) અરજદાર,

અને

તમુકાનામ (ફરિઆદી) અપીલનો પ્રતીવાદી

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૮૮—ખોરાકી પોશાકી—ધણીની સાથે રહેવાને હીંદુ સ્ત્રીએ ના કહેવું—ના કહેવાનું પુકત કારણ—ધણીનું બીજું લગન.

પાનું ૧૮૭ | એક હીંદુ સ્ત્રીએ પોતાના ધણી પાસેથી ખોરાકી મળવાનો હુકમ થવા અરજ કરી. ધણીએ તેણીનો નીરવાહ પોતાના ઘરમાં કરવાને તઈઆરી બતાવી પણ તે સ્ત્રીએ તે બાબત ના કહી એવા* કારણથી કે મારો ધણી ફરીથી પરણેલો છે, માજીસતરેટે ખોરાકી પોશાકી તરીકે માશીક રકમ આપવાનો હુકમ કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ધણીએ બીજી ઓરત શાથે લગન કરે લુછે, તે કાંઇ સદરહુ હુકમ બીનવાજબી રીતે કરવાને પુકત કારણ નથી,

---

## ફોજદારીઅપીલ

તા૦ ૨૬ અકટોબરસને ૧૮૮૩

સર ચારલસ એ ટરનર નાઈટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ મતુસાંમીઆયરની રૂબરૂ

મહારાણી વી૦ પેંદાવા બંદ્રામા

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૧, ૨૦૩, ૪૭૬—હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૨૧૧—ફરીઆદ કહાડી નાખવામાં આવી—ફરીઆદ ચલાવવાની મંજુરી—ફરીઆદના શાખા પણ બાબત આરંભની તપાશ.

પાનું ૧૮૯ | ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૧ પ્રમાણે પોલીસ અમલદારની કરેલી તજવીજના પરીણામનો વીચાર કરયા પછી માજીસ્ટ્રેટ ફરીઆદ જુઠી છે એમ કહી કહાડી નાંખી, અને પીનલકોડની કલમ ૨૧૧ પ્રમાણે શીક્ષા આપવા બાબ

ક ગુનહો કરયા બાબત ફરીઆદ ચલાવવાની પરવાનગી આપ્યા બાબતનો હુકમ કરયો, અને ૩ જા વરગના માજીશતરેટને આરંભની તપાસ કરવાનું ફરમાવ્યુ, કારણ કે તે ગુનો ફકત શેશન કોરટને તપાસવા લાયકછે.

ઠરાવવામાં આવ્યુ કે પહેલા વરગના માજીશતરેટની રૂબરૂ ફરીઆદ ચલાવવાની પરવાનગી મળવાની અરજી કરવામાં આવેલી નથી, માટે તે હુકમ માજીશતરેટ ઠરેલી ફરીઆદ પ્રમાણે માનવો જોઇએ. શાબણ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૭૬ પ્રમાણે તીજા વરગના માજીસતરેટને અધીકાર નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે ફરીઆદનુ શાચાપણુ અગર તે બાબત શુધ અંતઃકરણ બતાવવાને ફરીઆદીને લાગ મળે તે કારણશર કલમ ૪૭૬ પ્રમાણે તીજા વરગના માજીસતરેટે આરંભની તપાશ કરવી જોઇતી હતી

---

## દીવાની અપીલ

તા૦ ૨૧ મારચ શને ૧૮૮૨ ના તા૦ ૨૦ ફેબરવારી સને ૧૮૮૩

સર ચારલશ એ ટરનર નાઇટ ચીફ જશટીસ, અને મી૦ જ

સટીસ કીંડરશલી શાહેબોની રૂબરૂ.

પાંચાનાદાયન (વાદી) અપીલવાળા અને

નીલકાદાયન (બિજો પ્રતીવાદી) અપીલનાં પ્રતીવાદી

પેનશન આકટની કલમ ૪—ઇનામ—મેહેશુલની માફીવાળી જમીન—વીશેષ ન્યાયના આકટની કલમ ૪૨.

પા૦ ૧૯૧ } મહેસુલની માફી સાથે જે જમીનનું ઇનામ આપવામાં આવે તેના હીંદુસ્તાનના પેનશન આકટ સને ૧૮૭૧ નાછે તેના હેતુમા શમાશ થતો નથી.

એક મજીઆરૂ હીંદુ કુટંબ ૩ ભાઇઓનુ છે, તે એક ત્રતીયાંશ મજીયારો અમુક જમિનનો ભાગ ભોગવે છે. એક અંગજુતે બાજા અંગજુનો ઉપર કુટંબી મીલકતની વહેચણ કરાવવા શારૂ દાવો કરયો, એવો દાવો રાખીને કે સઘરડુ જમીનના નફામાંથી કુટબનો ત્રીજો હીશો લેવાનો મારો હકછે,

તેમાં ઠરાવવામાં આવ્યું કે વીશેશ ન્યાય આકટ ની કલમ ૪૨ ના ઠરાવ પ્રમાણે માગેલી દાદ અપાવવાને કોરટને અટકાવ થતો નથી.

## દીવાની અપીલ

સર ચાર્લસ એ. ટરનર નાઈટ ચીફજસ્ટીસ અને મી૦ જસ્ટીસ મતુસાંમીઆયરની રૂબરૂ

સુરીભાટા (વાદી) અરજદાર

અને

શીતારામ ભટ વીગેરે અપીલના પ્રતીવાદીઓ.

સને ૧૮૭૭—૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૬૮, ૩૭૧—

કામ ચાલતાના દરમીયાનમાં કામ ચલાવવાની રીતીમાં ફેરફાર

જાનુ ૧૯ | સને ૧૮૭૭ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૬૮ ની પ્રમાણે તા૦ ૧૨ ડીશમબર સને૧૮૮૧ ના રોજ અપીલ બંધ પડીછે એવુ ઠરાવવામાં આવ્યુ; કારણ કે અપીલ વાળાએ અપીલના પ્રતીવાદીના મરણની તારીખથી ૨૧૦ દીવસની અંદર તેનો વારશ દાખલ કરાવવાને ચુકયોછે. તેથી સને ૧૮૮૨ ના જાનેવારી માસમાં તે હુકમ રદ કરવાને અરજી કરવામાં આવી, અને તે અરજીની શુનાવણી સને ૧૮૮૨ નો દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો અમલ માં આવ્યો ત્યાર પછી કરવામાં આવી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે અરજીની તારીખે જે દીવાની કામ ચલાવવાની રીતીનો કાયદો અમલમાં હતો, તે કાયદા પ્રમાણે જ અરજીનો નિકાલ કરવો જોઇએ. માટે ઠરાવેલી મુદતની અંદર તે અરજી નહી કરવાને પાકુ કારણ હતુ, તેમ તે કોરટની ખાતરી અપીલવાળો કરી શકતો નહી હતો.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૭૧ મી જે કામમાં પ્રતિવાદી અગર અપીલનો પ્રતીવાદી મરણ પામે તેને લાગુ થતીનથી.

---

## ફોજદારી અપીલ—ફુલબેંચ

તા૦ ૧૦ મીં અપરેલ, તા૦ ૫ મી મે, તા૦ ૨૬, ૨૮ મો સપટેમ્બર સને ૧૮૮૩

સર ચારલસ એ ટરનર, નાઇટ ચીફ જસટીશ, મી૦ જશટીસ કરનાન, મી૦ કીંડસાટીશ ડરશલી, મિ૦ જશટીસ મતુશામિ

આપર અને મિ૦ જસટીસ હમીન્સની રૂબરૂ

મહારાણી વી૦ સુબાના વીગરે

મદ્રાસ સને ૧૮૧૯ ના આકટ ૩—પેનલકોડની કલમ ૧૭૪ સમનસનું અપમાન કરવું—રેવનયુ તપાસ—સમન્સ કહાડવાનો અખતિયાર—કરનાન—આમનો હોશાળ રજુ કરવો—દાસ—વરિત—

પાનું ૧૯૭ | મદ્રાસના સને ૧૮૧૯ ના આકટ ૩ પ્રમાણે કલેકટરો અને તેમના તાબાના અમલદારોને કારોબારને માટે હરકોઈ તજવીજ અમે તેની શાબારણ રીતની હોય તોપણ તે તજવીજ કરવાને અખતિયાર હોય તો તેના કારણસર સમન્સ કહાડવાનો તેમને અખતિયારછે.

---

# દીવાની અપીલ

તા૦ ૧૪ સપટેંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ મુતુસામીઆર અને મી૦ જસટીસ હમીનસ

સાહેબોની રૂબરૂ

વેંકટ ક્રીસ્નાયર (અરજદાર) અપીલવાળા

અને

કાવેરી ચેટ્ટી વીગરે (અપીલના પ્રતિવાદી) અપીલના પ્રતિવાદી

આલ્યા સાંતાના કુટુંબ—કુટુંબના કારણસર વહીવટદારે આપેલુ ગીરો—કબજો આપવો બંધ રાખ્યો—દરમિયાન ઉપજના વહીવટદાર ઉપર હુકમનામુ—કુટુંબી મીલકત ઉપર દરમીયાન ઉપજ વીગેનું હુકમનામુ બજાવવાની ના પાડવામાં આવી.

પાનું ૨૦૧ | આલ્યાસાંતાન કુટુંબના વહીવટદાર **ક** એ કુટુંબની અમુક જમિન વાપરવાનું ગીરોખત **ખ** ને લખી આપ્યું, એવા કારણથી કે કુટુંબના કારણસર કાઢેલુ કરજ અદા કરવાને હરકત પડે નહી. **ખ** ને તે ગીરોવાળી જમિનનો કબજો મળવાને **ક** અને કુટુંબના બે શખસો ઉપર હુકમનામુ મેળવ્યુ. અને ગીરોની તારીખથી દરમીઆન ઉપજ લેવાને ફકત **ક** ઉપર હુકમનામુ મેળવ્યું **ક** ના મરણ પછી તે કુટુંબના હયાત શખસો ઉપર તે હુકમનામાં વાળી દરમીઆન ઉપજ **ક** એ ગીરો અપીલ જમિન છોડાવવાનો હક વેચાતી વસુલ કરવાને તે **ક** ના મરણ પછી તે હુકમનામુ બજાવવાને **ખ** એ માગ્યું.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે કુટંબના ઉપર દરમીયાન ઉપજનું હુ
કમનામુ બજાવવાને વે નો હક નથી.

---

## દીવાની અપીલ ફુલબેંચ

તા૦ ૨૬ સપટેમ્બર શને ૧૮૮૩

સર આરલશ એ. ટરનર, નાઈટ ચીફ જશટીસ, મી. જસ્ટીશ કર
નાન, મી. જસ્ટીસ કીંડરશલી, મી, જસ્ટીસ મથુશા
મી આયર અને મી. જશ્ટીશ હમિનસની રૂબરૂ

સને ૧૮૭૯ ના હીંદુસતાનના સ્ટાંપ આકટની કલમ ૪૬ પ્રમા
ણે રેવન્યુ બોરડનુ કરેલું રેફરંશ.

પાનુ ૨૦૩ | એક દસતાવેજથી દરવરસે સાંથના રૂ૧૫) ફી ચાર ૧ રસને પટે જમીન સાંથે આપવામાં આવેલી. તેમાં એવો ઠરાવ કરવામાં આવેલો કે સાંથની કુલ રકમમાંથી રૂ૫૦ અગ
ાઉથી આપવા જોઈએ, અને બાકીના રૂ૧૦ મુદત પુરી થએ આપવા.

ઠરાવવામાં આવ્યુ કે અગાઉથી રૂ૫૦) આપવાના તે સને ૧૮૭૯ના હીંદુસ્તાનના સ્ટાંપ આકટનો કલમ ૩૯(क)ના અર્થ પ્રમાણે એક વરશની શાંથ પટે આપનારને ત્યાં અનામત મુકી તે કાંઈ દંડ અગર પ્રીમીઅમ નથી.

જે દસ્તાવેજ ગીરોનોછે તેથી અમુક જમીનના માલેકને અમુક રકમનું દેવું હતુ તેથી તે જમીન પોતાના લેણદારને મુદલ તથા વ્યાંજના દેવા રૂપીઆ નવ વરસ સારૂ આપી. તે લેંણદારે તે જમીનની ઉપજ લેવાની હતી, અને તેનો નફો નુકશાન તેણે લેવા આપવાનો છે, અને તેણે દર વરશે સાંથ તરીકે રૂ૩૫) આપવાના છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૯ ના હિંદુસ્તાનના સ્ટાંપ આકટના ૧ લા પુરશીષ્ટની કલમ ૩૯(ङ)મી પ્રમાણે તે દસ્તાવેજ પટાનો પ્રીમીયમ સાથેનો છે.

---

## દીવાની અપીલ

તા૦ ૧ અકટોબર શને ૧૮૮૩

સર ચાર્લેસ એ. ટરનર નાઈટ ચીફ જસટીસ, અને મી, જસ્ટીસ
કરનાનની રૂબરૂ.

શ્રીનીવાશાચર (વાદી)અપીલન્ટો અને લક્ષ્મણ વીગરે (પ્રતીવાદીઓ)અપીલના પ્રતીવાદીઓ

વંશ પરંપરાના ગામનો અધીકારી—કામ કરવાનો મુસરો—જમીન ઊપરનો હક—કાહાડી મુકેલા કબજેદારનો દાવો—જેને બક્ષીસ આપવામાં આવેલુ તેનો હક.

પાનુ ૨૦૬ | વંશ પરંપરાના ગામના અધીકારીને પોતાના કામ ઊપરથી કાહાડી મુકવામાં આવેલો, તેણે પોતાના કામના મુસારા તરીક જમીન હતી અને જે સખ્સ તે કાંમ ઉપર હતો તેનેતે આપવામાં આવી હતી તે જમીન લેવા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવો ચાલતો નથી.

---

## દીવાની અપીલ ફુલબેંચ.

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસટીસ, મી. જષ્ટીસ કરનાન, મી૦ જશટીશ કીંડરસલી. મી૦ જષ્ટીસ મતુશાંમીઆયર અને મી. જસ્ટીસ હમીન્શની રુબરુ.

સને ૧૮૭૯ ના હીંદુસતાનના શ્ટાંપ આકટની કલમ ૪૬ પ્રમાણે બોર્ડઓફ રેવન્યુએ કરેલું રેફરંસ.

સ્ટાંપ આકટની આરટીકલ ૫ (ક), આરટીકલ ૪૪ (બ)—કરારગીરો—

પાનું ૨૦૯ | જીલ્લાના એકઝીક્યુટીવ ઈનજીનીયરની પાસેથી એક કંટરાકટરે કંટરાક અમુક કામ કરવાને લીધો હતો, તેમાં ઠરાવવામાં આવ્યુ કે જેમ જેમ કામ થતુ જાય તેમ તેમ નાણાં કંટરાકટરને આપવાં, પણ કંટરાકટર કાંમ કરવામાં કશુર કરેતોતેથી થતાકંપનશેશન બદલ કામની કીમતના દર શેંકડે દશ ટકા તે ઇનજીનીયર રાખે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ કરાર ઉપર સને ૧૮૭૯ ના હિંદુસતાનના ષ્ટાંપ આકટની આરટીકલ ૫ (ક) પ્રમાણે સ્ટાપ જોઈએ અને તે આકટના ૧લા પ્રશીષ્ટની આરટીકલ ૪૪ (બ) પ્રમાણે ગીરો તરીકે સ્ટાંપ હોવો નહી જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૨૨ અકટોંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જશટીસ અને મી. જસટીસ મત્તુશાંમીઆયર શાહેબોની રૂબરૂ

શ્રીનીવાશા બાટા વીગરે (અરજદારો) અને નાલાયા ચામંડાઇ વીગરે (અપીલના પ્રતીવાદી)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કા૦ ૩૦૮—હુકમનામાની બજાવણીમાં થએલો ખરીદદાર—કોરટમાં વસુલ-સરકારી ટ્રેજરી-સને૧૮૮૨ ના જુન માસની તા૦ ૨૧ મીના રોજ હાય કોરટના નીયમો.

પાનું ૨૧૧ } કે તા૦ ૨૧ જુન સને ૧૮૮૨ ના રોજ હાય કોરટના નીયમો પ્રમાણે સરકાર ટરેઝરીમાં જે નાણાં આપવામાં આવેતે સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૦૮ ના કારણસર કોરટમાં નાણાં ભરવા બરોબર છે.

---

## ફોજદારિ અપિલ

તા૦ ૭ નવંબર સને ૧૮૮૩

મી૦ જષ્ટીસ કરનાન અને મી૦ જષ્ટીસ હમીન્સની રૂબરૂ

રંગાસામી આયનગર વી૦ નારાશીમુલુ નાયક વીગરે.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૭,—૪૦૪ ૪૧૭—૪૨૩ (અ)—નીરદોશ ઠરાવવો—તે વીરૂધ અપીલ—જીલ્લા માજીસ્ટ્રેટ—તેમના અખ્તીઆર—

પાનુ ૨૧૩ } ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની ક. ૪૨૩(અ) ફકત હાય કોરટને લાગુ થાય છે. બીજા વરગના માજીસ્ટ્રેટે ઠરા૦યુ કે બીગાડના કામમાં તોહોમતવાળા વીરૂધ પ્રથમ દર્શનીક ગુનહો સાબીત થએલો છે. માટે તે તોહોમતવાળાને પુરાવ ગુજારવા સારૂ તપાસ બંધ રાખવામાં આવી જે તારીખ શુધી તે કામ તહેકુબ રાખવામાં આવેલુ તે તારીખે ફરીઆદી હાજર નહી હતો, તેથી માજીસ્ટ્રેટે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૭ પ્રમાણે નીરદોશ ઠરાવ્યો. આ હુકમ ઉપર જીલ્લા માજીસતરેટે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૨૩ (અ) પ્રમાણે અપીલ શાંભળીનેતે

હુકમ ફેરાવ્યો અને તે કામની ફરીથી તપાસ ચલાવવી એવો હુકમ કરયો એવા સબબથી કે ફરીઆદી અને તેનો વકીલ આ કામ બીજા વરગના માજીસ્ત્રેટે કાહાડી નાંખ્યું ત્યાર પછી થોડીજવારમાં કોરટની રૂબરૂ હાજર થયા હતા.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે ઉપલા માજીસ્ટરેટનો હુકમ કાયદેસર નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૭—૧૨ નવંબર સને ૧૮૮૩

મી૦ જસટીસ મતુશામીઆયર અને મી૦ જસટીસ હમીનશની રૂબરૂ

વીમાગામાદા (તેરમો પ્રતીવાદી) અપીલવાળા.

અને

લક્ષમણ ભકતા (વાદી) અપીલનો પ્રતીવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૧ અપીલના પ્રતીવાદીએ હુકમનામા બાબતમાં હરકત લીધી—હક કેટલે દરજે—સને૧૮૫૯ ના આ' ૮ ની કા૦ ૩૪૮

પાનુ ૨૧૫ | अ એ જમીનના કબજા બાબત ब ઉપર અને ખરચ બાબત बे क અને ड વીગરે કામના પ્રતીવાદીઓ ઉપર હુકમનામુ મેળવ્યુ क અને બીજા પ્રતીવાદીઓએ ખરચ બાબતના હુકમનામા સબંધીમાં અપીલ કરી અને તેમાં अ અને ड ને અપીલના પ્રતીવાદી ઠરવામાં આવ્યા. કલમ ૫૬૧ મી પ્રમાણે ड એ अ ને હુકમનામાના જે ભાગથી જમીનના કબજો અપાવવામાં આવેલો તે વીરૂધ સાંમી હરકત લીધી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જો કે क એ अ ઉપર કરેલી અપીલમાં ड ને ખોટી રીતે પક્ષકાર કરવામાં આવ્યો છે, તોપણ તે હુકમનામાના બાકીના ભાગ બાબત હરકત લેવાને મુખત્યાર છે.

---

## દીવાની અપીલ.

તા૦ ૯ નવંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ હમીન્સ સાહેબોની રૂબરૂ.

ગાંડાવતહારા આપનગર (અરજદાર) અરજદાર

અને

દેાાનાયાગા મુદલી વીગરે (અપીલના પ્રતીવાદીઓ)

સને ૧૮૬૩ ના આ ૨૦ ની કલમ ૧૪—૧૮–દેવાલયના ટરષ્ટી, તે મની લાયકાઈ–કમીટીની ફરજ—અપકૃત્ય.

પાનુ ૨૨૨ } સને ૧૮૬૩ ના આ૦ ૨૦ પ્રમાણે એવી જરૂર નથી કે કમીટીએ દેવાલયનો જેને ટરષ્ટી નીમેલો હોય તે અમુક પંથનોજ હોવો જોઇએ માટે જો કે જે પંથનુ દેવાલય હોય તે પંથનો ટ્રસ્ટી નીમવો જોઈએ એ દુરસ્તછે તોપણ વઇશ્નવ પંથના દેવાલયમાં શીવમાર્ગી ટ્રષ્ટી નીમવામાં આવે તો, તે કાંઇ અપકૃત્ય કસુર અગર વીશ્વાસઘાત કમીટીએ સદરહુ આકટની કલમ ૧૪ મુજબ કરયોએમ થતુ નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૮ ડીસંબર સને ૧૮૮૩

મી. જસ્ટીસ હમીનસની રૂબરૂ

ગોવીંદાંન નાયર વીગરેની અરજીયોની બાબતમાં

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫

પાનુ ૨૨૪ | ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ મી પ્રમાણે ફરીઆદ ચલાવવાની મંજુરી આપતા પહેલાં કોરટ એવી ખાત્રી કરવાને બંધાએલી છે કે તે ગુનો થએલો છે, પરંતુ તે ગુનામાં જેજે સખસો ગુંથાએલા હોય તે તમામ શખસોબાબત કાંઇ તજવીજ કરવાને કોરટ બંધાએલા નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૫ જુલાઇ, તા૦ ૧ આગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ કરનાન અને મી૦ જસ્ટીસ કીંડર્ઝલી સાહેબોની

રૂબરૂ

નાંનગાલી (ત્રીજો પ્રતીવાદી)અપીલવાળો અને રાંમાંન વીગરે(વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

જમીનના માલીક અને સાંથે રાખનાર—કબજો છોડાવવો રજીસ્ટર કરયા વીનાના પટાની રૂઇએ કબજો કરવો—કબજો રાખવો—પટાના ઠરાવ પ્રમાણે સાબેતી સને ૧૮૬૪-૧૮૬૬—૧૮૭૭ના રજીસ્ટર આકટની ક,૧૭ પ્રતીવાદીએ જુદા પટાની કબુલત કરેલી તેની રૂઇનુ હુકમનામુ.

પાનું ૨૨૬ | વાદીએ સને ૧૮૮૧ માં અમુક જમીન અને સાંથ પ્રતીવાદી પાશેથી લેવા દાવો કરયો. એવું કહીને કે પ્રતીવાદીના ધરડાએ સને ૧૮૬૫ ના રજીસ્ટર થયા વીનાના પાંચ વરસના હવધના પટાની રૂઇએ તે જમીનનો કબજો કરેલો છે,

પ્રતીવાદીએ સને ૧૮૬૫ ના પટાની ઇનકારીઅત કરી, કબુલ કરયુ કે હુ તે જમીનનો સાંથે રાખનાર છું, પરંતુ મારી પાસેથી કબજો છોડાવી શકાતો નથી, અને તેણે તે સાંથમાથી કેટલોક મુસારો કાપી લેવાનો દાવો રાખ્યો,

તેમા ઠરાવવામાં આવ્યુ કે ૧ વાદી દાવાની અરજીમાં કહેલો સાંથનો પટો સાબેત કરી શકયો નથી. કારણ કે સને ૧૮૬૫નો પટો રજીસ્ટર કરાવેલો નથી તેથી પ્રતીવાદીઆગ્રુ પાસેથી કબજો છોડાવી શકતો નથી,

બીજુ ઠરાવવામાં આવ્યુ છે કે પ્રતીવાદીની કબુલત ઉપરથી વાદીનો આ દાવાવાળી સાંથ પ્રતીવાદી પાસેથી લેવાનો હક છે અને વધારે કાંઇ લેવાનો હક નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૨ સપટેંબર અને તા૦ ૧૫ અકટોબર સને ૧૮૮૩

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસ્ટીસ, અને મી૦ જસ્ટીસ મનુ શાંમીઆયરની રૂબરૂ

કુનહામાથા વીગરે (વાદીઓ)અપીલવાળા અને કુનીકુટીઆલી (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

મલબારનો ધારો—કારનાવાન, તેણે પુરતી ખોરાકી પોશાકી તારવાડને આપેલી નહીં—કુટુંબના ઘરમાં રહેનાર અંગભુતે ખોરાકી પોશાકીનો કરેલો દાવો.

પાનુ ૨૩૩ } મલબાર તારવાડનો એકાદો અંગભુત તારવાડના ઘરમાં રહેતો હોયતો, તે માશીક રકમ નાણાંની કારનાવાન પાસેથી તે મારી જોઇતી ખોરાકી આપતો નથી તે કારણથી લેવા દાવો કરી શકતો નથી,

## દીવાનિ અપિલ

તા૦ ૧૮ અકટોબર સને ૧૮૮૩

શર. ચાર્લશ. એ. ટરનર. નાઈટ ચીફ જશ્ટીશ, અને મી૦ જશ્ટીશ હમીન્શ શાહેબની રૂબરૂ

બાદા (વાદી) અપીલવાળા

અને

હુસુભાઇ વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

વંશપરંમપરાના ગામનુ કામ—ચાકરીઆત ઈનામ—નોકરી ઊપરથી મુસારો જુદો પાડવો—જેને ઇનામ આપવામાં આવ્યુ હોય તેનો ઇનામના હકના દસ્તાવેજની રૂઇએ હક.

પાનુ ૨૨૬ | વંશપરમપરાના ગામના અધીકારીના મુશારામાં જે જમીન હતી તે સરકારે તે કામની ચાકરી ઊપરથી જુદી કરેલી છે, અને તે ઇનામ કમીસનર સાહેબે તે કામના કબજેદારને જે તે કામ કરતો તેને ઇનામ આપેલીછે.

તે કામ કરનારના કુટંબનો અંગભુત કે જેણે કોઇ વખત તે કામ કરેલું નથી, તેણે તે જમીનનો હિસો લેવા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તેનો તે જમિન ઉપર કાંઇ હક નથી,

---

## દીવાની અપીલ

તા૦ ૧૯ અકટોબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર, નાઇટ ચીફ જશટીશ અને મી૦ જસટીશ હમીન્સની રૂબરૂ

સેનગોથા વીગરે (પહેલા અને બીજા પ્રતીવાદીઓ) અરજદારો

અને

સમાશામી (વાદી) અપીલનો પ્રતીવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૯૯

પાનુ ૨૪૧ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૯૯ મી પ્રમાણે હુકમ થવાની અરજી સમનસ બજયા પછી અને પ્રતીવાદીને યોગ્ય નોટીશ તે હુકમ મેળવવાની અરજી આપવાનો ઇરાદાછે તેવી આપ્યા બાદ ફકત થઇ શકેછે.

## દીવાની અપીલ

તા૦ ૧૬ જુલાઈ, તા૦ ૫ નવેંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જષ્ટીસ. અને મી, જષ્ટીસ

ગમુશામીઆયરની રૂબરૂ

બીજાયા શામી (વાદી) અપીલવાળા

અને

રાઠીયાશામી (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

હીંદુશાસ્ત્ર—વહેંચણ ના થાય તેવી જમીનદારી—વારસો—કુટુંબની એક શાખાનો વીરૂધ કબજો.

પાનું ૨૪૨ — સને ૧૮૨૯ મા ગઊરી વલભ તેવારના મરણ પછી શી વાગંગાની વહેંચણ ના થાય તેવી જમીનદારી જે તેણે મેળ વેલી તેનો કબજો તેના મ્હોટા ભાઈઓ યાનેદારના વારશ વગીલોએ લીધેલો, અને તેમની પાસેથી ગઊરીવલભ તેવારની દીકરી કાતમાનાચીયરે સને ૧૮૬૩ માં દાવો કરી લીધેલો હતો. તે તારીખથી તે શને ૧૮૭૭ માં મરણ પામી ત્યાં સુધી તે મીલકત કાતમાનાચીયરના કબજામાં રહી, ત્યાર પછી પ્રતીવાદી જે છોકરાનો છોકરો હણત ગઊરી વલભ તેવાર (તેણીની બહેનનો દીકરો) ની પાસેથી દાવો કરી લેવામાં આવી.

વાદી કહેછે કે હું ગઊરવલભતેવારનો તેની ઓરત માનીકાથાલ થએ લા બીજો દીકરો નામાશીવાયા હતો તેનો ત્રીજો દીકરો છુ. અને ગઉ રીવલભ તેવારનો વડીલદીકરો તે છે, અને પ્રતીવાદી નથી, તેથી વાદીએ સને ૧૮૮૧ ની શાલમાં તે મીલકત લેવા દાવો કરયો.

ગઉરીવલભ તેવારની હયાતીમાં તે જન્મેલો હતો એમ કબુલ કરીને વાદીએ તકરાર કરી કે સને ૧૮૭૦ માં મારા બાપ, મારા મહોટા ભાઈ ઓ અને મારા બાપના મહોટા ભાઈનો દીકરો મરણ પામ્યો ત્યાંસુધી તે મીલકત બાબત હું દાવો કરી શકતો નહી હતો.

ઠરાવવામાં આવ્યુ કે શને ૧૮૨૯ થી મુદતમાંની કાથાલના વંસજો વીરૂધ થીર થએલી છે.

## દીવાની અપીલ

તા. ૯ નવમબર સને ૧૮૮૩

સર ચારલશ એ. ટરનર નાઇટ ચીફ જશટીસ, અને મી૦ જ

ષ્ટીસ હમીન્સ સાહેબોની રૂબરૂ

પીચાયા (પ્રતીવાદી) અરજદાર

અને

નારાશાયા વીગરે (વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

કરાર આકટની કલમ ૨૬૫—ભાગીઆ—મેળવેલા નફામાંથી હીસો લેવાનો દાવો.

પાનું ૨૪૬ } મજીયારા વેહેપારમાંથી ઊતપન થએલી રકમનો હીસાબ આપવા અને તેમાંથી હીસો આપવાની અગર પક્ષકારોના હુકમ પ્રમાણે બીજુ ફંડ ઊતપન થએલું હોય તેમાંથી વાદીના હીશાનો બંદોબસ્ત કરમાને પ્રતીવાદીને ફરજ પાડવાના દાવાને સને ૧૮૭૨ ના હીંદુસ્થાનનાં કરાર આકટની કા૦ ૨૬૫ મીના ઠરાવથી અશર થતો નથી.

---

## દિવાનિ અપિલ

તા૦ ૧૪ નવેંબર સને ૧૮૮૩

સર ચારલસ એ, ટરનર, નાઇટ ચીફ જસ્ટીસ, અને મી૦ જ

શટીશ મતુશામીઆયર સાહેબોની રૂબરૂ.

રાજા વીગરે (પ્રતીવાદીઓ) અપીલવાળાઓ

અને

સુબારાયા (વાદી) અપીલના પ્રતીવાદી

હીંદુશાસ્ત્ર—શુદ્ર—દતાવીધાન-દતક વહેચણ કરાવવાને કરેલો દાવો-દતકનો હીસો.

પાનુ ૨૫૩ } એમ ધારીએ કે મીતાક્ષરા પ્રમાણે દતકનો હીસો જેમ સ્વભાવીક દીકરો હોય અને અરધો અરધ લેછે તેમ હોય તો તે નીયમ સુદ્ર કે જેમનામાં દત વીધાન થયા પછી અઊરસ છોકરો જનમેલો હોય તે અઊરસ છોકરાના સરખો દતકનો હીસોછે, તેમને લાગુ થતો નથી.

---

## દિવાની અપીલ

તા૦ ૨૦ નવેમબર સને ૧૮૮૩

મી૦ જશટીશ કીંડરશલી અને મી૦ જશટીશ હમીન્ટ શાહેબ

ની રૂબરૂ

કુરીઆલી (વાદિ) અપીલવાળો

અને

માયન વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૪, ૨૪૪, ૨૫૨ અને ૨૭૮—જમીનના વેચાણ બાબત હુકમનામુ—હુકમનામાના મરનાર દેણદારના દીકરાએ પોતાના હકથી અને તારવાડના વહીવટદાર તરીકે વેચાણમાં હરકત લીધેલી, તે નામંજુર કરવામાં આવી (કલમ ૨૪૪)-અપીલમાં હુકમ ફેરાવ્યો—જપતી—ક૦ ૨૭૮ પ્રમાણે દાવો રદ કરવામાં આવ્યો—જમીનનું વેચાણ—વેચાણ રદ કરાવવાનો દાવો કહાડી નાખવામાં આવ્યો.

પાનુ ૨૫૫ } स એ જમીનના ત્રણ જથા म ને ગીરો આપ્યા. તે ગીરો વાળી જમીન વેચાવવાનું म એ स ઊપર દાવો કરયો स ગુજરી ગયો. તેથી દીવાની કામ ચલાવવાની રીતીનાં કાયદાની કલમ ૨૩૪ મી પ્રમાણે स ને क ને વારસામાં દાખલ કરવામાં આવ્યો. स ની મીલકત તરીકે જમીન ગીરો આપવામાં આવેલી તે જમીન ઉપર હુકમનામુ બજાવવાને म એ દરખાસ્ત કરી. તેમાં ત્રણ જથાની જમીનના વેચાણ બાબત क એ હરકત લીધી, એવા કારણથી કે એક જગોતો મારો (क)છે, અને બીજા બે स ને કુટુંબનોછે, અને જેનો હું વહીવટદારછું તે કુટુંબની તે જમીનછે.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪ મી પ્રમાણે આ સવાલોનો તપાસ જીલ્લા મુનશીફે કરયો, અને તેણે એવું ઠરવાવ્યું કે ત્રણે જથા ઉપર બજાવણી થવી જોઇએ.

અપીલમાં જીલ્લા કોરટે મુનશીફનો હુકમ ફેરાવ્યો, એવા કારણથી કે ક૦ ૨૪૪ પ્રમાણે આ સવાલોનો નીરણય કરવાને તેમને અખતીઆર નથી, માટે म નો યોગ ઈલાજ તે મિલકત જપ્ત કરાવવાનો અને क નો તે બાબત દાવો કરવાનોછે.

આ ઇજાજ પસંદ કરવામાં આવ્યો, પણ क નો દાવો રદ કર વામાં આવ્યો, તેથી ચારે જથા વેચવામાં આવ્યા; તેમાંથી च એ ત ખરીદ કરયા.

આ ઉપરથી म અને न ઊપર च ને કરી આપેલું વેચાણ રદ કરાવવાને क એ દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪ મી પ્રમાણે આ દાવો ચાલતો નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૭, ૧૭ ડીસંબર સન ૧૮૮૩.

સર ચારલસ એ. ટરનર, નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીશ હમીનસ સાહેબોની રૂબરૂ

શુરીઆના (ફરીવાદી) અપીલવાળા

અને

દુરગી (પ્રતીવાદી) અપીલની પ્રતીવાદી

મુદતના આક્ટના ૨ જા પ્રશીસ્ટની આરટીકલ ૧૨—મહેશુલ બાકી બાબતના હુકમનામાની બજાવણીમાં વેચાણ.

પાનું ૨૫૮ — દીવાની કોરટના હુકમનામાની બજાવણીમાં क ની મીલકત અયોગ્ય રીતે વેચવામાં આવેલી હતી, તે હુકમનામું क અને ख ની જમીનના મહેશુલના અશામીએ મેહેશુલની બાકી બાબત स ઉપર હુકમનામું મેળવેલું હતું.

કોરટની મારફતે થએલા લીલામમાંથી ખરીદ કરનાર પાસેથી તે જમીન લેવા દાવો કરવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ મંજુર રાખ્યાની તારીખથી એક વરસની અંદર તે દાવો કરવામાં આવ્યો નથી, માટે સને ૧૮૭૭ના હીંદુસ્તાનના આક્ટના ૨ જા પ્રસીસ્ટની આરટીકલ ૧૨ પ્રમાણે તેને મુદતની હરકત છે.

---

## દિવાની અપીલ

તા૦ ૧૪ ડીશમબર સને ૧૮૮૩

સર આરથર જે. એચ. કોલીન્સ ચીફ જસટીસ અને મી૦ જસટીસ

કરનાન શાહેબોની રૂબરૂ

આપાસામી (પ્રતીવાદી) અપીલવાળા

અને

રામા સુબા વીગરે (વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

સાંથ વશુલ કરવાના આકટની કલમ ૧ અને કલમ ૨—ઈનામદાર—સલામી

પા૦ ૨૬૨ | એક ઇનામદારને બીજા ઇનામદાર પાસેથી સલામી લેવાનો હક હોયતો, તે સને ૧૮૬૫ (મદ્રાસ) ના આકટ ૮ માં ઠરાવેલો સંક્ષેપ ઇલાજ તે સલામી વસુલ કરવાને કરી શકે છે.

---

## દિવાની અપિલ

તા૦ ૩૦ અગસટ અને તા૦ ૨૬ ડીસમબર સને ૧૮૮૩

આલુની (વાદી) અપીલવાળા

અને

કંનજુશા વીગરે (પહેલો, ચોથો અને દશમો પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી.

એક વખત નીરણય થઇ ગએલો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩ ની સમજુત ૨.

પાનુ ૨૬૪ | સને ૧૮૭૬ માં અ એ ક ઊપર અમુક જમીન લેવા દાવો કરયો; એવું કહીને કે હું અમારા તારવાડનો કારવાનવું અને મુખ જુબાનીના કરારથી તે જમીન તેમની ખોરાકી પોશાકીને માટે આપેલીછે. પણ ક એ તેમાંની કેટલીક જમીન ગીરો આપીને તે કરાર તોડેલોછે.

આ દાવો કહાડી નાખવો.

સને ૧૮૮૧ માં અ એ તેજ પ્રતીવાદીઓ ઉપર તે જમીન લેવા દાવો કરયો, એવા કારણથી કે તારવાડના કારનાંવાન તરીકે હમારો તે જમીનનો કબજો લેવાનો હકછે,

તેમાં ઠરાવવામાં આવ્યું કે નીચેની કોરટનાં હુકમનામાં ફેરવ વામાં આવ્યાંછે અને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ. ૧૩ પ્રમાણે અ ના કરેલા સને ૧૮૮૧ ના દાવાને હરકત નથી.

દીવાની કામ ચલાવવાની રીતીનો સને ૧૮૭૭ નો કાયદો છે તેની કલમ ૧૩ ની બીજી સમજુત દાવામાં જે દાદ માગવામાં આવેલી હોય તેથી જે હક બાબત પ્રથમના દાવામા તકરાર હોય તે સબંધી છે જ્યારે કેટલાક દાવાનાં કારણો એક બીજાથી જુદાં હોય ત્યારે પક્ષકાર તે તમામ કારણો એકઠાં લાવવાને બંધાએલો નથી. પણ જે હકના આધારથી દાવો કરવામાં આવેલો હોય તે હક શબંધી તમામ કારણો હોય તે કોરટની રૂ બરૂ લાવવાને બંધાએલો છે તેની ચીંતા નહી.

---

## દીવાની અપીલ

સર ચાર્લસ એ. ટરનર નાઈટ ચીફજસ્ટીસ અને મી૦ જષ્ટીસ મતુસાંમીઆયરની રૂબરૂ

સન્યાસી રાજુ વીગરે (પ્રતીવાદી નંબર ૩૫૨ ના અશલ દાવામાં) સ્પેશીઅલ અપીલ નંબર ૧૦૨૮ અપીલ વાળાઓ.

પાકીર રાજુ (નંબર ૨૯૩ ના અશલકામના વાદી અને નંબર ૩૫૦ અને ૩૫૧ ના કામમાં પ્રતીવાદી) સ્પેસીઅલ અપીલ નંબર ૧૦૨૯ થી ૧૦૩૧ સુધીનો અપીલવાળો,

અને

જગનંથાનારાયણ રાંમચંદ્ર રાજુ, શાલરના જમીનદાર (નંબર ૩૫૨ ના અશલ કામના વાદી, વીગરે.

જમીનદારી—ચાકરીઆત પેટા—જમીન પાછી લેવી.

પાનુ ૨૬૮ | એક જમીનદારે જમીનદારી શાંથે રાખનારને શલામી આપવાના કરારથી આપેલી હોય એવી શરતની શાથે કે તેઓએ જાતે ચાકરી કરવી, પણ જો તે ચાકરી છોડી દેવામાં આવેતો તે જમીનદારનો તે જમીન પાછી લેવાનો પ્રથમ દરજાનીક હકછે.

## દીવાની અપીલ

તા૦ ૩ અક્ટોબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ હમીન્સની રૂબરૂ

મોઇદીન (અપીલનો પ્રતીવાદી) અપીલવાળો

અને

ચાંદુ (અરજદાર) અપીલનો પ્રતીવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૯—નાદારી—જામીનીખત—તેનો અમલ કરવો—ઇલાજ.

પાનુ ૨૭૩ } જ્યારે હુકમનામાના દેણદારને જ્યારે બોલાવવામાં આવે ત્યારે રજુ કરવા સારૂ સને ૧૮૮૧ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૯ મી પ્રમાણે એક જામીની ખત આપવામાં આવેલુ હોયતો, સંક્ષેપ રીતે તે ખતનો અમલ થઇ શક્તો નથી.

---

## ફોજદારી અપીલ

### ફુલબેંચ

સર ચારલસ એ. ટરનર, નાઇટ ચીફ જસટીશ, મી૦ જશટીશ કરનાન, મી૦ જશટીશ કીંડરશલી, અને મિ૦ જશટીશ મતુશામિ આયર સાહેબોની રૂબરૂ

કેસરેહીંદ વી૦ શામીના દાચેના

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાનો કલમ ૧૬૦—પોલીશ ઓફીશર—તપાશ—ફરીઆદનો જવાબ દેવાને શમન્સ,

પાનુ ૨૭૪ | ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૬૦ પ્રમાણે જે કામનો તપાસ પોલીશ અમલદારની રૂબરૂ હોય તે અમલદારને અમુક હદની અંદર તે કામ સાથે જે વાકેફગાર સખશો હોય તેમને શાક્ષી તરીકે હાજર થવાને શમન્સ કરસનો અખતીઆરછે. તેથી તહોમતવાળા ઉપર તેના વીરૂધની ફરીઆદનો જવાબ દેવા આવવા સારૂ સમન્સ કરવાનો તેમને અખતીઆર મળતો નથી.

## ફોજદારી અપીલ

તા૦ ૧૪ ડીસેંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીશ કરનાન સાહેબોની રૂબરૂ.

કેસરે હીંદ વી૦ કીરનાપા અને મરૂગાપા

પીનલકોડની કલમ ૨૬૯—ફોગળીઆનો મરજ એકાદાને થએલો હોય અને ટરેનમાં તે મુસાફરી કરે

પાનુ ૨૭૬ | क ને ફોગળીયુ આવેલુ હતુ, એવું પોતે જાણ્યા છતાં પોતાનિ સ્થીતીની રેલવે કંપનીના નોકરને ખબર આપ્યા વીના "પાસેંજર" તરીકે ટરેનમાં પેઠો म ને क ની સ્થીતીની ખબર હતી, તેમ છતાં क ની ટીકીટ તેણે ખરીદ કરી અને તેની સાથે મુસાફરી કરી,

તેમાં ઠરાવવામાં આવ્યુ કે क ને એવું માનવાનું કારણ હતુ કે અમુક કામ જે તે કરેછે તેથી હયાતીને હરકત થાય તેવો રોગ પસરશે એવો સંભવ છે તેમ છતાં તેણે કસુરથી તે કરયુ અને क એ ગુનો કરયો તેમાં म એ મદદ કરી એવા તેમને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૬૯ પ્રમાણે ગુનેગાર ઠરાવ્યા છે તે બરોબર છે.

---

## ફોજદારીઅપીલ

તા૦ ૧૩ ફેબરવારી શને ૧૮૮૪

મી૦ જસ્ટીસ હમીન્સ અને મી૦ જસ્ટીસ બ્રાંડટ સાહેબોની રૂબરૂ

અમીના વી૦ કેસારેહીંદ

પેનલકોડની કલમ ૩૭૦—ગુલામગીરી—તે શબ્દનો અર્થ

પાનુ ૨૭૭ | स એ अ ને એક ૧૩ વરસની છોકરી ब ની જાત ઉપરનો હક રૂ૨૫) માટે આપ્યો જે દસ્તાવેજથી આ વ્યવહાર થએલો, તે દસ્તાવેજ ब નું વરણન એક વેલાની અગર ગુલામની છોકરી स એ प પાસેથીખરીદ કરેલી એવુ બતાવવામાં આવેલુ.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૭૦ ના અરથ પ્રમાણે ब ને ગુલામ તરીકે ખરીદ કરયાનો ગુનેગારછે

## દીવાની અપીલ

તા૦ ૨૮, ૩૧ અગસ્ટ સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર, નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મટુસામીઆયરની હજુર

વેંકટ રામાના વીગરે (વાદીઓ) અરજદારો અને થીરથીંગ વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

શીમાડાના આકટની કલમ ૨૫—મુદત—મુદત વધારવાને ગવરનર ઇનકાંઊંશીલનો અખત્યાર.

પાનું ૨૮૦ | સને ૧૮૬૦ ના મદ્રાસના સીમાડાના આકટની કલમ ૨૫ પ્રમાણે સન ૧૮૭૬ માં રેવન્યુ સરવઇના અમલદારે ઠરાવ કરેલો તે ઊપર અપીલ તરીકેનો દાવો સને ૧૮૮૧ માં હાયકોરટે બીજી અપીલમાં કાહાડી નાંખ્યો, એવા કારણથી કે તે દાવાને મુદત ની હરકત છે, કારણ કે તે આકટમાં ઠરાવેલી મુદત વીતી ગયા પછી એક દીવસ પછી તે દાવો કરવામાં આવ્યો છે તેથી વાદીઓએ ગવરનર ઇનકાંઉનશીલને તે આકટની કલમ ૨૫ મી પરમાણે તેઓ બીજો દાવો કરી શકે એવી મુદત વધારવાને અરજી કરી આ અરજી મંજુર કરવામાં આવી તેથી તે રેવન્યુ સરવઇના અધીકારી ઉપર વાદીએ બીજો દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ગવનસર ઇન કાંઊનશીલનો હુકમ કાયદા વીરૂધ નથી, જેથી બીજો દાવો ચલાવવાને હરકત નથી.

---

## દિવાનિ અપિલ.

તા૦ ૧૯ આકટોબર સને ૧૮૮૩

સર આરલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટીસ હમીન્ટની હજુર

બાલાજી (અરજદાર) અપીલવાળો

અને

રામાશામી (અપીલનો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૩—અપીલકોરટના હુકમનામાની બજાવણી બાબત—જામીની-જવાબ—

પાનું ૨૮૪ } સને ૧૮૭૪ માં હુકમનામાના દેણદારે હુકમનામાની બજા વણી સારૂ જામીન આપવાથી તે જામીન કબુલ કરવામાં આ વેલા તેથી ફરી તપાસ ચાલતાની દરમીઆનમાં અપીલ કોર ટનુ હુકમનામુ બજાવવું બંધ રાખવામાં આવેલુ હતું.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૮૨ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૩ ના ઠરાવ પ્રમાણે હુકમનામાનો લેણદાર તે જામીન વીરૂધ સંક્ષેપ રીતે કામ ચલાવી શકતો નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૭ ડીસેમબર સને ૧૮૮૩

શર ચારલસ એ, ટરનર નાઈટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટી શ હમીન્સની રૂબરૂ,

મહારાણી વી૦ શામા પાપી,

માજીસ્ત્રેટની રૂબરૂ કબુલત–પુરાવ આકટની કલમ ૨૫—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૬૪—ગામના હકના આકટ (સને ૧૮૬૪ ના મદ્રાસ આકટ ૪) ની કલમ ૭.

પાનુ ૨૮૭ | ગામનો અમલદાર તે પોલીશ અમલદાર નથી. માટે ગામના માજીસ્ત્રેટની રૂબરૂ જે કબુલત કરવામાં આવેલી, માટે હીંદુસ્તાનના પુરાવ આકટની કલમ ૨૫ ના ઠરાવથી તે કબુલત પુરાવમાં લેવા લાયક નહીં એવું નથી.

---

## ફોજદારીઅપીલ

તા૦ ૧૮ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીશ કીંડરશલી અને મી૦ જસ્ટીસ હમીન્સ સાહેબો ની રૂબરૂ

લક્ષમાજી વી૦ કેશારેહીદ

પીનલકોડની ક૦ ૧૯૧, ૧૯૨, ૧૯૬, જુઠો પુરાવ બનાવવો—રજીસ્ટ્રારની રૂબરૂ વાપરવાનો ઈરાદો—દીવાની કોરટમાં ઊપયોગ—

પાનું ૨૮૯ } જ એ એક ખતની રૂઈએ દાવો કરયો. તપાશ વખતે એક કાગળ તે ખત જ રજીસ્ટર કરાવી શકે તે કારણસરનો

પોતાના દાવાની પુસ્ટીમાં જુઠો બનાવેલો તે બતાવવાને માગ્યું. જ તે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કા૦ ૧૯૬ પ્રમાણે ગુનેહગાર ઠરાવવામાં આવેલો હતો.

ઠરાવવામાં આવ્યું કે રજીસ્ટ્રારની રૂબરૂ વાપરવાના કારણથી તે કાગળ જુઠો બનાવવામાં આવેલો હોય તો તે ગુનહાની સાબેતી ઠરાવવા વીરૂધ બળવાન ગણવાને હરકત નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૨૫ જાનેવારી અને તા૦ ૪ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ કરનાન અને મી૦ જસ્ટીસ કીંડરસલી સાહેબોની રૂબરૂ

રાંમાસામી વી૦ કેસરેહીંદ

પીનલકોડની કા૦ ૨૧૧—પોલીસની રૂબરૂ ખોટો આરોપ—શેશન કોરટે ઠરાવેલો ગુનહો—માજીસ્ટરેટની રૂબરૂ તે તોહોમતનું સાચાપણું સાબેત કરવાનો લાગ આપવામાં આવેલો નહીં

પાનું ૧૯૨ | ૨ એ ચોરીની ફરીઆદ સા ઉપર પોલીસને કરી પોલીસે તે કામ જુઠું છે એમ કહી માજીસતરેટ તરફ મોકલ્યું, માજીસ્ટ્રેટે ૨ ઉપર સમન કરી, તેને તપાસ્યો, પણ તેણે બતાવેલા શાહેદીઓ બોલાવી તે આરોપ શાબેત કરવાનો તેને લાગ આપવામાં આવ્યો નહીં.

તે માજીસ્ટ્રેટે ફાઈલ ઉપરથી તે કામ કહાડી નાંખવાનો હુકમ કરી ૨ ઉપર ફરીઆદ ચલાવવાની પરવાનગી આપી.

પછી તેજ માજીસ્ટ્રેટની રૂબરૂ ૨ ને રજુ કરવામાં આવ્યો અને તેને સેશન કમીટ કરવામાં આવ્યો, સેશન કોરટે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૧૧ પ્રમાણે તેને ગુનેગાર ઠરાવ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ૨ ની તપાસ કરવામાં આવી હોય ત્યાર પહેલાં તેને પોતાની હકીકત સાબેત કરવાનો લાગ આપવામાં આવેલો નહિ હતો, તો પણ તે ગુનાની સાબેતીનો ઠરાવ કાયદા વીરૂધ નથી.

---

## દીવાની અપીલ

### ફુલબેંચ

તા૦ ૨૯ જાનેવારી સને ૧૮૮૪

સર ચારલશ એ. ટરનર, નાઇટ ચીફ જસ્ટીસ, મિ૦ જસ્ટીસ કરનાન, મી૦ જશટીસ કીંડરસલી, મી૦ જસટીસ મનુ સામીઆયર, અને મી૦ જસટીસ હમીનશની રૂબરૂ.

રામા ક્રીશ્ના (વાદી) અપીલ

અને

નામા શીવાયા વીગરે (પ્રતીવાદીઓ) અપીલનો પ્રતીવાદી.

હીંદુશાસ્ત્ર—બાપ ઊપરનું હુકમનામુ—કુટંબી મિલકત જપ્ત કરવામાં આવી—દીકરાઓની હરકત—દીકરાના હીસાઓ છોડી દેવા—તે છોડી દેવાના હુકમ વીરૂધ દાવો—દાવાનુ કારણ—એકમાં સમાશ થવે.

પાનુ ૨૫૫ | અમુક જમીન અવીભકત હીંદુકુટંબની મિલકત હતી તે બાપના ઊપર ખતનો રૂઇએ થએલા હુકમ નામાથી જપ્ત કરાવવામાં આવેલી. તે ખતથી તે જમીન તે દેવાની શાનમાં બધી આપી. તેથી છોકરાઓએ વચમાં હરકત કરી કે તે જમીનમાં જે અમારો હિસોછે તે જપ્ત કરાવી શકાતો નથી. તેથી તેઓના હીસા ઉપરથી જપતી ઉઠાવવામાં આવી.

તે હુકમનામાવાળાએ તે છોકરાઓ ઉપર તેમનો હિસો તેમના બાપ ઊપર થએલા હુકમનામાની બજાવણીમાં વેચાવી શકાય છે એવુ ઠરાવવા દાવો કરયો.

ગોકળ લીંગા વી૦ શુભારાયાના કામનો ઠરાવ ૨૬ કરી ઠરાવવામાં આવ્યું કે તે દાવો ચાલવા લાયક નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૩૦ જાનેવારી સને ૧૮૮૪

સર ચાર્લસ એ. ટરનર નાઈટ ચીફ જસ્ટીસ, અને મી૦ જસ્ટીસ કીંડર્સલી સાહેબોની રૂબરૂ.

કેસાવન વીગરે (બિજો અને ત્રિજો પરતિવાદી) અપીલવાળા

અને

વાસુદેવાન વીગરે (વાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

મલબારનું શાસ્ત્ર—નામબુદ્રિ બ્રાહ્મણો—ઇલમછે તે કાયમ રાખવાને ત્રાહિતને દાખલ કરવો—ઠરાવ—પાય માસ હિસાબ.

પાનું ૨૯૭ | જે મિલકત ઉપરનો હક ઇનકાર કરવામાં આવ્યો હોય તે હક શાબીત કરવાને પાયમાસ હીશાબમાં જે રકમ દાખલ કરવામાં આવી હોય તે પુકત ઠરાવ નથી.

મલબારમાં નામ બદ્રીસમાં જે રીવાજ ચાલુ છે તે પમાણે કુટુંબનો ઇલમ કાયમ રાખવાને ત્રાહિતને તેમાં દાખલ કરી શકે છે, તેથી તે ઇલમનો અંગભુત થાય છે, માટે તે બાબતના કેટલાક હકો ભોગવવાને હકદાર થાયછે.

---

## દીવાની અપીલ

તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૩ તથા તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ કીડર્સલી અને મી૦ જષ્ટીસ મનુસાંમીઆયરની

રૂબરૂ

પારામા વીગેરે (વાદીઓ) અપીલવાળા અને રામચંદ્ર વીગેરે (પ્રતીવાદીઓ) અપીલના પરતીવાદીઓ

વીલ—જુઠી બનાવેલી સાક્ષીઓ—અસર

પાનું ૩૦૨ | એક હીંદુના વીલથી તેની સ્ત્રી क ને અખત્યાર આપેલા તે પ્રમાણે ख ને અમુક જમીન क એ વેચાણ આપી. તે વેચાંણ પછી કેટલીક જુઠી સાહેદીઓ તે વીલ ઉપર કરાવવામાં આવી પછી क એ ख ને વેચાણ આપેલી મીલકત લેવા ग ના વારસે દાવો કરયો. તેમાં ख એ તે વીલ ઉપર આધાર રાખ્યો. તે વીલ બીજા પરતીવાદીઓએ તે કામમાં રજુ કરેલું હતું.

ઠરાવવામાં આવ્યું કે ख ના હકને તે જુઠુ લખાણ કરવાથી હરકત પડતી નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૯ અપરેલ સને ૧૮૮૩

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જશટીશ અને મી૦ જ

સટીશ કીંડરસલી શાહેબોની રૂબરૂ.

અલીખાન અરજદાર અને આપાકુ અપીલનો પ્રતીવાદી

જમીનનો માલેક અને સાંથે રાખનાર—સાંથનો દાવો કહાડી ના ખનાગાં આવ્યો—શાંથ વસુલ કરવાના આકટથી કબજા ભોગવટા બાબતના દાવાને હરકત છે.

પા૦ ૩૦૪ | સાંથ વસુલ કરવાના આકટ પ્રમાણે જે જમીનદાર સાંથના દાવામાં હારેલો હોય તે કબજા ભોગવટા બાબતનો નવો દાવો કરી શકતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૩ નવેમબર સને ૧૮૮૩

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફજશટીશ અને મી૦જસટીસ હચીન્સ

શાહેબોની રૂબરૂ

ધરણામા (અરજદાર) અપીલવાળા અને સુબા વીગેરે (અપીલના પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

મુદતના આકટના ૨ જા પ્રશીસ્ટના આરટીકલ ૧૭૯ ની રકમ ૪—હુકમનામા ની બજાવણી—તેની મદદમાં ઇલાજ કરવો.

પાનુ ૩૦૬ | એક હુકમનામાની બજાવણીમાં અમુક જમીન જપત કરવામાં આવી હતી તેમાં હુકમનામાના દેણદારે કોરટને અરજ કરી કે બીજી જમીન વેચવામાં આવે ત્યાં સુધી અમુક જમીનનું લીલામ બંધ રાખવું જોઈએ. આ અરજીમાંનો ભાગ હુકમનામા વાળાના વકીલે કબુલ કરયો પણ તેણે એવો આગ્રહ કરયો કે બીજી કેટલીક મીલકત પ્રથમ વેચવી જોઇએ.

તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૭૯ ના હીંદુસતાનના મુદતના કાયદાના બીજા પ્રશીસ્ટની આરટીકલ ૧૭૯ની ના અરથ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં મદદ કરવા બાબતમાં તે વકીલનું કૃત્ય યુકત અરજી કોરટને કરી થાયછે.

## દીવાની અપીલ

તા૦ ૧૪ ડીશંબર સને ૧૮૮૩

મી૦ જસટીશ કીંડરસલી અને મી૦ જસટીશ મતુશામીઆર

રની રૂબરૂ.

વેલાયા (અપીલનો પ્રતીવાદી) અરજદાર

અને

જગનનાથ (અરજદાર) અપીલના પ્રતીવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૩—ફેંસલાની ફરી તપાસ—મુદતના આકટના ૨ જા પ્રશીશ્ટની આરટીકલ ૧૯૯—હુકમ નામાની બજાવણીમાં મદદ કરવા બાબત ઇલાજ.

પાનું ૩૦૭ | નવો ઠરાવ માંલુમ પડવાથી જો કે પક્ષકારનો ફરી તપાસં કરાવવાનો હક થતો નથી તો પણ જો કોરટની ખાતરી થાય કે કાયદાના ભુલ ભરેલા વીચારથી તે ફેંસલો કરવામાં આવેલો છે તો દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૩ મી પ્રમાણે ફેંશલાની ફરી તપાશ થઇ સકે છે.

એક હુકમનામાંવાળાએ કોરટમાં એવી અરજી કરી કે મારૂ હુકમ નામુ બીજી કોરટમાં બજાવવા સારૂ મોકલવું જોઇએ અને પાછળથી તેણે તે કામના કાગળો મોકલવા સારૂ ટપાલની ટીકટો કોરટમાં આપી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જયારે ટપાલની ટીકટો કોરટમા આપવામાં આવી તે વખતેજ જો હુકમનામાની બજાવણીમાં કરવાની મદદ અરજી કરવામાં આવી હોય તો તે અરજી નવી મુદત મળવાને બસછે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ જાનેવારી સને ૧૮૮૪

સર ચારલશ એ. ટરનર નાઇટ ચીફ જસટીસ, અને મી૦ જશટીસ કરનાન સાહેબોની રૂબરૂ

વાસુદેવ (સોળમો પ્રતીવાદી) અપીલવાળો અને

કેશાવજી વીગરે (વાદી અને પહેલો પ્રતીવાદી) અપીલના પ્રતીવાદીઓ.

બાજબારનો નિયમ—વેપુ અગર ઓટી જમીન ઉપરનો હક—અગ્

ક્રીયાધીકારનો હક—જેનમી એ ઉતપન કરેલી વધારાની જવાબદારી—વધારાની જવાબદારી—સાથે જેનમીના હકનું વેચાણ—દાવાનુ કારણ—વેપુના કબજેદારનો ઇલાજ.

પાનુ ૩૦૯ | એક [ગીરો આપનાર) "જેનમીએ વેપ" ગીરો કે જે ઊપરનો (અમુક જમીન આપેલી પણ તે ઉપરનો અગ્રક્રિયાધીકારનો હક અને તે ઊપર વધારે નાણા આપવાના હક શાથે) જમીનના હકવાળાને અમુક જમીન આપેલી તે ઉપર "વેપુ" ના કબજેદારે જરૂર પડે તો જોઇતા નાણા ધીરવાની તેની મરજી પુછયા વીના વધારે જવાબદારી ઉતપન કરી.

તે "જેનમી" ઊપરના હુકમનામાની બજાવણીમાં હુકમ નામાના લેણદારે તે "જેનમી" નો વધારે જવાબદારીના બોજા શાથે વેચાણ થયો.

તેથી "વેપુ" કબજેદારે તે લીલામ રદ કરવા દાવો કરયો. એવા કારણથી કે મારો અગ્રક્રીયાધીકારના હકને હરકત થએલીછે તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવો ચાલી શકતો નથી.

---

## ફોજદારી અપીલ.

[તા૦ ૧૨ ફેબરવારી સને ૧૮૮૪

સર ચાર્લસ એ ટરનર નાઇટ ચીફ જશટીશ અને મી૦ જસટીશ બ્રાંડટ સાહેબોની હજુર

વેંકટ વી૦ મનુસામી

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫—જીલા જડજ—સબારડીનેટ જડજનો હુકમ રદ કરવાનો અખતીઆર

પાનુ ૩૧૪ | સબારડીનેટ જડજે પરવાનગી આપી હોય અગર આપવાને ના પાડેલી હોય તો તે હુકમ રદકરી તે પરવાનગી આપેથી રદ કરવાને અગર આપવાની ના પાડી હોય તો તે આપવાને ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ ની પ્રમાણે જીલા કોરટને અખતીઆર છે.

## દીવાની અપીલ

તા० ૧ માંરચ સને ૧૮૮૪

મી० જસટીશ મતુશામીઆયર અને મી० જશટીશ બ્રાંડટ સાહે
બોની રુબરુ.

નારાયણ વીગરે (વાદીઓ) અપીલવાળાઓ અને

કાંનન વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

બક્ષીસ—ભોગવટા ઉપર અટકાવ—માંલબાર તારવાડની મીલકતને લાગતા સબંધોની શાથે મીલકત ઉતપન કરવાની કોશીશ—જેને બક્ષીસ મીલકત આપવામાં આવી હોય તેના હીતના વેચાણ સાથે.

પાનુ ૩૧૫ | મલબારમાંના કેટલીક જમીનના માલીકે પોતાના બે દીકરા અને દીકરીને જમીન બક્ષીસ આપી એવા ઈરાદાની સાથે કે તે તેમણે ભોગવવી જોઇએ પણ તેતારવાડની મીલકતની જે શરતો હોય છે એટલે તે મીલકત વહેંચણ કરવા લાયક નથી અને જેને બક્ષીશ આપવામાં આવી હોય તેને મરૂમાકાટા કુટુંબની મીલકત તરીકે સ્ત્રીના વંસના વારસોને મળે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે બક્ષીશ લેનારમાંથી એક બક્ષીસ આપનારનો તે જમીનમાનો હક સબંધ તેના ઉપર થએલા હુકમનામાની બજાવણીમા જપત થઇ વેચાવવાને પાત્રછે.

---

## દીવાની અપીલ

તા० ૩ મારચ શને ૧૮૮૪

સર ચારલશ એ, ટરનર નાઇટ ચીફ જશટીસ અને મી० જસ
ટીશ મતુસામીઆયરની રુબરુ

આરૂણા ચાલા (વાદી) અપીલવાળા અને

આયાવું વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

નાદારી—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ. ૩૫૧, ૩૫૨—પ્રશીધ્ધ પડવાને કોરટને કહેલુ—નાદારી ઠરાવવામાં આવવાથી લેણુ વસુલ કરવાને દાવો ચાલવાને હરકત નથી.

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૬ મી પ્રમાણે

એક હુકમનામાના દેણદારે નાદાર ઠરવાને અરજી કરી પોતાના લેણદારો ની યાદમાં **અ** નુ નામ અને તેના લેણાની રકમ દાખલ કરી.

એક લેણદાર તે અરજીમાં શામો તકરાર કરવા અગર પોતાનુ લેણું શાબેત કરવાને હાજર થયો નહી તેથી કોરટે કલમ ૩૫૨ મી પ્રમાણે પ્રશીસ્ટ નહી તઇઆર કરતાં કલમ ૩૫૧ મી પ્રમાણે તે હુકમનામાના દેણદારને નાદાર ઠરાવ્યો,

**અ** એ પોતાનુ લહેણું લેવા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે કલમ ૩૫૨ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યુ નથી માટે કલમ ૩૫૧ મી પ્રમાણે તેને નાદાર ઠરાવવામાં આવેલા છે તેથી તે નાદાર અને **અ** ની વચમાં તે ઠરાવ હુકમનામા પ્રમાણે થઇ શકતો નથી માટે **અ** નુ હુકમનામુ મળવાનો હકછે.

---

## દીવાની અપીલ

તા૦ ૭ મારચ સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જશટીસ મતુસાંમીઆયરની રૂબરૂ.

કાહુથી અરજદાર અને માહુ અપીલનો પ્રતીવાદી.

હીંદુશાસ્ત્ર—લીગાયતો—વાયનાદમાં રીવાજ—વીધવાનુ લગ્ન.

પાનુ ૩૨૧ | વાયનાદમાં લીંગાયત લોકાનમાં જે વિધવા "કોદાવેલી" નામથી જાણીતુ લગ્ન છે, તેવુ લગન કરેતો, તે પોતાના મરનાર ધણીની મીલકતનો વારસો લેતી બંધ પડે છે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૫, ૧૭ અગષ્ટ સને ૧૮૮૩.

સર ચારલસ એ ટરનર, નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જશટીશ હચીન્સ સાહેબાની રૂબરૂ.

પાલાનીયાપા (પ્રતીવાદીઓ) અપીલવાળા અને રાયા (વાદી) અપીલના પ્રતીવાદી.

સાથ વસુલ કરવાના આકટની કલમ ૧૧—મેહેસુલના અસામીઓએ રઇએત પાસે પટો કબુલ કરાવવા દાવો કરેલે.— ટાના સરતો

પાનું ૩૨૫ | એક ઇનામદાર અમુક જમીનના મહેસુલનો અસાઇની હતો તેણે સાંથ વસુલ કરવાના આકટની કલમ ૧૧ ના ઠરાવ પ્રમાણે "વારમ"દરથી રઈઅત પાસે પટા કબુલ કરાવવાને દાવો કર્યો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જે ફકત પટો પ્રતીવાદી કબુલ કરવાને બંધાએલો હતો. તે જમીન ઉપરનું મહેસુલ આપવાની જવાબદારીનો પટો છે

---

## દીવાની અપીલ

તા૦ ૨૩ નવંબર અને તા૦ ૨૭ ડીસંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ મનુસાંમીઆયર અને મી૦ જસ્ટીસ હચીન્સની રૂબરૂ

આરૂણા ચાલા (વાદી) અપીલવાળા અને શીવગીરીના જમીનદાર પ્રતીવાદી) અપીલના પ્રતીવાદી, શીવગીરીનો જમીનદાર—અરજદાર અને આરૂણા ચાલા (વાદી) અપીલનો પ્રતીવાદી—

હિંદુશાસ્ત્ર—બાપના દેવા બાબત દીકરાની જવાબદારી—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪—બાપ ઉપરનું હુકમનામુ અમલમાં લાવવાને દીકરા ઉપરનો દાવો—મુદત—હુકમનામાથી જમીન ઉપરની જવાબદારીવાળાં નાણાં લેવાનો દાવો.

પાનું ૩૨૮ | એક વહેંચાણ થાય નહી તેવી જમીનદારીના કબજેદારના ઉપર દાવો કરી, કબુલતથી સને ૧૮૬૭ માં એવું હુકમનામુ કરવામાં આવેલું કે વારસીક રકમથી અરજદારે અમુક રકમ આપવાને અને તે બદલ જમાની તરીકે સાંનમાં અમુક જમીન લખી આપી છે.

આ હુકમનામાની એક યાદદાસ્ત સને ૧૮૬૬ ના આ૦ ૨૦ ની કલમ ૪૨ પ્રમાણે રજીસ્ટર કરાવવામાં આવી છે.

છેવટનો હફતો સને ૧૮૭૦ ના ફેબરવારી માસમાં લહેણો થયો. તે હુકમનામુ સને ૧૮૭૩ જમીનદારનું મોત થયું ત્યાંહાં સુધી તેના વ... તાબુ રાખવામાં આવેલું હતુ.

જમીનદારના મોત પછી તે હુકમનામુ બજાવવાનું કામ તેનો દીકરો જે તે જમીનદારનો વારસ થયો તેના વીરૂધ ચલાવવામાં આવ્યુ પણ

અપીલગા તે ૨૧ કરવામાં આવ્યુ સને ૧૮૮૨ના જાનેવારી માશમાં સને ૧૮૬૭ ના હુકમનામાની રૂઇએ છેલા હકતો બાપને દેવો થએલો તે લેવાને દીકરા ઉપર દાવો કરવામાં આવ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪ મીના ઠરાવ પ્રમાણે આ દાવાને હરકત નથી, તેમ તેને મુદતની પણ હરકત નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૪ જાનેવારી સને ૧૮૮૪

સર ચારલશ ટરનર નાઇટ ચીફ જશ્ટીશ અને મી૦ જશટીસ કરનાન સાહેબોની રૂબરૂ.

કાનન (વાદી) અપીલવાળા વીરૂધ નીલકંઠન વીગરે (પ્રતીવાદીઓ) અપીલનો પ્રતીવાદી.

મુદત—દેવાલયની જમીન લેવાનો ટરસ્ટીનો દાવો—જે પક્ષકાર ટરસ્ટી થવાને દાવો રાખે છે, તેનો બાર વરસનો કબજો.

પાનુ ૩૩૭ | એક દેવાલયના બે સહ ટ્રસ્ટીઓમાંના એકની પાસેથી તે દેવાલયનો વહીવટ કરવાનો હક પ્રતીવાદીએ ખરીદ કરયો. અને દેવાલયમાં બક્ષીસ આપેલી જમીનનો ઉપભોગ કરયો-

અને બાર વરસ કરતાં વધારે મુદત સુધી તેનો કબજો રાખ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે બીજો ટરસ્ટી તે જમીન લેવા દાવો કરે છે, પણ તેના દાવાને મુદતની હરકત છે.

---

## દીવાની અપીલ

[તા૦ ૪ ફેબરવારી સને ૧૮૮૪]

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જશટીસ અને મી૦ જશટીસ કીડલી સાહેબોની રૂબરૂ.

રાંમનાદ જમીનદાર વીગરે (પ્રતીવાદીઓ) અપીલવાળાઓ અને દોરાસાંમી (વાદી) અપીલના પ્રતીવાદી

મુદતના આકટના ૨ જા પ્રકીર્ણની આરટીકલ ૧૩૧—જમીનદાર પાસે માસીક અલાવંસ લેવાનો દાવો—માગવું અને ના કહેવું—વખતે વખતે થતો હક—.

પાનું ૩૪૧ — સને ૧૮૬૧ ના કરારની રૂએ એક જમીનદાર પાસે મા સીક રકમ લેવાને स હકદાર થએલો, અને તે વરસમાં તે મ રણ પામ્યો સને ૧૮૬૭ માં તેની મોટી વીધવા क એ તે ર કમ લેવા દાવો કરયો, જમીનદારે તકરાર કરી કે તે રકમ स ની હયાતી સુધી આપવાની હતી, અને તેની તેના વારસોને મળતી નથી क નુ હુકમ નામુ થયુ. સને ૧૬૬૪ માં स ની નાહાની વીધવાએ મારા છોકરા म નો स ની મીલકત વારસામાં લેવાનો હક છે અને તેજ એકલો તેનો વારસ છે અને સને ૧૮૭૧ માં પ્રીવીકાઉનસીલથી તેણીએ હુકમનામુ મેળવ્યુ સને ૧૮૭૨ માં म એ તે અલાવંસની રકમ માગી, પણ તેને ના પાડવામાં આવી સને ૧૮૭૫ માં म પાકી વયનો થયો અને સને ૧૮૭૯ માં જમીનદાર ઉપર તે અલાવંસ મારો લેવાનો હક છે, એવું ઠરાવવા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે म.ના દાવાને મુદતની હરકત નથી.

## ફોજદારી અપીલ

તા૦ ૨૯ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જશટીસ મતુસામીઆયર અને મી૦ જશટીસ હચીન્સ સાહેબોની રૂબરૂ

શબ્બુઈન વી૦ સાનજી વીગરે.

સને ૧૮૬૧ નો પ્રવેશ કરવાનો આકટની કલમ ૨૨—બદલો—ફરીઆદ ચલાવવાનુ ખરચ—કોરટ ફી આકટની કલમ ૩૧

પાનુ ૩૪૫ — સને ૧૮૭૧ ના જાનવર પ્રવેશ કરયા બાબતના આકટની કલમ ૨૨ પ્રમાણે માજીસ્તરેટે અમુક ઢોર ગેરકાયદે પકડેલુ ઠરાવી હુકમ કરયો કે ફરીઆદીને ફરીઆદ ચલાવવામાં સ્ટેંપ અને બથા ખરચ જે થયેલુ હોયતે પકડનારે સને ૧૮૭૦ના કોરટ ફી આકટની કલમ ૩૧ મુજબનુ ફરીઆદીને આપવું!

તેમાં ઠરાવ્યુ કે કોરટ ફી આકટની કલમ ૩૧ લાગુ થતી નથી,

વળી ઠરાવ્યુ કે જાનવર પ્રવેશ કરયાના આકટની કલમ ૨૨ પ્રમાણે ઢોર પકડીને અટકાવ્યાથી જે નુકશાન થાય તે બદલ ફરીઆદીને આપવાનુ છે.

## ફોજદારી અપીલ

તા૦ ૨૫ ફેબરવારી સન ૧૮૮૪

માહારાણી કેસરેહીંદ વી૦ કૃષ્ણ વીગેરે

રજીસ્ટર આકટની કલમ ૮૩—બીજા વરગના માજીસ્ટરેટની હકુમત—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯

પાનું ૩૪૭ | સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯ થી હીંદુસ્તાનના રજીસ્ટર આકટ કલમ ૮૩, ૮૪ અને ૧૮૭૯ ના આકટ ૧૨ થી દુરસત થયેલીછે તે પ્રમાણે બીજા વરગના માજીસ્ટ્રેટને આપેલી હકુમતને અસર થતો નથી

## દીવાની અપીલ.

તા૦ ૧૦ મારચ સને ૧૮૮૪

ફુલબેંચ

શર આરથર જે ટરનર નાઈટ ચીફ જશટીશ મી૦ જશટીસ કરનાન મી૦ જસ્ટીશ મતુસામીઆયર અને મી૦જસ્ટીસ બ્રેન્ડ સાહેબોની રૂબરૂ

સને ૧૮૭૯ ના હીંદુસતાનનાં સ્ટાંપ આકટની કલમ ૪૯ પ્રમાણે રેવન્યુ બોર્ડે કરેલુ રેફરંસ સ્ટાંપ આકટની કલમ ૩ [૧૯) (બ)—સેટલમેંટ—બક્ષીસ

પાનું ૩૪૯ | હીંદુસતાનના સ્ટાંપ આકટની કલમ ૩ માં "સેટલમેન્ટ" શબ્દ છે તે ઉપરથી એવી સુચના થાય છે કે તે સેટલમેંટ કરનાર ઉપર કેટલાક શખ્શોનો પોતાનાં બાબમાં કાયદેસર અગર નીતી પ્રમાણે હીત જોગવન કરવાનો દાવો હોય તે અગર જેઓને માટે તે બંદોબસ્ત રાખતો હોય તે છે,

ઠરાવવામાં આવ્યુ કે જયારે કોઇ સખસ સ્વભાવીક હીતને લીધે પોતાની બહેન અને તેના દીકરાને અમુક જમીન આપેતો તે બાબતના દસતાવેજ ઉપર બક્ષીસ નામાનો સ્ટાંપ જોઇએ અને "સેટલમેંટ"નો જોઇતો નથી.

## દીવાની અપીલ ફુલબેંચ.

તા૦ ૧૦ મારચ સન ૧૮૮૪

શર આરથર જે ટરનર, નાઇટ ચીફ જશટીસ મી૦ જશટીસ કરના

ને મી૦ જષ્ટીસ મનુ શાગીઆસર, અને મી૦ જશટીસ બ્રેન્ટ શ્રહેબો
ની રૂબરૂ

સ્ટાંપ આક્ટની કલમ ૨ [૯]-વેચાણ ખત—ફારકતી.

પાનું૩૫૦ { એક વાલના ૩ એક્ઝીક્યુટરોએ એક દસ્તાવેજથી તેમાંના એકને રૂ૧૦ ના અવેજ પેટે એક ઘર આપેલું, કે જે ઘર ઉપર તે વાલની રૂએ તે શખસનો હક હતો.

ઠરાવવામાં આવ્યું કે આ દસ્તાવેજ વેચાણ ખતના રૂપનો લખેલો છે, માટે તે પ્રમાણે તે ઉપર સ્ટાંપ જોઈએ.

## દીવાની અપીલ.

તા૦ ૧૧ મારચ સને ૧૮૮૪

સર ચારલ્સ એ ટરનર નાઈટ ચીફ જશટીશ અને મી૦ જશટીશ મનુશામીઆયર સાહેબોની રૂબરૂ

મલબારનો નીયમ—કારનાવાનનો ખોરાકી પોશાકીનો હક—ખરચ જતાં અડધી પેદાશ કારનાવાનને અપાવવાનો રીવાજ ના મંજુર કરવામાં આવ્યો.

પાનું૩૫૨ { મલબાર તારવાડના કારનાવાન ઉપરના ખોરાકી પોશાકીના દાવાઓમાં તારવાડની પેદાસમાંથી ખરચ જતાં પેદાશના નીમે ભાગ કારનાવાનને અપાવવાનો રીવાજ કાયદેસર નથી,

## ફોજદારી અપીલ

તા૦ ૧૮ મારચ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ હચીનસની રૂબરૂ.

સામી મી૦ બેલગીરી

સને ૧૮૫૯ નો આક્ટ ૧૩—કરાર શાપર ઘ રીતે તોડવો—હકુમત પરરાજ્યમાં થએલો કરાર ઇંગરેજ સરકારના મુલક અમલમાં લાવવો—કરા ર તોડવો—પરરાજ્યમા પકડવું

પાનું૩૫૪ { ઘ એ પરરાજ્યમાં સ તરફથી એવો કરાર કર્યો કે હું ઇંગરેજ સરકારના મુલકમાં હું મહેનત કરીશ તે કરાર તેણે તોડયો તેથી તેને પરરાજ્યમાં પકડવામાં આવ્યો અને અંગરેજ સરકારના મુલકમાં લાવી સને ૧૮૫૯ ના આ૦૧૩ પ્રમાણે

તેના ઊપર ફરીઆદ ચલાવી તેમાં તે કરારનો અમલ કરવાનો હુકમ થયો તેમાં ઠરાવ્યું કે તે કોરટને હકુમત નથી.

## ફોજદારી અપીલ

તા૦ ૧૮ મારચ સને ૧૮૮૬

મી૦ જસ્ટીસ હચીન્સ સાહેબની રૂબરૂ

કટીઆવી વી૦ મારીમાંકરી વીગરે

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૭—છોડી દેવું—કામ રજુઆત ઉપર લેતી વખતે ફરીઆદ ચલાવનારની ગેર હાજરી—તેજ તારીખે પાછળથી હાજર થવું

પાને ૨૫૬ | ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૭ પ્રમાણે એકાદા સખસને માજીસ્ટરેટ છોડી દે તે પહેલાં તે દાવરો કોરટ બરખાસ્ત થાય ત્યાં સુધી માજીસ્ટ્રેટ થોભવાને બંધાએલા નથી.

## દીવાની અપીલ ફુલ બેંચ

તારીખ ૫ મી મેએ સને ૧૮૮૩

સર ચારલસ એ, ટરનર નાઈટ ચીફ જસ્ટીસ મી૦ જસ્ટીસ ઈન્સ મી૦ જસ્ટીસ કીંન્ડરસી, અને મી. જસ્ટીસ મતુસામીઆયર સાહેબોની રૂબરૂ.

બાબા (વાદી) અપીલવાળો અને તીમા વીગરે પ્રતીવાદીઓ, સામા વાળા પ્રતીવાદીઓ

હીંદુશાસ્ત્ર—મજીઆરૂ કુટુંબ—બાપે જાતે મેળવેલી જંગમ મીલકતની બક્ષીસ—વડીલો પારજીત સ્થાવર જંગમ મીલકતનો હીસો,

પાનું ૨૫૭ } બાપ દીકરાથી જુદો થએલો નહોયતો ખાસ કારણો છે તે શીવાય વડીલો પારજીત સ્થાવર અગર જંગમ માંલકત માંનો પોતાનો હીસો ત્રાહીતને આપી શકાતો નથી,

---

## દીવાની અપીલ

તા૦ ૧૫ ઓગસ્ટ સને ૧૮૮૩ અને તા૦ ૧૮ ડીસેંબર સને ૧૮૮૩

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસટીસ મી૦ જસટી
સ મતુસામીઆયર અને મી૦ જસટીસ હચીન્સ
સાહેબોની રૂબરૂ

વ્યંકટ ગોપાળ (પ્રતીવાદી) અપીલવાળો અને રંગગા (વાદી) અપીલમાં પ્રતીવાદી

સાંથ વસુલ કરવાના આકટની કલમ ૧૧—ગયા વરસોમાં અપેલા નાણા ઉપરથી અમુક સાંથ આપવાનો કરાર નીકળે તે.

પાનું ૩૬૫ | સાંથ વસુલ કરવાના આકટની કલમ ૧૧માં ઠરાવ્યું છે કે જે દાવાઓમાં સાંથના દર સબંધી તકરાર હોય અને જે કલમ ૮,૯, અને ૧૦ પ્રમાણે કલેકટરની રૂબરૂ થઈ શકે તેવો હોય તે દાવાઓના ફેંસલાઓમાં સાંથ બાબતના તમામ સ્પષ્ટ અને ગરભીત કરારનો અમલ કરવો.

ઠરાવવામાં આ૦ પુ૦ કે અમુક દરથી કેટલાક વરસો સુધી સાંથ આપવામાં આવી હોય તે જે રીતે આપવામાં આવેલી હોય તે રીતે અગર તે દરથી આપવાની છે એવો અનુમાનનો પુરાવ થાય છે એટલુંજ નહી પણ તે રીતે અને તે દરથી એક પક્ષકારે આપવા અને બીજા પક્ષકારે લેવી એવો જમીનના માલેક અને સાંથે રાખનાર વચ્ચે સબંધ જયાંહાં રહે ત્યાં સુધી બંધન કારક છે; એવું પક્ષકારે કબુલ કરેલું, તેવો પણ —અનુમાન પુરાવ થાય છે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૭ સપટેમબર અને તા૦ ૨૬ અકટોબર સને ૧૮૮૩.

મી૦ જસટીસ કરનાન અને મી૦ જસટીસ બ્રાનડરસલી સા
હેબોની રૂબરૂ.

શ્રીઆગરાજા વીગેરે (પ્રતીવાદીઓ) અપીલવાળા અને સાન સાંબયુ (વાદી) અપીલનો પ્રતીવાદી સુબરામાનીયા વીગેરે (પ્રતીવાદીઓ) અપીલવાળાઓ અને સાંબ સાબંયા (વાદી) અપીલનો પ્રતીવાદી

જમીનદાર અને સાંથે રાખનાર—કબજે રાખવાનો હક—તેનો પ્રસં

૧—વરશો વરશની થાંપે રાખવાનો પટો—પચાસ વરસનો પટો—પુ રાકુડી.

પાનુ ૭૭૪ | કબજો છોડાવવાની નોટીશ ઉપરથી એક દેવાલયના જ સ્ટીએ શને ૧૮૮૨માં દાવો કરેલો તેમાં સાંથે આપનારાઓ એ તકરાર કરી કે અમારો તે જગાન કબજે રાખવાનો

હક છે, અને તેમણે સાબેત કરયુ કે આમારી જગોએ આગળ થઈ જ નારાઓએ સને ૧૮૩૦ થી તે જમીન ખેડેલી છે એવું સાબેત કરેલુછે: તે સાલમાં એક મુચલકો લખી આપવામાં આવ્યો હતો તેમાં જે સાંથે રાખનારાઓ પુરાકુડી (જે શબ્દ હમેશા કબજાની સાથે સાંથે રાખના રાઓ હોય છે તે બાબત કહેવામાં આવતો નથી.) કહેવાતા હતા તેઓ જ્યાં સુધી દેવાલયની જગીનનો કબજો રાખે ત્યાંસુધી અમુક બતાવેલી સાં થ આપવાને બંધાએલાછે.

---

## દીવાની અપીલ

## ફુલબેંચ.

સર ચારલશ એ ટરનર-નાઈટ ચીફ જશટીસ મી૦ જસટીસ ક રનાન, મી૦ જશટીશ કીંડરસલી, મી૦ જસટીસ મતુસા મીઆયર અને મી૦ જસટીસ હચીનસ સાહે બોની રૂબરૂ

મનુચીદામ બારા અને કારપા

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા કલમ ૨૬૫—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૨૨૫—રૂબઆતવારી મિલકત—વહેંચણ.

પા૦ ૩૮૨ | ફુલ કોરટથી સને ૧૮૬૨ માં એવુ ઠરાવવામાં આવ્યુ છે કે સને ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૨૨૫ મી રૂબયત વારી મિલકતને લાગુ થતી નથી આ ઠરાવ પ્રમાણે મદ્રાસ ઇ

લાકામાં હમેશા ચાલવામાં આવેછે.

વળી ફુલબેંચે ઠરાવ્યુ કે આવી હકીકત છતાં સન ૧૮૮૨ ના દીવા ની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૫ મીનો જુદો અરથ કરવો નહી જોઇએ.

## દીવાની અપીલ

તા० ૨૮ જાનેવારી સને ૧૮૮૪

દાવાંની અપીલ—ફુલબેંચ

સર ચારલશ એ. ટરનર. નાઇટ ચીફ જસટીસ, મિ० જસટી

સ કરનાન, મી० જસટીસ મીંડાસલી, મી० જસટીસ મનુ

સામીઆયર, મી० જસટીસ હચીનસ સહિઓની રૂબરૂ

સ્ટાંપ આકટની કલમ ૪૯ પ્રમાણે રેફરંસ.

સ્ટાંપ આકટની કલમ ૩ (૧૧)–વેહેંચણીનો દસતાવેજ—વહેંચાએલી મિલકતની યાદ-ઊપરાણી વહેંચી લેવાનો કરાર,

પાનું ૩૮૫ એક દસતાવેજમાં કુટંબના એક અંગભુતના હીશાબની બા બત અગર યાદ હતી ને ઊપર હીંદુ કુટંબના અંગભુતો એ શહીઓ કરી શાહેદીઓ કરાવેલી હતી તેમાં એવું ઠરાવવા માં આવ્યુ હતુ કે તે કુટંબના મા બાપે અમુક જમીન ભોગવવી અને ઊ ઘરાણીનું જાહેરૂ હવે પાછીની એક તારીખે વહેંચી લેવી જોઇએ.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દસતાવેજ ઊપર ફારગતી પ્રમાણેના સ્ટાપની જરૂર નથી.

---

## દીવાની અપીલ

તા० ૪ મારચસને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર, નાઇટ ચીફ જસ્ટિશ, અને મિ० જષ્ટિ

સ મનુસામિઆયરની રૂબરૂ

ભુજંગરાવ (પ્રતિવાદિ અપિલવાળો

રામા યામા (વાદી) અપિલના પ્રતિવાદિ.

હીંદુ શાસ્ત્ર-સ્ત્રિ અને તેના પુરૂશ વારશોને ઉપનામ—સ્ત્રિધન—વિધ વાએ વીલ કરી જમિન પોતાના દિકરાને આપેલી– દિકરીનો દાવો

પાનુ ૩૮૭ એક હીંદુએ અમુક જમિન પોતાની ઓરતને આપે લી, અને તણીના દીકરા અને દીકરીનાં દીકરા ભોગવે તે રીતે આપેલી કે એ તે જમિન વીલથી પોતાની દીકરીને આપી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે તે **ક** ની તે જમીન સ્ત્રીધનની, અને હીંદુશાસ્ત્ર પ્રમાણે તે વીલ અમલમાં આવે તેવુ નથી અને તે જમીન **ક** ની દીકરીને વારસામાં મળવી જોઇએ,

---

## દીવાની અપીલ

તા૦ ૭ મારચ શને ૧૮૮૪

સંર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ
મતુસામીઆયરની રૂબરૂ

મેરી એન બીલની અરજીના કામમાં

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૦૧—નાદાર વહીવટ કરનાર.

| | |
|---|---|
| પાનું ૩૯૦ | શન ૧૮૮૨ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૨૬ ના ઠરાવ પ્રમાણે મરનારની મીલકતનો વહીવટ કરનાર નાદારીમાં દાવો કરી શકે છે, |

---

## દીવાની અપીલ

તા૦ ૫, ૨૩ અકટોબર સને ૧૮૮૩

મી૦જસ્ટીસ કરનાન અને મી૦ જશટીશ હચીન્શ સહેબોની રૂબરૂ

રેમાંન (બીજો પ્રતીવાદી) અપીલવાળો અને વેરાવાન (બીજો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી,

મુખ્ય અને મુનીમ—મુનીમ ઉપર દાવો કરવાને પસંદ કરવું—દાવો કાહાડી નાંખવામા આવ્યો—મુદતના આકટની કલમ ૧૯મી-હુંડીની રૂઇના દેવાની કબુલત—અસલ લહેણા બાબત દાવો

| | |
|---|---|
| પાનું૩૯૨ | લેંણદારે પોતાના દેંણદારના એજંટ ઊપર દાવો કરયો, એવું કહીને કે તે એજંટ પોતે જાતે કરજ બાબત જવાબદાર થએલો છે પણ તે દાવો કાહાડી નાંખવામા આવ્યો |

એવા કારણથી કે તે લેણદારે મુદલ રકમ જમાં કરેલી છે,

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ કામ ચલાવવાથી મુખ્ય ઉપર દાવો કરવાને લેંણદારને અટકાવ થતો નથી.

**ર** ને **વ** ના નાણાં દેવાં હતાં. તેથી **વ** ના તરફમાં એક હુંડીલ

બી; પણ તે શીકારવામાં આવી નહી. જે રકમને માટે તે હુંડી લખવામાં આવેલી તે રકમ બાબત ઈ એ ર ઉપર દાવો કરયો,

દાવો કરતા પહેલાં તરણ માસની અંદર જેના ઉપર હુંડી લખવામાં આવેલી તેના ઉપર ર એ એક પત્ર લખી એવી વીનંતી કરી હતી કે તે હુંડાથી ર ના દેવાની રકમ આપવી,

તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૭૭ ના મુદતના આક્ટની કલમ ૧૯ મી પ્રમાણે ર ના જે દેવા બાબત હુંડી લખવામાં આવેલી તે દેવાની જવાબદારી પુખ્ત રીતે તે કાગળથી કબુલ કરવામાં આવી છે.

---

તા૦ ૨૨ ફેબરુવારી સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મુત્તુસાંમીઆયર શાહેબોની રૂબરૂ.

નારાસાયા (પેહેલો પ્રતીવાદી)અપીલવાળો અને વેંકટ ક્રીશ્નાયા વીગેરે (વાદી અને ૨ જો પ્રતીવાદી)અપીલના પ્રતીવાદી

દીવાંની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૩—દીવાની કોરટોના આક્ટની કલમ ૧૨ રકમ ૨, મુનસીફની કોરટની હકુમત—પહેલા દરજાની કોરટોના હુકમનામાની બજાવણી—

પાનું ૨૯૭ | સને ૧૮૭૩ ના મદ્રાસ સીવીલ કોરટ આક્ટ પ્રમાણે મુનસીફની કોરટની હકુમત રૂ૫૦૦ સુધીના દાવા અને દીવાની પ્રકારની અરજીઓ બાબત છે. તોપણ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૩ મી પ્રમાણે મુનસીફની કોરટને પોતાની હકુમત કરતાં વધારાનુ હુકમનામુ જે જીના કોરટે તે કોરટમાં બજાવવા મોકલ્યુ હોય તે બજાવવાની હકુમત છે,

---

## દીવાની અપીલ

તા૦ ૨૯ ફેબરવારી સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ બ્રાંડટ સાહેબોની રૂબરૂ

લક્ષમણ (હુકમનામાનો લેણદાર)

વીરૂધ

સુપ્પીઆ બાઇ વીગેરે (હુકમનામાના દેણદારો)

હુકમનામુ—બજાવણી—વ્યાજ બાબત હુકમનામુ થએલુ નહી પણ વ્યાજ આપવાની શરતથી કબુલત શાથે વેચાણ બંધ રાખવું-વ્યાજ બાબત હુકમનામુ બજાવવાની દરખાસ્ત.

પા૦ ૪૦૦ | એક હુકમનામાના દેણદારે પોતાની મિલકતનુ લીલામ બંધ રાખવાને કોરટને અરજ કરી એવા કારણથી કે તે મીલકત વેચી અગર ગીરો મુકી હુકમનામુ પતાવવામાં આવે. લેણદારે તે બંધ રાખવાને કબુલ કરયુ પણ એવી શરતની શાથે કે વ્યાજ હુકમનામામાં અપાવવામાં આવેલુ નથી પણ દાવાની તારીખથી વ્યાજ આપવુ તેથી કોરટે તે લીલામ બંધ રાખવાને હુકમ કરયો.

ઠરાવવામાં આવ્યુ કે આવી હકીકત છતાં તે શરત કોરટે પશંદ કરી મંજુર રાખીછે એમ અનુમાન કરવાનુંછે; માટે તે શરત તે હુકમનામાની બજાવણીમાં અમલમાં લાવવી જોઇએ.

---

## દીવાની અપીલ

તા૦ ૧૬ જુલાઇ શન ૧૮૮૩ અને તા૦ ૨૧ માર્ચ શને ૧૮૮૪

શર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસ્ટિસ અને મી૦ જસ્ટિસ મુતુશામિઆયરની રૂબરૂ

થાયામલ વીગેરે (પ્રતિવાદિઓ) અપિલવાળા અને

વેંકટરામા (વાદી) અપીલના પ્રતીવાદી.

હીદુશાસ્ત્ર—દીકરાની વીધવાને મીલકત ઊપર હક મળવા પછે માએ કરેલુ દત વીધાન—પાછળથી થનાર વારશનો હક ઠરાવવાનો દાવો—પક્ષકારો—પાછળથી થનાર બીજા વારશને સામેલ કરવામાં આવેલો નહિ—દાવાનું કારણ.

પા૦ ૪૦૧ | પાછળથી થનાર હીંદુ વારસે મીલકતના માલેક ક ની વીધવાને તે મીલકત ઊપર હક થયા પછી ક ની માએ દતવીધાન કરેલુ કહેવામા આવેલુ તે બળવાન નથી એવું ઠરાવવાને દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે [૧) વાદીની શાથે સરખી પાયરીના પાછળ થનાર વારસને સામેલ કરવામા આવ્યો નથી તેથી આ દાવો ચાલવાને હરકત નથી.

(૨) જે દતીધાન કહેવામાં આવ્યું છે, તેથી હક ઠરાવવાને ઘવાનુ કારણ થઅલું છે.

(૩) તે દતવીધાન બળવાંન નથી.

---

## દીવાની અપીલ

તા. ૨૬ એપરેલ શન ૧૮૮૨

સર ચારલશ એ, ટેરનર નાઇટ ચીફ જશટીસ અને મી૦ જસ

ટીશ મનુસામીઆયરની રૂબરૂ

ક્રિશ્નાયાન વીગેરે (પ્રતિવાદીઓ) અપીલવાળાઓ અને

મનુશામીઆયર (વાદી) અપીલના પ્રતિવાદી

હીંદુશાશ્ત્ર—વારસો—શુદ્ર—અનઔરસદીકરાઓનો હક—

શુદ્રની નાતના व અને स અવીભક્ત ભાઇઓછે, स ના
પા૦ ૪૦૭ પહેલાં व ગુજરી ગયો. પણ તેણે પોતાની વગર પરણેલી ઓરત જે રાખેલી હતી તે अ ના પેટના બે અનઉરશ દીકરા મુકેલા હતા स એ બે વીધવાઓ મુકીછે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે જો કે अ ના અનઉરસ દિકરાનો व ની મીલકતના વારસ થવાનો હકછે તોપણ स પાછળથી હયાત હતો તેથી તેનો તેવો હક જતો નથી. તેમ તેઓ स ની મીલકતના વારસ થઇ શકતા નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૯ ફેબરવારી અને તાં૦ ૧૨ મારચસને ૧૮૮૪

મી૦ જશટીસ મનુસામીઆયર અને મી૦ જશટીશ હચીન્સ

સાહેબોની રૂબરૂ

પેંજુ વીગેરે (બીજા અને તીજા પ્રતીવાદીઓ) અપીલવાળાઓ

અને

ચીન્નુ વીગેરે (વાદીઓ) અપિલના પ્રતીવાદીઓ.

મલબારનો ધારો—કારનાવાન—તેના વીરૂધ હુકમનામુ—તારવાડ ઉપર કાયદે કરજે બંધનકારક છે.

પાનુ ૪૧૩ | તારવાડના માલેકપણાની કેટલીક જમીન ગીરોથી છોડાવવાને મલબાર તારવાડના કારનાવાને દાવો કર્યાને તેણે કારનાવાનના ખરાપણા બાબત ગીરો રાખનાર સોગન ખાઈ કહે તે પ્રમાણે ચાલવાને કબુલ કરેલુ હતુ, ગીરો રાખનારે ઠરાવ પ્રમાણે સોગન લીધા તેથી તે દાવો કાહાડી નાખવામાં આવ્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આવા દાવામાં હુકમનામાથી તારવાડના ઉતરતા અંગજુતોને ગીરો છોડાવવાને હરકત થતી નથી.

કારનાવાને કપટ કરેલુછે અગર પોતાની ફરજ અદા કરી નથી એવું શાબેત કરવામાં આવેતો તેનું કૃત્ય તેના અખતીઆરની બાબતમાં કપટછે અને તે તારવાડને બંધન કારક નથી.

---

## દીવાની અપીલ

સર ચારલશ એ ટરનર' નાઈટ ચીફજશટીશ અને મી૦ જસટીસ મતુસાંમી આયર શાહેબોની રૂબરૂ

કરીમશાહા (વાદી) અપિલવાળા અને નાતાનબીવી વીગરે (૧ થી પાંચમા પ્રતીવાદિ) અપિલના પ્રતિવાદી.

પા૦ ૪૧૭ | ટરસ્ટીનો પોતાનો હક સ્થાવર મીલકત શાબેત કરવાના દાવાને જયારે બીજો શખશ તે મીલકત ઉપર તેવોજ હક રાખતો હોય ત્યારે શને ૧૮૭૭ ના હીંદુશતાનના મુદતના આકટની કલમ ૧૦ મી પ્રમાણે મુદત લાગુ થતી નથી.

---

## દીવાની અપીલ

સર ચારલસ એ ટરનર, નાઈટ ચીફ જષ્ટીસ અને મી૦ જશટીશ મતુશામીઆયરની રૂબરૂ

નારાસાયા વીગરે (પ્રતીવાદીઓ ૧—૩) અપીલવાળાઓ અને જંગમ (વાદી) અપીલના પ્રતીવાદિ

રજીષ્ટર—પ્રથમ હક—હુકમનામાની બજાવણીમાં વેચાણનુ સરટીફીકટ—

પાનુ ૪૧૮ | દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાના ઠરાવ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં વેચાણનું શરટીફીકટ હોય તે રજીસ્ટર કરાવવાથી મરજીમાં આવેતો રજીસ્ટર કરાવવો એવા દસ્તાવેજનું પહેલાનું વેચાણ હોય તે કરતાં પહેલો હક મળતો નથી.

# દીવાની અપીલ

## ફુલબેંચ.

તા૦ ૧૬ અપરેલ સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ કરનાન અને મી૦ જસ્ટીસ હચીનસન સાહેબોની રૂબરૂ.

સને ૧૮૭૯ ના હીંદુસતાનના સ્ટાંપ આકટની કલમ ૮૬ પ્રમાણે રેવન્યુબોર્ડનુ રેફરંસ.

સ્ટાંપ આકટ શીડ્યુલ ૧ ની આરટીકલ ૧૬—વેચાણ કબાલો—ગીરોથી છોડાવવાનો હક ખરીદ કરવો—ડ્યુટી.

પાનુ ૪૨૧ | જ્યારે હુકમનામાની બજાવણીમાં મીલકત ગીરોથી છોડાવવાનો હક વેચવામાં આવેલો હોય તો તે વેચાણના સરટીફીકેટ ઉપર તે વેચાણની કીંમત પ્રમાણે સ્ટાંપ ગણવો જોઈએ.

---

# દીવાની અપીલ

તા૦ ૨૨ જાનેવારી સને ૧૮૮૩ અને તા૦ ૨૪ મારચ સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મતુસામીઆયર સાહેબોની રૂબરૂ

પેરીઆદી વીગેરે (બીજો અને પાંચમો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

ગીરો—ગીરોથી છોડાવવાના હકનું હુકમનામું—બજાવણીને મુદતની હરકત—ગીરોથી છોડાવવાનો બીજો દાવો.

પાનુ ૪૨૩ | ગીરોથી છોડાવવાના દાવામાં કબુલતથી એવુ હુકમનામું કરવામાં આવેલું કે અમુક તારીખે અમુક નાણાં આપવામાં આવશે તો તે જમીન ગીરોથી છુટે- પરંતુ તે હુકમનામામાં એવો ઠરાવ નથી કે જો તે નાણાં આપવામાં કસુર કરવામાં આવે તો ગીરોથી છોડાવવાનો હક બંધ થાય.

આ હુકમનામું બજાવવામાં આવ્યું નથી ત્રણ વરસ પછી ગીરો આપનારનો હક સબંધ તે જમીન ઉપર હતો તે હુકમનામાની બજાવણીમાં વાદીએ ખરીદ કરયો તેથી તેણે તે જમીન છોડાવવાને દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો તે ગીરોથી છોડાવવાનો હક છે.

## દીવાની અપીલ

તા૦ ૨૨ ફેબરવારી તા૦ ૧ એપ્રીલ સને ૧૮૮૪

મો૦જશટીસ કરનાન અને મી૦ જશ્ટીસ હચીન્સની રૂબરૂ

રાંમાક્રીશ્ન (વાદી) અપીલવાળો અને રાંગા વગેરે (પેહેલો અને બીજો પ્રતીવાદી)અપીલના પ્રતીવાદીઓ

દાવાનું કારણુ—વંસપરંપરાના પરોહીતે કાંમ કરવાનો હક ઠરાવવા તથા ફીના નુકશાનનો કરેલો દાવો—

પાનું૪૨૪ | સરકારે વાદીના પુરવજને ૫ ગામનો પરોહીત ઠરાવેલો હતો અને સને ૧૮૧૦ ના પેહેલાં ત કામથી થતા ફાયદા તરીકે ગીરાસી ઈનામ મેળવેલું હતું.

૫ કરબામાં આરસ પેરે હીતના વંશજોની વચમાં થએલા કરારથી તેમના કુટુંબમાં વહેચણ થએલી હતી તેમાં પ્રતીવાદીઓ વાદીઓના ભાગમાં આવેલા હતા.

વાદીએ પેરેહીત તરીકે કામ કરવાનો હક ઠરાવવાને અને ફીના થયેલા નુકશાન બાબત દાવો કરયો.

તેમાં ઠરાવવામા આવ્યુ કે વાદીને દાવાનુ કારણ ઉતપનથએલુ નથી

---

## દીવાની અપીલ

તા૦ ૨ અપરેલ સને ૧૮૮૪

સર આરલશ એ. ટરનર નાઇટ ચીફ જસટીસ, અને મી૦ જશટીસ કરનાન સાહેબોની રૂબરૂ

મામાલી(વાદી)અપીલવાળો અને પાકી(પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની ક. ૩૨—માલબાર તારવાડના અંગભુતનો ખોરાકી પોશાકીનો દાવો—જરૂરીઆત પક્ષકારો—અપીલ કોરટે પક્ષકારમાં સામેલ કરેલો તે

પાનું૪૨૮ | મલબાર તારવાડના એક અંગભુતે કારનાવાન ઊપર ચડતા દરે ખોરાકી પોશાકી બાબત દાવા કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તારવાડના અંગભુતો જરૂરીઆત પક્ષકારોછે. કે અપીલ કોરટે હુકમનામુ ફેરાવ્યુ છે, એવા કારણથી કે આવા સખ્શોને પક્ષકારમાં દાખલ કરવામાં આવેલા નથી, માટે દાવાની અરજી દુર

રત કરવાને પાછી આપવાનો હુકમ કરવામાં આવેલો તેમાં ઠરાવવામાં આવ્યું કે અપીલ કોર્ટને યોગ્ય રસતો જરૂરીઆત પક્ષકારોને સાંમેલ કરવાનો હતો.

## ફોજદારી અપીલ.

મી૦ જસ્ટીસ બોડર સાહેબની રૂબરૂ

પાંડયા નાગરની અરજીની બાબતમાં,

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૮૭—૮૮ પીનલ કોડની કલમ ૧૭૬—પોલીસને ખબર આપવી રહેલી—ગુનેગારનુ જાહેરનામુ—પુરાવ—અમુક નિયમ લાગુ કરવો—

પાનું ૪૩૬ | અમુક ગામમાં એક ગુનેહગાર પ્રશીધ કરવામા આવેલો હતો તે ગુનેહગાર હાજર છે, એવી ખબર કે એ ઇરાદા પુરવક પોલીસને આપી નહીં એવા ગુનાનો હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૬ મી પ્રમાણે ગુનેગાર ગણેલો હતો તે ગુનેગાર પ્રસીધ કરેલોછે એવું અનુમાન કરવામાં આવેલ છે કારણ કે સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૮૮ મીના ઠરાવ પ્રમાણે તે ગુનેગારની મીલકત જપ્ત કરવામાં આવેલી હતી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે પ્રશીધ કરેલો ગુનેગાર છે એ વાત પ્રોશીક્યુટર સાબત કરવાને બંધાએલો છે.

જે સખસ અમુક જગોએ એક પ્રશીધ કરેલો ગુનેગાર છે એવી પોલીસને ખબર આપવાને કાયદેસર રીતે બંધાએલો હોય પણ જો પોલીસને તે વીશે ખબર હોયતો પછી તે સખસે તે ખબર આપી ના હોયતો તેના ઉપર ફરીઆદ ચલાવવી નહી જોઇએ.

## દીવાની અપીલ.

તા૦ ૨૩, ૨૫ એપ્રીલ સને ૧૮૮૪

સર ચારલસ એ, ટરનર નાઇટ ચીફ જસટીશ અને મી૦ જસટીશ બ્રાંડટ સાહેબોની રૂબરૂ.

કાપાસન (વાદી) અપીલવાળો અને સામુ અને તરફ બીજાઓ (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ.

દસ્તાવેજનો બીજો દરજાનો પુરાવ—

પાનુ૪૪૦ | સને ૧૮૩૩ નુ ગીરો વગર છાંપે લખવામાં આવેલુ હતુ તેને સને ૧૮૬૬ ના કાયદા ૧૩ પ્રમાણે છાંપની જરૂર છે.

પેનલટી આપી તે દસતાવેજનો બીજા દરજાનો પુરાવ આપવામાંડયો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે પુરાવમાં દાખલ કરેવા લાયક નથી.

## દીવાની અપીલ

તા૦ ૨૬ એપ્રીલ સને ૧૮૮૩ અને તા૦ ૨૪ મારચ સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ મતુશામીઆયર સાહેબોની રૂબરૂ

કુંદુ વીગરે (વાદીઓ) અપીલવાળાઓ અને ઇમ્બીચીકુટ્ટી (ચોથા પ્રતીવાદીના વારસ વકીલ) અપીલના પ્રતીવાદી

મલબાર "ભૂમા" કૈવીંદુ ઓટી જમીન ઉપરનો હક.

પાનુ૪૪૨ | મલબારના ધારા પ્રમાણેજ જમીન કૈવીંદુ ઓટી કરી જમીન ઉપરનો જે હક પટાથી આપવામાં આવ્યો હોય તે ગીરોથી છોડાવવા લાયક છે.

## દીવાની અપીલ.

તા૦ ૩૧ જાનેવારી તથા તા૦ ૨૧ એપ્રીલ સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીશ અને મી૦ જસટીશ મતુશામીઆયર સાહેબની રૂબરૂ.

સરફોજી (અરજદાર) અપીલવાળા અને કાંમાક્ષી આંબા વીગરે (અપીલના પ્રતીવાદીઓ)

સને ૧૮૬૦ નો આ૦૨૭—કરજ વસુલ કરવાને સરટીફીકેટ-હક બાબતની તજવીજ—નીરણય કરવાનો શવાલ

પાનુ૪૫૨ | શને ૧૮૬૦ ના આ૦૨૭ પ્રમાણે કામ ચલાવતાં કાયદાઅગર હકીકતનાં ગુચવણ ભરેલા શવાલોનો નીરણય કરવાને તપાસ કરવાને કોરટ બંધાએલા નથી પરંતુ જે શખ્સ સ્વભાવીક વારશ હોય તેનો વારશા ઊપર સ્પષ્ટમાં બ્પષ્ટ હક હોય તેને શરટીફીકેટ આપવાને કોરટ બંધાએલા છે.

## ફોજદારી અપીલ

તા૦ ૩૦ એપ્રીલ શને ૧૮૮૪

મી૦ જસટીશ કરનાન અને મી૦ જશટીશ મનુશાંમીઆયર સાહેબોની રૂબરૂ

માહારાણી કૈશરેહીંદ વી૦ પાપાહુ વીગરે

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની ક, ૪૩૭ છોડી મુકવું

કલમ ૨૫૩—વધારે તપાશ કરવાનો હુકમ—પેટા ગુનાની તપાશ—

પાનું ૪૫૪ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૩મી પ્રમાણે તોહોમતવાળા ઊપર બખેડાનુ તોહોમત મુકવામાં આવેલુ તેને માજીસ્રેટે છોડી મુકેલો હતો, તેની કલમ ૪૩૭ પ્રમાણે શેશન કોરટે વધારે તપાસ કરવાને હુકમ કરેલો હતો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે બખેડા કરયાનો ગુનો સાબીત થએલો નથી માટે માજીસ્રેટ હમલો કરયાના ગુના બાબત તોહોમતવાળાનો તપાસ કરવાને મુખતીઆર છે

## દીવાની અપીલ

તા૦ ૩ એપ્રીલ તથા તા૦ ૭ જુલાઇ શને ૧૮૮૪

શર ચારલશ એ ટરનર નાઇટ ચીફ જશટીશ, અને મી૦ જશટીશ બ્રાંડટ શાહેબોની રૂબર

ગોપાલ શાંમી વીગરે (પેહેલો પ્રતીવાદી કપુશાંમીના વારશ વકીલ) અપીલવાળા અને ચીનાશામી (વાદી) અપીલનો પ્રતીવાદી.

હીંદુશાસ્ત્ર—વારશો—દીકરીના દીકરા—તેમની લીધેલી મીલકતના પ્રકાર—વારશો મજીઆરી મિલકત પ્રમાણે ગણવામાં આવી—પાછળથી હયાત રહેવું.

પાનું ૪૫૮ ઘ એક હીંદુછે તેની મિલકત તેની દીકરીના દીકરા ઙ અને ર ને વંશમાં મળેલી તે તેમની પાસે મજીઆરા ભાગીતા ત તરીકે છે, ઙ મરણ પામ્યો તેથી ર એ તે મીલકત વાદીને વશીઅત કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે દીકરીના બે દીકરાને જે હીશા મળેલા છે તે મજીઆરી મીલકત તરીકે જોકે નથી, તોપણ ઙ અને ર તે મીલકત મજીઆરી તરીકે ગણેલીછે, માટે પાછળ હયાત રહેનાર ર તે મીલકતની વશીઅત કરવાને મુખતીઆર હતો.

## ફોજદારી અપીલ.

તા૦ ૭, ૧૪ જુલાઇ સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર નાઇટ ચીફ જષ્ટીસ અને મી૦ જશટીશ મુતુસાંમીઆયર શાહેબોની રૂબરૂ.

સુબાનાયક વી૦ ત્રીકાવ વીગેરે.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૪૫, ૧૪૭

પા૦ ૪૬૦ | એક ઘરથારની જમીન લેવાના દાવામાં તે દાવો ચુકતાં સુધી તે જમિન ઉપર પ્રતીવાદીએ ઇમારત બાંધવી નહી એવો કોરટથી તાકીદ હુકમ કાડવામાં આવ્યો હતો. અપીલમાં તાકીદી હુકમ રદ કરવામાં આવ્યો. એવા કારણથી કે પ્રતીવાદીનો કબજો છે.

આ હુકમ થયા પછી વાદીની પ્રતીવાદી ઉપરની ફરીઆદ ઉપરથી જીલા માજીસ્તરેટે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૪૦ મી પ્રમાણે હુકમ કરયો કે क અને ब નો કબજો છે માટે દિવાની કોરટમાં નીરણય થતાં સુધી તેમણે કાંઇ તોફાન કરવું નહી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે क અને ब તે કામમાં પક્ષકારો નથી માટે તે હુકમ કાયદા વીરૂધ છે.

વળી ઠરાવવામાં આવ્યું કે સુલેહનો ભંગ થવાનો સંભવ હોય તો જે પક્ષકાર તરફથી સુલેહનો ભંગ થવાની ધાશતી હોય તેના માજીસ્તરેટે જામીન લેવા એ માંજીસ્તરેટનો યોગ્ય ઇલાજ છે. પણ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૪૫ અગર ૧૪૭ પ્રમાણે કામ માજીસ્તરેટ ચલાવે તો તે કાયદા વીરૂધ નથી.

---

## દીવાની અપીલ.

ફુલબેંચ /

તા૦ ૨ મે સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ કરનાન અને મી૦ જશટીશ મુતુશામીઆયર તથા મી૦ હચીન્શ સાહેબોની રૂબરૂ

વીજયા રાઘવ (વાદિ) અને

ધી સેકરેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડીયા ઇનકાંઉનશીલ (પ્રતીવાદી)।

શાહેરના સુધારાના આક્ટ (મદરાશનો સને ૧૮૭૧ નો આક્ટ ૮) ની કલમ ૯—પશંદ કરેલા મ્યુનશીપલ કમીસનરને કહાડી મુકવાનો ગવરનર ઇનકાંઉનશીલનો અખત્યાર.

પાનું ૪૬૬ } શેહેરના સુધારાના આક્ટ (સને ૧૮૭૧ ના ગજરાત આક્ટ ૮) ની કલમ ૯ની માં ઠરાવ ામાં આવ્યું છે કે મ્યુનીશીપલ કમીશનરને તેની ખોટી વરતણુકના કારણથી કહાડી મુકવાને ગવરનર ઇનકાઉનસીલને અખતયારછે.

મ્યુનીશીપલ કમીશનરે પોતાને ખોટી રીતે તે કામમાંથી ખશેડવાથી સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર નુકશાનીનો દ વો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ ખોટી વરતણુક સાબેત કરી નથી, માટે વાદીનો નુકશાની લેવાનો હકછે.

---

તારીખ ૨૫ મી આપરેલ અને તા૦ ૨૧ મેએ સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જશટીશ અને મી૦

જસટીશ બ્રાંડટ સાહેબોની રૂબરૂ

આપાસામી અને બીજા પાંચ (પ્રતીવાદીઓ) અપીલવાળાઓ

અને

નાગપા (વાદી) અપીલનો પ્રતીવાદી.

દેવાલય—વંશપરંપરાના ટરસ્ટી—હક—પુરાવ.

પાનું ૪૯૯ | એક દેવાલયનું ટરસ્ટીપણું બાપના વારસામાં મળે તેથી વંશપરંપરાનો હક થતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૮ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જશટીશ હચીન્સ અને મી૦ જસટીશ બ્રાંડટ સાહેબો

ની રૂબરૂ.

નારાણાયા (વાદિ) અને

નારા શીયા (પ્રતીવાદી

દિવાની કામ ચલાવવાની રીતિના કાયદાની કલમ ૩૪૪, ૩૬૦—નાદારી—દેણદારના માલની જપતી—મુનસીફના કોરટમાં અરજી.

પાનું ૫૧૦ } દિવાની કામ ચલાવવાની રીતિના કાયદાની કલમ ૩૬૦ પ્રમાણે સ્થાનીક સરકારે જીલાના મુનશીફની કોરટને નાદારીની હકુમત આપવામાં આવેલી હોય તો તે કોરટ જે હુકમનામાના દેણદારની મીલકત જપ્ત કરવામાં આવી હોય તેની નાદાર થવાની

અરજી તે કોરટમાં જો. જીલા કોરટે મોકલી ના હોયતો તે સાભળી શકતા નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૭ ડીસેંબર સને ૧૮૮૩ અને તા૦ ૮ જુલાઇ સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીશ અને મી૦ જ૦

સટીશ હચીનસ શાહેબોની રૂબરૂ.

હાજી (ચોથો પ્રતિવાદી) નંબર ૩૬૪ મા .અપીલવાળો

મુશો (પાંચમો પ્રતીવાદી) નંબર ૩૬૫ માં અપીલવાળો

અને

આથરામગુ વીગરે (વાદિઓ) અપીલના પ્રતીવાદીઓ

દીવાની કામ ચલાવવાની રીતાના કાયદાની કલમ ૩૧૧-૩૧૨-૩૧૩-૧૪૪—સન ૧૮૭૭ ના આકટ ૧૨ ના પ્રસીકટ ૪ નમુનો ૧૪૫—શાક દિવશ પહેલા વેચાણ મંજુર કરવું—લીલામ રદ કરવાને દાવો—મનાઇનો નિયમ—જે પક્ષકાર ઉપર કારનાવાન તરફે દાવો કરવામાં આવેલો નહીં તે દાવામાં થએલા હુકમનામાની બજાવણીમાં તારવાડની મીલકતનું લીલામ—મુદતના આકટના બીજા પ્રસીકટની આરટીકલ ૧૨, ૧૬૬, ૧૭૨—

પાનુ ૫૧૨ | સન ૧૮૭૮ ના આકટ ૧૨ દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાના ૪ થા પ્રસીકટના ફોરમ ૧૪૯ માં હુકમનામાની બજાવણીમાં થએલા લીલામની અને તે મંજુર કરવાની વચમાં સાઠ દહાડા વીતી જવા જોઇએ, શાક દહાડા પુરા થતા અગાઉ વેચાણ મંજુર રાખવામાં આવ્યું છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે વેચાણ અમલમાં આવવા લાયક રહેલુ નથી એમ નથી. માટે ૧૪૯ ના ફોરમમા જે ઠરાવ છે તેથી તેનો અમલ બંધ પડેલો નથી.

પ્રતીવાદી જે માલબાર તારવાડનો કારનાવાન છે તેની પાસેથી નાણું લેવાને દાવો કરવામાં આવેલો છે પણ દાવાની અરજીમાં એમ કહેવામાં આવ્યુ નથી કે પ્રતીવાદીના ઉપર તે કરજ સારૂ કારનાવાન તરીકે દાવો કરવામાં આવ્યોછે. અગરતે કરજ તારવાડનેબંધનમાં રાખે તેવુછે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે હુકમનામાની બજાવણીમાં તારવાડની

મીલકતનુ વેચાણ તારવાડના અંગભુતોને બંધન કારક નથી, માટે તે હુકમનામાની બજાવણીમાં વેચાએલી જમીન લેવાને તારવાડના અંગભુતો એ જે દાવો કરયો છે, તેને સને ૧૮૭૭ ના હીંદુસતાનના મુદતના આક્ટના બીજા પ્રશીસ્ટની આરટીકલ ૧૨ મી લાગુ થતી નથી

## દીવાની અપીલ.

તા૦ ૭, ૧૪ જુલાઇ સને ૧૮૯૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જશટીસ અને મં૦ જશટીસ મુતુસાંમીઆયર સાહેબોની રૂબરૂ

માલીશાન પ્રતીવાદી અપીલવાળો

અને

મદ્રાસના આડમીનીશ્ટેટર જનરલ (વાદી)અપીલનો પ્રતીવાદી

હીંદુસતાનના વારસાના આક્ટની કલમ ૪૮ (ग)—વસીઆતના કાગલ ઉપરથી વીલ મેલવવામાં આવેલુ—અધટીત સતા

પાનું ૫૧૫ | એક વસીઅત કરનારની આગે તેને સમજાવ્યુ કે પ્રથમ તેણે જે વીલ કરેલુ છે તે મારે જોઇએ તેવું થોડુ છે તેથી તે રદ કરાવી તેણીએ તેની પાસેથી બીજુ વીલ કરાવી લીધુ પરંતુ તેણીએ જે સતા વાપરેલી તેથી તે વશીયત કરનાર તેની શમજ અને ખુશીમાંથી બાતલ થએલો નહી હતો.

## દીવાની અપીલ

તા૦ ૧૭ જુલાઈ સને ૧૮૬૪

સર ચારલસ એ ટરનર, નાઇટ ચીફ જસ્ટિશ, અને મિ૦જસ્ટિશ બરાંડટ સાહેબોની રૂબરૂ

રામાપાન વીગેરે (પહેલા અને બીજા પ્રતીવાદીઓ) અપીલવાળાઓ

અને

વીરભદ્ર વીગેરે (વાદીઓ) અપીલવાળાઓ

પાણી–ઇઝમેંટ–વાપર—તળાવનુ વધારાનુ પાણી–ખાડી

પાનું ૫૩૦ | સ્વભાવીક અગર બનાવટની ખાડીમાં થઇને તળાવનું વધારાનું પાણી વહેતુ હોય તેમાં ઇઝમેંટનો હક મેળવી શકાયછે,

તા૦ ૨૪ આપરેલ અને તા૦ ૨૧ જુલાઇ સને ૧૮૮૪

સર આરમસ એ ટરનર નાઇટ ચીફ જશટીશ અને મો૦ જશટીશ મનુશામીઆયર સાહેબોની રૂબરૂ

કુનકીમુ (વાદી) આપીલવાળો અને

વીપા થામા (પ્રતીવાદી) આપીમનો (પ્રતીવાદી

રજીસટર આકટની કલમ ૭૩—૭૭

પાનુ ૫૩૫ | અમુક દશતાવેજો કરી આપ્યાની વાત ઈનકાર કરવામાં આવ્યાના કારણથી તે દશતાવેજો રજીશટર કરવાને સબ રજીશ્ટ્રારે ના કહી તેથી વાદીએ રજીશ્ટરારને અપીલ કરી તેણ સાહેબે તે આપીલ ના મંજુર કરી, કારણ કે શને ૧૮૭૭ ના રજીસટર આકટની કલમ ૭૩ મી પ્રમાણે તે વીશ દીવસની અંદર કરવામાં આવેલી નહી હતી,

આ ઉપરથી વાદીએ તે દશતાવેજો નોધાવા વીશે દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે રજીસટર આકની કલમ ૭૭ ના ઠરાવ ના હેતુ પ્રમાણે તે રજીશટર કરવાનોહુકમ કરવાને કોર્ટ મુખત્યાર નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૨૫ જુલાઈ સન ૧૮૮૪

શર આરમસ એ ટરનર નાઇટ ચીફ જશટીશ મી૦ જશટીસ હચીન શસાહેબો ની રૂબરૂ.

કેશરેહીંદ વી૦ પાઞાની વીગરે

હીંદુસતાનના સ્ટાંપ આકટની કલમ ૩૭, ૪૦—સ્ટાંપના કાયદા વીરૂધ ગુનહો—ફરીઆદ ચલાવવાને મંજુરી—ઠગવાનો ઇરાદો—

પાનુ ૫૩૭ | સન ૧૮૭૯ ના હીંદુસતાનના સ્ટાંપ આકટની કલમ ૪૦ પ્રમાણે ફરીઆદ ચલાવવાને ફરમાવતા પહેલાં ગીનશર તપાશ કરવાને દફતરમાં પ્રોસીડીંગ લખવાને કલેકટર બંધાએલા નથી,

આવા ગુનામાં ઇરાદો સાબેત થવાને કાયદા પ્રમાણે જરૂર નથી.

## દીવાની હકુમત

સર ચારલસ એ, ટરનર નાઈટ ચીફ જસ્ટીસ મી૦ જસ્ટીસ હચીનસ સાહેબોની રૂબરૂ

પીચંદી (વાદી) અરજદાર અને

કંદાસામી વીગેરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

સને ૧૮૭૭ ના મુદતનાં આક્ટ ૨૦—રજીસ્ટર થયા વીનાનું ગીરો-વ્યાજ બદલ ઉપજની પહોંચ.

પાનુ ૫૩૮ | ગીરોનો દસતાવેજ જે રજીસ્ટર કરાવવો જોઈએ. પણ રજીસ્ટર કરાવેલો નથી તેની રૂઈએ કબજાવાળી જમીનની ઉપજની પહોંચ હોય તે સને ૧૮૭૭ ના હીંદુસતાનના મુદતના કાયદાની કલમ ૨૦ પરમાણે કબુલ ગણી શકાતુ નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૫ ફેબરવારી અને તા૦ ૧૪ મારચ સને ૧૮૮૪

મી૦ જસટીસ હચીનસ અને મી૦ જસટીસ બ્રૅન્ડ સાહેબોની રૂબરૂ

ગનાપાથી (હુકમનામા વાળો) અપીલવાળો

અને

બાલાસુંદ્ર વીગેરે (હુકમનામાના દેણદારો) અપીલના પ્રતીવાદી

હુકમનામુ—બજાવણી—મુદત—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૦ હાયકોરટનું હુકમનામુ—ગાજુ કરનાર.

પાનુ ૫૪૦ | સને ૧૮૮૨ ના દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૦ મી થી સને ૧૮૭૭ ના હીંદુસતાનના મુદતના આકટના બીજા પ્રકરણની આરટીકલ ૧૮૦ મીમાં ઠરાવેલી મુદતને અસર થતો નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૮, ૨૩ જુલાઈ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ હચીનસ અને મી૦ જસટીસ બ્રાંડટ સાહેબોની રૂબરૂ,

આયુના (સાતમા પ્રતીવાદી) અપીલવાળો

અને

કાળી (વાદી) અપીલના પ્રતીવાદી

મલબારનો ધારો—કાનમ—સુધારાની બાબત દાવા વીરૂધ સાંથની ચઢેલી બાકીનો શામો દાવો કરવાનો હક—કાનમદારના હકનુ ગીરો—કેવી રીતે અશર થાય તે,

પાનુ ૫૪૫ | જમીન ગીરોથી છોડવામાં આવે એટલે મલબારના ગીરો આપનારનો ગીરો રાખનારે સુધારાના કંપનસેશન બાબત દાવો કરે તે વીરૂધ તેની પાસે ચડેલી સાંથની બાકી લહેણી થએલી હોય તેનો શામો દાવો થઇ શકેછે. કાનમ રાખનારે પોતાનો તે હક બીજાને શાનમાં આપેલો હોય તેથી ગીરો આપનારનો સુધારાના કંપનસેશન વીરૂધ ચડેલી સાથનો સામો દાવો કરવાનો હકછે તેને હરકત થતી નથી,

---

## દીવાની અપીલ

તા૦ ૧૦ જુલાઇ સન ૧૮૮૩ અને તા૦ ૨૮ જુલાઇ સને ૧૮૮૪

સર ચારલશ એ. ટરનર. નાઇટ ચીફ જસટીસ, મિ૦ જશટી

મુતુસામી આયરની રૂબરૂ

વેંકટ (વાદી) અપીલવાળો અને

સુભદ્રા (પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

હીંદુશાસ્ત્ર—દતાવેધાન—માશીની દીકરીનો દીકરો—બાપની શાથે થએલા કરાર પ્રમાણે ભાઇએ કરેલુ બક્ષીશ—દતહોમ,

પાનુ ૫૪૮ | સ્થાનીક રીવાજથી તે મીતાક્ષરાના નીયમ પ્રમાણે માશીની દીકરીના દીકરાનુ દતવેધાન નાબુદ થતુ નથી બાપે આપેલા વચન પ્રમાણે અ એ પોતાના નાહાના ભાઇને દત આપ્યો,

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે બક્ષીસ બળવાન છે.

---

## દીવાની અપીલ

તા૦ ૮ ઓગશટ સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર, નાઇટ ચીફ જશટીશ અને મી૦ જશટીસ હચીનશ સાહેબોની રૂબરૂ

વેંકટાપા અરજદાર અને વેંગલરાપા અપીલના પ્રતીવાદી

સને ૧૮૬૦ ના આકટ ૨૭—સરટીફીકટ આપવામાં આવ્યુ—રદ કરવું—જીલા કોરટનો અખતીઆર.

પાનુ ૫૫૫ | મરનાર શખશનુ દેવું વસુલ કરવાને સરટીફીકટ આપવામાં આવેલું હોય તો સને ૧૮૬૦ ના આકટ ૨૭ પ્રમાણે તે રદ કરવાને જીલા જડજને અખતીઆર નથી.

---

## ફોજદારી અપીલ.

તા૦ ૧૪ અગશટ સને ૧૮૮૪

સર ચારલશ એ ટરનર નાયટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ હચીન્શ શાહેબોની રૂબરૂ

પાનું ૫૫૭ } ડાકાઇટીના તોહોમત ઉપરથી માજીસટ્રેટ તે આરોપમાંથી જુદું પાડી બખેડાનો સાપરાધ બળ વાપરવાનો અને મરનારની મીલકતનો ખોટી રીતે ઉપયોગ કરવાના આરોપનો તોહોમતવાળાને ગુનેગાર ઠરાવ્યો.

અપીલમાં શેશન કોરટે ગુનાની સાબેતીનો ઠરાવ ફેરાવ્યો, એવું ઠરાવીને કે જો કાંઇ ગુનો બનો હોયતો, તે ડાકાઇટીનો ગુનો છે. પરંતુ જે હકીકત કહેવામાં આવી છે તે માનવા લાયક નથી માટે કમીટ કરવાનો હુકમ કરવાની કાંઇ ગરજ નહી હતી.

તેજ હકીકતના આધારથી બીજા માજીસટ્રેટની રૂબરૂ ડાકાઇટીની ફરીઆદ કરવામાં આવી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે શેશન કોરટના ફૈસલાથી આગળ કામ ચલાવવાને હરકત થતી નથી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૫ અગસટ સને ૧૮૮૪

મી૦ જસટીસ કરનાન અને મી૦ જસટીસ મનુસાંમીઆયર શાહેબોની રૂબરૂ.

કેસરેહીંદ ચી૦ ૬૫

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫, ૪૩૫ના કાલેનડર તપાસતાં માજીસટ્રેટે જુઠા શોગન ખાધા બાબત ફરીઆદ ચલાવવાની પરવાનગી આપેલી.

પાનું ૫૬૦ એક પેટા હુદ્દાના માજીસ્ટ્રેટે પોતના તાબાના માજીસ્ટ્રેટના તપાસેલા કામની તપાસનું કયાલેંડર જોયા પછી કામના કાગળો મંગાવ્યા, અને ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ મી પ્રમાણે જુઠા શોગન બાબતના કામમાં એક સાક્ષી ઉપર ફરીઆદ ચલાવવાને હુકમ કરયો,

તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમ કાયદા વીરૂધ છે.

## ફોજદારી અપીલ

### મી૦ જસ્ટીસ હચીન્સ સાહેબની રૂબરૂ

કેસરેહીંદ વી૦ પોલાવારાપુ

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪ (ભ), ૨૫૦

કંપનસેશન—પોલીસને ફરીઆદ

પાનું ૧૬૩ . પોલીસમાં ફરીઆદ કરવાથી તોહોમત બાદ પોલીસે કામ મોકલવા ઉપરથી માજીસ્ટ્રેટે તે કામની તપાસ કરી હોયતો ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૦ મી પમાણે 'કંપનસેશન' આપી શકાતું નથી.

## દીવાની અપીલ

### તા૦ ૧ એપ્રીલ અને તા૦ ૨૪ જુલાઈ સને ૧૮૮૪

### મી૦ જસ્ટીસ કરનાન અને મી૦ જસ્ટીસ હચીન્સ સાહેબોની રૂબરૂ.

ચીરન (પહેલો પ્રતીવાદી) અપીલવાળો અને સુબાના (વાદી) અપીલનો પ્રતીવાદી.

હિંદુશાસ્ત્ર—વહેંચણ—હીસાબ—દરમીયાન ઉપજ—બાળક

પાનું ૫૧૪ હીંદુ કુટુંબના અંગભુતો કુટુંબી મીલકત જે હોય તેની વહેંચણ કરાવવાને માગતા હોય. તેમના હકની મર્યાદા જે નિયમથી બાંધવામાં આવી છે, તે મર્યાદા કુટુંબના જે બાળકને વહીવટદારે કુટુંબના ઘરમાંથી અને કુટુંબની મીલકતના ભાગ ભાગમાંથી બાતલ કરવામાં આવ્યો હોય તેની બાબતને લાગુ પડતી નથી.

આવા કામમાં જે તારીખથી સગીરને બાતલ કરવામાં આવ્યો હોય તે તારીખથી સગીરને તે વહીવટદારે હીસાબ આપવો જોઈએ.

## દીવાની અપીલ

તા૦ ૨૨ અગસ્ટ સને ૧૮૮૪

સર. ચાર્લસ એ. ટરનર નાઇટ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટીશ હચીન્સ સાહેબોની હજુર.

મુદતના આક્ટ, શીડ્યુલ ૨ ની આરટીકલ ૭૫—૭૬ બાંધો-બાબત—

પાનું ૫૭૧ | એક સરત એવી હતી કે એક હપતો ચડે તો, તમામ રકમ લહેણી થાય તે શરતના અમલ કરવાને હક બાંધો છે એવું સાબેત કરવાને દાવો કરવામાં આવેલો ના હોય તો બસ નથી.

## ફોજદારી અપીલ.

તા૦ ૨૪, ૩૦ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીશ બરવાન અને મી૦ જસ્ટીશ હચીન્સની હજુર.

પુરાવા આક્ટ કલમ ૩૦—સહકેદીની કબુલાત મદદગાર વીરૂધ બાબત.

પાનું ૫૭૯ | અ ની ખુન બાબત અને બ ની તેમાં મદદ કરવા બાબત તપાસ કરવામાં આવે તેમાં અ ને કબુલાતથી બ પણ ફસાતો હોય તો, સને ૧૮૭૨ ના હીંદુસ્થાનના પુરાવા આક્ટની કલ૦ ૩૦ પ્રમાણે અ ની આપેલી તે કબુલાત બ વીરૂધ વાપરમાં લેઇ શકાતી નથી.

## દીવાની અપીલ.

તા૦ ૭ એપ્રીલ, ૨૭ અગસ્ટ ૧૮૮૪

સર, ચારલસ એ, ટરનર નાઇટ ચીફ જસ્ટીસ, અને મી૦ જસ્ટીશ બ્રાંડ્ટ સાહેબોની હજુર

ગોપાળ (પ્રતીવાદી) અરજદાર અને રાંમા (વાદી) અપીલનો પ્રતીવાદી.

પાનું ૫૮૩ | ખતની રકમ હપતાથી આપવાની અને એકાદો હપતો ચડે તો બાકીની તમામ રકમ આપવી એવો ખતમાં ઠરાવ છે. લેણદારનું તમામ લહેણું લેવાના હકને મુદતની હરકત પહેલી વાર

પછીની તારીખે રીતશર લેહણું થતા હકતા લેવા દાવો કરયો હોય તો, તેણે સાબીત કરવું જોઇએ કે તે સરત અમલ કરવાનો હક ખોયેલો છે: તે શરત અમલ કરવી ફક્ત છોડી દેવામાં આવે તેથી તે હક ખોયો છે, એમ અનુમાન કરવાનું નથી.

## દીવાની અપીલ

તા૦ ૨૯ અગસ્ટ સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીસ અને મી. જશટીસ હચીન્સ સાહેબોની રૂબરૂ

વાસુદેવ (વાદી) અરજદાર અને ચીનાશામી (પ્રતીવાદી] અપીલનો પ્રતીવાદી

મુદતના આકટની કલમ ૧૨—મુદત ગયા પછી અપીલ દાખલ કરેલી—ફરી તપાસ ચાલુ—વખત બાતલ કરવામાં આવ્યો—ફરી તપાસ વાર લાગ્યાનું ક્યારે કારણ બને છે.

પાનું ૫૮૪ } સને ૧૮૭૭ના હીંદુસ્તાનના મુદતના આકટના ઠરાવ પ્રમાણે અપીલ કરવાની જે મુદત ગણવામાં આવે છે, તેમાંથી ફરી તપાસની અરજી જેટલી મુદત ચાલી હોય તેટલી મુદતહક તરીકે બાતલ કરવાની નથી

પરંતુ યોગ્ય તત્પરતાથી ફરી તપાસની અરજી આપવામા આવેલી હોય અને તે દાખલ કરવામાં આવી હોય અને અપીલ કરવાથી જે અરજદાર મેળવી શકે તે તમામ તે ફરી તપાસની અરજીથી મળવાની આશા હોય તો મુદત ગયા પછી અપીલ આપવામાં આવી હોયતો પણ કોરટ વાજબી રાહે તે અપીલ દાખલ કરી શકે છે

જીલા કોરટે મુદત ગયા પછી અપીલ આપેલી તે દાખલ કરી એવા કારણથી કે અપીલ કરવાને જે મુદત આપવામાં આવી છે તે મુદતની અંદર ફરી તપાસની અરજી અપીલવાળાએ આપેલી છે, માટે તે ફરી તપાસની અરજી ચલાવતાં જેટલી મુદત ગઇ તેટલી મુદત બાતલ કરવાનો તેનો હક છે,

તેમાં ઠરાવવામાં આવ્યું કે તપાસ કરતાં હાયકોરટ તેમાં હાથ ઘાલી શકતા નથી.

## દીવાની અપીલ.

તા૦ ૨ સપટેંબર સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર નાઇટ ચીફ જસટીશ અને મી૦ જસટીશ મતુશામીઆયર સાહેબની હજુર.

હીંદુ શાસ્ત્ર—મરનારનું દેવું આપવું—વારસ પાસેથી રકમ આપી તે લેવાને દાવો—

પાનુ ૫૮૬ | મરનાર હીંદુની વીધવાએ તેના ભાઇ વ એ તે મરનારની મીલકત લીધેલી તેની પાસેથી તે મીલકત લેવા દાવો કરયો આ દાવો ચાલતાની દરમીઆનમાં મરનારની મીલકતથી મરનારનું કરજ આપવાનું વ અને ક ઉપર હુકમનામુ મેળવવામાં આવ્યું વ એ તે દેવું પોતાના નાણામાંથી વસુલ આપ્યું.

ક એ તે મીલકત લીધેલી, તથા વ એ સદરહુ હુકમનામુ પોતાના નાણામાંથી વસુલ આપેલુ, સબબ તે રકમ લેવા તેણીના ઉપર વ એ દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે વ ના તે રકમ લેવાનો હક છે.

## દીવાની અપીલ.

તા૦ ૩, એપ્રીલ ૧૧ સપટંબર સને ૧૮૮૪

સર ચારલસ એ ટરનર, નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જસટીશ બ્રાંડટ સાહેબોની હજુર

આલામેલુ (વાદી) અપીલવાળો અને રંગાસાંમી વીગરે (પ્રતીવાદીઓ) અપીલના પ્રતીવાદીઓ

હીંદુ સાસ્ત્ર—સહભાગીઓએ ધણીયાણીને નાણા આપવાં—શ્રીમતી અવેજ આપી થએલો બંદોબસ્ત— વેચાણ કરાવવાનો હક.

પાનુ ૫૯૮ | એક અ ઓરત સાથે લગન કરવાનો ઇરાદો હતો તેના બાપ સાથે લગનના અવેજમાં ઠરાવ કરી એક અવીભક્ત હીંદુ કુટંબના અંગભુતે બ ને અમુક લગન સબંધી પછી નાણા આપવાનો ઠરાવ લખી આપ્યો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે મારી હયાતીમાં મારો હીસો ધણી ધણીઆણીએ મળીયારે ભોગવવો અને મારા મરણ પછી મારો હીસો બ ના માલકપણાનોછે.

[ તેના મરણ પછી તેના સહભાગીઆ ઊપર મળીઆરી કુટુંબી મી

બક્ષતની વહેંચણ કરાવી અ ના હીસ્સો લેવા બ એ દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે બ ના તે હીસ્સા લેવાનો હકછે.

---

## ફોજદારી અપીલ.

તા૦ ૨૫ અગસ્ટ અને તા૦ ૧૮ સપટેમબર સને ૧૮૮૪

સર ચારલસ એ. ટરનર નાઈટ ચીફ જસ્ટીસ અને મી૦ જસટીસ હચીનસ સાહેબોની રૂબરૂ

મદુમીરા વીગરે વીરૂધ કેથરેહીન.

હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૮—શારવજનીક અપકાત્ય

પા૦ ૫૮૦ એક ગામના મુસલમાન રહેવાશીઓએ મોહોરમમાં ગભાણની જમીન ઉપર "છીડ" (છાપરા જેવુ). બાધી તે નીચે પરમનુ ચીન મુકયુ તેઓને માજીસ્ટ્રેટે હીંદુશતાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૦ પ્રમાણે અપકાત કરવાના ગુનહેગાર ઠરાવ્યા એવા કારણથી કે તેમના કૃતથી તે ગામના હીંદુ રહેવાશીઓ જેમના દેવાલયો નજીકમાં છે તેમને નકી ઈજા થવાની છે અને તેથી સુલેહનો ભંગ થવાનો સંભવછે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ગુનાની શાબેતીનો ઠરાવ કાયદેશરનથી.

## દીવાની અપીલ

તા૦ ૧૦ સપટેંબર સને ૧૮૮૪

મી૦ જસટીસ હચીન્સ અને મી૦ જસટીસ બ્રોડર સાહેબ ની રૂબરૂ,

નાગીરે (વાદી) અપીલવાળો અને રામાના (બીજો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

સન ૧૮૬૫નો આકટ ૧૧ ની કલમ ૨૦—સ્માલકાજ કોરટનું હુકમનામુ—મુનશીફની કોરટમાં મોકલવું અને તે કોરટથી બજાવવું—સરટીફીકેટ દાખલ કરવામાં આવેલુ નહીં—અખતીઆરનો હક.

પા૦ ૫૯૯ બનારકાનેટ જડની કોરટે સ્માલકાજ કોરટની હકુમતથી એક હુકમનામુ કરયુ તે કોરટ બંધ કરવામાં આવી વાર પછી તે હુકમનામુ પ્રજયાના મુનશીફની કોરટમાં બજાવવા સારૂ મોકલવામાં આવ્યું.

લેણદારની દરખાસ્ત ઉપરથી પ્રગણાના મુનસીફે કેટલીક જમીન જપ્ત કરી વેચાવી.

સન ૧૮૬૫ના આક્ટ ૧૧ નિ કલમ ૨૦ પ્રમાણેના સરટીફીકેટ સારૂ લેણદારે અરજી કરેલી નહી હતી, તેમ દેણદારે હુકમનામાની બજવણીમા કાંઇ હરકત લીધી નહી હતી.

લેણદારે તે જમીન ખરીદ કરીને ન ને વેચાણ આપી તેણે કબજો લેવાને યત્ન કરયો, તેમાં દેણદારે હરકત કરી.

તે જમીનનો કબજો લેવા દાવો કરવામાં આવ્યો.

તેમાં ઠરાવવામા આવ્યું કે તેનો તે જમીન લેવાનો હકછે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૧ સપટેમ્બર સન ૧૮૮૪

સર ચારલસ એ, ટરનર નાઈટ ચીફ જસટીસ અને મી૦ જસટીસ બ્રાંડટ સાહેબોની રૂબરૂ.

વીરા સામી (હુકમનામાનો લેણદાર) અપીલવાળો

અને

આથી (હુકમનામાનો દેણદાર) અપીલનો પ્રતીવાદી

પાનુ ૫૯૫ તા૦ ૧૬ સપટેમ્બર સને ૧૮૭૯ ના રોજ અ અને બ ઉપરનુ હુકમનામુ બજાવવાની અમુક જમીન જપ્ત કરી વેચાવવાને દરખાસ્ત કરી અને તા૦ ૮ જાનેવારી સન ૧૮૮૦ ના રોજ તે વેચાણ મંજુર રાખવામાં આવ્યું,

ખરીદદારના સમજવામાં આવ્યું કે તે જમીન ઉપર બ નો કાંઇ હક સબંધ નથી તેથી ખરીદદારે દાવો કરીને તા૦ ૨ અપરેલ સન ૧૮૮૧ ના રોજ તે વેચાણ રદ કરાવ્યું અને તા૦ ૨ નવેમ્બર સને ૧૮૮૧ ના રોજ જે નાણા અ એ વેચાણની કીમત દાખલ આપેલાં તે પાછાં મેળવવાનો હુકમ મેળવ્યો

તા૦ ૨ મારચ સને ૧૮૮૩ ના રોજ અ એ તે હુકમનામું પકડીને બજાવવાની દરખાસ્ત કરી,

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દરખાસ્તને મુદતની હરકતછે;

# દીવાની અપીલ

તા૦ ૧૮ સપટેમબર સને ૧૮૮૪

મી૦ જસટીસ હચીનસ અને મી૦ જસટીસ બરાંડટ સાહેબ

ની રૂબરૂ.

શ્રીરનાયા (વાદી) અપીલવાળા અને

ચીનાયા (૩ જો પ્રતીવાદી) અપીલનો પ્રતીવાદી

હીંદુશાસ્ત્ર—બાપનું કરજ આપવાને દીકરાની જવાબદારી—બાપનુ આકરીઆત ઇનામ દીકરાને આપવામાં આવેલુ.

પાનુ ૫૯૭ | મ ના ઉપર તેના મરનાર બાપના વારસ વકીલ તરીકે હુકમનામુ મેળવવામા આવેલુ તેની બજાવણીમાં અમુક જગાન જે બાપના કબજામાં કાર નામની નોકરીના મુશારા તરીકે હતી અને જે તેના મરણપછી સરકારે મ અને તેના ભાઇને આપેલી છે તે લેણદારે જપત કરાવી તે વેચાવી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ જમિન તે હુકમનામાની બજાવણીમાં વેચવા લાયક નથી.



# अनुक्रमणिका.

## અલ્હાબાદ.

### અ



### આ



### ઈ

ચ



છ



જ



ટ



ઠ



ત

### ન



### પ



### ફ

દ



ધ

# ઇન્ડીયન લા રીપોર્ટસના ફેંસલાનો સાર*

## અલ્હાબાદ.

### વાલ્યુમ ૬ ઠું.

### પ્રિવિકાઊન્સીલ.

તા૦ ૨૭ ફેબરવારી સને ૧૮૮૩

બળવંતરાવ (વાદી) વી૦ પુરણમલ (પ્રતીવાદી)

અલ્હાબાદમાં વાયવ્યપ્રાંતની હાયકોરટના ફેંશલા ઉપર અપીલ.

સને ૧૮૭૧ ના આકટ ૯ (મુદતના આકટ) ની કલમ ૧૦ અને આરટીકલ ૧૧૬, ૧૨૩, અને ૧૪૫—ટ્રસ્ટગાંજ મીલકત હોય તે સંબંધી દાવાની મુદત—

પાનું ૧૯ | ટ્રસ્ટીઓ શીવાય બીજા ઊપરના દાવાનો સને ૧૮૭૧ ના આકટ ૯ ની કલમ ૧૦ મી માં સમાશ થવાને તેદાવો 'ટ્રસ્ટ' ના ફાયદા સારૂ 'ટ્રસ્ટ' વાળી મીલકત લેવાનો હોવો જોઇએ તે કલમનો હેતુ એવો છે કે ટ્રસ્ટ શીવાય બીજા કારણો સર જયારે 'ટ્રસ્ટ' વાળી મીલકત વાપરવામાં આવે ત્યારે જેને તે મીલકત "ટ્રસ્ટ" માં આપેલી હોય તેની પાસેથી લેવાને મુદતની હરકત વીના દાવો ચાલી શકેછે.

ધરમાદાના કારણસર અરપણ કરેલી મીલકતનો જાતીકા વહીવટ કરવાના હકનો અમલ કરવાને વાદીએ દાવો કરયો. પણ તે મીલકત જે વહીવટદારના કબજામાં છે તેણે તે કારણસર વાપરેલી છે કાંવા નહી, તેનો તેમાં સવાલ નથી, સબબ સદરહુ કલમ તેને લાગુ થતી નથી.

બાર વરસ કરતાં વધારે મુદત પ્રતીવાદીનો વીરૂધ કબજો થએલો તેમાં ઠરાવવામાં આવ્યું કે જયારે આ દાવો કરવામાં આવ્યો, ત્યારે સને ૧૮૭૧ નો આ૦ ૯ ચાલું હતો, માટે તે આકટના ૨ જા પૃથીષ્ટની આરટીકલ ૧૨૩ અગર ૧૪૫ મી માં શમાશ થઇ સકે જો તે કલમાથી એકમાં તેનો સમાશ થતો નાહોયતો, તે દાવાને આરટીકલ ૧૧૮ મી પ્રમાણે મુદતની હરકતછે.

# દીવાની અપીલ

તા૦ ૨ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ અને મી૦ જસ્ટીસ બ્રોડહર્સ્ટની રૂબરૂ.

કલ્યાણસીંગ (પ્રતીવાદી) વી૦ ચુનીલાલ વીગેરે (વાદીઓ)

સ્માલકાજકોરટ—લાયક દાવે—નુકશાની બાબતનો દાવો—મિલકત જપ્ત કરવામાં હરકત કરવા બાબતનો દાવો.

પાનું ૧૦ } मा એક હુકમનામાવાળો છે તેણે કહ્યું છે કે क એક ગામનો ભાગીદાર છે, તેણે હુકમનામાના દેણદારના હકનાં નફાનાં નાણાં જપ્ત કરવામાં હરકત લીધી છે કે મે તે નાણાં જપ્તી પહેલાં આપેલાં છે, તેથી તે કારણથી જપ્તી ઉઠાવવામાં આવી છે. પણ તે હરકત અપ્રમાણીક અને ખોટી રીતની છે. કારણ કે તે નાણાં હજુ क ના કબજામાં છે તેથી क ઉપર તે નાણાં તથા જપ્તીના કામમાં થએલુ ખરચ લેવા તે मा એ દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો નુકશાની બાબતનો છે, અને તે રૂ૫૦૦) ઉપરનો નથી, સબબ તે સ્માલકાજ કોરટને સાંભળવા લાયક દાવાઓમાંના એક પ્રકારનો દાવો છે, માટે તે દાવામાં બીજી અપીલ ચાલતી નથી.

---

તા૦ ૨ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ

પ્રસાદ (હુકમનામાવાળો) વી૦ માહાદેવ પ્રસાદ વીગેરે (હુકમનામાના દેણદારો).

હુકમનામાંની બજાવણી—હુકમનામુ બજાવનારી કોરટ બાબત સવાલ—નવો દાવો—હુકમનામાવાળાની અને ત્રીજા સખસની વચમાંનો સવાલ.

પાનું ૧૨ } વાદીએ प શીવાય તમામ પ્રતીવાદીઓ ઉપર હુકમનામુ મેળવ્યુ તેમાં क પણ હતો. અપીલમાં અપીલ કોરટે प ઉપર હુકમનામુ તેમને કરી આપ્યુ. આ હુકમનામાની બજાવણીમાં क ના નામ ઉપર સરકારે ટ્રેઝરીમાં કેટલાંક અનામત નાણાં છે તે क ની મીલકત તરીકે તેઓએ જપ્ત કરાવ્યાં અને તેમને આપવામાં આવ્યાં प એ અપીલ કરવાથી બીજી અપીલ કોરટથી આ હુકમનામુ ફેરવ

વામાં આવ્યું, અને અસલ કોરટે प ઉપરથી દાવો કાહાડી નાંખ્યાનું હુકમ નામુ કરેલુ તે પાછું બાહાલ રાખ્યું તેથી प એ પોતાના હુકમનામાની બ જાવણીમાં તે નાણાં પાછાં મળવા અરજ કરી, વાદીઓએ તેમાં હરકત લીધી એવા કારણથી કે તે નાણાં क ના માલેકપણાનાં છે તેમાં ઠરાવવા માં આવ્યુ કે તે નાણાં प નાં છે કે क નાં છે તેનો નીરણય કરવાને તે હુકમનામુ બજાવનારી કોરટને અખત્યાર નથી તેવો સવાલ प અને તેઓની વચમાં નથી પણ તે નાણાં ઉપર તે प અને क ના સાંમ સાંમી દાવા છે તેનો સવાલ છે અને તે સવાલ ઊતપન થાય છે.

---

તા૦ ૩ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટયરેલની રૂબરૂ

બસંતલાલ વીગરે (હુકમનામાવાળા) વી નાજમુનીશા બીબી (હુકમનામાનો દેણદાર.

હુકમનામાની બજાવણી—મુદત–સને ૧૮૭૭ ના આકટ ૧૫ (મુદત નો આકટ) ના પૃથીષ્ઠ ૨ નંબર ૧૭૯ (૨)

પાનું ૧૪ — અમુક મીલકત ગીરો રાખનારે ગીરો આપનાર न અને ह કે જેને ગીરોવાળી મીલકતમાંનો ભાગ વેચાણ લખી આપવામાં આવેલો તેના ઉપર તે ગીરોવાળાં નાણાં લેવા તથા તે ગીરોવાળી મીલકત વેચાવવાને દાવો કરયો. તા૦ ૨૪ સપટેંબરના રોજ તેણે હુકમનામુ મેળવ્યુ તેમાં તે न એ નાણાં આપવાં અને તે ગીરોવાળી મીલકતથી વસુલ કરવાં, એવો ઠરાવ છે ह એ અપીલ કરી, તેમાંએવી તકરાર કરી કે ગીરોનો દસ્તાવેજ રજીસ્ટર થએલો નથી. માટે તે ગીરોના પુરાવમાં લેઇ શકાનો નથી સબબ તે મીલકત વેચવાનો હુકમ કરવામાં આવ્યો છે તે કાયદેસર નથી. न એ અપીલ કરી નથી અપીલ કોરટે સદરહુ તકરાર મંજુર કરી અને તે મીલકત વેચવા બાબતનો હુકમ રદ કરયો. ગીરો રાખનારે બીજી અપીલ કરી. તેથી તા૦ ૧૫ જાનેવારી સને ૧૮૮૦ ના રોજ છેવટની અપીલ કોરટે નીચેની અપીલ કોરટનુ હુકમ નામુ દુરસ્ત કરી ઠરાવ્યું કે તે ગીરોવાળાં નાણાંનો ભાગ ગીરોવાળી મીલકત વેચાવી વસુલ કરે તા૦ ૧૪ સપટેંબર સને ૧૮૮૨ ના રોજ न ઊપર તે હુકમનામુ બજાવવા व એ દરખાસ્ત કરી તેમાં ઠરાવવામાં આ

જ્યુ કે તે દરખાસ્તને મુદતના આકટની આરટીકલ ૧૭૯ લાગુ થાય છે, અને તે મુદત અપીલ કોરટના આખરના હુકમનામાથી શીરૂ થાય છે.

---

તા૦ ૨ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ.

ચંપતરાય (પ્રતીવાદી) વી૦ પીતાંબરદાસ વીગરે (વાદીઓ)

હુકમનામાની બજવણી—મુદત આપવાનો કરાર—કરારની રૂઇએ દાવો.

પાનું ૧૬ } હુકમનામુ બજાવનારી કોરટને હુકમનામાના પક્ષકારોએ અરજી આપી તેમાં તેઓએ કબુલ કરયુ કે આઠ વરસની અંદરે બે હુકમનામાની મુદલ રકમ આપવી અને દર વરશે મુદલ રકમ ઉપર રૂ૫૦) વ્યાજના આપવા, પણ જો વ્યાજની રકમ આપવામાં કસુર કરવામાં આવે તો, તમામ લહેણી રકમ હુકમનામુ બજાવી વસુલ કરવી. આ અરજી આપવા ઉપરથી કોરટે તે કામ ફાઇલ ઉપરથી દુર કરયું તેમાં ઠરાવવામાં આવ્યુ કે કસુર કરવામાં આવે એટલે હુકમનામાવાળાનો ઇલાજ પોતાનુ હુકમનામુ બજાવવાનો છે, અને તે કરારના ઠરાવોનો અમલ દાવો કરી થઈ સકતો નથી.

---

તા૦ ૪ જુલાઈ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ અને મી૦ જસ્ટીશ ઓલ્ડફીલ્ડ સાહેબોની રૂબરૂ,

દીલાકુઆરી (વાદી) વી૦ જગરનાથ કુઆરી વીગરે (પ્રતીવાદી)

અનન્ય ગ્રહાધીકાર—હીંદુ વિધવા—ખોરાકી પોશાકીના બદલામાં ગામના હીસાનો કબજો—અનન્યગ્રહાધીકારનો હક.

પાનું ૧૭ | કોરટના હુકમનામાની રૂઇએ ખોરાકી પોશાકીને બદલે હીંદુ વીધવાના કબજામાં ગામનો હીસો હોય તેથી તેણીનો એવો હક થતો નથી કે જેથી કરીને તે ગામના બીજા હીશાના વેચાણની બાબતમાં અનન્યગ્રહાધીકારનો હક થાય.

તા૦ ૩ જુલાઈ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ અને મી૦ જસટીશ ટાયરેલ સાહેબોની હજુર

બાલગન (વાદી) વી૦ મનુલાલ વીગરે (પ્રતીવાદીઓ)

જમીનના કબજેદાર અને સાંથે રાખનાર—જમીનના કબજેદારની કબુલત સાથે કબજે રાખનાર સાંથે રાખનારે ઝાડ રોપેલાં—હુકમનામા ની બજાવણીમાં ઝાડોનું વેચાણુ—કબજો રાખવાનો હક બીજાને ચડાવી આપવો—સને ૧૮૮૧ ના આ૦ ૧૨ (વાવ્ય પ્રાંતના સાંથના આકટ) ની કલમ ૯

પાનું ૧૯ — એક કબજે રાખનાર સાંથે લેનારે જમીનના કબજેદારની કબુલત સાથે નારંગીના ઝાડો રોપેલાં તે એક હુકમનામાની બજાવણીમાં વેચાયાં, તેથી તેણે જમીનના કબજેદાર સાથે મળી જઇ તે જમીન છોડી દીધી. આ ઉપરથી તે જમીનના કબજેદારે ખરીદદાર અને સદરહુ સાંથે રાખનાર ઉપર તે જમીનનો કબજો ઝાડો સુધાંત અગર ઝાડો શીવાય લેવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાવ્યપ્રાંતના સાંથના આકટની કલમ ૯ મીના અર્થ પ્રમાણે તે જમીન ખરીદ થવાથી તેમાં તે જમીનના સાંથે રાખનારનો હક ગળતો નથી, તેમ જમીનના કબજેદાર અને બેઠ હક સાંથે રાખનારની વચમાં જે સબંધ કાયદાથી જે ફેરફાર થવાની મનાઇ છે તેનો ફેરફાર થતો નથી. બબબ કબજે રાખનારનો તે જમીન કબજે રાખવાનો હક નથી.

---

## દીવાની ફેરી તપાશ

તા૦ ૪ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટાયરેલની હજુર

રઘુનાથદાસની અરજીના કામમા વી૦ બદ્રિપ્રસાદ વીગરે.

હુકમનામાની બજાવણી—મીલકતની જપતી બાબતમાં હરકત—હરકત મંજુર રાખવામાં આવી—ખરચ—હક ઠરાવવાનો દાવો—અપીલ—ખરચ પાછુ વસુલ કરવું—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪, ૨૮૦, ૨૮૩.

બાનું ૨૧ | હુકમનામાની બજવણીમાં મીલકત જપ્ત કરવામાં આવેલી તે જપ્તી વીરૂધ હરકત મંજુર રાખવામાં આવી. તે હુકમનામા વાળાનું ખરચ આપવાને હુકમનામાવાળાને હુકમ કરવામાં આવ્યો તેથી તે હુકમનામાવાળાએ તે હરકત મંજુર રાખ્યાના હુકમ બાબત તકરાર કરવાને દાવો કરયો. તેણે આ દાવામાં ખરચની બાબત આ દાવામાં દાદ માગી નથી. પછી તેણે હરકત લેનારને જે ખરચની રકમ આપેલી તે પાછી મળવાનો હુકમ થવા કોરટને અરજ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૮૦ પ્રમાણે તે અરજી એક હુકમના ભાગ બાબત છે, માટે કોરટ જેવો હુકમ માગેલો છે તેવો હુકમ કરી શકતા નથી, તેમ તેનો અમલ પણ કરી શકતા નથી. અને કોરટ તે અરજી નામંજુર કરવાનો હુકમ કરે તે ઉપર અપીલ ચાલી શકતી નથી, કારણ કે તે કલમ ૨૪૪ મી પ્રમાણેનો હુકમ નથી અને જો તે કલમ ૨૮૦ મીના સબંધમાં કરવામાં આવેલો હોય તો. કલમ ૨૮૩ પ્રમાણે અપીલ ચાલવાને હરકત છે.

---

## દીવાની અપીલ.

તા૦ ૯ જુલઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટાયરેલની હજુર.

બસંતલાલ (હુકમનામા વાળો) વી૦ બાતનબીબી વીગરે (હુકમનામાના દેણદારો)

હુકમનામાની બજવણી—હક ઠરાવવાનો દાવો—બજવણી થોભાવવી—મુદત—સને ૧૮૭૭ ના આકટ ૧૫ (મુદતના આકટ) ના પ્ર[illegible] ૨ નંબર ૧૭૮, ૧૭૯

બાનું ૨૩ } તા૦ ૨૮ મી મે સને ૧૮૭૮ ના રોજ એક હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવામાં આવી તેથી તે દરખાસ્ત પ્રમાણે અમુક મીલકત જપ્ત કરાવીને વેચાણના જાહેરનામા કરાવ્યાં, તે વેચાણની મુદત ઠરાવેલા તે દાડે કોરટે અમુક શખશ તે મીલકત ઉપર દાવો રાખતો હતો, તેના કરેલા દાવામાં તે વેચાણ તે દાવાનો નીકાલ થતાં સુધી બંધ રાખવાનો તાકીદી હુકમ આપ્યો. તે દાવો તા૦

૨૪ જાનેવારી સને ૧૮૮૧ ના છેવટ ચુકવાણી તા૦ ૧૪ સપ્ટેમબર સને ૧૮૮૨ ના રોજ હુકમનામાવાળાએ તે બજાવવાને દરખાસ્ત કરી; તેમાં ઠરાવવામાં આવ્યું કે તે તારીખે હુકમ બસેડયા પછી તે દરખાસ્ત આગળનું કામ તાજું કરવા બાબતની યોગ્ય રીતે ગણી શકાયછે, તેથી તેને સને ૧૮૭૭ ના મુદતના આકટની આરટીકલ ૧૭૯ કરતાં આરટીકલ ૧૭૮ મા લાગુ થાય છે સબબ તે દાવાના આખરના ઠરાવથી દરખાસ્ત કરવાનો હક થયાની મુદતની અંદર તે દરખાસ્તછે.

---

તા૦ ૧૩ જુલાઇ સને ૧૮૮૩

મી. જસ્ટીસ સ્ટેટ અને મી૦ જસ્ટીસ બ્રોડહસ્ટ સાહેબોની

રૂબરૂ.

નીઝારઅલી (પ્રતીવાદી) વી૦ ફીદાઅલી (વાદી)

ટ્રસ્ટી—"ટ્રસ્ટ" તોડવાથી ત્રસ્ટી મીલકત બીજાને આપે તે—કબજો લેવાને ત્રસ્ટીનો દાવો—નોટીસ શીવાય અવેજ આપી મિલકત લેનાર—પ્રતીબંધ—

પાનું ૨૪ } એક ત્રસ્ટીએ અમુક જમીનનો ત્રસ્ટ હતો, પણ તે જમીન મહાંગીછે એમ કહી ગીરો આપી ગીરો રાખનારે શુધદીલથી તે ગીરો રાખી અને કીમતી અવેજ તે ત્રસ્ટની ખબર વીના તે બદલ આપેલો હતો. ગીરો રાખનારે તે જમીન વેચાવવાનું હુકમનામું તે ત્રસ્ટી ઉપર મેળવ્યું, અને તે હુકમનામાની બજાવણીમાં તે જમીન વેચવામાં આવી. પછી તે ત્રસ્ટીએ તે ખરીદદાર પાસેથી તે મીલકત લેવાને દાવો કરયો, એવા કારણથી કે તે માલકતતો 'ટ્રસ્ટ'નીછે. અને તે બીજાને આપવાને મને કાંઇ અખતીઆર નથી. આ દાવામાં તે ત્રસ્ટની રૂઇએ ફાયદો લેનાર કોઇ પણ પક્ષકાર નહી હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને પોતાની વરતણુકથી તે જમીનનો કબજો લેવાને પ્રતીબંધછે.

---

## ફોજદારી તપાસ.

તા૦ ૧૪ અને તા૦ ૨૧ ઓગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ વેસ્ટ, ઓફીશીએટીંગ ચીફ જસ્ટીશ મી૦ જ

સ્ટીસ બરડવુડ, મી૦ જસ્ટીશ બ્રોડહર્સ્ટ અને મી૦

જસ્ટીશ ટાયરેલ સાહેબોની રૂબરૂ

જય પ્રકાશલાલની અરજીની બાબતમાં

સુલેહનો ભંગ નહીં કરવાના જામીન—બીજા જીલ્લામાં રહેનાર કો ઇ શખ્શને જામીન આપવાને બોલાવવાને જીલ્લા માજીસ્ટ્રેટનો અખતીયાર—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૦૭

પાનુ ૨૬ } ફુલબેંચે ઠરાવ્યુ કે જે જીલ્લાની અંદર અમુક શખ્શ ર હેતો ના હોય તોતે જીલ્લાના માજીસ્ટ્રેટને તે શખ્સના ઉપર હુકમ કહાડવાનો અખતીઆર ફોજદારી કામ ચલાવવાની રી તીના કાયદાની કલમ ૧૦૭ ના ઠરાવ પ્રમાણે નથી.

ડીવીજન બેંચે ઠરાવ્યુ કે તે કલમમાં કહેલા પ્રકારની બાતમી સ્પ ષ્ટ અને નક્કી એવીહોવી જોઇએ કે જેથી જેના વીરૂધ હુકમ કરવામાં આવે તેને અસર થાય, અને સમજ પડે તેવી હકીકત અને વીગત માલ મ પડી આવે કે જેથી તે શખ્શને ખબર મળે કે તેણે જે તઇઆરી ક રીને આવવાનું હોય તે તઇઆરી કરીને આવી શકે.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૬ ઓગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ વેસ્ટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦

ટાયરેલની રૂબરૂ.

મહમદ સુલેમાન વીગેરે (હુકમનામાના દેણદારો) વી૦ મહમદયાર વીગેરે (હુકમનામાવાળા)

સ્થાવર મીલકતના કબજા બાબતનો દાવો—દાવા વાળી મીલકતની યાદ દાવાની અરજી સાથે જોડેલી—જે મીલકતનું હુકમનામુ કરવામાં આ વેલુ તે હુકમનામામાં બતાવવામાં આવેલુ નહીં-હુકમનામાની બજાવણી-દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૬

પાનું ૩૦ } જે ગામો નીચે બતાવવામાં આવેલાં છે, એમ દાવાની અરજીમાં લખેલું છે તે ગામોનો કબજો લેવાને વાદીએ દાવો કરયો. દાવાની અરજીમાંનો તે ગામો કાંઇ વીગત બતાવવામાં આવી નથી. પરંતુ જુદા કાગળમાં તે ગામોની યાદ કરી તે દાવાની અરજી સાથે જોડવામાં આવેલી છે. વાદીએ દાવામાંનાં તમામ ગામોનો કબજો મળવાનું હુકમનામું મેળવ્યું. પરંતુ તે હુકમનામામાં કીયાં ગામો તે બતાવવામાં આવેલું નથી તેમા ઠરાવવામાં આવ્યું કે દાવાની અરજી સાથે જે ગામોની યાદ જોડેલી છે તે હુકમનામાની અંદર તે હુકમનામું બજાવનારી કોરટ વ્યાજબી રાહે વાંચી શકતા નથી, અને તે યાદમાં જે ગામો બતાવવામાં આવેલાં છે તે હુકમનામાંવાળાને અપાવવાં વ્યાજબી નથી.

---

તા૦ ૧૯ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસટીસ બ્રોડહર્સ્ટ અને મી૦ જસટીસ ટાયરેલ સાહેબોની

રૂબરૂ

મો. બોંદસીંગ વીગેરે (પ્રતીવાદીઓ) વી. બાલીમસીંગ વીગેરે (વાદીઓ)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૭૬—જપ્ત થએલી મીલકત બીજાને આપવી.

પાનું ૩૩ } જે મીલકત જપ્ત કરવામાં આવેલી તે ખાનગી રીતે બીજાને આપવામાં આવે તો, તે આપવું તે જપ્તીના આધારથી જે ફકત દાવાઓ છે તે વીરૂધ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૭૬ મી પ્રમાણે રદ બાતલ છે. માટે ઠરાવવામાં આવ્યું કે મીલકત જપ્ત કરવામાં આવેલી તે દરમીઆન તે બીજાને આપવામાં આવેલી અને તે આપ્યા પછી ફરીથી જપ્ત કરવામાં આવી તેથી પેહેલી જપ્તી પુરી થઇ ને બીજી જપ્તીથી વેચાણ કરવામાં આવી પછી ખરીદદારે તે મીલકતનો કબજો લેવા દાવો કરયો, એવા કારણથી કે તે મીલકત ખાનગી રીતે બીજાને આપવામાં આવી છે તે આપવું કલમ ૨૭૬ મીના ઠરાવ પ્રમાણે રદ બાતલ છે, પણ પેહેલી જપ્તી થએલી અને મીલકત બીજાને આપવામાં આવેલી, અને તે પેહેલી જપ્તીના આધારથી કાંઇ દાવાનો અમલ કરવામાં આવ્યો નથી, અને તે કર

વા લાયક પણ નથી. તેમ ખરીદદાર બીજી જમીના આધારથી દાવો રાખે છે. માટે તે મીલકત બીજાને આપવામા આવી છે, તેને કલમ ૨૭૬ મીના ઠરાવ પ્રમાણે હરકત થાત નથી.

---

તા૦ ૨૭ જુલાઈ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ અને મી૦ જસ્ટીસ ગારૈલની રૂબરૂ.

ગંગાપ્રસાદ સાગર (વાદી) વી૦ રાધાકીશન (પ્રતીવાદી)

સને ૧૮૮૧ ના આ૦ ૧૨ (વાયવ્યપ્રાંતનો સાથનો આકટ) કલમ ૧૮૯, ૨૦૬, ૨૦૭, ૨૦૮,

હકુમત—સબોરડીનેટ જડજ તરફ અપીલ મોકલવી.

પાનું ૩૬ } દીવાની કોરટમાં દાવો કરવામા આવ્યો. તેમાં પ્રતીવાદીએ જવાબ આપ્યો કે તે દાવો રેવન્યુ કોરટને સાંભળવા લાયક છે, અસલ કોરટે તે જવાબ મંજુર રાખ્યો નહી, અને વાદીનું હુકમનામું કર્યું. પ્રતીવાદીએ જીલા જડજને અપીલ કરી, અને ફરીથી તકરાર કરી કે તે દાવો રેવન્યુ કોરટને સાંભળવા લાયક છે. જીલા જડજે સબારડીનેટ જડજ તરફ તે અપીલ મોકલી. સબોરડીનેટ જડજે દાવો કાહાડી નાંખ્યો, એવા કારણથી કે તે દીવાની કોરટમાં સાંભળવા લાયક નથી પણ રેવન્યુ કોરટને સાંભળવા લાયક છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાયવ્ય પ્રાંતની સાથના આકટની કલમ ૧૮૯, ૨૦૬, ૨૦૭, અને ૨૦૮ ના ઠરાવ પ્રમાણે સબોરડીનેટ જડજ તરફ અપીલ મોકલવાને જીલા જડજને અખતીઆર નથી.

---

તા૦ ૨૧ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફજસ્ટીસ અને મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડની રૂબરૂ

ભુપકુઅર વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ મહમદીબેગમ (વાદી)

વેચનાર અને ખરીદ કરનાર—વેચાણ—ગીરો

પાનું ૩૭ } સ્થાવર મીલકતના ખરીદદારે એવો કરાર કર્યોછે કે અમુક બાંધેલી મુદતની અંદર મીલકત વેચનાર અમુક રકમ આપે તો, તે મીલકત તે વેચનારને પાછી આપવી, અને તે આપવામાં કસુર કરવામાં આવે તો, તે ખરીદદારની મીલકત સ્વતંત્રરીતે થાય, પણ

તે કરારથી તે પક્ષકારોની વચમાં ગીરો આપનાર અને ગીરો લેનારનો સબંધ થતો નથી, અને તે કરારના ઠરાવ પ્રમાણે ચાનાને વેચનાર કબુલ કરે એટલે તે મિલકત ખરીદદારની થાય છે,

---

તા૦ ૨૩ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મિ૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ

હુસનઅલી વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ માતુકમાન વીગેરે (વાદીઓ)

ઘાટ—ધર્મના કારણસર જે આપવામા આવે તે ઊઘરાવવાના કારણસર તે વાપરવાનો હક—

પાનું ૩૯ | અમુક બ્રાહ્મણોનો ઘાટ નથી પણ તે ઊપર ભીક્ષા લેવાના કારણસર તે સ્વતંત્ર રીતે વાપરવાનો અમારો રીવાજ છે, તેમ કહી તે કારણસર તે ઘાટનો સ્વતંત્રરીતે ઉપયોગ કરવાનો હક ઠરાવવાને તે બ્રાહ્મણોએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઘાટની જમીન ઊપર તે વાદીઓનો કોઇ રીતનો હક નથી. માટે તે દાવો ચાલી શકતો નથી.

---

## ફોજદારી તપાસ

તા૦ ૨૩ જુલાઇ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટેટ સાહેબની રૂબરૂ

ફરી તપાસ કરવાનો હાઇકોરટનો અખત્યાર—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૯—તોહોમતવાળાને ભૂલથી રીતે છોડી દેવો—કમિટ કરવાનો હુકમ કરવાના અખત્યાર.

પાનું૪૦ | જો હાઇકોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાને અયોગ્ય રીતે છોડી દેવામાં આવ્યો છે, તો સને ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૯ મા પ્રમાણે તે તોહોમતવાળાની તપાસ કરવાને કમીટ કરવાનો હુકમ કરવાને હાઇકોરટને અખત્યાર છે.

## ફોજદારી અપીલ

તા૦ ૨૪ જુલાઇ શને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ સાહેબની રૂબરૂ

કૈસરેહીંદ વી૦ ગૌરીશંકર.

સને ૧૮૬૦ ના આક્ટ ૪૫ (પીનલકોડ)ની કલમ ૧૯૨, ૨૧૮—જુઠો પુરાવ બનાવવો—ખોટું દફતર સરકારી નોકરે લખેલું.

પાનું ૪૨ | એક પોલીસ અમલદારને અમુક કાગળ પોતાના ઉપરી અધીકારી તરફ મોકલવાને સોંપેલા. પણ તેણે તે દબાવી રાખ્યો અને પોતાના કામની રોજનીશીમાં લખ્યું કે તે મોકલવામાં આવ્યોછે એવા ઇરાદાથી કે જો મારા ઉપર પોલીસ આક્ટ મુજબ તે કાગળ દબાવી રાખ્યાની ફરીઆદ ચલાવવામાં આવેતો, તે લખાણ પુરાવ થાય.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જુઠો પુરાવ બનાવવાનો પીનલકોડની કલમ ૧૯૨ મી પ્રમાણે ગુનો થવાને જે પુરાવ જુઠો બનાવવામાં આવે તે એવો જોઇએ કે તે દાખલ કરવા લાયક હોય, પણ પોલીસ આક્ટ પ્રમાણે જો તે પોલીસ અમલદાર ઊપર ફરીઆદ ચલાવવામાં આવેતો. તે લખાણ તેના લાભમાં નહી થતાં, તેના ઇરાદા વીરૂધ થાય તેવું છે. સબબ પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે સીક્ષા થવા લાયક તે લખાણ સબંધીમાં જુઠો પુરાવ તેના વીરૂધ વાપરવામાં આવેતો તેને ગુન્હેગાર અયોગ્ય રીતે ઠરાવવામાં આવ્યો છે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આવું લખાણ કરવાનો તે પોલીસ અમલદારનો ઇરાદો શીક્ષામાંથી બચવાનો છે. સબબ તે કાયદાની ક. ૨૧૮ પ્રમાણે સીક્ષાને પાત્ર નથી.

---

## ફોજદારી તપાસ

મી૦ જસ્ટીસ બ્રાડ, એકટીંગ ચીફજસ્ટીસ

ગુલાબસીંગ વી૦ દેવીપ્રસાદ.

ફરીઆદ ચલાવવાને મંજુરી—મુદત પુરી થવી—નવી મંજુરી—ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૯૫ મી.

પાનું ૪૫ } મુદત જવાથી પ્રથમ આપેલી ફોજદારી ફરીઆદ ચલાવવાની મંજુરી પુરી થઈ ગએલી હોયતો ક્રી. પ્રોસીજરકોડની કલમ ૧૯૫ મી. પ્રમાણે નવી મંજુરી આપવાને પ્રથમ મંજુરી આપનાર કોરટ મુખત્યાર છે.

કલમ ૧૯૫ મીમાં જે મંજુરી આપેલુ કામ છ માસ પુરા થયા પછી માજીસ્ત્રેટે સાંભળવું નહી તેનો હેતુ તમામ કામ તે મુદતની અંદર પુરૂ થવુ જોઇએ એમ નથી.

માટે ઠરાવવામાં આવ્યુ કે પુરાવ બરોબર હાથ લાગવાથી માજીસ્ટ્રેટે છ માસની અંદર શીરૂ કરેલુ કામ બંધ રાખેલુ હોય, પણ તે મુદત પુરી થયા પછી માજીસ્ટરેટને તે કામ ચલાવવું પડેતો, ફરીઆદીને નવી મંજુરી મેળવવાની જરૂર નથી,

---

## ફુલબેંચ

તા૦ ૨૦ જુલાઈ સને ૧૮૮૩

મી૦ જષ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જષ્ટીસ, મી૦ જષ્ટીસ ઓલ્ડફીલ્ડ, મી૦ જષ્ટીસ બ્રોડહર્સ્ટ, અને મી૦ જસટીસ ટાયરેલની

રૂબરૂ.

કલ્યાણદાસ (વાદી) વી૦ ભાગીરથી વીગેરે (પ્રતીવાદીઓ)

"હકી ચારમ"—રીવાજ—ખાંનગી વેચાંણ—હુકમનામાની બજાવણીમાં વેચાંણ—

પાનું ૪૭ | કોઇ ગાંમ ઘર વેચાય ત્યારે તે ગામના જમીનદારને તે ઘરની કીમતનો ચોથો હીશો આપવાના રીવાજનો પુરાવ તે કાંઇ હુકમનામાની બજાવણીમાં થતા વેચાણમાં તેવા રીવાજ સબંધી પુરાવ થતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨ આગષ્ટ સને ૧૮૮૩

મી૦ જષ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જષ્ટીસ ટાયરેલની રૂબરૂ.

બિહારીલાલ વીગરે (હુકમનામાવાળાઓ) વી૦ ખુબચંદ (હુકમનામાના દેણદાર)

હુકમનામાની બજાવણી—ખર્ચ—જે ક્રમમાં અપીલ થઈ હોય તેમાં હુકમનામુ બજાવવું

પાનું ૪૮ દાવામાં અસલ હુકમનામામાં દાવો તથા ખર્ચ જે બતાવવામાં આવ્યુ છે તે સુધાંત કાહાડી નાંખવામાં આવ્યો અપીલમાં અસલ હુકમનામુ અપીલ કોરટે બાહાલ રાખ્યુ અને અપીલ કાહાડી નાંખી, અપીલવાળાએ અપીલના પ્રતીવાદીનુ ખર્ચ જે બતાવવામાં આવેલુ છે તે આપવુ એવુ ઠરાવ્યુ અપીલ કોરટના હુકમનામામાં અસલ કોરટનુ ખર્ચ કાંઇ બતાવવામાં આવેલુ નથી તેમાં ઠરાવવામાં આવ્યુ કે અપીલ કોરટનું હુકમનામુ બજાવનારી કોરટે અસલ કોરટના ખર્ચ બાબત પણ તે કોરટનુ હુકમનામુ જોઇ રકમ નકી કરી બજાવી શકે છે.

---

તા ૩ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ

અલી મહંમદખાંન (પ્રતીવાદી) વી. અલી. જુમાંખાંન વીગેરે (વાદીઓ)

મુસલમાની શરેહ—વારસો—મેહેર—મેહેરના બદલામાં વીધવાનો કબજો હોવાથી વીધવાએ તે કબજા વાલી મીલકત ખરીદનેં આપવી.

પાનું ૫૦ ઠરાવવામાં આવ્યુ કે એક મુસલમાન વીધવાની મેહેર તેના ધણીએ આપેલી નહી લેતી તેના કબજામાં તેના ધણીની મીલકત હતી તે તેણીએ વેચી પછી તે ધણીના વારસોએ પોતાના હીસા બાબત દાવો કરયોછે, પણ તે દાવામાં તે ખરીદદાર સદરહુ વીધવાની મેહેર આપી નથી એવી તકરાર કરી શકતો નથી, કારણ કે તે વીધવાનો મેહેર ઉપરનો હકછે તે તેણીનો જાતીકાજે સબબ તે મીલકતના ખરીદદારને તે હક મળતો નથી.

---

તા ૩ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી. જસ્ટીસ ઓડીલની રૂબરૂ

કુભાદાસ (વાદી) વી. ઉજલાલસીંગ (પ્રતીવાદી)

જમીનનો કબજેદાર અને સાંથે રાખનાર—અર્ધ માલેકપણાનો સાંથે રાખનાર-શાંથના બાકી બાબત દાવો— શાંથ નકી કરવી—સને ૧૮૮૧ના આ. ૧૨ (વાયવ્યપ્રાંત આક્ટ) ની કલમ ૧૪, ૯૫ (૧) સને ૧૮૭૩ નો ૧૯ (વાયવ્યપ્રાંતની જમીનના મહેસુલનો આક્ટ) માં આક્ટની કલમ ૧૫૦—એક વખત નીરણય થઇ ગએલો.

પાનું ૫૨ | ઠરાવવામાં આવ્યું કે જમીનનો કબજેદાર જ્યારે સાંથની બાકી અમુક દરથી લેવા અર્ધ માલેકપણાના સાંથે રાખનાર ઉપર દાવો કરે અને તે દરથી એક તરફી હુકમનામું મેળવે અને ફરીથી તે સાંથે રાખનાર તેના તે દરથી દાવો કરે તો પહેલા દાવામાં સાંથના દરનો નીકાલ કરવાને રેવન્યુ કોરટને હકુમત નહોતી, માટે બીજા દાવામાં સાંથે રાખનાર એવો જવાબ આપે કે સાંથનો દર નકી કરવામાં આવ્યો નથી, માટે તે દાવો ચાલી શકતો નથી, તો તે જવાબ આપવાને તેને અટકાવ થતો નથી.

## ફુલબેંચ

તા૦ ૮ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટુઅર્ટ ઓફીસીએટીંગ ચીફજસ્ટીશ અને મી૦ જસ્ટીશ ઓલ્ડફીલ્ડ, મી૦ જસ્ટીશ બ્રોડહર્સ્ટ, અને મી. જસ્ટીશ ટાયરેલની રૂબરૂ.

શુભાબરાય (વાદી) વી૦ ઇંદરશીંગ (પ્રતીવાદી)

માલેકપણુ ગએલો સાંથે રાખનાર-કબજો રાખવાનો હક બીજાને આપવો-સને ૧૮૮૧ ના આક્ટ ૧૨ (વાયવ્યપ્રાંતનો સાંથનો આક્ટ)ની કલમ ૭, ૯.

પાનું ૫૮ | વાયવ્યપ્રાંતના સાંથ આક્ટની કલમ ૭ ના શબ્દો 'જે જમીનના કબજો તેની પાસે 'સર' તરીકે હોય તે જમીનનો કબજો રાખવાનો તેનો હક છે' તેવી કાયદાના અમલથી કબજા સાથે સાંથે રાખનારનો હક માલેક કે જેણે એક મહાલમાં પોતાનો માલેક પણાનો હક વેચેલો હોય તેને મળેછે.

સબબ ઠરાવવામાં આવ્યું કે મહાલનો માલેક તે મહાલ પોતાની પાસે 'સર' જમીન તરીકે હોય; અને તે વેચે અને તેની સાથે પોતાના તમામ હકોને 'સર' જમીન ઉપરના જે મળેલા હોય અગર રાખી હોય

તે વેચે તો તે સર જમીન ઉપરના કબજાનો હક આપેલો થાયછે પણ તે પ્રમાણે વાચ્ય પ્રાંતના સાંથના આકટની કલમ ૯ મુજબ હરકત થાયછે.

---

## દીવાની અપીલ.

તા૦ ૩ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ ખેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦

જસ્ટીશ બ્રોડહર્સ્ટની રૂબરૂ

હરીલાલ (પ્રતીવાદી) વી૦ રામજશ (વાદી)

અગ્રક્રીયાધીકાર-તે હકનો અમલ કરવાનો દાવો-વેચનારને સામેલ રાખવામાં આવેલો નહી—ગીરો—વાજીબુલઅર્જ—"ભાઇબંધ"

પાનું ૫૭ | અગ્રક્રીયાધીકારના દાવામાં બીજી અપીલમાં ખરીદદારે એવો વાંધો લીધો કે વેચનારને પક્ષકાર કરવામાં આવ્યો ન થી. તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે વેચનારને દાવામાં પક્ષકાર કરવામાં આવે નહી તો દાવો ચાલે કીંવા નહી પણ ખરીદદારને આ કામમાં તેને શામેલ કરવામાં નહી આવવાથી હરકત થએલી નથી માટે ક્યાર કામમાં છેવટે આટલી બધી મોડી મુદતે હરકત લેવામાં આવીછે તે મંજુર રાખી શકાતી નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે આ કામમાં વાજીબુલઅર્જમાં "ભાઇબંદ" સબ્દ છે તેનો અરથ ગામના ભાઇઓ થાયછે, અને ફકત રકતના સબંધવાળા હોય તેજછે, એમ નથી.

---

## ફોજદારી ફેર તપાસ

તા૦ ૧૧ એપરેલ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીશની રૂબરૂ

કાહોમબીબી વીગેરેની અરજીના કામમાં

પડદા નશીન ઓરત—તહોમતવાળાનુ જાતે હાજર થવું-ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૫

પાનુ ૫૯ | એક પડદા નશીન ઓરત સારી સ્થીતીવાળી હતી તેના ઉપર તહોમત આવવાથી માજીસ્ટ્રેટે તેણીના ઉપર સમન્સ કહાડ્યો હતો તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે તહોમતવાળાને ખરા તહોમતનો જ

વાબ દેવાનોછે, એવું પ્રથમ દરશનીક સ્પષ્ટ, પ્રતક્ષ અને ભરૂશા લાયક પુરાવથી બતાવવામાં આવે નહી ત્યાંસુધી તેણીને વકીલની મારફતે હાજર થવાની પરવાનગી આપી માજીસ્ત્રેટે તેણીને જાતે બોલાવવી નહી જોઈતી હતી.

---

તા૦ ૧૩ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ ટાયરેલની રૂબરૂ

કઈશરેહીંદ વી૦ અશગરઅલી

સંક્ષેપ તપાસ—દંડ—કશુર કરવાથી કેદ—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૨, ૩૩, ૨૬૨—સને ૧૮૬૦ નો આકટ ૪૫ (પીનલકોડ) કલમ ૬૭-સને ૧૮૮૨ નો આકટ ૮

પાનું ૬૧ | દંડ આપવાનો અમલ કરવામાં આશાન કેદની બાબતમાં સંક્ષેપ તપાશમાં કેદ બાબત ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૨ મીમાં જે હદ રાખવામાં આવી છે તે હદ લાગુ થતી નથી; કારણ કે તે કલમતો ફકત કેદની શીક્ષા કરવામા આવી હોય તેનેજ ફકત લાગુ થાયછે.

---

## દીવાની અપીલ.

તા૦ ૨૫ અગસ્ટ સને ૧૮૮૩

સરજુપ્રસાદ (વાદી) વી૦ બેની મહાધો (પ્રતીવાદી)

ખત–વ્યાજ–ગુનેગારી

પાનું ૬૧ } ખત લખી આપનારે કબુલ કરયુ છે કે બાર માશની આખરે જો મુદલ રકમ વ્યાજ શાથે આપવામાં કશુર કરવામાં આવશે તો તે વ્યાજની રકમ મુદલમાં વધારવી અને તે બધી મુદલ તરીકે અશલ દરનુ વ્યાજ બીજા વરશનું લહેણુ થાય ત્યાં સુધી ગણવી. અને તે બીજા વરસનું જે લહેણુ વ્યાજ થાવ તે પણ મુદલ તરીકે ગણવું એટલે વ્યાજનું વ્યાજ તમામ દેવું પુરૂ થાય ત્યાંહાં સુધી આપવું તેમાં ઠરાવવામાં આવ્યુ કે સાધારણ રીતનો આ એક ઠરાવછે માટે તે ખત લખી આપનારને બંધનકારકછે.

તા૦ ૧૬ ઓગષ્ટ સને ૧૮૮૩

મી. જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ.

ભોળાનાથ વીગેરે (વાદીઓ) વી૦ ફતેસીંગ વીગેરે (પ્રતીવાદીઓ)

ખત—વ્યાજ—ગુનેગારી—સને ૧૮૭૨ નો આક્ટ ૯ (કરાર આક્ટ)ની કલમ ૭૪

પાનું ૬૩ | એક ખત લખી આપનારે માગે ત્યારે વ્યાજ સાથે ખતનાં નાણાં આપવાં અને વ્યાજ દર માસે આપે જવું અને તે આપવામાં કસુર કરવામાં આવે તો જે દરનું વ્યાજ અગાઉ આપવાનું તે દરનું વ્યાજ તે વ્યાજની રકમ ઊપર આપવું. અસલ દર દર મહીને દર સેંકડે રૂ૦—૪—૦ પ્રમાણે આપવાનો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરાર કર્યા પ્રમાણે વ્યાજ આપવાની કસુર કરવામાં આવી છે, અને ઉંચા દરનું વ્યાજ આપવાને ખત લખી આપનારે સ્પષ્ટ રીતે કબુલ કરેલું છે. અને ગુનેગારીનો સવાલ નથી, માટે કરાર આક્ટની કલમ ૭૪ મીના અર્થ પ્રમાણે કરાર તોડવાથી થતી નુકશાની આપવાનો સવાલ નથી સબબ કરાર પ્રમાણેના વ્યાજના દરમાં હાથ ઘાલી શકાતો નથી.

---

તા૦ ૧૬ ઓગષ્ટ સને ૧૮૮૩

કુંજબેહારીલાલ (વાદી) વી૦ ઇલાહીબક્ષ વીગેરે (પ્રતીવાદીઓ)

ખત—વ્યાજ—પેનલ્ટી ગુનેગારી.

પાનું ૬૪ } ખત લખી આપનારે અમુક દીવસે વ્યાજ વીના રકમ આપવાને વચન આપેલું, અને જો તે આપવામાં કસુર કરવામાં આવે તો, દર માસે દર સેંકડે રૂ૨) ને પ્રમાણે વ્યાજ આપવું, એવો કરાર કરેલો છે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ખતની રૂઈના દાવામાં આવું વ્યાજ ગુનેગારીના પ્રકારનું નથી, પણ કરાર પ્રમાણે વ્યાજ છે કારણ કે તે આપવાની જવાબદારી કરારનો કાંઇ ભાગ તોડવાના કારણથી નથી, માટે તે કમી થઇ શકતું નથી.

## દીવાની ફરી તપાસ

તા૦ ૧૭ ઓગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસટીશ ટાયરેલની રૂબરૂ.

ઓલીમતેઓઝા (વાદી) વી૦ હલાઇબેગમ (પ્રતીવાદી)

એક તરફી હુકમનામુ—ફેંસલાની ફરી તપાશ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૩

પાનું ૬૫ } જે પક્ષકારના ઉપર એક તરફી હુકમનામુ મેળવવામાં આવેલ હોય તે પક્ષકાર ફેસલાની ફરી તપાશ કરવાની અરજ કરવાને મુખ્તીઆર છે.

---

તા૦ ૨૦ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જશટીશ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ

દોસ્ત મહમદ (વાદી) વી૦ શેખજાદ અહમદ (પ્રતીવાદી)

વેચનાર અને ખરીદદાર—સરકારી મેહેસુલની બાકી—સને ૧૮૭૨ના આ૦ ૯ (કરાર આકટ) ની કલમ ૬૯, ૭૦

પાનું ૬૭ } મેહેસુલ આપનારી મીલકત ખરીદ કરવામાં આવી તે વખતે મહેસુલ ચડેલુ દેવુ હતુ. આ ચડેલુ મહેસુલ કીયા પક્ષકારે આપવુ તે વીશે વેચાણ ખતમાં કાંઇ નથી. તે ચડેલી બાકી આપવાને ખરીદદારને ફરજ પડી. તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ પ્રમાણે આપેલા નાણા વેચનાર પાસેથી તે ખરીદદાર વસુલ કરી શકતો નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૧ ઓગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટાયરેલ સાહેબો ની રૂબરૂ

અમરતલાલ વીગરે (વાદીઓ) વી૦ બાલમીર વીગરે (પ્રતીવાદી)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩—એક વખત

નીરાધુર થઇ ગએલો—જમીનના કબજેદાર અને સાંથે રાખનાર— જમીન ઉપર ઇમારત બાંધવાથી સાંથે રાખનાર પાસેથી કબજો છોડાવવાની અરજી—ઇમારત તોડી નાખવા બાબત દાવો.

પાનુ ૬૮ } રેવન્યુ કોરટે સાંથે રાખનાર પાસેથી તેણે જમીન ઉપર ઇમારત બાંધેલા ( કારણથી કબજો અપાવવાની અરજી રદ કરેલી તેથી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩ પ્રમાણે તે ઇમારત તોડી નંખાવવાના દાવાને હરકત નથી.

---

તા૦ ૨૧ અગષ્ટ સને ૧૮૮૩

મી. જષ્ટીશ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસટીશ બ્રોડહરષ્ટ

ની રૂબરૂ.

ફરજંદ વીગેરે (હુકમનામાના લેણદારો) વી૦ અબદુલા (હુકમનામાના દેણદાર)

હુકમનામાની બજાવણી—ગણીયારા હુકમનામાવાળા—શરતી હુકમનામા—હુકમનામાની બજાવણીની દરખાસ્ત કરવાને કેટલાક સામેલ રહેવાને ના કહી.

પાનુ ૬૯ } મણીઆરા હુકમનામાવાળાઓની બાબતમાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૧ મી લાગુ થતી નથી કારણ કે તે હુકમનામાની બજાવણી તેઓ બધા એકઠા રહી અમુક કામ કરે તો કરવાની છે, એવી સરતી બજાવણી છે.

---

## દીવાની ફરી તપાસ.

તા૦ ૨૧ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીશ બ્રોડહરસ્ટની રૂબરૂ,

ઇશરદાસ વીગેરે (વાદીઓ] વી૦ માસદખાન (પ્રતીવાદી)

સને ૧૮૭૯ ના આક્ટ ૧ લા (સ્ટાંપ આક્ટ) ની કલમ ૪૧—નવો દાવો—ખરચ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩—૪૩

પાનુ ૭૦ | અમુક દસતાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ નહીં હતો, તેની રૂઇએ વાદીએ દાવો કરેલો, તેમાં તેને સ્ટાંપ અને 'પેનલ્ટી' (દંડ) આપવી પડી, આ દસતાવેજને સારૂ પ્રતીવાદીએ સ્ટાંપ ખરચ યોગ્ય રી

તે આપવું જોઈતું હતું, તેથી સને ૧૮૭૯ ના સ્ટાંપ આક્ટની કલમ ૪૧ પ્રમાણે વાદીએ તે સ્ટાંપની રકમ લેવાને પ્રતીવાદી ઉપર વાદીએ દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જે કામમાં તે ખર્ચ આપવું પડેલું તે કામમાં તે ખર્ચનો કાંઈ ભાગ નથી. સબબ તે વસુલ કરવાને જુદો દાવો ચાલી શકે છે.

## દીવાની અપીલ

તા૦ ૨૩ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટેટ, ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીશ ડાયરેલ સાહેબોની હુજુર

ગુલાબરાંમ (પ્રતીવાદી) વી૦ મંગળીલાલ (વાદી)

ખત રદ કરવાને દાવો—દાવાવાળી બાબતની કીમત—હકુમત—

પાનું ૭૧ | અમુક ખત રદ કરાવવાના દાવામાં દાવાનો આંક તે ખતની મુદલ રકમ ઉપર નજર રાખી નકી કરવાનો છે, અને તે દાવો દાખલ કરતી વખતે જે વ્યાજ લેવાનું હોય તે હીસાબમાં ગણવાનો નથી.

તા૦ ૨૭ અગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ બોલ્ડ ફીલ્ડ સાહેબોના રૂબરૂ.

ચુનીકુમાર (વાદી) વી૦ ઇંદરાંમ.

ખત—વસુલ આપ્યાનું કહેવું—દસ્તાવેજ ખોયા બાબત કહેવું—પુરાવનો બોજો—

પાનું ૭૩ } વાદીએ એક ખતની રૂએ નાંણા લેવા દાવો કરયો, પણ તે ખત પ્રતીવાદી ચોરી ગયો છે, માટે રજુ કરયું નથી એમ વાદીએ કહયું. પ્રતીવાદીએ તે ખત લખી આપ્યું કબુલ કરી, કહયું કે મેં વસુલ આપ્યું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ ખત રજુ કરી અગર બીજો પુરાવ આપીને પોતાની તકરાર સાબીત કરવી જોઈએ.

તા૦ ૧૩ ઑગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ.

ઉમાશંકર વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ કાલકાપ્રસાદ વીગેરે (વાદીઓ)

સ્થાવર મીલકતનો કબજો લેવાનો દાવો—દસ્તાવેજ રદ કરાવવાનો દાવો—સને ૧૮૭૭ ના આક્ટ ૧૫ (મુદતના આક્ટ)ના પૂસીષ્ટ ૨ નંબર ૯૧. ૯૫, ૧૩૮

પાનું ૭૫ | હુકમનામાની બજાવણીમાં વેચાએલી મીલકતના ખરીદદારોને કબજો મળવામાં હુકમનામાના દેણદારોએ કરી આપેલા ગીરોની રૂઇએ દાવો રાખનારે હરકત કરી. તેથી તે ખરીદદારોએ તે ગીરો એક બીજા સાથે મળી જઇ કપટથી લખી આપેલુ છે, માટે તે ગીરો દૂર કરી કબજો મળવા દાવો કરયો. વાદીએ તે ગીરોનો દસ્તાવેજ રદ કરાવવા માગેલુ નથી. તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવાને મુદતના આક્ટનિ આરટીકલ ૯૧ અગર ૯૫ અગર ૧૩૮ મી લાગુ નથી,

---

તા૦ ૨૭ ઑગષ્ટ સને ૧૮૮૩

મી૦ જસટીશ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જશટીસ ઓલ્ડ ફીલ્ડની રૂબરૂ.

મોતીલાલ વીગેરે (વાદીઓ) વી૦ મોતીલાલ (પ્રતીવાદી)

બંદી—નકી શીકારવાની નોટીશ—(સને ૧૮૮૧ ના વેચવા લાયક દસતાવેજનો આક્ટ) સને ૧૮૮૧ ના આક્ટ ૨૬ ની કલમ ૯૨, ૯૪, ૯૮ (શી).

પાનું ૭૮ | વીરૂધ સ્થાનીક રીવાજ ના હોયતો, વેચવા લાયક દસતાવેજના આક્ટ(સને ૧૮૮૧ ના આક્ટ ૨૬] માં નકી શીકારવા બાબતનો નીયમ બતાવવામાં આવેલોછે. તે દેશી ભાશામા હુંડીને લાગુ થવો જોઇએ. કેટલી મુદતમાં નોટીશ આપવી તે કામની હકીકત મુજબ નક્કી કરવાનીછે માટે ઠરાવવામાં આવ્યુ કે તેવી નકી શીકારવામાં આવેલી હુંડીના કબજેદારે પ્રથમ તે ઊપર શેરા કરી આપનારને નોટીશ આપ્યા વીના તેમના ઊપર દાવો કરે અને તે નોટીશ વીના તેઓને કાંઇ હરકત નથી એમ સાબીત કરે નહી તો તે દાવો નીશફળ થવો જોઇએ.

તા૦ ૧૩ અગસ્ટ સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ બ્રૂટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ.

ભીખન વીગેરે (વાદીઓ) વી૦ પ્રતાબશીંગ (પ્રતીવાદી)

જમીનનો કબજેદાર વીગેરે (વાદીઓ) વી૦ પરતાબશીંગ (પ્રતીવાદી)

કબજેદાર અને સાંથે રાખનાર—કબજો છોડાવવવાને પેટા સાંથે રાખનાર ઊપર સાંથે રાખનારનો દાવો—સને ૧૮૮૧ ના આક્ટ ૧૨ [વાવ્ય પ્રાંતના સાંથના આક્ટ) ના બાબ ૩ (બ) કલમ ૯૩, ૯૫, ૧૪૮—દીવાની કોરટની હકુમત—

પાનું ૮૧ | વાદીઓએ એવું કહેલુ છે કે અમુક જમીનના કબજા સાથે અમો સાંથે રાખનાર છીએ. અને અમે પ્રતિવાદીને તે એડવા પેટા સાંથે આપેલીછે પણ પ્રતીવાદી તેઓનો હક ઇનકાર કરેછે અને અમે જમીનદાર પાસેથી મુખ્ય સાંથે રાખનાર છીએ, તેથી દીવાની કોરટમાં તે જમીન ઊપરનો પોતાનો હક ઠરાવવા તથા તેનો કબજો લેવા દાવો કરયો,

તેમાં ઠરાવવામાં આવ્યું કે વાવ્યપ્રાતના શાંથના આક્ટની કલમ ૯૩ અગર ૯૫મી પ્રમાણે દીવાની કોરટમાં આ દાવો ચલાવવાને હરકત નથી.

---

# ફોજદારી ફરીતપાસ

તા૦ ૧૧ સપ્ટેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડની રૂબરૂ.

ફોજદારી કાંમ ચલાવવાની રીતીના કાઅદાની કલમ ૩૨ (બ) ૧૧૨—સને ૧૮૬૦ નો ૪૫ (પીનલકોડ) ની કલમ, ૭૩—સંક્ષેપ તપાસ—એકાંત કેદ—

પાનું ૮૩ } સંક્ષેપરીતે થએની તપાસના કામમાં શીક્ષાના ભાગ તરીકે એકાત કેદની શીક્ષા કરવામાં આવે તો તે કાયદે વાજબ નથી,

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૧૧ સપટેમબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડ સાહેબોની હજુર

કેસરેહીંદ વી૦ અનુખાન

ફો૦ કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨ (અ) ૨૬૨—સને ૧૮૬૦ ના આકટ ૪૫ (પીનલકોડ) ની કલમ ૭૩—સંક્ષેપ તપાસ—એકાંત કેદ

પાનું ૮૩ | જે કામમાં તપાસ સંક્ષેપ રીતે કરેલી હોય તેમાં શીક્ષાનો ભાગ એકાંત કેદ હોય તો તે કાંઈ કાયદા વીરૂધ નથી.

---

## પ્રીવીકાઉન્સીલ

તા૦૧૧તા૦ ૧૨ અને તા૦ ૧૩ ફેબરવારી અને તા૦ ૧૫.મી મારચ સને ૧૮૮૩

મીજર એફીશીઅલ અસાઇની, હાયકોરટ, કલકતા (વાદી) વી૦ શીવ પ્રસાદ (પ્રતીવાદી)

વાયવ્યપ્રાંતની હાયકોરટના ઠરાવ ઊપર અપીલ.

સ્ટાટ્યુટ ૧૧ અને ૧૨ વીક બાબ ૨૧ કલમ ૨૪—નાદારી—નાદાર ખુશીથી બીજાને ચડાવી આપે તે.

પાનું ૮૪ | કલકતામાં એક પેઢી વેહેપાર કરતી હતી, અને ત્યાં તે નાદાર થએલી છે એમ ઇનસાફમાં ઠરાવવામાં આવ્યું હતું. તેથી તે પેઢીની શાખા લખનઉમાં હતી તેણે ખુશીથી પેઢું ચડાવી આપ્યું હતુ એમ પુરાવ ઉપરથી સાબેત થએલુછે સબબ ઓફીશીઅલ અસાઇની વીરૂધ સ્ટાટ્યુટ ૧૧ અને ૧૨ વીક બાબ ૨૧ પ્રમાણે રદ બાતલછે.

જે તારીખે રાતરે નાદાર થએલી પેહેડીએ નાણા આપવા બંધ કર્યાં તે તારીખના રોજનો 'ડ્રાફ્ટ' પ્રતીવાદીનાં લાભમાં દેણદારે લખનઉ શાખાનો રવોછે એવો દેણદારે લીધો, અને તેને બીજે દહાડે તે પેહેડી નાદાર ઠરાવવામાં આવી. પ્રતીવાદીએ નાણા લીધા તેમાં ઠરાવવામાં આવ્યું કે તમામ હકીકત પ્રમાણે જે તારીખનો ,ડ્રાફ્ટ'છે તે તારીખેજ તે ચડાવી આપવામાં આવેલો છે કે નહી તે નકી કરવાની જરૂર નથી, ત

આમ હકીકત ઉપરથી નીકળે એવો થાય છે કે કલમ ૨૪ મીના અરથ પ્રમાણે તે લખેલું ખુશીથી થડાવી આપવામાં આવ્યુંછે.

---

## ફોજદારી ફેરી તપાસ

તા૦ ૨૦ સપટમબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ

ઇપરી વી૦ પક્ષીના કામની ફરીઆદની બાબતમાં

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૦—"ફરીઆદ ઉપરથી" કામ ચલાવ્યું—નહીં જેથી અગર ઈજા કારક ફરીઆદ—નુકશાન.

પાનું ૮૬ | પોલીશને ફરીઆદ કરવાથી પોલીસે કામ ચલાવ્યું હોય તે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫૦ મી પ્રમાણે ફરીઆદ ઉપરથી ચલાવેલું નથી સબબ આવા કામમાં તે કલમ પ્રમાણે જે હુકમથી કંપેનશેશન અપાવવામાં આવેલુંછે તે કાયદેસર નથી.

---

તા૦ ૨૫ સપટેમબર સને ૧૮૮૩

મી૦ જસટીશ ટાયરેલની રૂબરૂ

કેસરેહીંદ વી૦ દ્વારકાપ્રસાદ.

જુઠી બાતમી આપવી—ઠગાઇ—સને ૧૮૬૦નો આક્ટ ૪૫ (ફોજદારી કાયદો) ની કલમ ૧૭૭—૧૮૨ અને ૪૧૫ મી

પાનું ૮૭ | એક શખશે જીલાની પોલીસમાં શીખાઉ તરીકે દાખલ થવાને જે બાતની પોતે જુઠી જાણતો હતો, તેવી બાતની જીલાના પોલીસ સુપ્રીનટેંડંટને આપવાની કોશીશ કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે હીંદુસતાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૭ અગર ૧૮૮ પ્રમાણે શીક્ષા થવા લાયક ગુનોહ તે શખશે કરેલો નથી, અગર તે કાયદાની કલમ ૪૧૫ મીનાં અરથ પ્રમાણે ઠગાઇનો ગુનોહ કરેલો નથી,

---

તા૦ ૨ અક્ટોબર સને ૧૮૮૩

મી૦ જસટીશ ડાયરેસની રૂબરૂ

કેશરેહીંદ વીરૂધ નરોતમદાસ

ફરીઆદ ચલાવવાની મંજુરી—મંજુરીનો પ્રકાર—આરંભની તપાસ—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫, ૨૧૫, ૪૭૬—કાયદા વીરૂધ કમીટ કરવું—પુરાવની ખામી

પાનું ૯૮ } ફોજદારી કામચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ મીના અરથ પ્રમાણે આશીસટંટ કલેકટરની કોરટ જીલાના માજીસટેટની કોરટના તાબાની નથી.

કલમ ૧૯૫ મી મુજબ ફરીઆદ ચલાવવાની મંજુરી આપવામાં આવે તેમાં કોરટ અગર બીજી જગોએ, અને કેવે પ્રસંગે ગુનોહ કરવામાં આવેલો હતો, તે બતાવવું જોઇએ અને તે કાયદાની કલમ ૪૭૬મી પ્રમાણે જયાં આરંભની તપાસ કરવાની જરૂર હોય ત્યાં આરંભની તપાસ કરયા વીના તેવી મંજુરી આપવી નહી જોઇએ.

અમુક પુરાવ જુઠો છે એમ જાણ્યા છતાં જે કોરટમાં વાપરવામાં આવે તે બાબત ફરીઆદ ચલાવવાની પરવાનગી તે કોરટ જે કોરટને તાબે ના હોય તે કોરટે આપેલી, અને તેમાં કઇ જગોએ અને કીએ પ્રસંગે તે ગુનો કરેલો તે પણ બતાવેલુ ન'તી. અને ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૭૬ મી પ્રમાણે આરંભની તપાસ કરવાની જરૂર હતી, તોપણ તેની તપાસ કરયા વીના તે મંજુરી આપવામાં, આવી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરીઆદ ચલાવવામાં આરંભની સરતો અવશ્યની છે તેની ખાંમી છે, સબબ તે કાંમ સાંભળવાને કમીટીંગ માજીસટેટ મુખત્યાર નહી હતા. માટે જે આ કાંમ કમીટ કરવામાં આવ્યુ છે તે કાયદેશર નથી અને તે રદ કરવું જોઇએ,

વળી ઠરાવવામાં આવ્યું કે જુઠો પુરાવ વાપરવા સાથે તે સખશને કાંઇ શબંધ છે એવું બતાવવાને કાંઇ પુરાવ નથી તેથી તે કમીટ કરવાનો હુકમ વ્યાજબી રાહે રદ કરવાને તે ખાંમી કાયદા પ્રમાણે બસ છે.

---

તા૦ ૨૩ અકટોબર શને ૧૮૮૩

મી૦ જસ્ટીસ બ્રૂડ શાહેબની રૂબરૂ

પરસોતમલાલ વી૦ ખીજાભાઇ વીગેરેના કામની બાબતમાં

ફરીઆદ ચલાવવાની પરવાનગી—મંજુરીનો પ્રકાર—જુઠો પુરાવો—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ મી—આરંભની તપાસ—

મુનશીફની કોરટમાં એક ખતની રૂઇએ દાવો કરવામાં આ
પાનું ૧૦૧ વેલો હતો. તેમાં તે ખત પ્રતીવાદીએ લખી આપેલ છે કીંવા નહીં તે શવાલ પંચને શોંપવામાં આવ્યો. તે પંચે ઠરાવ્યું કે પ્રતીવાદીએ તે ખત લખી આપેલ નથી. અને તે જુઠું બનાવેલુ છે. તે ઠરાવ પ્રમાણે મુનશીફે તે દાવો કાહાડી નાંખ્યો પછી પ્રતીવાદીએ મુનશીફને વાદી ઉપર ફરીઆદ ચલાવવાની પરવાનગી મળવા અરજી કરી, પણ કીયા ગુના શબંધી તેની મરજી ફરીઆદ ચલાવવાની હતી, તે તેણે તે અરજીમાં બતાવેલુ નહીં. મુનસીફે તે પરવાનગી આપી અને ફક્ત એટલું કહ્યું કે તે ફરીઆદ ચલાવવાની પરવાનગી આપવાને પુક્ત શબબો છે, પણ તેમાં કાંઇ કારણ અગર ગુન્હા સબંધી તે પરવાનગી આપવામાં આવી છે તે પણ બતાવવામાં આવેલું નહી તેમાં ઠરાવવામાં આવ્યું કે પરવાનગી જે શબ્દોથી મુનસીફે આપેલી છે તે જોઇએ તેટલાં સ્પષ્ઠ નથી, અને તેમણે જે કલમ અગર કલમો પ્રમાણે ફોજદારી કામ ચાલવવાને તેમણે મંજુરી આપેલી હોય તે તેમણે બતાવવી જોઇતી હતી; તેમજ સામાન્ય રીતે જે ગુનાનો આરોપ રાખવાનો હોય તે, તે ગુનો કરયાની તારીખ અને જ્યાં તે કરવામાં આવ્યો તે જગો બતાવવી જોઇયે વળી મુનશીફે તે દસ્તાવેજ જુઠો બનાવ્યાના શવાલોનો નીરણય કરેલ નથી, માટે ફરીઆદ વ્યાજબી રાહે ચલાવવાને સાધન છે, એ બાબતખાત્રી કરવાને તેમણે તપાશ કરવી જોઇતી હતી.

---

## ફોજદારી અપીલ

તા૦ ૨૭ અકટોંબર શને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટ્રેંટની રૂબરૂ

કેશરીસીંઘ વી૦ સેવકરામ.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૭૬—જુઠો પુ

રાવ—બાબતની ઇન્સાફનું "પ્રોશીડીંગ"—સને ૧૮૬૦ ના આ. ૪૫ (પીનલકોડ) ની કલમ ૧૯૧, ૧૯૩

પાનું ૧૦૪ તાર ખાતાના અધીકારી પાસે કેટલાંક નાણાં એક શખશનાં જમેણાં હતાં અને તે સહેજે મુજબ મરણ પામ્યો. ય એ તે નાણાં ઉપર તે મરનારનો ફક્ત [illegible]વારસ તરીકે મારો દાવો છે એવો તે અધીકારીને પત્ર લખ્યો. આ કાગળ જીલ્લા જડજ તરફ પ્રતીજ્ઞા કરાવવા તથા હુકમ થવા સારૂ મોકલવામાં આવ્યો. ય એ જીલ્લા જડજની રૂબરૂ પોતાના દાવાની પુષ્ટીમાં ક ની સોગન ઉપર સાક્ષી આપી. જીલ્લા જડજના અભીપ્રાયમાં ક ની સાક્ષી જુઠી આવી. જીલ્લા જડજે શેશન જડજ તરીકે જુઠો પુરાવ આપ્યા બાબત તપાસ કરીને તેને તે ગુનાનો ગુનેગાર ઠરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ય નો પત્ર પ્રતીજ્ઞા કરાવવા તારખાતાના અધીકારીએ જીલ્લા જડજ તરફ મોકલેલો, અને ત્યાર પછી તે બાબતમાં જે કામ ચલાવવામાં આવ્યું તે ન્યાયની કોર્ટનુ પ્રોશીડીંગ નથી, અને તેથી જીલ્લા જડજને કને સોગન આપવાનો અધીકાર નહીં હતો, સબબ તેને ગુનેગાર ઠરાવ્યાનો હુકમ કાયદેસર નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૭૭ મી પ્રમાણે ક નો તપાસ કરવાને જીલ્લા જડજને હકુમત નહીં હતી.

---

## ફોજદારી ફેરી તપાસ

તા૦ ૨૭ અકટોબર સને ૧૮૮૩

મી૦ જસટીશ સ્ટ્રેટ સાહેબની રૂબરૂ,

ફૂર રવાજ વી૦ દુરગાપ્રસાદ વીગેરેના કાગળની અરજીની બાબતમાં.

ફરીઆદ ચલાવવાની પરવાનગી—જુઠો પુરાવ—પરવાનગીનો પ્રકાર—ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૫ મી.

પાનું ૧૦૫ જુઠો પુરાવ આપ્યાની ફરીઆદ ચલાવવાની પરવાનગી જે ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૫ મી મુજબ આપવામાં આવે તેમાં કેઇ જગ્યાએ, અને કેઇ વખતે જે જુઠો પુરાવ કહેવામાં આવ્યો હોય તે આપવામાં આવેલો છે તે અને સારાંશમાં જુઠા

સોગન ખાધા બાબતનું "અસાઇનમેંટ" અને જે કલમો પ્રમાણે કામ ચલાવવાની મંજુરી આપવામાં આવે તે કલમો બતાવવી જોઇએ.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૯ નવમબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ અને મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ સાહેબોની રૂબરૂ

ભગવતી પ્રસાદગીર (વાદી) વીરૂધ બિંદેશરી. ગીર વીગેરે (પ્રતી વાદીઓ.

અગ્રક્રીયાધીકારનો હક અમલમાં લાવવાનો દાવો—ખોટી રીતે પક્ષકારો અને દાવાના કારણો એકઠા કરવાં—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૫

પાનું ૧૦૬ — એક ગામના બેસડગાદીઓના જુદા જુદા હીસા છે, તેમણે એકજ શખશને જુદા જુદા વેચ્યા. તેથી ત્રીજા સહભાગીદારે તેઓના અને ખરીદદાર ઉપર તે વેચાણ સબંધી અગ્રક્રીયાધીકારનો પોતાનો હક અમલમાં લાવવા દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીઓને અને દાવાના કારણને ખોટી રીતે એક દાવામાં શામેલ કરવાથી તે દાવો બરાબર ઘડવામાં આવ્યો નથી સબબ તે કારણથી દાવો કહાડી નાખવામાં આવ્યો છે તે બરાબર છે.

---

## દીવાની ફેરી તપાસ.

તા૦ ૨૦ નવેમબરસને ૧૮૮૩

મી. જસ્ટીસ સ્ટ્રેટ અને મી૦ જસ્ટીસ ટાયરેલની રૂબરૂ.

અવધકુવારી (હુકમનામાવાળી) વી૦ શકર્નુદીવારી વીગેરે (હુકમનામાના દેણદારો.)

હુકમનામાની બજાવણી—જપતીમાં હરકત—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૧. ૨૮૨, ૨૮૩-અપીલ.

પાનું ૧૦૭ — એક શખશે ખત લખી આપેલ તે મરણ પામવાથી તેની મીલકત તેના વારસોના કબજામાં આવવાના કારણથી તે વારસો ઉપર તે ખતની રૂઇએ દાવો કરવામાં આવ્યો, અને તેમાં મરનાર

ની મીલકત ઉપર હુકમનામુ કરવામાં આવ્યું આ હુકમનામાની બજાવણી માં તે મરનારની મીલકત તરીકે કેટલીક મીલકત જપ્ત કરવામાં આવી. પ્રતીવાદીઓએ તે જપ્તી બાબત હરકત લીધી, એવા શબબથી કે તે મીલક ત અમારા માલેકપણાનીછે તે હુકમનામુ બજાવનારી કોરટે આ હરકત બાબત તપાશ કરી ઠરાવ્યુ કે તે મીલકત પ્રતીવાદીઓની નથી, પણ સદરહુ મરનાર શખસની છે, તેથી તે હરકત નામંજુર કરવામાં આવી. તેમાં ઠરા વવામાં આવ્યુ કે આવી હરકત બાબત જે કામ ચાલેલુછે, તે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૮૧ મી મુજબ ચલાવવામાં આવેલુ છે, માટે જે હુકમથી તે હરકત નામંજુર કરવામાં આવીછે તે ઉપર અપીલ ચાલી શકતી નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૩ નવેંબરશને ૧૮૮૩

શર રોબર્ટ રફ્અર્ટ નાઇટ ચીફ જસટીસ અને મી૦ જશટીશ

ઓલ્ડફીલ્ડની રૂબરૂ

અંતુ વીગેરે [પ્રતીવાદીઓ] વીરૂધ ગુલામ મહમદખાન વીગેરે (વાદીઓ).

જમીનના માલેક અને સાંથે રાખનાર—જમીન ઊપર માલેક પણા નો હક ઠરાવવાનો દાવો—મરજીમાં આવે તે વખત સાંથે રાખનારની સાં થ વધારવા લાયકછે, એમ ઠરાવવાનો દાવો—દીવાની કોરટની હકુમત—સને ૧૮૮૧ ના આક્ટ ૧૨ (વા૦ પ્રાંતના આક્ટ) ની કલમ ૧૦, ૯૫ (ભ અને જ)

પાનુ ૧૧૦ } એક ગામના વાદીઓ માલેક છે; અને તેઓ મરજીમાં આવે ત્યાં સુધીના પ્રતીવાદીઓ સાંથે રાખનારાછે અને તે સાંથ વાદીઓની મરજીમાં આવે તે વખતે વધારવા લાયકછે; એવું ઠરાવવાનો દાવો હક ઠરાવવાની બાબતમાં દીવાની કોરટને સાંભળવા લાયકછે. પરંતુ તે બીજા દાવા સબંધી તે દીવાની કોરટને સાંભળવા લાયક નથી કારણ કે તેવા બીજા દાવામાં સને ૧૮૮૧ ના વા૦ પ્રાંતના સાં થના આક્ટની કલમ ૧૦ અને ૯૫ (ભ) અને (જ) પ્રમાણેના સવાલો ઊતપન થાય છે માટે તે રેવન્યુ કોરટનેજ ફક્ત સાંભળવા લાયકછે.

તા૦ ૨૩ નવેમ્બર સને ૧૮૮૩

સર રોબર્ટ સ્ટુઅર્ટ નાઇટચીફ જસ્ટીસ અને મી૦ જસટીસ

ઓલ્ડફીલ્ડની રુબરુ.

રામચંદ વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ ફતેસીંગ વીગેરે(વાદીઓ)

મહાલના હીસાના હુકમનામાની બજાવણીમાં વેચાણ—સરકાર મેહેસુલની ચડેલી બાકી—વેચાણની કીમતમાંથી રહેલા વધારામાંથી ચડેલી બાકી આપવી— હુકમનામાના દેણદારને ભરી આપવાની ખરીદદારની જવાબદારી—સને ૧૮૭૩ ના આકટ ૧૯ (વા૦ પ્રાંતનો મહેસુલનો આકટ) ની કલમ ૪૬—સને ૧૮૭૭ ના આ૦ ૧૦ ની કલમ ૩૧૬.

બાનું ૨૧૨ } તમામ મહાલનું સરકારી મહેસુલ બાકી હતું અને તે મહાલમાંનો હીસો હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવ્યો તે વેચાણ વખતે સદરહુ મેહેસુલ બાકીની વાતની ખબર કરવામાં આવી હતી તે હીસા ઉપર ખરીદદારનો હક વેચાણની તારીખથી કે જે તારીખે સને ૧૮૭૭ ના આકટ ૧૦ ની કલમ ૩૧૬ ચાલુ હતી તે વખતથી થએલો છે, તે વેચાણની કીમતમાથી બાકી રહેલી રકમ જપત કરાવી અને તે બાકી મહેસુલ વસુલ કરયુ. તેમાં ઠરાવવામાં આવ્યુ કે વેચાણની કીમતની બાકીમાંથી જે તારીખે તે મહેસુલ વસુલ થયુ તે તારીખે તે હીસાનો ખરીદદાર માલેક હતો; સબબ સને ૧૮૭૩ ના આકટ ૧૯ (વાવપ્રાંતના મેહેસુલ આકટ) ની કલમ ૧૪૬ પ્રમાણે તે ચડેલી બાકી બાબત તે હીસાને ખરીદદાર જવાબદાર હતા. માટે જે બાકીની કીમતમાંથી તે બાકી અનેમેસુલકરવામાં આવેલુછે તેબાણે હુકમનામાના દેણદારે તે ખરીદદારની તરફથી વસુલ આપેલુછે એમ જાણવું જોઇએ સબબ. તે હુકમનામાના દેણદારનો તે રકમ ખરીદદાર પાસેથી પાછી વસુલ કરવાનો હક છે.

---

## ફોજદારી ફેરી તપાસ

તા૦ ૨૩ નવેમબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડની રુબરુ

ગણીસાહાબની અરજીની બાબતમાં.

ફરીઆદ ચલાવવાની મંજુરી—જુઠો આરોપ—ફોજદારી કામ ચ

ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ મી–સને ૧૮૬૦ના આક્ટ ૪૫ (પીનલકોડ) ની કલમ ૨૧૧—આરંભની તપાસ.

પાનું ૧૧૪ | પીનલકોડની કલમ ૨૧૧ મી પ્રમાણેના આરોપની ફરીયાદ ચલાવવાને ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ મી પ્રમાણે પરવાનગી આપવીજ જોઇએ, એમ નથી, પણ ફરીઆદી જયારે કોરટને ખાતરી કરી આપે કે ન્યાયની ખાતર તે ફરીઆદી ચલાવવી જોઇએ. અને તોહોમતવાળા વીરૂધ પ્રથમ દરશનીક હકીકતછે, ત્યારેજ ફકત તે ચલાવવા દેવી જોઇએ, માટે સ ની તપાસ એ ગુનાના બાબમાં સેશન કોરટની રૂબરૂ ચાલેલી હતી અને તેને નીરદોશ ઠરાવવામાં આવેલો હતો, તેથી તેના વીરૂધ જે ફોજદારી કામ ચલાવવામાં આવેલું તે સબંધી પીનલકોડની કલમ ૨૧૧ મી પ્રમાણે ગ એ મદદ કરયાનો ગુનો કરયો છે, એવી તેના ઊપર ફરીઆદ ચલાવવાને મંજુરી મળવા તેણે અરજ કરી. તેથી સેસન્શ જડજે તે મંજુરી આપી, પણ તે ફોજદારી કામના કાગળોમાં અગર જડજના પ્રોશીડીંગમાં તે જુઠા આરોપમાં ગ એ કેવા કારણથી મદદ કરી અગર કેવા કારણથી તે મંજુરી આપી તે બતાવવાને કાંઇ પણ નથી તેથી એ સ ની જુબાની લઈ અગર બીજી તપાશ કરી પોતાની ખાતરી કરી જોઇતી હતી કે ગ ના ઊપર આરોપ રાખવાને તે સ ને પુકત કારણછે કી વા નહી અને ગ ના ઉપર તેણે જુઠા આરોપમાં મદદ કરી એવો અંદેશા રાખવાને અને તે મંજુરી આપવાને પ્રથમ દરશનીક કારણછે કી વા નહી તેની ખાતરી કરવી જોઇએ.

---

## ફુલબેંચ

તા૦ ૨૧ નવંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ, મી. જસ્ટીશ ઓલ્ડફીલ્ડ, મી૦જસ્ટીશ બ્રોડહરસ્ટ અને મી૦ જસ્ટીશ ટાયરેલ ની રૂબરૂ.

રાંમફળરાય વીગરે (વાદીઓ) વી ગુલાકુંઆરી વીગરે (પ્રતીવાદીઓ)

હિંદુશાસ્ત્ર—હિંદુ વીધવા—હવે પછી વારસ થનારની કબુલતથી મીલકત બીજાને આપવી તે—વધારે દુરના પાછળથી વારસ થનાર

પાનું૧૧૧ — એક વીધવાને પોતાના મરનાર ધણીની જુદી મીલકત વારસામાં મળેલી તે તેણીએ બક્ષીસ આપેલી તે પાછળથી થનાર વારસની કબુલત સાથે આપવામાં આવી છે તે કારણથી બળવાન નથી અને તે દૂરના પાછળના વારશો તે કારણથી તે ઉપર દાવા મુકી શકે નહી એવો તેથી હક ઉતપન થતો નથી.

## ફોજદારી અપીલ

તા. ૫ ડીસેંબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ સ્ટ્રેટની રૂબરૂ

કેસરેહીંદ વી૦ શાંમપરતાપ.

કેટલાએક ગુનાઓનો બનેલો એક ગુનો—બખેડા—માહા૦વ્યથા—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ૨૩૫—સને ૧૮૮૨ ના આક્ટ ૮ ની કુલમ ૪—સને ૧૮૬૦ ના આ૦ ૪૫ (પીનલકોડ)ની ક.૧૪૬ ૧૪૭, ૧૪૯, ૩૨૫.

પાંનું૧૨૧ — કાયદા વીરૂધ મંડળીના કેટલાક અંગભુતોએ માહા વ્યથા કરેલી, તેથી બખેડાના ગુના બાબત તેમજ માહા૦વ્યથા બાબત કાયદેસર રીતે શીક્ષા તેમને થઈ શકતી નથી.

## દીવાની અપીલ

તા૦ ૧૧ મારચ સને ૧૮૮૨

શર રોબર્ટ સ્ટુઅર્ટ નાઇટ ચીફ જસ્ટીસ અને મી૦ જશટીશ સ્ટ્રેટ સાહેબોની રૂબરૂ

બાળમુકંદ (વાદી) વી૦ સીતજતનલાલ વીગરે (પ્રતીવાદીઓ)

હુકમનામુ, દુરસ્ત કરવાને ના કહેવી—પુરિ તપાસ કરવાને હાઇ કોરટને અખતીઆર—દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૦૬ ૫૧૧,—કસુર

પાનું૧૨૫ — એક હુકમનામુ ફેંસલાથી જુદુ હતું પણ તે દુરસ્ત કરવાને અયોગ્ય રીતે કોરટે ના કહી. તેમાં ઠરાવવામાં આવ્યુ કે કોરટે પોતાની હકુમતથી તે ના કહેવાથી કાયદા વીરૂધ અને અમલની રીતે દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૨૭

પ્રમાણે ગેર સીરસ્તે વાપરેલી છે. માટે તે કલમ પ્રમાણે કોરટનો તે હુકમ ફરી તપાસને પાતર છે

હુકમનામાની તારીખથી લાંબી મુદત વીતી જવાના કારણથી સદર કલમ ૬૨૨ પ્રમાણે હાઇ કોરટ પોતાનો અખતીઆર વાપરવો છોડી દઇ શકે છે કેવા તાકી તે સવાલ બાબત ઠરાવવામાં આવ્યું છે કે અરજદાર ની વ્યાજબી રાહે કસુર ઠરાવી શકાતી નથી.

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૧૩ ડીસંબર સને ૧૮૮૭

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ સાહેબની હજુર

કેસરેહિંદ વી૦ અસરફઅલી

સરકારી નોકરે ઇરાદાથી કેદમાંથી ખસવા દીધો—સને ૧૮૬૦ નો આકટ ૪૫ (પીનલકોડ કલમ ૨૨૧, ૨૨૩—ફોજદારી કામ ચલાવવાની રીત ના કાયદાની કલમ ૧૬૭,

પાનું ૧૨૯ | ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૧૪ ના ઠરાવ પ્રમાણે, એક પોલીસ અમલદાર, અ એક કામની તપાસ કરતો હતો તે દરમીઆનમાં ઠ એ તે કામ ચલાવવાની હકુમત વાળા માજીસ્ટરેટને તે કામ કે જેમાં, ડબલીયું, તે ગુનો કરવામાં સબંધ રાખતો હતો તે કામની તપાસ કરવા અરજી કરી ને માગ્યું કે, તે ઠ ને પકડી જે પોલીસ અમલદાર તે કામની તપાસ કરે છે તેની તરફ મોકલી દેવો જોઇએ, તેથી ડબલીયુંને પકડવામાં આવ્યો અને માજીસ્ટરેટ ની હજુર આણ્યો, માજીસતરેટે સોગન ઊપર ટ ને તપાસી ડબલીયુની હકીકત લીધી અને સદરહુ અરજી ઊપર નીચેની મતલબનો હુકમ કરયો:— "આ કામમાં પોલીશનો રીપોટ કરવામાં આવેલો નથી અને અરજદારે ફક્ત આ અરજી આપેલી છે માટે હુકમ કરવામાં આવે છે કે ડબલીયુના આ કાગળો જીલાના પોલીશ સુપ્રીટનડેંટ તરફ મોકલવા અને જો આ બાબતનો રીપોટ થાય તો તે કામ ધારા પ્રમાણે તે કાગળો સાથે મોકલવું" આ હુકમ પ્રમાણે ડબલીયુને જીલાના પોલીશ સુપ્રીટનડેંટ તરફ લઇ જવામાં આવ્યો, અને તે અમલદારે તેને અ તરફ મોકલ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કાયદાની કલમ ૧૬૭ પ્રમાણે તે માજીસ્ટરેટનો હુકમ કર

વામાં આવેલા છે એમ માનવુ જોઇએ સબબ કે ડબલીયુને પોલીશના વા રામાં મોકલેલોછે તે કાયદેશર છે માટે કાયદાના યોગ ઇલાજ પ્રમાણે તેને છોડી દેવામાં આવે, ત્યાંસુધી તેને પેરામાં રાખવાને અ બંધાએલા છે તે મ છતાં અ એ ડબલીયુને કસુરથી નાશી જવા દીધોછે માટે તેને પીનલ કોડની કલમ ૨૨૩ પ્રમાણે ગુનેગાર ઠરાવવામાં આવેલો છે તે ખરોબર છે.

---

તા૦ ૧૪ ડીશમબર સને ૧૮૮૩

મી૦ જસ્ટીશ રટ્રેંટ સાહેબની રૂબરૂ

કેશરેહીંદ વીરૂધ બા૦યુઆ.

સારી ચાલ બાબત જમાન-મુચેલકનો ભંગ થવાનો ડરછે એવી બ તાવી આપનાર બાતમી-તરણ વરશના શારી ચાલના જમાન આપવાનો હુકમ-તોહોમતવાળાને પકડવો-બાતનીના શાચાપણા બાબત તપાશ-બાતની નો પુરાવો- જે શખ્સોને શાક્ષી તઇંક બોલાવેના નહી તેઓનું કેહવું- ફોજદારી કામ ચલાવવાની રીતોના કાયદાની કલમ, ૧૧૨, ૧૧૪, ૧૧૭, ૧૧૮—

પાંનુ ૧૩૬ ગમે તો આબરૂદાર શખ્સો હોય તો પણ તેઓની શા યે કોરટની બહાર વાતચીત થાય તે ફોજદારી કામ ચલાવ વાની રીતીના કાયદાની કલમ ૧૦૭ અગર ૧૧૦ પ્રમાણે કામ ચલાવવાને માજીસ્ટરેટને કાયદેસર અગર મુદાનો આધાર નથી.

કલમ ૧૧૨ પ્રમાણે હુકમ કરતાં પેહેલા માજીસ્ટ્રેટને જેબાતમીજોઇએ તે કેટલેક દરજજે કાણોપકરણી અને શામાન્ય પ્રકારની હોય પણ જ્યારે જે પક્ષકારને હુકમ કરવામાં આવેલો હોય તે હુકમ પ્રમાણે કોરટમાં હાજર થાય ત્યારે કલમ ૧૧૭ માં ઠરાવેલી રીતી પ્રમાણે તપાસ ચલાવવી જોઇ એ. એક શખ્સની ખરાબ ચાલ હોય તેથી અવશ્ય કરીને સુલે બાબત અ ગર સારી ચાલ બાબતના જામીન તેના માગવા નહી જોઇએ. પણ સુલે હનો ભંગ કરવાનો ઇરાદો છે, અગર તેવો શંભવછે એવું તેણે કાંઇ ક રેલુછે અગર, ઇલાજ લીધેલાછે તેવા તે સંતોશકારક પુરાવો હોવો જો ઇએ અને બાજી બાબતમાં તે શખ્સ કલમ ૧૧૦ માં કહેલી સ્થીતીમાંછે એવું હોવું જોઇએ અને તે શવાલનો નીરણય કઇશરેહીંદ વીરૂધ નગાબના કામમાં બતાવેલા વીચારો પ્રમાણે હમેસાં થવો જોઇએ,

જે બાતની ઉપરથી શુલેહનો ભંગ થવાની સુચના મળતી હોય તે બાતની ઉપરથી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૧૦ પ્રમાણે કામ ચલાવવાને માજીસતરેટ મુખ્તીઆર નથી માટે આવા કામ માં ત્રણ વરશના જામીન માગવાને તે બીલકુલ કાયદેશર નથી,

ફોજદારી કાંમ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૧૪ પ્રમાણે એક સખશને પકડવાનો હુકમ કરેલો હોય તો માજીસ્ત્રેટે તે હુકમ લખી લીધેલી બાતની ઉપરથી કરવો જોઈએ. આવો ઇલાજ કરવાની જરૂરછે એવું માનવામાં છે એમ તેઉ બતાવે તે બસ નથી સુલેહનો ભંગ થવાની ધાસ્તીછે એવુ માનવાને તેને કારણ હોવું જોઈએ એટલુજ નહીં પણ તે સુલેનો ભંગ તેવા સખશને તરત પકડયા વીના બીજી રીતે અટકાવી શકાય તેમ નથી એવું હોવું જોઈએ.

---

## દીવાની અપીલ

તા ૧૯ ડીસેમબર સને ૧૮૭૩

સર રાબર્ટ રર્ડુઅર્ટ નાઈટ ચીફ જષ્ટીસ. અને મી૦ જષ્ટીસ

ઓલ્ડફીલ્ડ, સાહેબોની રૂબરૂ

રફીનર (વાદી) વી. રૂધ જાગર (પ્રતિવાદી)

એગ્રીમેન્ટ-કામ કરવુ—કરાર-બેલાનો હક સબંધ—સને ૧૮૭૨ નો એક ટ ૯ (કરાર એક્ટ) કલમ ૧૭૦

પાનું ૧૩૯ | સ એ જ ને એક ગાયનનું હથીઆર દુરસ્ત કરવાને આ પ્યુ અને તે જ એ રૂ૧૦૦ માટે તે દુરસ્ત કરવાને વચન આ પ્યુ હતુ; પણ જ એ પાછળથી તેટલી રકમ શારૂ તે દુરસ્ત કરવાની ના કહી અને કરેલા કામ બદલ અમુક મહેનત મળે ત્યાં શુધી તે હથિઆ ર મારી પાસે રાખવાનો મારો હક છે એવો તેણે દાવો રાખ્યો; તેમાં ઠરાવવામાં આવ્યું કે જે કામમાં સ્પષ્ટ કરાર હોય તે કામમાં તે કરાર ત મામ બજાવવો જોઈએ અને જો તે બજાવવામાં ના આવેતો તે કરારની રૂઈએ કાઈ દાવો રાખી શકાતો નથી જેટલુ કામ કર્યુ હોય તેટલા કામ બદલ જે કામમાં સ્પષ્ટ કરાર નહોય તે કામમાં દાવો રાખી શકાયછે; મા ટે જ્યાં શુધી જ ને નાણા આપવામાં આવે ત્યાં શુધી તે હથીઆર રાખ વાનો જ નો હક નથી.

તા૰ ૨૧ ડીસમબર સને ૧૮૮૩

મી૰ જષ્ટીસ બ્રેટ તથા મી૰ જસ્ટીશ બ્રોડહરસ્ટ સાહેબો
ની રૂબરૂ

પરશાદીલાલ વીગરે ( લેણદારો ) વી૰ ચુનીલાલ (હુકમનામાંનો દેણદાર )

હુકમનામાનો નાદાર દેણદાર—દાવો સાબીત કરવાને લેણદારની અરજી—સને ૧૮૭૭ ના આકટ ૧૫ (મુદતનો આકટ)પ્રશીષ્ટ નંબર ૧૭૮—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૫૨-૩૫૩

પાનું ૧૪૨ | સને ૧૮૭૮ ના જુલાઇ માશમાં એક સખસને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૨૦ પ્રમાણે નાદાર ઠરાવવામાં આ૰યો હતો ફકત એક લેણદારે તે વખતે પોતાનું લેણું સાબીત કરેલું અને પ્રશીષ્ટ ઘડવામાં આ૰યુ નહી હતુ આ લેણદારે તેના દારની મીલકત જપત કરવાને અરજ કરી તેથી શને ૧૮૮૩ ના મે માસમાં બીજા લેણદારે પોતાનુ લેણું સાબીત કરી પ્રશીષ્ટ તઇઆર કરવાને તે વખત હુકમ થએલો તેમાં પોતાનુ નામ દાખલ થવાને અરજ કરી.

તેમાં ઠરાવવામાં આ૰વું કે કલમ ૩૫૩ પ્રમાણે આવી અરજી ગણી સકાતી નથી કારણ કે પ્રશીષ્ટ ઘડવામાં આ૰યુ નહી હતુ પણ તે અરજી કલમ ૩૫૨ પ્રમાણે પુરાવો આપવાના જેવીછે એમ ગણવી જોઇએ અને તેને શને ૧૮૭૭ ના મુદતના આકટની આરટીકલ ૧૭૮ લાગુ થાયછે પણ નાદાર ઠરાવ્યાના હુકમની તારીખે તે અરજી કરવાનો હક ઉતપન થએલો છે માટે તે મુદત બાહાર છે.

---

તા૰ ૨૨ ડીશેંબર સને ૧૮૮૩

મી, જષ્ટીસ બ્રોડ હર્ષ્ટ અને મી જશટીશ ટાંપરેલ શાહેબોની
રૂબરૂ

સનરાજ કુંઆરી વી, અંબીકા પ્રસાદસીંગ

એક તરફી ફેંસલો, તે રદ કરવાનો હુકમ કરવાની અરજી—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૭૮-મુદત-સને ૧૮૭૭ના આકટ ૧૫(મુદતના આકટ) ના પ્રશીષ્ટ ૨ નંબર ૧૬૪—હુકમનામુ અમલમાં લાવવાના હુકમની બુજવણી.

પાનું ૧૪૪ | સને ૧૮૫૮ ના આકટ ૪૦ પ્રમાણે **સ** ને સરટીફીકેટ આપવામાં આવેલુ હતુ તે સરટીફીકેટ રદ કરવાને **સ** વીરૂધ એ કતરફી હુકમનામુ કરવામાં આવેલુ અને તેથી **અ** ને તે આપવાનું હતુ. અને **સ** એ સગીરની મીલકત **અ** ને સોંપવાની હતી અને જે નાણા આપેલાં અને લીધેલાં તેનો ૩૦ દીવસની અંદર હીસાબ આપવાનો હતો આ હુકમ પ્રમાણે એક તાકીદી હુકમ **સ** ઊપર બજાવવામાં આવ્યો અને તેને ખબર આપવામાં આવી કે તેને જે સરટીફીકેટ આપવામાં આવેલુછે, તે રદ કરવામાં આવેલુછે. અને **અ** ને આપવામાં આવેલુછે અને સગીરની મીલકત **અ** ને તેણે આપવી. અને જે નાણા વસુલ કરયાં હોય અને ખરચેલાં હોય તેનો તેણે હિસાબ એક માસનીઅંદર આપવો,

તેમાં ઠરાવવામાં આવ્યુ' કે આ તાકીદી હુકમ છે તે સદરહુ એક તરફી હુકમ બજાવ્યાનો હુકમછે માટે જયારે તે **સ** ઊપર બજાવવામાં આવ્યો ત્યારે સને ૧૮૭૭ ના મુદતના આકટની કલમ ૧૬૪ મી ના અરથ પ્રમાણે તે બજાવ્યો થાયછે.

---

## દીવાની અપીલ

તા૦ ૯ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ સાહેબની રૂબરૂ,

ધીસેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇનડીઆ ઇનકાંઊનશીલ વીરૂધ જગન પ્રસાદ.

કાંપ—ઈમારત બાંધવાના કારણસર લશકરી અધીકારીએ આપેલી જમીન—દીવાની અધીકારીઓએ તે પાછી લેવી—તે જમીનનો નફો મ્યુનશીપલ કારપોરેશનને સોંપવો—હક ઠરાવવાને અને સાંથે લેવાને ધીસેક્રેટરી ઓફ સ્ટેટનો દાવો—દાવાનુ કારણ—દીવાની કોરટની હકુમત—જેને જમીન આપવામાં આવે તેનો કબજો છોડાવવામાં આવે ત્યારે કંપનસેશન લેવાનો હક—

પાનું ૧૪૮ } એક કાંપની હદમાં જમીન હતી તે ઇમારતો બાંધવાના કારણસર લશકરી અધીકારીઓએ માફી આપી હતી લશકરીકાયદા પ્રમાણે એક માસની નોટીશ આપ્યા વીના અને જે ઇ

મારતો બાંધવાને હુકમ કરેલો હોય ને બંધાવવામાં થએલુ ખરચ આ
પ્યા વીના તે જમીન સરકાર પાછી લઇ શકતા નથી તે જમીન સરકારે
પાછળથી પાછી લીધી અને તેમ્યુનીશીપાલીટીના હાથમાં છે, તેથી તે જમી
નનુંભાડુ મ્યુનીશીપાલીટીને લેવાને સોપેલુ હતું, આપ્રમાણે આપેલી જમી
ન ઊપર બાંધેલી ઇમારતો સબંધી જમીનનું ભાડુ મ્યુનસીપાલીટી જેનેઅ
થલ તે જમીન આપવામાં આવેલી તેની તરફથી દાવો રાખનાર માણસ
પાસે માગ્યું. પણ તેણે તે ભાડુ આપવાની અગર જમીન ખુલી કરવાની
ના પાડી તેથી તેના ઊપર શેકરેટરી ઓફ સ્ટેટ સાહેબે પોતાના હક ઠરા
વવા જમીનનું ભાડુ લેવા અને ભાડુ ઠરાવવામાં આવે ત્યારે તે અપાવવા
ને પ્રતીવાદી ના પાડે તો તેની પાસેથી કબજો છોડાવવા અને છ વરસ
ની દરમીઆન ઊપજ લેવા દાવો કરયો. વાદીના એજંટ તરીકે મ્યુનસી
પાલ કમીટીએ દાવાંની અરજીમા કહયા પ્રમાણે જમીનનું ભાડુ આપવાને
અગર પટા કબુલ કરવાને અગર જમીન છોડવાને નોટીશ આપ્યા છતાં
તે કરવાને ના કહેવામાં આવી ત્યારથી દાવાનુ કારણ ઉતપન થયુ છે.

ઠરાવવામાં આવ્યુ કે વાદીની મ્યુનીશીપાલ કમીટીને પ્રતીવાદીઓ
એ કબૅાડ સાથે જમીન રોકેલી જમીન પટે આપવાને અને ભાડુ લેવા
ને યોગ્ય રીતે અખત્યાર પામેલા એજંટો છે, અને વાદી તરફથી સદર
હુ નોટીસ આપવામાં આવી છે. તે ખરોબર છે, અને પ્રતીવાદીએ પા
છળથી ભાડુ આપવાને અગર પટો કબુલ કરવાને અગર ઇમારતો ખા
લી કરવાને જે ના કહેલી છે તે વાદીને દાવાનું કારણ ઉતપન થવાને તે
ના હકની પુકત રીતે ઇનકારીઅત છે, અને ધારીએ કે તે ભાડુ આપવા
ને કાંઇ કરાર નથી તોપણ પ્રતીવાદીએ તે જમીનનો ઊપયોગ અને કબજો
રાખ્યા બાબત પ્રતીવાદી પાસેથી યોગ્ય કંપનશેશન (બદલો,માગવાને અ
ને તે વસુલ કરવાને વાદીનો હક છે, અને તે દાવો દીવાની કોરટમા
ચાલવા લાયક છે અને તે કોરટને વાદીની માગેલી દાદ આપવાંનો અખ
ત્યાર છે, અને તે જમીન લશકરી અમલદારો તરફથી આપતી વખત
ની શરતો પ્રમાણે વાદી ઇમારતોનુ ખરચ આપે તે પહેલાં જમીનનું ભા
ડુ માગવાને ના લાયક નથી. પરંતુ તે શરતો જોતાં વાદીનું તે કબજો
પ્રતીવાદી પાસેથી છોડાવવાનું ફકત હુકમનાંમુ ચોખી રીતે કરવું એ વ્યા
જબી નથી, પણ તેમા શરતો રાખવી જોઇએ જે ભાડુ ઠરાવવામાં આ

વે તે પ્રતીવાદી આપવાને ના કહે અને તેમની મરજી પ્રતીવાદી પાસેથી કબજો છોડાવવાની થાયતો, તે ઇમારતોની કીમત કાંપમાં રહેવાના મકાનો પ્રમાણે પ્રથમ નકી કરવી, અને તે નકી કરવામાં આવે એટલે તે પ્રતીવાદીને આપવા માંડવી, અને તે કબુલ કરવાને પ્રતીવાદી ના કહેતો પછી તેની પાસેથી કબજો છોડાવવાને વાદીનો હક છે.

---

## ફુલબેંચ

[તા૦ જાનેવારી સને ૧૮૮૪.

સર રોબર્ટ સ્ટુઅર્ટ નાઇટ ચીફ જસ્ટીસ, મી૦ જસ્ટીસ સ્ટ્રેટ મી. જસ્ટીસ ઓલ્ડફીલ્ડ, મી૦ જસ્ટીસ બ્રોડહર્સ્ટ અને મી૦ જસ્ટીસ ટાયરેલની હજુર.

સુખનંદનલાલની અરજીની બાબતમાં

વકીલાતની પરીક્ષા—ઉમેદવાર લાયક થયાની જાહેર ખબર—ચુકના કારણથી તે જાહેર રદ કરવી—માહારાણી ઇનકાંનસીલમાં અપીલ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાનો બાબ ૪૫ મો—

પાનું૧૬૩ | વકીલાતની પરીક્ષામાં એક ઉમેદવારની "માર્કો" ગણવામાં ચુક થવાથી તે હાય કોરટમાં વકીલનુ કામ કરવાને લાયક છે એવી સરકારે જાહેર ખબર કાહાડી. તે ચુક માલમ પડવાથી તેની બાબતમાં તે જાહેર ખબર રદ કરવામાં આવી. તેથી તેણે તે બાબતમાં હાય કોરટમાં અરજી કરી અને હાય કોરટેતેને ખબર આપી કે તેનું નામ તે જાહેર ખબરમાંથી ,કાહાડી નાખવુંજ જોઇએ કારણ કે પાસ થવાને જેટલી જોઇએ તેટલી "માર્કો" તેણે મેળવેલી નથી. તે ઉમેદવારે માહારાણી ઇન કાઉનસીલમાં અપીલ કરવાની પરવાનગી મળવા અરજ કરી. તેમાં ઠરાવવામાં આવ્યુ કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાનો બાબ ૪૫ મો લાગુ થતો નથી, અને આ બાબત એવી નથીકે જેમાં હાય કોરટની એવી નીસબત હોય કે જેમાં માહારાણી ઇનકાઉનશીલમાં અપીલ કરવાની હા અગર ના કહે.

---

## દીવાની અપીલ

તા૦ ૨૬ નવેમબર સને ૧૮૮૩
સર રોબર્ટ સ્ટુઅરટ નાઇટ ચીફ જસ્ટીશ, અને મી૦ જસટીસ
બ્રોટની રૂબરૂ.

ક્રોધલાલ (પ્રતીવાદી) વી૦ ઉમેદશીંગ (વાદીઓ)

રજીષ્ટર—રજીષ્ટર કરાવેલા અને કરાવ્યા વીનાના દસતાવેજો—દ સતાવેજોમાં કીયા દસતાવેજોનો પ્રથમ હક—સને ૧૮૭૧ના આકટ ૮ (રજીષ્ટર આકટ) ની કલમ ૫૦ સને ૧૮૭૭ ના આકટ ૩ (રજીષ્ટર આ કટ) ની કલમ ૫૦

ચીફ જશટિસ સ્ટુઅરટ સાહેબે ઠરાવ્યુ કે સને ૧૮૭૧ના રજીષ્ટર આકટ પ્રમાણે આગળની તારીખનું ગીરોખત મરજીમાં આવે તો નોંધાય વાનુ હતુ, તેથી તે નોંધાવેલુ નહી હતુ પણ તેજ ગીરોવાળી મીલકતનું વે ચાણ થએલુ તે રજીસ્ટર કરાવવામાં આવેલુ અને તે અવસ્ય કરીને ર જીસ્ટર કરાવવું જોઇતુ હતુ પણ ખરૂ તોપણ સને ૧૮૭૭ ના રજીષ્ટર આ કટની કલમ ૫૦ ના ખુલાશા પ્રમાણે તે વેચાણ ખતનો સદરહુ ગીરો ખત કરતાં પ્રથમ હકછે.

જસ્ટીશ બ્રોટ સાહેબે ઠરાવ્યુ કે સને ૧૮૭૭ ના રજીસટર આકટ ની કલમ ૫૦ પ્રમાણે ગીરોના દસતાવેજ કરતાં વેચાણ ખતનો પ્રથમ હક નથી.

---

## દીવાની ફરી તપાસ

તા૦ ૨૨ જાનેવારી સને ૧૮૮૪
મી૦ જષ્ટીસ ઓડહરસ્ટ અને મી૦ જષ્ટીસ ટાયરેલ સાહેબો
ની રૂબરૂ.

શીવરાજશીંગ (અરજદાર) વી૦ બનવારીદાસ (સામા પક્ષકાર)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૩૫, ૬૨૨—હુ કમનામાની બજાવણીમાં સામા થવું—ફરી વપાસનો હાય કોરટનો અખ- ત્યાર.

પાનુ ૧૭૨ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૨ પ્રમાણે હાયકોરટ પ્રમાણે હાયકોરટનેજ કાયદાની કલમ ૩૩૫ મી પ્રમાણે કરેલા હુકમની ફરી તપાસ કરી શકે છે સીવના

ધાર્ ્ીવ ીવ જમાકાશીનાથના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું.

---

તા૦ ૨૨ જાનેવારીશને ૧૮૮૪

મી૦ જશટીશ ઓડહરર્ટ અને મી૦ જસટીશ ટાયરેલ સાહેબો

ની રૂબરૂ

બાવનદાસ વીગરે [હુકમનામાંવાળાઓ) વી૦ મુળચંદ વીગરે (હુકમનામાના દેણારો)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૬ (ગ)—આટપુંછટી—હુકમનામાની બજાવણીમાં જપતી થવાની જવાબદારી.

પાનુ ૧૭૩ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૬ પ્રમાણે સરકારે પોતાના બરાકરી અગર શીવીલ આગળ થઇ ગએલા નોકરને "આટપુછટી" આપેલી તે જપતી કરવાનો અટકાવ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૬ મી માં છે આવે તે ફકત પેનશનરોને આપવામાં આવે તે સબંધીજછે, એમ નથી પરંતુ પાછળની નોકરીના અવેજ જે "આટપુછટી" આપવામાં તેને લાગુ થાય છે.

## ફુલબેંચ

તા૦ ૨૨ જાનેવારી સન ૧૮૮૪

સર રોબર્ટ સ્ટુઅરટ નાઇટ ચીફ જસટીશ. મી૦ જસટીશ સ્ટ્રેટ મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ, મી૦ જસ્ટીસ બ્રોડહરસ્ટ, અને મી૦ જશટીસ ટાયરેલની રૂબરૂ.

લછમનદાસ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ ખિજપાલ વીગરે (વાદીઓ).

બંધાર—ફેંશલા પ્રમાણે હુકમનામુ—અપીલ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૨૨

પાનુ ૧૭૪ | ઠરાવવામાં આવ્યુ કે જ્યારે લવાદના ફેંસલા પ્રમાણે હુકમનામુ કરવામાં આવેલુ હોય, અને તે હુકમનામા ઉપર એ

વા કારણથી દાશ મુકવામાં આવેલા હોય તે ફેંસલા કાયદા અગર પુરાવ ની બાબતના નથી. ત્યારે તે ઉપરથી ફેંસલા, અને હુકમનામુ દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ પરર પ્રમાણે થઇ શકતુ નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૨૪ જાનેવારી સને૧૮૮૪

સર રોબર્ટ સ્ટુઅરટ નાઇટ ચીફ જસટીસ, અને મી૦ જસ્ટી

સ ટાયરેલની રૂબરૂ.

નારાયણદાસ વીગરે (વાદીઓ) વી૦ ચેતરામ વીગરે (પ્રતીવાદીઓ)

પાનું ૧૭૯ | એક ખત લખી આપનારે તે ખતના નાણાં પાછા આપવા ને વ્યાજ બાબત નીચે પ્રમાણે ઠરાવ લખી આપેલા હતો.

"હું દર મહીને દર રૂપીએ માગશો ત્યારે તે નાણા એક આના ના દરના વ્યાજ શાથે આપીશ, વ્યાજ બાબતમાં હુ કબુલ કરૂછુ કે વ્યા જની રકમ હીશાબે જે દેવી થાય તે દર છ માસે હું આપીશ પણ દરેક છ માસે તે આપવામાં કશુર કરવામાં આવે તો ખત લખી આપ્યાની તા રીખથી દર રૂપીએ દર મહીને આઠ આના પ્રમાણે વ્યાજ આપીશ.

તેમાં ચીફ જસટીશ સ્ટુઅરટ શાહેબે ઠરાવ્યુ કે નીચેના દરથી વ્યા જ આપવામાં કસુરે કરવામાં આવે તો, ચડતા દરનુ વ્યાજ આપવા સ બંધી જે ઠરાવ છે તે 'પેનલટી' (ગુનેગારી)ના પ્રકારનોછે, માટે તે પ્રમાણે હીશાબમાં ગણવું જોઇએ.

બીચુકનાથ પાંડે વીરૂધ રામલોચનશીંગના કામના ઠરાવ જોવામાં આવ્યો.

બારાગશીંગ વી૦ ભોળાનાથના કામ પ્રમાણે ઠરાવ જુદોછે.

જસટીશ ટાયરેલ સાહેબે ઠરાવ્યુ છે કે નીચેના દરથી વ્યાજ આપ વામાં ના આવેતો કરાર એવો છે કે ખત લખી આપનાર વ્યાજ બાબત ના કરારમાંથી ગમે તે પસંદ કરે, માટે સદરહુ ઠરાવ મુજબ 'પેનલટી' જેવો નથી. માકીનટાશ વી૦ હંટના કાંમના ઠરાવ પ્રમાણે ચાલવામાં આ વ્યુ. બારશીગ વીરૂધ ભોળાનાથના કામનો ઠરાવ જુદોછે.

---

## મુંબઈ

તા૦ ૨૫ જાનેવારી સને ૧૮૮૩

શર રોબર્ટ સ્ટુઅર્ટ નાઈટ ચીફ જસ્ટીસ, ૦ જસ્ટીશ ગ્રેટ, મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ, મી૦જસ્ટીશ બ્રોડહર્સ્ટ અને મી૦ જસ્ટીશ ટાયરેલ ની રૂબરૂ.

ભોળા વીરૂધ (વાદીઓ) વી૦ગોબીંદ દયાળા વીગરે (પ્રતીવાદીઓ)

લવાદ—કોરટમાં લવાદનો ઠરાવ ફાઈલ કરવાને ના પાડવી—હુકમનામુ—અપીલ દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૨૫ મી

પા૦ ૧૮૬ } દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૨૫ મી પ્રમાણે લવાદનો ઠરાવ ફાઈલ કરવાની અરજી નામંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી (જસટીશ ઓલ્ડ ફીલ્ડ વીરૂધ પડયા)

જાનકીતેવારી વી૦ ગયાનતેવારીના કામનો ઠરાવ જુદોછે, એમ ચીફ જસટીશ સાહેબે ઠરાવ્યું.

તેજ કામ પ્રમાણે જસટીશ ઓલ્ડ ફીલ્ડ સાહેબ ચાલ્યા.

તા૦ ૨૯ જાનેવારી સને ૧૮૮૪

સર રોબર્ટ સ્ટુઅર્ટ નાઈટ ચીફ જસટીસમી૦ જસ્ટીસ ગ્રેટ, મી૦ જસ્ટીશ ઓલ્ડફીલ્ડ મી૦ જસ્ટીસ બ્રોડહર્ટ અને મી૦ જસ્ટીશ ટાયરેલ સાહેબોની રૂબરૂ.

મુસારફ બેગમ (હુકમનામાનો દેણદાર) વી૦ ખાલીબઅલી (હુકમનામાવાળો,)

હુકમનામાની બજાવણી—સને ૧૮૭૭ ના દીવાની કામ ચલાવવાની રીતના કાયદા) આ૦ ૧૦ ની કલમ ૨૩૦—સને ૧૮૮૨ ના આ૦ ૧૪ (દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા)ની કલમ ૨૩૦

પાનું ૧૮૯ | હુકમનામાવાળાએ સને ૧૮૭૭ ના આક્ટ ૧૦ ની ક.૨૩૦ મી પ્રમાણે હુકમનામુ બજાવવાની દરખાસત કરી સને ૧૮૮૨ ના આક્ટ ૧૪ માથી સને ૧૮૭૭ નો આક્ટ ૧૦ મો રદ કરવામાં આવ્યો તે આક્ટથી મંજુર થયા તારીખ ત્રણ વરસની અંદર તે આક્ટની કલમ ૨૩૦ પ્રમાણે પહેલ વહેલુજ તે હુકમનામુ બજાવવાને દરખા

સન કરવામાં આવી આ દરખાસ્ત કરતી વખતે હુકમનામાની તારીખથી બાર વરશ કરતાં વધારે મુદત થઇ ગએલી હતી.

જસટીશ રટ્રેંટ, બ્રોડહરસ્ટ, અને ટાયરેલ સાહેબોએ ઠરાવ્યું કે તે દરખાસ્ત મંજુર રહી શકેછે કારણ કે સને ૧૮૮૨ ના આકટ ૧૪ માની કલમ ૨૩૦ મી પ્રમાણે તે પહેલ વહેલીજ કરવામાં આવી હતી અને તે પહેલ વહેલા હુકમનામાની તારીખથી બાર વરશ વીતી ગયા પછી કરવામાં આવી હતી માટે સને ૧૮૭૭ ના આકટ ૧૦ ની કલમ ૨૩૦ ની ૩જી રકમ સાથે સદરહુ આકટની કલમ ૨૩૦ મી વાંચતાં સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૨૩૦ ની છેલી કલમમાં 'કાયદો અમલમાં હોય,' એવા શબ્દોછે તે સદરહુ આકટ મંજુર થયો તે વખતે મુદતનો જે કાયદો અમલમાં હોય તેને લાગુ થાયછે, અને સને ૧૮૭૭ ના આકટ ૧૦ ની કલમ ૨૩૦ મીની ૩ જી રકમને લાગુ થતો નથી.

ચીફ જસટીસ સ્ટુઅરટ અને જસટીશ ઓલડફીલડ સાહેબોએ ઠરાવ્યું કે તે દરખાસ્ત મંજુર રાખવી નહીં જોઇએ. * * * *

---

## દીવાની અપીલ

તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૪

શર રોબર્ટ સ્ટુઅર્ટ નાઇટ ચીફ જસટીસ અને મી૦ જશટીશ સ્ટ્રેંટ સાહેબની રૂબરૂ

હનુમાનશીંગ સગીરછે તેની વાલી તેની મા ગઉરા (વાદી) વી૦ ના નકચંદ (પ્રતીવાદી)

હીંદુશાસ્ત્ર—મઝીઆરૂ હીંદુ કુટંબ—વડીલો પારજીત મિલકત બાપે બીજાને આપવી—દીકરાએ પોતાનો હક સબંધ લેવા દાવો કરયો—બાપનું દેવું આપવાને દીકરાને બંધન—પુરાવનો બોજો.

પાનું ૧૯૩ { એક સગીર હીંદુ કે જેને ગીતાક્ષરાના નીયમ લાગુથાય છે, તેણે પોતાના બાપે વડીલો પારજી મીલકત બીજાને આપેલી તે રદ કરવા દાવો કરયો, એવા કારણથી કે મારા બાપે અની

વીના કારણથર કરજ કરેલું તે પતાવવાને તે મિલકત બીજાને આપવામાં આવી છે. તેમાં જસટીશ સ્ટ્રેટ સાહેબે ઠરાવ્યું કે તે કરજ આવા. . ક

રણુશર કહાડવામાં આવેલુ હતુ તે સાબેત કરવાનો અને પ્રતીવાદીને તે કારણુશર કહાડવામાં આવેલુ તેની ખબર હતીતે સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. માટે બોજામાંથી વાદી મોકળો થતો નથી કારણુ કે તેણે સાધારણુ રીતે સાબેત કરેલુ છે કે મારા બાપે વડીલો પારજીત મીલકત ઊડાઊપણામાં વાપરીછે.

વળી જસટિશ સ્કોટ સાહેબે ઠરાવ્યું કે બાપની આવીવરતણુક ઉપરથી એવું અનુમાન થઇ શકતુ નથી કે તકરારી કરજ અનીતીના કારણુસર કહાડવામાં આવ્યુ હતુ,

ચીફ જશટીશ સ્ટુઅરટ સાહેબના અભીપ્રાયમાં આવ્યુ કે વાદીનો બાપ વડીલોપારજીત મીલકત ઉડાઊપણેથી તફરકે કરવાનો ગુનેગાર થએલો છે, માટે આ કામમાં પુરાવનો બોજો પ્રતીવાદીને શીરછે પરંતુ આ દાવો એક બીજા સાથે મેળવીને વાદીના બાપની બાપથી કરેલો છે એવો અંદેસો રાખવાને કારણુછે. અને વાદીના નામથી જે કારણુથી મીલકત બીજાને આપવામાં આવીછે, તે હરકત ભરેલુ છે કીંવા નહી એ ઘણુ અંદેશા ભરેલુછે, માટે વાદીને હુકમનામુ કરી આપવું એ નીરભય નથી.

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ, સ્કોટ સાહેબની રૂબરૂ.

કેસરેહીંદ વી૦_બેરાતી,

સને ૧૮૬૦ ના આકટ ૪૫ (પીનલકોડ) ની કલમ ૩૭૭—શરૂષ્ટી કરમવીરૂધ ગુનોહ—તહોમત—વખત, જગો, અને શખશની વીગત—સને ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતીનો કાયદો.

પા૦ ૨૦૪ } ઠરાવવામાં આવ્યુ કે શરસ્ટીક્રમ વીરૂધ ગુનાહાબાબત એક શખશની તપાશ કરવામાં આવી હતી અને ગુનેગાર ઠરાવવામાં આવેલો પણુ તહોમતનામામાં તે કયારે. કયાં અને કોઇ જાણીતા અગર અજાણ્યા સખશની સાથે તે ગુનો કરયો તે બતાવવામાં આવેલુ નથી એને આ વીગતનો કાંઇપણુ પુરાવ વીના તેને ગુનેગાર ઠરાવેલોછે. ફકત એટલી હકીકત સાબેત થઇ છે કે તેને સ્રીના લુગ

ડાં પહેરવાનીટેવછે અને તે ગુનો કરયા બાબત શરીરની ચીનહ બતાવે છે માટે તે ઉપરથી ગુનહાની સાબેતીનો હુકમ આલી સકતો નથી.

---

## ફુલબેંચ.

તા૦ ૪ ફેબરવારી સને ૧૮૮૪

સર રોબર્ટ સ્ટુઅર્ટ નાઇટચીફ જષ્ટીશ મી. જસ્ટીશ સ્ટ્રેટ, મી૦ જષ્ટીશ ઓલ્ડફીલ્ડ મી૦ જષ્ટીસ બ્રોડહરર્ટ, અને મી૦ જસ્ટીશ ટાયરેલ સાહેબોની રૂબરૂ.

મેહાબીબી (વાદી) વી૦ ઇમાંનબીબી વીગેરે (પ્રતીવાદીઓ)

સને ૧૮૭૭ ના આકટ ૧૪ (મુદતના આકટ)ના પૂરીષ્ટ બીજાના નંબર ૯૧—દસ્તાવેજ રદ કરાવવાના દાવા—મુસલમાંની શરેહ—બક્ષિસ-સ્થાવર મીલકતના કબજા બાબત દાવો.

પાનું૨૦૭ મુસલમાંની શરેહ પ્રમાણે એક મરનાર મુસલમાનના વારસોમાંના એક વારસો તે મરનારની મીલકતમાંથી પોતાનો હીસો લેવા મરનારે મીલકત બક્ષીસ આપેલી છે તે આપવું બળવાન નથી, કારણ કે તે બક્ષીસ વાળી મીલકત શરેહ પ્રમાણે બક્ષીસ આપનારે બક્ષીસ લેનારને કબજામાં આપેલી નથી, તેથી તે બક્ષીસ રદ કરવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે બક્ષીસની તારીખથી ત્રણ વરસમાં આ દાવો કરવામાં આવ્યો નથી, તેથી અવશ્યે કરીને સને૧૮૭૭ ના મુદતના કાયદાની આરટીકલ ૯૧ મીથી દાવાને મુદતની હરકત થતી નથી. કારણકે વાદીનો તે હક તે બક્ષીસ બાબત હરકત લેવાનો જ્યારથી કબજો આવી કાયદા પ્રમાણે અમલમાં આવે તેવો થાય ત્યારથી થાયછે.

---

## દીવાનો ફરી તપાસ

તા૦ ૪ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડ અને મી૦ જસ્ટીસ બ્રોડહર્ટ સાહેબોની રૂબરૂ.

લવાદ—દાવો ખેંચી લેવો—દાવો ખેંચી લેવાના હુકમ ઉપર અપીલ—ફરી તપાસ કરવાનો હાય કોરટનો અખત્યાર—દીવાની કામ ચલાવવા

ની રીતીના કાયદાની કલમ ૨, ૩૭૩, ૫૮૮, ૬૨૨,—રીવાજ—કારણ બતાવવાની નોટીસ—દાવાની અરજી દુરસ્ત કરવી.

પાનું ૨૧૧ | દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૭૩ મી પ્રમાણે દાવો કાહાડી લેવાને નવો દ વો કરવાની પરવાનગી સાથે હુકમ કરવામાં આવ્યો છે તે કલમ ૨ જીના અરથ પ્રમાણે હુકમનામુ નથી અગર કલમ ૫૮૮ મી પ્રમાણે તે ઉપર અપીલ ચાલે તેવો નથી, સબબ તે ઊપર અપીલ ચાલવા લાયક નથી.

જ્યારે વાદી કોઇ દાવામાં દાવો કાહાડી લેવાની પરવાનગી નવો દાવો કરવાના હક સાથ માગે ત્યારે આવી પરવાનગી સા કારણસર ના આપવી તેનું કારણ બતાવવાને પ્રતીવાદીને પ્રથમ નોટીસ આપ્યા વીના તે પરવાનગી આપવી નહી જોઇએ.

એક મરનાર હિંદુ ह ના વારસ તરીકે ख એ તેની વીધવા क અને એક સગીર ग જે તેની વાલી તેની મા घ ની મારફતે હાજર હતો તેના ઊપર क એ ત ग ને દત્ત લીધેલો તે દત વીધાન રદ કરવા તથા બીજી કેટલીક દાદો મેળવવા દાવો કરયો. આ દાવામાં વાંધાવાળી બાબત લવાદની તરફ સોંપવામાં આવી, અને પ્રતીવાદીઓના લાભમાં લવાદે ફેસલો કરયો; વાદીએ તે ફેંસલા વીરૂધ હરકતો લીધી. પણ આ હરકતોની વ્યવસ્થા કરતા પહેલાં क મરણ પામી. પછી અસલ કોરટે તે હરકતો મંજુર કરી તે ફેંસલો રદ કરયો. આ ઉપરથી તે ફેંસલો રદ કરયાના હુકમની ફરી તપાસ કરવાને સગીર પ્રતીવાદીએ હાય કોરટને અરજી કરી. આ અરજી ના મંજુર કરવામાં આવી, એવા કારણથી કે તે હુકમ ઊપર અપીલ કરી. તે વીરૂધ હરકત લેઇ શકાય છે, પછી વાદીએ નવો દાવો કરવાની પરવાનગી સાથે તે દાવો કાહાડી લેવાને પરવાનગી માગી એવા કારણથી કે क મરણ પાંમી છે, માટે ह, એ મુકેલી સ્થાવર મીલકતનો કબજો લેવાનો મારો હક થએલો છે, આ પરવાનગી આપવામાં આવી. સગીર પ્રતીવાદીએ હાય કોરટને ફરી તપાસ કરવાને અરજ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે કામ ચાલતુ હતુ અને સગીર પ્રતીવાદીની દતક લેનાર મા क મરણ પામી છે, અને લવાદનુ કામ ચાલેલું નહી હતું માટે વાદીને તે દાવો કાહાડી લેવાનુ સાર કારણ થાય, પણ પક્ષકારો

એ જ્યારે પોતાના વાંધાની બાબત લવાદને સોંપી; અને લવાદોએ પ્રતીવાદીના લાભમાં ફેંસલો આપ્યો, અને તે ફેંસલો રદ કરવામાં આવ્યો, અને તે રદ કરવાના હુકમ ઊપર અપીલ ચાલી શકે છે તે કારણથી તે હુકમની ફરી વીચાર કરવાની અરજી રદ કરવામાં આવી તો, તે દાવો કાહાડી લેવાને અને નવો દાવો કરવાને પરવાનગી આપવી નહી જોઇતી હતી. આ પ્રમાણે કરવાથી સગીર પ્રતીવાદીને ભારે હરકત થાય. અને क ના મરણથી વાદીનો દાવો તે સગીર વીરૂધ બંધ પડ્યો નથી, અને બીજી તરફ જો તે દાવામાં હુકમનામુ તેના લાભમાં થાયતો, તેથી કજીયાનો નીરણય થાય. માટે જો વાદીના લાભમાં તે હોયતો, કબજો લેવાને જે જુદુ દાવાનું કારણ ઉત્પન્ન થએલુ છે, તેની રૂઇએ તે કબજા બાબતનો દાવો કરવાને તેને હરકત નથી.

દાવાવાળી અરજીમાં ह ની મુકેલી મીલકતનો કબજો લેવાનો દાવો વધારી તે દુરસ્ત કરવાને પરવાનગી આપવાને હાય કોરટે ના પાડી.

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૪ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ સાહેબની રૂબરૂ

માહારાણી કેશરેહીંદ વી૦ નાથુ વીગરે

સુલેહ રાખવાને જામીન—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૦૭, ૧૦૨, ૧૧૫—હકીકતનો મતલબ—મજીઆરી તપાસ.

પાનુ ૨૧૪ } એક માજીસ્ત્રેટે આગનોતેર સખસને એવો હુકમ કરયો કે તમે જે પ્રગણામાં રહોછો તે પ્રગણાના પોલીશ અને તેશીલદારે એવો રીપોટ કરયો કે તમે તમારા ધર્મના નિયમથી ધર્મ સબંધી વરઘોડો ચડાવવાનાછો, અને તેમાં સુલેહનો ભંગ કરવાનો તમારે સંભવ છે, માટે સુલેહનો ભંગ નહી કરવા સારૂ તમારા જામીનશા વાસ્તે નહી લેવા, તેનુ કારણ બતાવવું. તમામ તોહોમતવાળાઓની એકઠી તપાસ કરવા પછી તેશીલદારે અને પોલીશના સબ ઇન્સપેક્ટરની સાહેદી ઉપરથી માજીસ્ત્રેટે હુકમ કરયો કે તેમાંના દસ જણો આગેવાન

છે, તેમણે જામીની ખત અને બાકીના એ મુચલકા એક વરસ સુધી સુલેહના ભંગ ના કરે તો લખી આપવા.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૧૨ મી પ્રમાણે માજીસતરેટનો હુકમ કરવામાં આવેલો છે, પણ તેમાં જે રીપોર્ટ અગર હકીકત ઉપરથી સમન્સ કાહાડેલો છે તે યોગ્ય અગર બરોબર રીતે બતાવવામાં આવી નથી. માજીશતરેટ ફક્ત એમ કહે કે અમને સુલેહનો ભંગ થવાનો સંભવ છે એવી ખબર મળેલી છે તેના કરતાં કાંઈક વધારે હોવાનો પક્ષકારોનો હક છે, કે જેથી તેઓ પુરાવ લાવી શકે તેવું હોય તો, તે હકીકતનુ સાચાપણું રદ કરવાને તે ગુજારી શકે, અને તેશીલદાર અને સબ પોલીશ ઇન્શપેકટરનુ ગડબડ ભરેલુ કહેવુ આટલા બધા સબબોને સમન્શ કરવામાં આવેલો છે તે સબધીમાં છે તે માજીશતરેટે જામીન આપવાને એકદમ હુકમ કરેલો છે તે કરવાને બશ નથી. ધર્મનો વરઘોડો પંદર દીવશમાં પુરો થાય તેમ છતાં એક વરશ સુધીના જામીન લેવામાં આવેલા છે, તે ઘણો જ વધારે છે. માજીશતરેટે દશ આગેવાનની બાબતમાં પ્રથમ કાંમની વ્યવસ્થા કરવી જોઇતી હતી, અને ફરીથી તેશીલદાર અને શબ પોલીશ ઇનશપેકટરની પાશેથી વધારે વીગતવાર હકીકત પુછવી જોઇતી હતી, અને તેમા વિશેશે કરીને દરેકને માટે પુછવી જોઇતા હતી, અને બાકીના ઓગણીશાકની બાબતમાં દરેકનિ શબધમાં સ્પષ્ટ ખુલો પુરાવ હોવો જોઇએ. અને એવું અનુમાન કરવાનિ ખાતરી થવી જોઇએ કે આ શખશો સુલેહનો ભંગ કરે તેવો શંભવ છે, અગર જેથી સુલેહનો ભંગ થવાનો શંભવ થાય તેવું અપકૃત્ય કરવાના છે.

---

## ફોજદારી અપીલ

તા૦ ૧૫ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જષ્ટિશ સ્ટ્રેટની રૂબરૂ

માહારાણી—કેશરેહીંદ વી૦ ધમશીંગ

આબરૂને નુકશાન—શને ૧૮૬૦ ના આ૦ ૪૫ (પીનલકોડ) ની કા૦ ૪૯૯—આઠમો અપવાદ—હકવાળો વ્યવહાર-સુધ અંતઃકરણ-વ્યાજ

બીપણું-રીવાજ—ફરીઆદીની ઊલટ તપાશ—

પાનું ૨૨૦ } આ કામમાં શવાલ એ છે કે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૯ ના આઠમા અપવાદ પ્રમાણે આબરૂ લીધાના તોહોમતવાળાનું રક્ષણ થાય છે કીંવા નહી, તેમાં પુરાવ ઊપરથી ઠરાવવામાં આવ્યું કે તે એમ શાબેત કરી શકયો નથી કે તે શુધ અંતઃકરણથી કામ કરેલું છે, અબ્દુલ હકીમ વી૦ તેજચંદ્ર મુકરજીના કામનો ઠરાવ જોવામાં આવ્યો.

જ્યાં તહોમતવાળો જે બાબતથી આબરૂને હરકત થાય તેવું હોયને બાબતનો પુરાવ ગુજારવાને ઇરાદો રાખતો હોય તો તેના આડવોકેટ જે બાબત તેને પુરાવ ગુજારવાનો હોય તે દરેક બાબત ફરીઆદીની ઉલટ તપાસ કરવી જોઈએ, જો તે પ્રમાણે તે ના કરે તો જે અગતની બાબતમાં તેણે ઉલટ તપાસ કરેલી ના હોય તે બાબતમાં પાછળથી તેને પુરાવ ગુજારવા દેવો કીંવા નહી એ ભારે વીચારની વાતછે.

---

તા૦ ૧૬ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ સાહેબની રૂબરૂ

મહારાણી કેશરેહીંદ વી૦ ટી. બર્ક.

સને ૧૮૬૦ નો આકટ ૪૫ મો—(પીનલકોડ) ની કલમ ૪૧૧—ચોરેલો માલ રાખવો—તે ચોરેલો માલછે તેવો પુરાવ હોવાની જરૂર—તે રાખનારની ગુના ભરેલી માહીતી—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૩—સાક્ષી તપાસવા શારૂ કમીસન—સને ૧૮૭૨ ના આકટ ૧ (પુરાવ આકટ)ની કલમ ૩૩

પાનું ૨૨૪ | જયારે એકાદા સખસના ઉપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૧૧ પ્રમાણેના ગુનાનો આરોપ રાખવામાંઆવ્યો હોય પણ હકીકત ઉપરથી એવું અનુમાન થતું ના હોય કે તે મીલકત ચોરાએલી છે એમ જાણ્યા છતાં તેણે લીધી તો પછી ફકત તેનો કબજો હોય અને કબજા બાબત ખુલાસો આપતો ના હોય તેથી ફકત તેને તે ગુનાનો ગુનેહગાર ઠરાવી શકાતો નથી.

હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૧૧ મી મુજબ એકાદા સખસની તપાસમાં સને ૧૮૭૨ ના હીંદુસ્થાનના પુરાવ આકટની કલમ ૩૩

મી પ્રમાણે જે મીલકતની બાબતમાં તોહોમતવાળા ઉપર આરોપ રાખવામાં આવેલો તે મીલકતના માલેકનો સાહેદી અને તેની ઓરતની સાહેદી તપાસમાં કમીશનથી લેવાએલી તે અને તે શખશોના નોકરની સાહેદી તપાસમાં લેવાએલી તે અને વળી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૩ પ્રમાણે સેશન જડજે કહાડેલા કમીશનથી તપાશની દરમીઆનમાં તે મીલકતના માલેકની લીધેલી શાહેદી તહોમતવાળા વીરૂધ વાપરવામાં આવી. જે કારણથી તે તજવીજ લીધેલો પુરાવ શેશન જડજે દાખલ કરેલોછે. તે રૂ૫૦૦ ની રકમ ખરચ્યા વીના સાક્ષિઓ હાજર થઇ શકે તેવા નહી હતા અને તે રકમ ખરચવી વાજબી નથી સાક્ષીઓ અઘવડમાં પડશે; અને વળી તેમની શાહેદી ફકતજ મીલકત સબંધીમાંજ આરોપ રાખવામાં આવ્યોછે તે ઓળખ્યા સબંધી છે અને તહોમતવાળાની જાત સબંધી નથી એવું તેમના વીચારમાં આવેલુ તે છે. તેમાં ઠરાવવામાં આવ્યુ કે શેશન જડજે આ પુરાવ દાખલ કરેલોછે તે બરોબર નથી. સાક્ષિઓને અઘવડ થાય તે પુરાવ આકટની કલમ ૩૩ મી પ્રમાણે કાંઇ કારણ થતુ નથી અને મિલકત ઓળખ્યાનો શવાલ ઘણોજ અગતનોછે, અને તે શાહેદીઓની સાક્ષી ઘણીજ અગતની છે કારણ કે તમામ કામનો આધાર તે પુરાવ ઊપર છે અને જયારે તમામ કામની હકીકતનો આધાર તે શાહેદીઓની શાક્ષિ ઊપરછે એ વીચારમાં લેતા ખરચની રકમ ગેરવાજબી નથી અને જેઓની શાખશી કમીશનથી લેવામાં આવી છે તેમની ઊલટ તપાશ તહોમતવાળાએ કરેલી નથી, તેમ તેની સ્થીતી જોતાં તેમની ઉલટ તપાશ કરવાને તેઓ ગોઠવણ કરી શકતા નથી.

વળી ઠરાવવામાં આવ્યુ કે આવા કારણોથી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૩ પ્રમાણે કમીશન શેશન જડજે કહાડવું વ્યાજબી નથી.

---

## દીવાની અપીલ

તા૦ ૧૮ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ સ્ટેટ અને મી૦ જસ્ટીસ ટાયરેલ સાહેબોની રૂબરૂ

મકુંદરામ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ મકુંદરામ વીગરે (વાદીઓ)

હુકમનામાની બજાવણી—હુકમનામુ રદ કરવાને કરાર—નવો દાવો—

પાનુ ૨૨૮ | એક હુકમનામામાં ફકત ગીરોવાળી સ્થાવર મીલકત ઉપરના ગીરોનો અમલ કરવાનો હતો. તેથી તે હુકમનાની બજાવણીનુ કામ ચાલતાની દરમીઆનમાં હુકમનામાના દેણદારે એપ્રીલ સને ૧૮૭૭ માં હુકમનામુ બજાવનારી કોરટને એવી અરજ કરી કે ગીરોવાળી મીલકતનો ભાગ વેચીને તે હુકમનામાનો ભાગ પતાવેલો છે. અને થોડુક હુકમનામાવાળાએ છોડી દીધુ છે, અને બાકીનુ અમુક તારીખે આપવાનુ છે અને તે બાકી ઉપરનુ વ્યાજ અમુક તારીખે આપવા બાબત એક શરાફે હાથ ચીઠી લખી આપીછે. પછી હુકમનામાના દેણદારે નીચે પ્રમાણે કહેલુ છે કેઃ—"જયાંસુધી અરજદાર તે હુકમનામા વાળાને નાણા આપે નહી એટલે સદરહુ કહેલી મુદતની અંદર આપે નહી તો તે સરાફ તે હુકમનામા વાળાને વ્યાજ આપસે અને તે મુદતની અંદર હુકમનામા વાળાને હુકમનામુ બજાવવાનો અખતીઆર નથી પણ તે મુદત વીતા પછી તે અરજદારની જાત અને મીલકતથી હુકમનામુ બજાવી નાણાં વ્યાજ સાથે વસુલ કરી સકે જે મીલકત તે વેચવામાં આવી છે તે શીવાય તમામ મીલકત જે ગીરો આપવામાં આવેલી અને જપત કરવામાં આવેલી છે તે ગીરો અને જપ્તી થએલી કાયમ રહેશે.

આ અરજીની નીચે હુકમનામા વાળાના વકીલે તે કબુલ કરવાની સહી કરીછે, માટે તે કાગમાંથી થોડુક તે બજેલુછે એમ કરી તે કાઢી નાખવુ જોઇએ એવી અરજદાર અરજ કરેછે" પાછળથી હુકમનામા વાળાએ હુકમનામાના દેણદાર ઉપર તે હુકમનામાની બાકી લેવા દાવો કરયો એવુ કહીને કે સને ૧૮૭૭ ની અરજીમાં જે ગોઠવણ કરેલી છે તે એક કરારછે, અને તેથી તે હુકમનામુ રદ થએલુછે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે અરજીના સબ્દો જોતાં હુકમનામુ રદ થાય એવો નવો કરાર કરવાનો ઇરાદો નહી હતો, તેમ તે કરવામા આવેલો નથી. સબબ આ દાવો ચાલી શકતો નથી.

---

તા૦ ૧૯ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડ અને મી૦ જસ્ટીસ બ્રોડહર્ટ સાહેબો ની કોરટ.

મહીબીદીન અહમદખાન (વાદી) વી૦ મજલીશરાય વીગરે (પ્રતીવાદીઓ).

વેચનાર અને ખરીદદાર—વેચાણનો કરાર—વીશેશ રીતે કરારનો અમલ કરવાનો દાવો—સ્થાવર મીલકત કબજે લેવાનો દાવો—સને ૧૮૭૭ના આકટ ૧૫ (મુદતના આકટ) ના શેડ્યુલ પ્રથમના નંબર ૧૧૩-૧૪૪

પાનું ૨૩૧ } અમુક સ્થાવર મીલકત વેચનારે તે મીલકત ઉપર પોતાનો હક ઠરાવવાને દાવો કરેલો તેમાં તેનો હક ઠરે તો તે મીલકત વેચવાનો તેણે કરાર કરેલો તે વેચનારનુ તે દાવામાં હુકમ નામુ થયુ પછી ખરીદદારે 'વેચાણ ખત લખાવી લેવા અને તે પુરેપુરૂ ક રી આપવા' અને તે મીલકતનો કબજો લેવા દાવો કરયો એવી તકરાર ક રવામાં આવી કે આ દાવાને સને ૧૮૭૭ ના મુદતના આકટની કલમ ૧૪૪ મા ઠરાવેલી તે મુદત લાગુ થાય છે. અને આરટીકલ ૧૧૩ માં ઠરા વેલી લાગુ થતી નથી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ દાવો અવશ્ય કરી તે કરાર વીશેશ રીતે અમલમાં લાવવા બાબતનોછે માટે તેને આરટીકલ ૧૧૩ માં ઠરાવે લી મુદત લાગુ થાય છે સ્થાવર મીલકતના કબજા બાબતના દાવાની સબં ધમાં આરટીકલ ૧૪૪ લાગુ થવી જોઇએ એ તકરાર બળવાન નથી. તે વેચાણના કરારમાંથી કબજો લેવાનો હક થએલો છે માટે જે કબજો લે વાની દાદછે તે વેચાણના કરાર વીશેશ રીતે અમલમાં લાવવાની દાદમાં આવી જાયછે માટે આ દાવાને આરટીકલ ૧૧૩ મી શીવાય બીજો કાંઇ આરટીકલ લાગુ થઇ શકતી નથી પરંતુ એમ ધારીએ કે મુદતની બાબત માં દાવો ચાલી શકે છે તો પણ કબજો લેવાના હકનો આધાર વેચાણના કરાર ઉપરછે માટે જો વીશેશ રીતે તે કરારનો અમલ કરવાને દાવો ચા લી શકે નહી તો, તે કરારની રૂએ વેચેલી મીલકતનો કબજો લેવાને દા વો પણ ચાલી શકતો નથી.

---

## દીવાની ફરી તપાસ.

તા૦ ૧૯ ફેબરવારી સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસટીસ બ્રોડહરસ્ટ સાહેબની રૂબરૂ

ફરીદ અહમદ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ દુલારી બીબી (વાદી)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૧; ૬૨૨—દાવો બીજી કોરટમાં મોકલવો—ફરી તપાસ કરવાનો હાયકોરટનો અખતીઆર.

પાનું ૨૩૩ } ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૫ મી પ્રમાણે જે દાવામાં હુકમનામું થાય તો, તે ઉપર અપીલ ચાલે તેવું હોય તે દાવો બીજી કોરટમાં મોકલવાના હુકમનો તે કાયદાની કલમ ૬૨૨ મી પ્રમાણે ફરી વીચાર થઈ શકતો નથી.

---

# દીવાની અપીલ

તા૦ ૨૮ ફેબરવારી સને ૧૮૮૪

શર રોબર્ટ સ્ટુઅર્ટ નાઈટ ચીફ જસટીસ અને મી૦ જશટીશ ઓલ્ડફીલ્ડ સાહેબોની રૂબરૂ.

મહાબીર પ્રસાદ વીગરે સગીરછે તેમની ઘરડાલીન પારબતી (વાદીઓ) વી૦ બાસુદેવસીંગ (પ્રતીવાદી)

હિંદુશાસ્ત્ર—મજીઆરૂ હીંદુ કુટુંબ—વડીલો પારજીત મીલકત—ઠરાવેલા દરથી કબજો રાખવાનો હક—સને ૧૮૮૧ ના આકટ ૧૨ (વાયવ્ય પ્રાંત આકટ)ની કલમ ૯ બાપના કરજ સારૂ દીકરાની જવાબદારી—હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનાર—નોટીસ—

પાનું ૨૩૪ | એક હીંદુ ને મીતાક્ષરાના નીયમો લાગતા હતા, તેણે નાણાંનો શાપરાય રીતે ખોટો ઉપયોગ કરેલો, તેથી તે નાણાં વીશે તેના ઉપર હુકમનામું કરવામાં આવેલું હતું. જેને તે હુકમનામું ચડાવી આપવામાં આવેલું તેણે તે હુકમનામાના દેણદારનો અમુક જમીન અમુક ઠરાવેલા દરથી સાથે રાખનાર તરીકે કબજે રાખવાનો હક હતો તે, સદરહુ હુકમનામું બજાવી વેચાવ્યો. તેથી હુકમનામાના દેણદારના બે દીકરાઓએ ખરીદદાર ઉપર તે જમીનના બે તરતીઆંશ ભાગ લેવા દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આવો ઠરાવેલા દરથી જમીનનો કબજો રાખવાનો હક છે, તે વડીલો પારજીત મીલકત છે એટલે કે જે મીલકતમાં હીંદુશાસ્ત્ર પ્રમાણે દીકરાઓને પોતાના જનમથી હક મળે છે તેવી છે.

વળી ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું એવું નહી હતું કે જે પ

તાવવાને કુટંબી મીલકત વેચી શકાય, કારણ કે તે પઇશા બાબતનું ફકત બાપની જાત ઉપરનું જે કરજ આપવાને દીકરાને ફરજ નથી તે બાબત નું છે, માટે કુટંબી મીલકત તે હુકમનામાની બજાવણીમાં વેચવા લાયક હતી કીંવા નહીં, તેની ખાતરી કરવાને ખરીદદાર બંધાએલો હતો, માટે ગીરધારીલાલ વી૦ કાંતુલાલ અને સુરજબંશી કુંવર વી૦ શીવપ્રસાદશીંગ ના કામમાં ઠરાવેલા નીયમો પ્રમાણે તે હુકમનામું પતાવવાને કુટંબીમીલકત જવાબદાર નથી હતી એવી ખબર વીના પણ તે ખરીદદારનું શું અંતાકરણથી કીમતી અવેજ આપી ખરીદદાર થએલું છે, તે પ્રમાણે રક્ષણ થઇ શકતું નથી. પરંતુ તે હકીકતની અરથાર્થ રીતે ખબર હતી, એમમાનવું જોઇએ.

---

## ફુલબેંચ.

તા૦ ૨૯ ફેબરવારી સને ૧૮૮૪

સર રોબર્ટ સ્ટુઅર્ટ નાઇટચીફ જસ્ટીશ મી. જસ્ટીશ સ્ટ્રેટ, મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ, મી૦ જસ્ટીસ બ્રોડહર્સ્ટ અને મી૦ જસ્ટીસ ટાયરેલ સાહેબોની રૂબરૂ

પારબતી ચર્ણ (હુકમનામાવાળો) વી૦ પંચાનંદ (હુકમનામાનો દેણદાર)

હુકમનામાની બજાવણી—પગાર જપતી કરવાને કોરટનો અખત્યાર—સ્માલકાજ કોરટ–દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૩, ૨૬૮

પાનું ૨૪૩ } જીમાની અંદર સ્માલકાજ કોરટનું હુકમનામું જ્યારે એ કોરટની સ્થાનીક હકુમતની બાહારના સખસો અગર મીલકત ઉપર બજાવવા માગવામાં આવે ત્યારે તે કોરટે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૩ મીમાં બતાવેલી રીતી પ્રમાણે ચાલવું જોઇએ.

માટે તે કોરટની હકુમતની બાહાર જ્યારે શરકારી અમલદારનો પગાર આપવામાં આવતો હોય તે કોરટ તે પગાર જપતી કરી શકતાનથી

---

## ફોજદારી ફરી તપાસ

તા૦ ૮ મારચ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ ઓલ્ડફીલ્ડની રૂબરૂ

માહારાણી—કૈસરેહીંદ વી૦ નંદકીશોર.

સને ૧૮૬૦ ના આ૦ ૪૫ (પીનલકોડ)ની ક૦ ૩૦૪ અ—ગાફીલા ગીરી અગર કસુર ભરેલા કૃતથી મોત કરવું.

પાનું૨૪૮ — ન એક રેલવે કંપનીનો નોકર છે તેના ઉપર કેટલીક વસ્તુઓ કોળીઓ પાસે એક ઢાલ ઉપર થઇ ખસેડાવેલી. અને તે ખસેડાવતાં કસુર કરવાથી તે વસ્તુઓ ઉપરદાબ રહયોં નહી એવો આરોપ રાખવામાં આવેલો તેના હુકમથી તે કોળીઓમાના એક કોળીએ તે વસ્તુઓ અટકાવવાનો પ્રયતન કરયો, અને તે કરતાં તે મરી ગયો તેમાં ઠરાવવામાં આ૦ પુક તેણે પોતાની કસુરથી તે કોળીનું મોત પીનલકોડની કલમ ૩૦૪ અ પ્રમાણે કરેલુ છે.

---

## ફુલબેંચ

સર રોબર્ટસ્ટુઅરટ નાઇટ ચીફ જષ્ટીસ મી૦ જસ્ટીશ સ્ટ્રેટ; મી૦ જષ્ટીસ ઓલ્ડફીલ્ડ, મી૦ જષ્ટીસ બ્રોડહર્સ્ટ અને મી૦ જષ્ટીસ ટાયરેલ સાહેબોની રૂબરૂ

ફજલુનીસા બેગમ (અપીલવાળા) વી૦ મુલો વીગરે (અપીલના પ્રતીવાદીઓ.)

માહારાણી ઇન કાઉનસીલને અપીલ—જામીન આપવાને મુદત વધારવી—દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૦૨

પાનું૨૫૦ | જામીન આપવાને અનામત મુકવાને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૦૨ પ્રમાણે આપેલી મુદત વધારી શકાય છે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૮ મારચ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જષ્ટીસ ટાયરેલ સાહેબો ની રૂબરૂ

રૂપીપ્રસાદ (વાદી) વી૦ રૂપ (પ્રતીવાદી)

સને ૧૮૭૯ ના આકટ ૧ (સ્ટાંપ આકટ) ની કલમ ૩ (૧૭) પ્ર શીસ્ટ ૧ નંબર ૫૨ સાટખત—પહોંચ

પાનું ૨૫૩ | એ ખતની રૂઇના દાવામાં પ્રતીવાદીએ એવો જવાબ આપ્યો કે તે ખત ચોકકસ તો શેરડીનો રસ આપીને પતાવેલુ છે અને તે બાબત સાબેત કરવાને વાદીના સહીનોછે એમ કહી એક સાટખત નામનો દસતાવેજ પુરાવમાં રજુ કરયો તેમાં શેરડીનો રસ રૂ૨૦ કરતાં વધારેની કીમતનો પહોંચ્યાનું કબુલ કરેલુ હતુ પણ આ દસતાવેજમાં એવુ કાંઇ નહી હતુ કે જે ઉપરથી તે ખતના ભાગ બદલ તે રસ આપવામાં આવ્યો હતો એમ માલમ પડે.

તેમાં ઠરાવવામા આવ્યુ કે સને ૧૮૭૯ ના સ્ટાંપ આકટના અરથ પ્રમાણે તે દસતાવેજ પહોંચ નથી પણ જે શેરડીનો રસ આપેલા તેની યાદ છે માટે તે ઊપર કાંઇ સ્ટાંપની જરૂર નથી.

---

તા૦ ૧૭ મારચ સને ૧૮૮૪

મીં૦ જસટીસ સ્ટ્રેટ અને મી૦જસટીસ ઓલ્ડફીલ્ડ સાહેબો

ની રૂબરૂ

શી. ડબલ્યુ રોયલ સનંદ વીનાના નોકરોની બેંક લીમીટેડના મેનેજર (વાદી) વી૦ આગુધાનાથ વીગરે (પ્રતીવાદીઓ)

પાનું ૨૫૫ | અમુક સ્થાવર મીલકતના પેહેલા ગીરો રાખનારે તે મીલકત વેચાવવાનુ હુકમનામુ મેળવેલુ તેથી તે મીલકત જપ્ત કરાવી અને પછી બજાવણીનુ કામ ચલાવવુ બંધ કરયુ. પછી બીજા ગીરો રાખનારે તે મીલકત વેચાવવાનુ હુકમનામુ કરાવ્યુ અને તે મીલકત જપ્ત કરાવી લીલામ કરાવી ને પોતે ખરીદ કરી પછી પહેલા ગીરો રાખનારે તે વેચાવવાને દરખાસ્ત કરી અને તે વેચાવવામાં આવી તેમાં પોતે ખરીદ કરી. આ વેચાણનો હુકમ થયા પછી, પણ તે વેચાણ થતાંપહેલાં હુકમનામાનો દેણદાર મરણ પામ્યો, પણ તેના કાયદેસર વારસ વકીલનેહુકમનામાની બજવણીમાં પક્ષકાર કરયા વીના વેચાણ કરવામાંઆવ્યુજે કોરટોએ આ હુકમનામાં બજાવેલાં તે જુદીજુદી પાયરીની હતી. પહેલા ગીરોવાળાનુ હુકમનામુ બજાવનારી કોરટ ઉતરતા દરજાની હતી.

પેહેલા ગીરોવાળાએ બીજા ગીરોવાળા ઉપર તે મીલકતનો કબજો

લેવા દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૮૫ મીના ઠરાવ સબંધીમાં તે પહેલા ગીરોવાળાનું કરાવેલું વેચાણ બળવાન નથી, કારણ કે તે ચડતા દરજાની કોરટના હુકમથી કરવામાં આવેલું નહી હતું. કારણ કે નીચલા દરજાની કોરટે જયારે તે વેચાણ કરવનો હુકમ કર્યો ત્યારે ચડતા દરજાની કોરટના હુકમનામાની બજાવણીથી તે મીલકત જપત થએલી નથી, અને તે હુકમનામું તોતે મીલકત વેચાવીને બજી ચુકેલું હતું. માટે તે કલમનો ઠરાવ લાગુ થતો નથી.

જસ્ટીસ બોર્ડવુડના અભીપ્રાયમાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૮૫ અગર ૨૯૫ મીમાં એવું કાંઇ નથી કે જેથી પેહેલા ગીરોદાર મીલકત વેચાવવા દે ત્યાર પછી તે મીલકત ઉપર તે પોતાનું હુકમનામું બજાવી શકે નહી અને તેનો પોતાના હુકમનામાની બાબતમાં થએલા લીલામમાંથી જે ઉપજેલું હોયતેજ તેને મળવાનો હક છે એમ થાય;

વળી જસ્ટીસ બોર્ડવુડે ઠરાવ્યું કે પહેલા ગીરોદારે કરાવેલું વેચાણ થતા પહેલાં હુકમનામનો દેણદાર મરણ પામેલો, અને તેના વારસ વકીલોને તેમાં દાખલ કરવામાં આવેલા નહી તેથી તે વેચાણ રદ થતું નથી. કારણ કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૬૮ મીનો ઠરાવ હુકમનામાના દેણદારના મોતની બાબતમાં લાગુ નથી અને કલમ ૨૩૪ મી જો લાગુ થતી હોયતો પણ તેમાં એવું કાંઇ નથી કે હુકમનામું બજાવવાનું કામ ચાલતું હોય અને વેચાણનો હુકમ થયા પછી હુકમનામાનો દેણદાર મરણ પામતો, તેના વારસ વકીલને દાખલ કરયા વીના તે વેચાણ થાયતો રદ થાય.

મી૦ જસ્ટિસ વેસ્ટ સાહેબના અભીપ્રાયમાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૩૪ મી પ્રમાણે પહેલા ગીરોવાળાને ચાલવાનું કાંઇ કાયદેસર રીતે બંધન નથી, કારણ કે બીજા ગીરો રાખનારને વેચાણથી હુકમનામાના દેણદારનો હક સબંધ મળેલો છે, અને તેના વારસ વકીલો પાસે તેની કાંઇ મીલકત નહીં હતી. અને દીવાની કામ ચલાવવાની રીતના કાયદામાં એવો કાંઇ ઠરાવ નથી કે જેથી પેહેલા ગીરો રાખનારના હુકમનામાની બજાવણીમાં બીજા ગીરોવાળાને પક્ષકાર કરવો પડે, માટે હુકમનામાના દેણદારના મોતથી તે વેચાણ રદ થએલું નથી.

તા૦ ૨૧ મારચ સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ. બ્રેટ અને મી૦ જસ્ટીસ ટાયરેલ સાહેબોની રૂબરૂ.

ઇકરાંમશીંગ વીગરે (વાદીઓ) વી૦ ઇનતીઆમઆલી વીગરે (પ્રતી વાદીઓ.)

દસ્તાવેજ રદ કરવાને દાવો—સ્થાવર મીલકતનો કબજો લેવાનો દાવો—મુદત—

પાનું ૨૬૦ | એક હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી જમીનના ખરીદ કરનારે તે લીલામ થતા પહેલાં તે હુકમનામાના દેણદારે તે જમીન કબજા સાથે ગીરો આપેલી તે ગીરોનો દસ્તાવેજ રદ કરાવવાને તેનો કબજો લેવાને દાવો કરયો. એવું કહીને કે તે ગીરો કપટ અને દગા ભરેલું છે તેમાં ઠરાવવામાં આવ્યું કે જુદા નામના ગીરોના આધારથી જે સખસોએ તે જમીન ઊપર પ્રવેશ કરેલો છે તેમની પાસેથી સ્થાવર મીલકતનો કબજો લેવાને માગવામાં આવેલું છે. અને પ્રતીવાદીનો હક નાબુદ ઠરાવવાને જે માગવામાં આવેલું છે તે એક તેને લગતી બાબત છે, માટે આ દાવાને બાર વરસની મુદત લાગુ થાયછે.

## ફુલબેંચ

તા૦ ૨૫ મારચ સને ૧૮૮૪

સાર રોબરટ સ્ટુઆરટ નાઇટ ચીફ જશટીશ મી૦ જસ્ટીશ બ્રેટ, મી૦ જસ્ટીશ ઓલ્ડફીલ્ડ, મી૦ જસટીશ બ્રોડહરસ્ટ, અને મી૦ જસ્ટીસ ટાયરેલ ની રૂબરૂ

ગંગાશાહી (પ્રતીવાદી) વી૦ કીશનશાહી (વાદી)

ગીરો—ગીરોથી છોડાવવાનો હક બંધ થવા બાબત દાવો—સને ૧૮૦૬ ના કાયદા ૧૭ ની કલમ ૭, ૮—સને ૧૮૮૨ ના આકટ ૪ (મીલકત બીજાને આપવાનો આકટ)ની કલમ ૨,૬૭,૮૬–સને ૧૮૬૮નો આકટ ૧ (જનરલ કલાજ આકટ)

પા૦ ૨૬૨ } સને ૧૮૮૨નો મીલકત બીજાને આપવા સંબંધી આકટ થતાં પહેલાં એટલે સને ૧૮૦૬ નો કાયદો ચાલુ હતો તે વખતના એક દસતાવેજના આધારથી એક શરતી ગીરો રાખનારે તે કાયદો રદ થયા પછી તે કાયદાની કલમ ૮ ના ઠરાવ પ્રમાણે નકીઆ જતાં ગીરોથી છોડાવવાનો હક બંધ થયોછે એવું ઠરાવવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે મીલકત બીજાને આપવાના આકટની કલમ ૨ની રકમ (क) પ્રમાણે તે કલમ મુજબ કામ ચલાવવાની રીતી જતી નથી પણ તે આકટના ઠરાવો આ દાવાને લાગુ થાયછે.

ઠરાવવામાં આવ્યુ કે સદરહુ શરત ગીરો વાળી મિલકતનો પ્રથમ કબજો ગીરો રાખનારને મળવામા હરકત થઇ હોય તેને લાગુ થાયછે અને પાછળથી કબજો તેનો ગએલો હોય તો તે શરતથી તેનો આ દાવો કરવાનો હક થતો નથી.

વળી ઠરાવવામાં આવ્યુ કે ગીરો આપનારે પોતાનો ગીરોથી છોડાવવાનો હક વેચાણ આપેલ છે માટે તેણે કાંઇ અટકાવ કરયુ નથી તેમ છતાં ખરીદ કરનાર ખરીદીના આધારથી તેની પાસેથી કબજો લઇ લેતો તે ગીરો આપનારનુ પોતાનું કૃત અગર તેની કસુર નથી. સબબ ગીરો રાખનારને મળવાનું કારણ ઉતપન થએલુ નથી.

રાંમ શરૂપ વીગેરે (વાદીઓ) વી. બેના વીગેરે (પ્રતીવાદી) વાયવ્ય પ્રાંતની હાઇ કોરટના ઠરાવ ઉપર આપીલ.

બક્ષીસ—પાછળથી સરત—રદ બાતલ શરત.

પાનુ ૩૧૨ | જે બક્ષીસથી બક્ષીસ આપનારનો અમુક મીલકત ઉપરથી તમામ હક સબંધ ગએલો હોયતો. તે બક્ષીસની બાબતમાં પાછળથી કાંઇ શરત જોડી શકાતી નથી.

બક્ષીસ મીલકત આપી પુરણ કરવામાં આવેલુ તે જેવખતે કરવામાં આવ્યુ તે વખતે તેનો આધાર બળવાન અવેજના ઉપર હતો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે વ્યવહારમાં પાછળથી સરત દાખલ થઇ શકે એમ ધારીએ અને તે અનીતીની હોયતો તેથી તે બક્ષીસ નાબુદ થતુ નથી. કારણ કે કાયદાનો સામાન્ય નીયમ એવો છે કે જે બક્ષીસને આવી સરત જોડવામા આવી હોય તે બક્ષીસ બળવાન છે, પરંતુ તે શરત રદ બાતલ છે.

એક ગામ બક્ષીસ આપવામાં આવેલુ, તે બક્ષીસ ગામનો કબજો આપી પુરણ કરવામાં આવેલુ હતુ. પછી પક્ષકારોના વચમાં "દાખલ ખારીજ"ની બાબતમાં કલેકટરને અરજી આપવામાં આવી તેમાં બક્ષિસઆપનારે કહ્યુ છે કે તે બક્ષિસ અમુક શરતોથી કરવામાં આવ્યુ છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે કાંઇ પણ શરત જણાવવાની બાબતમાં તે અરજી અસર વીનાની સમજવી જોઇએ.

બાબતનો અવેજ થાય છે માટે આ રીતે પેહેલ્ચ આવરવે કરીને રજીસ્ટર કરાવવા લાયક દસ્તાવેજ છે, માટે જો તે રજીસ્ટર કરાવવામાં ના ; આવેલો કલમ ૪૯ મી પ્રમાણે પુરાવામાં દાખલ કરવા લાયક નથી

---

તા૦ ૬ મે સને ૧૮૮૪

મી૦ જસટીસ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફ જસટીસ અને મી૦ જસટિસ બ્રોડહર્સ્ટ સાહેબોની રૂબરૂ

દાતગા બેગમ વગેરે (વાદીઓ) વી૦ સુખરાંમ (પ્રતિવાદી)

હક સાબીત કરવાનો દાવો—સમેલ હુકમ રદ કરવાનો દાવો—સને ૧૮૭૦ ના આકટ ૭ (કોરટ ફી. આકટ) ના ૨ જા પ્રસીડ્યુલ આરટીકલ ૧૭ [આઇ]

પાનુ ૪૮૧ | વાદીએ દાવાની અરજીમાં નીચે પ્રમાણે કહ્યુ છે.

એક હુકમનામાની બજાવણીમાં અમુક મીલકત જપત કરવામાં આવેલી તેથી અમારી મા જે હુકમનામાના દેણદારની ઓરત થાય તેણે તે જપતી બાબતમાં હરકત લીધી. એવા કારણથી કે તે મીલકત મારા બાપ જામાંપથમથી મારી મેહેરના બદલામાં બદલ વેચાણ કરી આપવાથી આવેલી છે તે હરકત ચાલતાની દરમીઆનમાં વાદીઓની મા મરણ પામી પણ તે ણીએ પોતાની મીલકતની વાદીઓને વસીઅત કરેલી હતી. તેથી તે અને બીજી કેટલીક મીલકત પણ જે મારી માને પોતાની મેહેરના બદલાના અવેજમાં મળેલી અને તે પણ જપત કરવામાં આવેલી છે, અને જે બાબત અમો વાદીઓએ જપતી વીરૂધ હરકત લીધી છે તે તમામ અમને વારસામાં મળી છે હુકમનામુ બજાવનારી કોરટે બેઉ હરકતો નામંજુર કરવાનો હુકમ કરયો એમ કહીને વાદીઓએ બેઉ હુકમો રદ કરવાને દાવો કરયો. તેઓએ પોતાના દાવાની અરજી ઉપર સને ૧૮૭૦ ના કોરટ ફીઆકટના ૨ જા પ્રસીડ્યુલ આરટીકલ ૧૭ ની રકમ (આઇ) પ્રમાણે ૨૨૦)ની કોરટ ફી સ્ટાંપ આપેલી છે, પરંતુ અસલ કોરટે ઠરાવ્યુ છે કે આટલી કોરટ ફી બસ નથી કારણ કે જે હુકમનામાની બજાવણીમાં તે મીલકત જપત કરવામાં આવીછે, તે હુકમનામાની રકમ પ્રમાણે કોરટ ફી પુરી જોઇએ.

ઠરાવવામાં આવ્યું કે જે દાદ માગવામાં આવી છે તેનો પ્રકાર જોતાં સને ૧૮૭૦ ના કોરટફી આકટના પ્રથમ શીડ્યુલની આરટીકલ ૧ની રકમ આંહી લાગુ થાય છે માટે જે હુકમો રદ કરવાને માગેલું છે તે દરેક હુકમની બાબતમાં દસ રૂપીઆનો સ્ટાંપ હોવો જોઇએ.

---

તા૦ ૧૫ મે સને ૧૮૮૪

મી૦ જસટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસટીસ અને મી૦ જસટીસ મહમુદ

ઇશ્રી (હુકમનામાવાળો) વી. ગોપાલ શરણ વીગેરે (હુકમનામાના દેણદારો)

અગ્રક્રીયાધીકાર—શરતી હુકમનામુ—ખરીદીની કીમત—ખરચ—સામો દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કા. ૨૧૪—૨૨૧,-૨૪૭

પાનું ૭૫૧ | *એક અગ્રક્રીયાધીકારનો હક અમલમાં લાવવાના દાવામાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કા૦ ૨૧૪ પ્રમાણે એવો ઠરાવ કરવામાં આવ્યો કે અમુક મુદતમાં પ્રતીવાદીને ખરીદીની કીમતનાં નાણાં વાદી આપે તો, પ્રતીવાદી પાસેથી તે મીલકતનો કબજો અને દાવાનું ખરચ લે. પરંતુ તે પ્રમાણે તે નાણાં આપવાને કસુર કરવામાં આવે તો, તે દાવો કાહાડી નાખ્યો સમજવો. વાદીએ ખરચ કરતાં ઓછી રકમ શીવાયની રકમ મુદતની અંદર અનામત મુકી. પછી તેણે તે હુકમનામાની બજાવણીમાં તે મીલકતનો કબજો મળવા અને પોતાને અપાવેલું ખરચ લેવા દરખાસ્ત કરી, પરંતુ તે ખરચમાંથી ખરીદીની કીમતમાંના જેટલા ભરવામાં આવેલાં નહી તેટલા તેણે બાદ કરેલાં હતાં.

તેમ ઠરાવવામાં આવ્યું કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૧ અને ૨૪૭ મીનો મુકાબલો કરતાં લાગુ કરીએ તો, હુકમનામાવાળો જ્યારે વેચાણની કીમત અનામત મુકે ત્યારે તે વ્યાજબી રાહે પોતાને હુકમનામાથી જે ખરચ અપાવવામાં આવેલું હોય તે ખરચનું લહેણું સામા દાવા તરીકે તે વેચાણની કીમતમાંથી બાદ કરી શકે છે. માટે મુદતની અંદર તમામ રકમ અનામત મુકેલી નથી, તે કારણથી તે હુકમ રદ બાતલ થતું નથી.

તા૦ ૧ મે સન ૧૮૮૪

મી૦ જસટીસ બરોડવુડ અને મી૦ જસટીસ ડકહોમ સાહેબોની રૂબરૂ

શીવરતનસીંગ (પ્રતીવાદી) શીવમાહારાજ માધ્ર વીગેરે . (વાદીઓ)

એક વખત નીરણય થઈ ગએલો—ફેરવી વાદ ચલાવવાની રીતી ના કાયદાની કલમ ૧૩ નો ખુલાશો ૧ અને ૨ અને કલમ ૪૪.

અનુ ૩૫૮ — ક એક ગામનો ચાર આની હીસેદારછે તા૦ ૧ મારચ સને ૧૮૮૦ ના રોજ તેની પાન ફરજંદ નીવરાએ અને તેનો ભતરીજો ખ જે પોતાના ભાઈઓથી જુદો થઈને કેટલાક વરસો સુધી ક અને ગ સાથે રહ્યો હતો તેગણે તે ચાર આની ભાગ માંથી ત્રીજો હીસો ઘ ને વેચાણ આપ્યો. ખ ના ભાઈઓએ તે વેચનાર અને ખરીદદાર ઉપર અગ્રક્રિયાબીનાર ના હકનો અમલ કરવા દાવો કર્યો, એવું કહીને કે આમોએ અને ખ એ ક ના વારસ તરીકે સ્વતંત્ર કબજે તે મીલકતનો મેળવેલો છે, આ દાવામાં બીજી અપીલ કરવામાં આવી તેમાં હાયકોરટે ઠરાવ્યું કે ક નો જુદો તે ચાર આની ભાગ છે એમ સાબીત થએલું છે કે ગ ને વારસામાં મળેલી અને તેની તેણીના કબજામાં છે માટે વાદીઓએ તે મીલકત ઉપર પોતાનો હક છે એવું અગર તે પોતે કબજો મેળવ્યો છે એમ સાબીત કરેલું નથી માટે વાદીઓનો તે મીલકત ખરીદ કરવાનો પ્રથમ હક નથી વળી વાદીઓએ તકરાર કરી કે તેમના વારસ તરીકેના હકનો સવાલનો તપાસ દાવામાં કરી નીરણય કરવો જોઈતો હતો પરંતુ હાયકોરટે આ તકરાર નામંજુર કરી એવા કારણથી કે તે દાવો ફક્ત કબજાના આધારથી કરવામાં આવેલ છે અને તેઓનો દાવો ફક્ત ત્રીજો હીસો મેળવવા બાબતનો છે અને ચાર આની તમામ હીસાનો વારસાના આધારથી કબજો લેવાના બાબત કાંઈ દાવો કરવા તરીકે નથી. આ ઠરાવ થયા પછી તેજ વાદીઓએ ક ના ખ કેના સરખા પ્રમાણથી થનાર વારસ છીએ એમ કહી તે મીલકત ગ મીલકત બીજાને આપવાને લાયક નથી એવું ઠરાવવા તથા તે વેચાણ અમ આમારા વીરૂધ રદ છે એવું ઠરાવવાને તેજ પ્રતીવાદીઓ ઉપર દાવો કર્યો.

દાવાનું કારણ તે વેચાણ ખત તા૦ ૧ મારચ સને ૧૮૮૦ ના રોજ લખી આપવામાં ત્યારથી ઉતપન આવ્યુ છે એમ કહેવામાં છે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે એક વખત નીરણય થઈ ગયાની તકરાર ચાલી શકતી નથી. પક્ષકારો વચે હાલ જે વાસ્તવીક રીતે બન્યુ છે એટલે વાદીનો મીલકતનો કબજો લેવાના અનુમાની હકની દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩ ના અરથ પ્રમાણે સુનવણી થઈ આખરનો ઠરાવ કરવામાં આવેલો નથી. આવો હક કલમ ૧૩ ના ૧ લા ખુલાસાના અરથ પ્રમાણેતે દાવામાં પક્ષકારે કહેલો નથી. અને ઈનકાર પણ કરલો નથી,

કાયદા પ્રમાણે વાદીએ પોતાના તમામ હક કહેવા જોઈએ એમ નથી. અગર હવે પછી તે હક બતાવવાને તેમને પાછળથી અટકાવવો એમ નથી, વાદી કોરટની પરવાનગી સાથે (કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૪)દાવાનાં કારણો એકઠાં કરી શકે છે. પરંતુ કોઈ ઠેકાણે તેને ફરજ પાડવામાં આવતી નથી

બીજા દાવામાં દાવાનું કારણ ઉતપન થયાની તારીખ જો કે તેની તે છે તોપણ તે પ્રથમના દાવામાં જે તે બતાવવામાં આવ્યુ છે તેથી જુદુ છે

---

તા૦ ૧૩ મે સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ ઓફીશીએટીંગ ચીફ જશટીશ અને મી૦ જસ્ટીસ ડરહોઇટ સાહેબોની રૂબરૂ

શુંદરલાલ વીગરે (વાદીઓ) વી૦ યાકુબઅલી વીગરે (પ્રતીવાદીઓ)

મજીઆરૂ હીંદુ કુટંબ—મજીઆરી મીલકત—એક ભાઈ ઉપર હુકમનામાની બજાવણી—બીજા ભાઈઓનો હક—

પાનું ૨૬૨ | ज એ એક ગામના ૧૦ "બીશવાસ" હીસો ખરીદ કરયો અને म એ એક ગામ ખરીદ કરયુ આ બેઉ મીલકત ગીરોમાં લખી આપેલી હતી ज પોતાના ચાર છોકરા મુકી મરણ પામ્યો ज ના મરણ પછી ગીરોવાળી મીલકત વેચાવવા હુકમનામાની બજાવણીમાં य નું ગામ વેચાવવામાં આવ્યુ. તેથી य એ ज ના જેષ્ટ પુત્ર र ઉપર સદરહુ ગીરો ઉપરના કરજમાં ભાગ આપવા દાવો

કર્યો, અને હુકમનામુ ૩૨૧૦) અને ખરચ લેવાનું હુકમનામુ મેળવ્યું. તેમાં એવો ઠરાવ હતો કે તે હુકમનામાની રકમ વસુલ કરવાને ૧૦ "બીશવાસ" હીસો વેચવો તે હુકમનામાની બજાવણીમાં જપતી કરવા ઉપર [redacted] ના ૩ નાહાના દીકરાઓએ સાડાશાત "બીશવાસ" ભાગ અમારો છે એવો દાવો રાખી અરજ કરી કે તે ઉપરથી જપ્તી ઉઠાવવી જોઇયે આ હરકત ઘણી મોડી લેવામાં આવી છે, તે કારણથી નામંજુર કરવામાં આવી. તેથી તે હુકમનામાની બજાવણીમાં લીલામ કરવામાં આવ્યુ વેચાણના સરટીફીકેટ ઉપરથી જણાય છે કે તે દસ "બીસવાસ"માં [redacted] નો હક સબંધ હોય તે વેચવામાં આવ્યો છે [redacted] ના ૩ નાહાની વયના દીકરાઓએ તે દસ "બીસવાસ"માંથી સાડા સાત "બીશવાસ" ઉપર પોતાનો હક સાબેત કરવા અને તે બાબતનું લીલામ તેટલું રદ કરવા દાવો કર્યો.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે વાદીઓના હીશાને તે વેચાણથી કાંઇ હરકત થએલી નથી. તે વેચાણથી હુકમનામાના દેણદારનો અહી "બીસવાશ" હિશ્શો ખરીદદારને મળેલોછે જે દાવામાં પક્ષકાર તરીકે વાદીઓ નહી હતા તે દાવામાં થએલા હુકમનામાથી વાદીઓ બંધનમાં નથી તેમ તે વેચાણથી અને જે વેચાણનું સરટીફીકેટ તેમને હરાવવાને રજુ કરવામાં આવેલુછે તેથી પણ તેઓ બંધનમાં નથી.

---

## દીવાની ફેરી વીચાર

તા૦ ૧૩ મેએ સને ૧૮૮૪

મી૦ જશટીશ સ્ટરેટ, ઓફીશીએટીંગ ચીફ જસટીશ, અને
મી૦ જશટીશ ડટહોઈટ સાહેબોની રુબરુ

પારશુશીંગ (હુકમનામા વાળો) વી૦ જવાહીરશીંગ વીગેરે (હુકમનામાના દેણદારો)

સન ૧૮૭૭ ના આ૦ ૧૫ (મુદતનો આકટ) ના પ્રશીષ્ટ ૨ ની આરટીકલ ૧૯૦ (૪)—હુકમનામાની બજાવણી—હુકમનામાની બજાવણી સારૂ મદદ કરતા હુકમ—વેચાણમાંથી ઉપજેલી રકમ બાબતની અરજી,

પાનુ ૩૬૬ | હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ઉપજેલી રકમ મળવા હુકમનામાવાળાએ અરજી કરેલી તે શને ૧૮૭૭ ના આક્ટ ૧૫ (મુદતના આક્ટ) ના ૨ જા પ્રસીધ્ટની આરટીકલ ૧૭૯ (૪) ના અરથ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં મદદ કરવા તરીકે ગણાજ થાયછે,

---

## ફોજદારી ફરી તપાસ.

તા૦ ૫ મેએ શન ૧૮૮૪

મી૦ જશટીસ સ્ટરેટ ઓફીસીએટીંગ ચીફ જશટીસ અને

મી૦ જશટીશ ડટહોપ્ટ સાહેબોની રૂબરૂ

કઇશરેહીંદ વી૦ હસનુ,

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૫૦—૪૩૭— વધારે તપાસ,

પાનુ ૩૬૭ | ડીપ્યુટી માજીસ્તરેટે પુરાવ બસ નથી તે કારણથી તહોમતવાળાને છોડી દીધો, પરંતુ જીલ્લા માજીસ્તરેટના અભીપ્રાયમાં તેને યોગ્ય રીત છોડવામાં આવ્યો નથી એવુ આવવાથી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૩૭ પ્રમાણે વધારે તપાસ કરવાને ફરમાવ્યું. તેથી તોહોમતવાળાને બચાવ આપવાનુ ફરમાવવામાં આવ્યું. વધારે તપાસ શા વાસતે નહી કરવી, તેનું કારણ બતાવવાને તહોમતવાળાને બોલાવવામાં આવ્યા નથી, પણ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૮ ના ઠરાવ પ્રમાણે તેના ઉપર સમન્શ કહાડવામાં આવ્યો હતો તે હાજર થયો, એટલે તેની તપાસ જીલ્લા માજીસ્તરેટે કરી તેને તેમણે ગુનેહેગાર ઠરાવી સીક્ષા કરી, ફરીઆદ તરફના સાહેદોને ફરીથી બોલાવવામાં આવ્યા નથી પરંતુ પ્રથમની તપાસમાં જે પુરાવ લેવામાં આવેલો હતો તે ઉપર તથા બચાવ તરફના એક શાહેદીનું બોલવું જે પુરાવામાં દાખલ કરવા લાયક નહોતું. તે ઉપર માજીસ્તરેટે આધાર રાખેલોછે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે જીલ્લા માજીસ્તરેટે આ કામ ગેરસીરસ્તે ચલાવેલુ છે પહેલું એવા કારણથી કે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ

મ ૪૨૭ મી પ્રમાણે તેમણે કામ તહોમતદારના ઉપર ફરીથી સીરૂ કરેલું એમ દેખીતુંછે તેમ છતાં તે કામ ચલાવવા પહેલાં તે શા માટે નહી ચલાવવું તેનું કારણ બતાવવાને તહોમતદારના ઉપર નોટીશ બજાવવામાં આવી નથી અને બીજા એવા કારણથી કે પાછળથી જે તેમણે કામ ચલાવ્યું છે તે કલમ ૪૨૭ ના હેતુ પ્રમાણે ચલાવ્યું નથી કારણ કે વધારાની તપાસમાં પુરાવ લેવામાં આવેલો નથી અને ડીપુટી માજીસ્તરેટે પ્રથમની તપાસમાં દાખલ કરેલા પુરાવ ઉપર આધાર રાખી તેમણે તેને ગુનેહગાર ઠરાવ્યોછે માટે આ પ્રમાણે ગેરશીરસ્તે કરવામાં આવેલુંછે તેથી ગુનાની શાબેતી કાયમ રહી શકતી નથી.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૯ મે સન ૧૮૮૪

મી૦ જસટીસ મહમુદ અને મી૦ જસટીસ ડટ્રોઇટ શાહેબોની રૂબરૂ

ઉમેદ અલી (પ્રતીવાદી) વીરૂધ શાલીગરામજી (વાદી)

કામ પાછું મોકલવું—ઠરાવ વીરૂધ હરકત લેવામાં આવી નથી—રીવાજ—અપીલ કોરટની ફરજ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૭—૫૭૪

પાનું ૩૮૨ | જ્યારે પેહેલી અપીલ કોરટે અસલ કોરટમાં પ્રશ્નની તપાસ કરવાને કામ પાછું મોકલ્યું હોય અને તે પ્રશ્ન ઉપરના ઠરાવ પાછો પહેલી અપીલ કોરટમાં આવે તેમ છતાં દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૭ મી પ્રમાણે કાંઈ હરકત લેવામાં આવે નહીં તો અપીલકોરટ હરકતો લેવાની મુદત વહી ગયા પછી પોતાની નજરમાં આવે તો હરકતો કાબુલ કરે અગર ના પણ કરે પણ નીચેની કોરટના ગુણ દોષ ઉપરના ઠરાવ ઉપર વીચાર કરવાને તે બંધાએલાછે, અને અપીલની સુનાવણી વખતે તે ઠરાવના લાભમાં અને વિરૂધ તકરારો સાંભળવાને તે કોરટને અટકાવ થતો નથી. આફખારી બેગમ વી૦ વીલાયત અલીના કામના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું.

જે કામામાં પહેલી અપીલ કોરટે પ્રશ્ન તપાસ કરવાને કામ પાછું

મોકલ્યુ હોય તેને અને જેમાં કામ પાછુ મોકલવામાં આવેલુ ના હોય તે બેઉને એક સરખી રીતે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૭૪ મી એક સરખી રીતે લાગુછે.

---

તા૦ ૨૧ મે સને ૧૮૮૪

મી૦ જષ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જષ્ટીશ અને મી૦ જષ્ટીસ ડટહોઇટ સાહેબોની રૂબરૂ

અબદુલ કરીમ (હુકમનામાનો દેણદાર) વી૦ જે મુસન (હુકમનાવાળો)

હુકમનામાની બજાવણી—હુકમનામાના દેણદારને પકડવો—નાજરનું વારંટ—તેની ઉપરનો સેરો—દીવાની કામ ચલાવવાની રીતનાં કાયદાની કલમ ૩૪૩—તાબાના નાજરે પકડવા બજાવણી વીગતનો કરેલો સેરો—

પાનુ ૩૮૫ આ કામમાં હુકમનામાની બજાવણીમાં હુકમનામાના દેણદારને પકડવાનું વારંટ નાજરને આપેલુ તે નાજરે તે ઉપર સેરો કરી પોતાના એક તાબાના શખશને બજાવવા આપેલુ તેમાં ઠરાવવામાં આવ્યુ હતુ કે હુકમનામાના દેણદારને પકડવાનુ વારંટ તાબાના માણસને નાજર ન આપી શકે તેવું દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં કાંઇ પણ નથી માટે નાજરનો કરેલો તે ઉપરનો શેરો તે જે સખસને તે બજાવવાને આપવામાં આવેલ હોય તેને પ્રથમ દરશનીક રીતે બજાવવાનો અખતીઆર આપો થાય છે,

આ વીશે એવું ઠરાવવામાં આવ્યુ કે તાબાની કોરટોના નાજરો જયારે પકડવાના વારંટનો અમલ કરવાનુ કામ બીજાને સોંપે ત્યારે સદરહુ રીતના શેરા કરતાં વધારે સ્પષ્ટ અખતીઆર આપેલો હોવો જોઇએ એ ઘણુંજ ચાહાવા લાયક છે અને કોરટના હુકમનો અમલ કરતાં જે સખસ પકડવાનો હોય તેની જાતની ગેરીઆત થાય અગર હેરાનગતી ના થાય તેવો યોગ્ય સખશ તે બજાવવાના કામ સારૂ પસંદ કરવાને તેમણે ચીંતાતુર રહેવુ જોઇએ વળી જેસખસને તે બજાવવાનુંકામ શોંપવાને પશંદ કરવામાં આવે તેને વારંટના મજકુરથી માહીત કરવો જોઇએ કે જેથી તે કોની ફરીઆદથી અને કેટલી રકમ સારૂ તેને પકડવામાં આવે છે તે કહી શકે,

જ્યારે પકડવાનું વારંટ બજાવવામાં આવેલું હોય અને તે ઉપરનો શેરો દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૪૩ મી પ્રમાણે નાયબ નાજીરને તે બજાવવાનું વારંટ નહી સોંપવામાં આવ્યા છતાં નાયબ નાજીરે ગેર શીરસ્તે કરેલો હોય તો તેવું ગેર શીરસ્તે થવાથી હુકમ નામાના દેણદારને પકડવામાં આવેલો હોય તે કાંઇ કાયદા વીરૂધ નથી.

---

તા૦ ૨૨ મે સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ બ્રેડ્રુ ઓફીશીએટીંગ ચીફ જસટીસ અને મી૦ જસ્ટીસ મહમુદ સાહેબોની રૂબરૂ

ભવાનીદાસ વીગરે (હુકમનામાના દેણદારો) વી દોલતરાંમ વીગરે (હુકમનામાવાળાઓ)

હુકમનામાની બજાવણી—બાર વરસનું જુનું હુકમનામું—સને ૧૮૭૭ ના આકટ ૧૦ (દીવાની કામ ચલાવવાની રીતોના કાયદા)ની ક૦ ૨૩૦

પાનું ૩૯૮ | દીવાની કામ ચલાવવાની રીતોના સને ૧૮૭૭ નો કાયદો સને ૧૮૭૯ ના આ૦ ૧૨ થી દુરસ્ત કરવામાં આવેલો છે તે પ્રમાણે તેની કલમ ૨૩૦ની પ્રમાણે બારવરસથી જુનું હુકમના મું બજાવવાની દરખાસ્ત કરવામાં આવેલી છે તેમાં એવું ઠરાવવામાં આવેલું કે સને ૧૮૭૭ ના કાયદાની કલમ ૨૩૦ ની છેવટની રેકમ પ્રમાણે ૩ વરસનો વધારાનો ફાયદો આપેલો હોવો જોઇએ; અને તે હુકમનામું તે વખતે બજાવવા લાયક હોવું નહી જોઇએ અને પાછળ ની દરખાસ્ત ના મંજુર કરેલી જોઇએ.

તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૮૨ ના કાયદામાં તે કાયદો અમલમાં આવતા પહેલાં જે હુકમનામું મુદત બાર થએલું હોય અને તેથી બજાવવા લાયક રહેલું ના હોય તે પાછું તાજું થઇ શકે તેવો કાંઇ ઠરાવ નથી અને આ કામમાં હાલનો કાયદો અમલમાં આવતા પહેલાં હુકમ નામાવાળાનો હકબંધ થઇ ગએલો હતો. માટે તે કાયદો મંજુર થવાથી તે હકને ફરીથી પ્રચારમાં લાવી શકાતો નથી.

---

તા૦ ૨૩ મે સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફ જસ્ટીસ અને મિ૦ જસ્ટિસ ડટહોટઇ સાહેબોની રૂબરૂ

મમતાઝ બેગમ (પ્રતીવાદી) વી૦ ફતેહુસેન (વાદી)

કાંમ પાછુ મોકલવું—જે ઠરાવ બાબત હરકત લેવામાં આવે નહી—રીવાજ—અપીલ કોરટનું કામ—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૬૭—૫૭૪

પાનુ૩૮૧ | પેહેલી અપીલ કોરટે મુદાની તપાસ કરવા કામ અસલ કોરટમાં પાછુ મોકલેલુ હોય અને તેમાં થએલો ઠરાવ પાછો મોકલવામાં આવ્યા પછી ઠરાવેલી મુદતમાં તે વીરૂધ હરકત લેવામાં આવે નહી તો જો કે અપીલ કોરટ પાછળી હરકતો સાંભળવાને બંધાએલા નથી તોપણ તે પાછો ઠરાવ આવ્યા પછી સુનાવણી થાય તે વખતે તે હરકતો બતાવવાને જે પક્ષકાર માગતો હોય તેની તકરાર શાંભળી જોઇયે રતનશીંગ વી૦ વજીર—અકબરી બેગમ વી૦ વીલાયતઅલીના ઠરાવો જોવામાં આવ્યા.

અપીલ કોરટને સદરહુ રીતે કામ ઠરાવ કરી પાછુ મોકલવામાં આવે પછી હરકતો દાખલ કરવામાં આવેલી ના હોય તેથી તેમને તે ઠરાવની બાબત ન્યાય ભરેલા વીચાર કરવાના છે તેમાંથી તે બાતલ થતા નથી પણ પક્ષકારોએ કાંઇ વાંધો લેવાનો તે કારણે રાખી તે કોરટે જોવું જોઇએ કે તે ઠરાવ કબુલ કરવો જોઇએ કે નહી.

---

તા૦ ૨૬ મેએ શને ૧૮૮૪

મી૦ જસ્ટીસ બરોડહર્ડસ્ટ અને મી૦ જસ્ટીસ ડટહોઇટ સાહેબોની રૂબરૂ.

જાનકીશીંગ (પ્રતીવાદી) વી૦ અખલપશીંગ વીગરે (વાદી)

હુકમનામાના દેણદારે લીલામ રદ કરવાને કરેલો દાવો—હુકમનામુ બજાવનારી કોરટ બાબત અંદેશો—નવો દાવો—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪

પાનુ૩૯૩ } હુકમનામાની બજાવણીમાં અમુક જમીન વેચવામાં આવેલી તે જમીનનો કબજો લેવાનો તથા તે લીલામ રદ કરવાનો દાવો હુકમનામાના દેણદારે હુકમનામાવાળા ઊપર કરેલો એ

વા કારણથી કે વાયવ્ય પ્રાંતના સાંથ સબંધી આકટની કલમ ૯ પ્રમાણે તે જમિન તે હુકમનામાની બજાવણીમાં જવાબદાર નથી તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ કામમાં જે ઇશુછે તે હુકમનામાની બજાવણી અને તેના ભરપાયા કરવા સબંધીનોછે માટે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪ પ્રમાણે તેને હરકતછે.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે સ્ત્રીની વરતણુકથી આસક્રીત શતા થએલી નથી.

---

તા૦ ૨૬ મે સને ૧૮૮૪

મી૦ જસટીસ બ્રોડહર્સ્ટ અને મી૦ જસટીસ ડફોહાઇટ

સાહેબોની રૂબરૂ

બીજી અપીલ નંબર ૧૪૮૫ સને ૧૮૮૩

નાથાશીંગ વીગરે (વાદીઓ) વીરૂધ જોધાશીંગ વીગરે (પ્રતીવાદીઓ)

બીજી અપીલ નંબર ૧૪૮૬ સને ૧૮૮૩

નાથાશીંગ વીગરે (વાદીઓ) વી૦ જોધાશીંગ વીગરે (પ્રતીવાદીઓ)

કપટના કારણથી દાદ મળવાને દાવો—હુકમનામાની બજાવણીમાં થએલુ લીલામ રદ કરવાનો દાવો—સ્થાવર મીલકતનો કબજો લેવાનો દાવો—સને ૧૮૭૧ ના આકટ ૧૫ (મુદતના આકટ) ના ૨ જા પ્રશીસ્ટ નંબર ૧૨, ૯૫, ૧૪૪—તકરારો—મુખજુબાનીની કબુલતો—કપટની માહેતી—પુરાવ—પુરાવાનો બોજો—

પાનુ ૪૦૬ ઝ અને તેના ત્રણ શગીર દીકરા એક ગામના મજીઆરે માલેક હતા તેમાં ઝ એ શાદા ગીરો ખતની રૂએ આ શાનમાં લખી આપ્યુ, ત્યાર પછી ઝ એ બીજુ ગીરોખત જ ને લખી આપ્યુ તેમાં તેના અવેજના ભાગમાં પ્રથમનુ ખત જે ભરપાયા કરી રદ કરવામાં આવેલુ રદ કરવામાં આવેલુ. તોપણ જ એ આ નવા દસ્તાવેજ ઉપરથી કપટથી એવું બતાવરાવ્યુ કે પ્રથમનુ ગીરો હજુ કાયમ છે ઝ ના મરણ પછી તેની વીધવાના ઉપરના દાવામાં રજુ કરયુ, પણ તે વીધવા તે કપટથી અજાણી હતી તેણીએ પોતાના સગીર દીકરાઓની વાલી તરીકે હુકમનામુ કબુલ કરયુ. જ એ આવી રીતે મેળવેલા હુકમનામાની બજાવણીમાં ઝ ના વારસોનો તમામ હક સબંધ વેચવામાં આવ્યો. પાછળથી કપટ જણાઈ આવ્યુ તેથી ઝ ના દીકરાઓએ તે હુકમનામાની બજાવણી

માં થએલું લીલામ રદ કરાવવા અને પહેલા ગીરોમાં આપેલી મીલકતનો કબજો લેવા દાવો કરયો. આ મીલકતના ત્રણ ચતુર્થાંશ મીલકત બાબતમાં તેઓએ એવી અરજ કરી કે રેહનખત કાગળો દુરસ્ત કરી અમારા હક ઊભા ઠરાવી તે અમને અપાવવા જોઈએ. બાકીના ચોથા હીસ્સાની મીલકત બાબતમાં તેઓએ એવી અરજ કરી કે ઘ ના વારસાના હકથી હુકમનામાની બજાવણીમાં થએલું લીલામ અને કપટ ભરેલું લીલામ રદ કરી, અમને કબજો અપાવવો જોઈએ. વળી તેઓએ કહયું છે કે જે તારીખે અમે નવા દસ્તાવેજની નકલ રજીસ્ટર ઓફીસમાંથી મેળવી ત્યારે અમને કપટની ખબર પડી અને જાણ્યું કે કપટ ભરેલી હકીકત તેમાં લખેલી છે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે ઇંગરેજી કોરટોમાં જે સખતાઈથી તે કરારનો અરથ થાય છે તે મુજબ હીંદુસ્થાનની કોરટોમાં કરવો નહી જોઈએ અને જો કે દાવાની અરજીમાં રીતિ પુરવક અને ગડબડ ભરેલું માગવામાં આવ્યું છે તોપણ કપટના કારણથી હુકમનામું અને તેની રૂએ લીલામે જે અમલ ચલાવવામાં આવેલું છે તે રદ કરવાને પ્રથમ માગેલું છે, અને બીજુ કે જોકે કોરટની નજરમાં તે પ્રોસીડીંગ રદ કરી શકાય તેવું આવતું ના હોય તોપણ ફકત ચોથા હીસ્સાની મીલકત બાબતમાં તેનો ફકત અમલ છે એવું ઠરાવવાને માગેલું છે. નામદાર નવાબ નાજીમ વી૦ ઓમરાવ બેગમના કામનો ઠરાવ જોવામાં આવ્યો.

વળી ઠરાવવામાં આવ્યું કે આ કામને મુદતના કાયદાનો જે નિયમ લાગુ થાય છે તે આરટીકલ ૧૨ માં છે તે નથી તેમ આરટીકલ ૧૪૪ મીમાં છે તેપણ નથી. પણ મુદતના કાયદાના ૨ જા પરીસીષ્ટની આરટીકલ ૯૫ મીમાં જે નિયમ છે તે છે કારણ કે કપટથી તમામ બાબત રદ થાય છે, અને મુદતનો કાયદો જે ખાસરીતે દાદ અપાવવાને ઠરાવેલો છે તે સીવાય બીજો કોઈ મુદતનો કાયદાનો નીયમ તેના પરીણામથી લાગુ થતાં અટકે છે.

તકરારોના અરથની બાબત ઉપર બતાવેલો નિયમ લાગુ કરતાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીઓએ ઇનકારીઆત કરી નથી. તે ઉપરથી કપટની માહેતી કેઇ તારીખે થઈ તે બાબત વાદીનું કહેવું છે તે પ્રતીવાદીઓએ કબુલ કરયું છે એમ ઠરાવી સકાતુ નથી.

વળી વાદીના વકીલે કેટલીક હકીકત કહેલી છે તે ઉપરથી નીચેની અપીલ કોરટે એવું અનુમાન કરયુ છે કે વાદીઓએ કપટ જાણ્યુંયાની જે તારીખ કહેલી છે તે પહેલાં તેમના જાણવામાં આવવું જોઇએ, પણ તે હકીકતના શબ્દો શબંધીમાં ઠરાવવામાં આવ્યુ કે દાવામાં એકાદા પક્ષકારનો વકીલ મુખ્ય જુબાનીથી જે કબુલત કરે તે સાવધગીરીથી ત માન્ય ગ્રહ્ય કરવાની છે અને તે વીસે આધીન બાણુ કરવું નહીજ જોઇએ.

વળી ઠરાવવામાં આવ્યુ કે મુદતના આકટના ૨ જા પ્રશીસ્ટનીઆ રટીકલ ૯૫ મીના ઠરાવ મુજબ જે માહેતી જોઇએ તે ફકત શક નહી, પણ જે શખશને છેતરવામાં આવેલો હોય તે શખ્શને એવી ન કી માહેતી થવી જોઇએ કે જેથી તે કોરટમાં પોતાનો ઇલાજ કરી શકે.

આ કામની હકીકત પ્રમાણે વાદીને કપટ થયાની માહેતી વાદીઓ એ કહેલી તારીખ પહેલાં હતી તે શાબીત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે એમ ઠરાવવામાં આવ્યુ.

---

તા૦ ૩૦ મે સન ૧૮૮૪

મી૦ જશટીસ બરોડહરસ્ટ અને મી૦ જશટીસ મહમુદ શાહે બોની રૂબરૂ

માકુંદી (વાદી) વી૦ સારાબસુખ (પ્રતીવાદી)

હીંદુશાસ્ત્ર—વાલી અને સગીર—સગીરની મીલકતનું વેચાણુ— કાયદેશર જરૂરી.

ગ્રાનુંઆ (૪૧૭) વાલીએ પોતાના સગીર દીકરાની મીલકત વેચાણ ખત લ ખી આપી વેચાણ આપી પરંતુ તેણીએ તેના વાલી તરીકે કુલ એમ વરણુન કરેલુ નહી તેમાં ઠરાવવામાં આવ્યું કે તે લખવુ રહેતુ તે અગતનું નથી કારણ કે તે દશતાવેજ ઉપરથી ખુલુ જ ણાય છે કે વેચાણ વાળી મીલકત સગીરની છે.

અનુમાનપ્રસાદ વી૦ મુસાગતખાતુન વીગેરે કામોના ઠરાવ પ્રમાણે ચા લવામાં આવ્યું.

એક વીધવા પોતાના સગીર દીકરાની વાલી હતી તેણીને તેણીના

ધણીએ ધણીજ દળીદ્ર સ્થીતીમાં મુકેલી હતી તેથી તેણીએ પોતાના શગીર દીકરાની મીલકતની બજાર ભાવે કીમત થાય તે કરતાં ચોથાઈ ક રતાં પણ ઓછી કીમતે વેચાણ ખત લખી આપી વેચી તેમાં એવો મ જકુર લખેલો હતો કે તેની મીલકત વેચવાનો હેતું તે શગીરની ખોરાકી પોશાકી અને લગન કરવાનોછે એવું માલુમ પડયુ કે ખરીદદારે વાલીની દળીદ્રતાનો ફાયદો લઈ તે વેચાણ કરાવી લીધુછે.; અને તેની મીલકત ખ રીદ કરવામાં તે મીલકત વેચવાની જે જરૂરી બતાવેલી છે તે જરૂરી ખ રી રીતે હતી એવુ બતાવવાને કાંઈપણ નથી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે વેચાણ ખતમાં મીલકત વેચવાનો હેતુ લખવામાં આવ્યો હોય તે કાંઈ મીલકત બીજાને આપવાની જરૂરીનો પુ રાવ નથી રાજબાબીદેબીઆ વી૦ ગોકળચંદ્ર ચઉધરીના કામના ઠરાવ પ્ર માણે ચાલવામાં આવ્યું.

વળી ઠરાવવામાં આવ્યુ કે શગીરની ગરજ ભરેલી સ્થીતી હોય તે થી આવી મીલકત બીજાને આપવાને કાયદેસર જરૂરી હતી એમ થતુ નથી. હીંદુ શાસ્ત્ર પ્રમાણે સગીરની ખોરાકી પોશાકી અગર લગન તે વા લીને મિલકતબીજાને આપવાને યોગ્ય કારણ થાય પરંતુ જે વહેવાર દેખી તો ડહાપણ ભરેલો ના હોય અને બેફીકરાઈ ભરેલો હોય તે ધકીકી કો રટ વ્યાજબી રાહે મનજુર રાખી શકતા નથી તે બાબતમાં સારામાં સા રી અજમાશ એ છે કે જો તે સગીર પાકી વયનો હોતતો વ્યાજબી અ ને ડહાપણ ભરેલી રીતે તે મીલકત બીજાને આપત કીંવા નહી.

વળી ઠરાવવામાં આવ્યુ કે શગીરના દાવાથી આ પ્રમાણે કરેલુ વેચા ણ રદ કરવામાં આવે તો વાલીના ફાયદા સારૂ કીમતના નાણામાંથી જેટ લાં વાપરવામાં આવ્યાં હોય તેટલાં ખરીદદારને પાછાં મળવાનો ખરીદ દારનો હકછે.

---

તા૦ ૨ જુન સન ૧૮૮૪

મી૦ જસટીસ ઓલડફીલ્ડ અને મી૦ જસટીસ મહમુદ

સાહેબોની રૂબરૂ

દુરગાપ્રસાદ (પ્રતીવાદી) વી૦ મુનસી વગેરે (વાદીઓ)

અગ્રક્રિયાધીકાર—વેચેલી મિલકતના ભાગ સબંધી તે હકનો અમલ કરવાનો દાવો.

પાનું ૪૨૩ | દરેક અગ્રક્રિયાધીકારના દાવામાં જેટલી મિલકત તરાઈતને એકી જ વખતે વચાણ આપવામાં આવી હોય અને જે ઊપર વાદીનો અગ્રક્રિયાધીકારનો હક હોય તે તમામ મીલકત આવવી જોઈએ માટે અગ્રક્રિયાધીકારવાળા વાદીના દાવામાં જો અગ્રક્રિયાધીકારવાળી તમામ મિલકત આવેલી ના હોય તો તે અગ્રક્રિયાધીકારના હકના પ્રકાર અને હેતુ વીરૂધ છે માટે તે ચાલી શકતો નથી.

---

તા૦ ૪ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ, ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ બ્રાડહરસ્ટ સાહેબોની હજુર

મહાદી વીગેરે (વાદિઓ) વી૦ ગાલકી વીગેરે પ્રતિવાદિઓ.

હીંદુશાસ્ત્ર—હીંદુ વીધવાએ મિલકત બીજાને આપવી—પાછળથી થનાર વારસ—દાવો કરવાનો હક—દિકરીઓ—

પા૦ ૪૨૮ } મરનાર હીંદુની મીલકતનો પાછળથી થનાર વારસોએ તેની વીધવાએ મીલકત બીજાને આપેલી તે કાયદેસર જરૂરી પ્રમાણે વ્યાજબી રાહે આપેલી નથી માટે તે રદ કરવા દાવો કરયો મરનારને બે દિકરીઓ છે તે હજુ હયાત છે.

તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વીધવા અને દિકરિઓએ એક સલાહ કરી કપટ કરેલું છે અગર તે વાત ઊપર દરકાર રાખી નથી એવો કાંઈ પુરાવો ના હોય તો દિકરીઓ છતાં વાદીઓ દાવો કરવાને મુખતિઆર નથી. રાણી આણંદકુંવર વીરૂધ કોરટ આફ વારડશના કામનો ઠરાવ જોવામાં આવ્યો.

---

તા૦ ૧૦ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ઓલ્ડફીલ્ડ અને મી૦ જસ્ટીસ મહમુદ સાહેબોની હજુર.

ઈમાનતઅલ્લા બેગ (હુકમનામાના લેણદાર) વી૦ વાજીદ અલીશા (હુકમનામાવાળો)

હુકમનામાની બજાવણી—સને ૧૮૭૭ ના એક્ટ ૧૫ (મુદતના

આકટ) ના ૨ જા પ્રસીષ્ટ નંબર ૧૭૯ (૨)—જયાંહાં અપીલ થય હો ય ત્યાંહાં.

પાનુ ૪૩૮ | હાયકોરટમાં અપીલની અરજી આપવામાં આવેલી પરંતુ અપીલની યાદદાસ્ત ઉપર જોઈતો સ્ટાંપ નહી હોવાથી તે રદ કરવામાં આવી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી હકીકત હોય તો મુદતના આકટની આરટીકલ૧૭૯ (૨) ના અરથ પ્રમાણે અપીલ આગર છેવટનું હુકમનામું આગર હુકમ જેથી જે હુકમનામા ઊપર અપીલ કરવામાં આવે તેની બજાવણીની મુદત શીરૂ થાય તેમ પણ નથી.

---

તા૦ ૧૦ જુન સન ૧૮૮૪

મી૦ જસટીશ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફ જસટીસ અને મિ૦ જસટિસ બરોડહરસ્ટ સાહેબોની રૂબરૂ

ઠાકરપ્રસાદ (વાદી) વી૦ પરતાપ (પ્રતીવાદી)

મજીઆરૂ હીંદુકુટંબ—જુદા થવું—મજીઆરી મીલકત—સને ૧૮૭૭ ના આકટ ૧૫ (મુદતના આકટ) ના ૨ જા પ્રસીષ્ટના નં૦ ૬૨, ૧૨૭

પાનુ ૪૪૨ | ૫ અને ૬ મજીઆરા હીંદુ કુટંબના બે શાખશોના જુદા થયા પછી તેમની પાસે કેટલાંક ખતો મજીઆરાના હતાં જુદા થયા પછી ચાર વરશે ૫ એ તેમાંના એક ખત ની રૂએ હુકમનામું મેળવ્યું (તે હુકમનામું તેના એકલાના નામથી મેળવવામાં આવેલુંછે) અને તે વરસમાં હુકમનામાની રકમ વસુલ કરી ત્યાર પછી આઠે વરસે ૬ એ ૫ ઉપર તે વસુલ કરેલા નાણાંમાંથી હીશા લે વા દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે મુદતના આકટના ૨ જા પ્રસીષ્ટની આરટીકલ ૬૨ મી આ દાવાને લાગુ થાય છે અને આરટીકલ ૧૨૭ તેને લાગુ થતી નથી.

---

તા૦ ૧૧ જુન શન ૧૮૮૪

મી૦ જસટીશ ઓલ્ડફીલ્ડ, અને મી૦ જસટીસ બરોડહર્સ્ટ સાહેબોની રૂબરૂ,

ભગવાનદાસ (પ્રતીવાદી) વી૦ નાથુસીંગ વીગેરે (વાદીઓ)

રજીસ્ટર થએલા અને રજીસ્ટર નહીં થએલા દસ્તાવેજો—મીલકત

બીજાને આપવી-ચાલતુ કામ—સને ૧૮૮૨ ના આક્ટ ૪ (મિલકત બીજાને આપવાનો આક્ટ) ની કલમ ૫૨—સને ૧૮૬૦ ના આક્ટ ૩ (રજીસ્ટર આક્ટ) ની કલમ ૫૦

પાનુ ૪૪૪ એક દસ્તાવેજ જે આવશ્યક રીતે રજીસ્ટર કરાવવોજ જોઇએ તેવો નહિ હતો અને તે રજીસ્ટર પણ કરાવેલો નહિ હતો તે દસ્તાવેજથી ન તે અમુક મિલકત ગીરો આપવામાં આવેલી તે વેચવાનુ તેનુ હુકમનામુ હતુ અને ન એ તે મિલકત એક વેચાણ દસ્તાવેજ રજીસ્ટર કરાવી ખરીદ કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે રજીસ્ટર થએલા અને નહિ થએલા દસ્તાવેજોની શરતાફ આ કામમાં કરવાની નથી કે જેથી રજીસ્ટર આક્ટની કલમ ૫૦ થી લાગુ થઇ શકે અને નનું વેચાણ ખત મિલકત બીજાને આપવા સબંધી આક્ટની કલમ ૫૨ થી પ્રમાણેછે અને તે ન ના લાભમાં થએલા હુકમનામાની જવાબદારી સાથેછે.

---

## દીવાની ફેરી તપાસ.

મી૦ જસ્ટીસ પ્રેટ આફીસીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ મહમુદ સાહેબોની રૂબરૂ

સોહાન વીગેરે (પ્રતીવાદીઓ) વી૦ મથુરાદાસ (વાદી)

બાકીના ઉપયોગ સારૂ મેળવેલાં નાણા બાબતનો દાવો—સ્માલકાજ કોરટ લાયક દાવો—સને ૧૮૬૫ ના આક્ટ ૧૧ ની કલમ ૬—ઘણા લેણદારો—દેવુ એકને આપવુ.

પા૦ ૪૪૯ જયારે એક અગર વધારે લેણદારો તમામ લેણુ વસુલ કરે ત્યારે તેઓ બાકી શાહલેણદારોના હિશા આપશે એવા ગરભીત કરાર શાથે વસુલ કરેછે આવા ગરભીત કરારનો દાખલ જીવાની અંદરની સ્માલકાજ કોરટના આક્ટ (સને ૧૮૬૫ ના આક્ટ ૧૧) ના હેતુની અંદર શમાસ થાયછે.

---

## દીવાની અપીલ

તા૦ ૧૫ જુન સને ૧૮૮૪

મી૦ જશટીશ બરોડહરસ્ટ અને મી૦ જશટીશ મહમુદ

સાહેબોની રૂબરૂ

દુલાસી વીગેરે (વાદીઓ) વી૦ શીવપ્રસાદ વીગેરે (પ્રતીવાદીઓ)

અગ્નિક્રિયાધીકારનો હક—એક સરખા અગ્નિક્રિયાધીકારવાળાઓ—તે મિલકતના ભાગ સબંધી હકનો અમલ કરવાનો દાવો.

પાનું ૪૫૫ — એક સરખા હકવાળા અગ્નિક્રીયાધીકારનો હક રાખનારાએ પહેલેથી દાવો કરયો હોય તેથી વેચાએલી મીલકતના ફક્ત ભાગ બાબત દાવો કરીને અગ્નિક્રીયાધીકાર સબંધી સામાન્ય નીયમ છે તેથી જુદા પાડવાનો તેનો કોઈ રીતે હક પતો નથી.

---

## દીવાની ફરી તપાસ.

તા૦ ૨૩ જુન સને ૧૮૮૪

મી૦ જસટીસ સ્ટ્રેટ, ઓફીશીએટીંગ ચીફ જસટીસ, અને

મી૦ જસટીસ ડટહોઈટ સાહેબોની રૂબરૂ

ઇમદાદઅલી વીગેરે (અરજદારો) વી૦ નીજમતઅલી (સામાવાળા)

કરાર—કરાર તોડવાનું જારી—મુદત

પાનું ૪૫૭ — અ એ અમુક મીલકત બ ને વેચેલી અને જેનો અમુક ભાગ બ નો હતો તે બ સાથે અ એ તે મીલકતની કીમત આપવાને કરાર કરયો. તે કરાર પુરો કરયા વીના અ મરણ પામ્યો. ને બ ઉપર તે મીલકતના ભાગનો કબજો લેવાનું હુકમનામું મળ્યું તેના દાવા પછી પાંચ વરસે બ ના વારસોએ અ ના વારસો ઉપર તે કરાર તોડવાથી નુકશાનનો દાવો કરયો.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરાર તોડવામાં આવેલો છે તે તોડતો જારી છે, અને હજુ તે બંધ થએલું નથી. માટે આ દાવાને મુદતના આકટના ૨ પ્રસીધ્ધની આરટીકલ ૧૧૫ મી પ્રમાણે મુદતની હરકત નથી.

---

પા૦ ૪૬૩ વજીબુન અરજના આધારથી અગ્રક્રિયાધીકારનો હક શુ હકીસેદારનો છે એમ કહેવાને તે કહેવાં પહેલાં તાકીતનીસાથે તે હિશાના વેચાણની ભાંજગડ થઇ ગએલી હોવી જોઇએ અને તેતરાહીત સાથે વેચાણની કીમત પણ સહહિસેદારે નકી કરેલી હોવી જોઇએ. અને અગ્રક્રીયધીકારવાળાનો દાવો રદ કરાવવાને જે સહહિસેદાર માગતો હોય તેને ફકત એકજ રીતીજ છે કે મારો હિસ્સો વેચવાનો છે અને વાહિત સખસ અમુક કીમત આપે છે તેની ખબર આપવી, અને તે ખબર આપ્યા છતાં તે દાવેદારે ખરીદ કરવાને ના કહેલી હોવી જોઇએ.

એક વેચાણ સબંધીમાં અગ્રક્રીયાધીકારનો દાવો રાખવામાં આવ્યો, તે વેચાણ કોરટ આફ વાડસના વહીવટદાર તરીકે કલેકટરે કરેલું પણ તે વેચાણ કરતાં અવલ તેસીલદારની મારફતે કલેકટરે તમામ ભાગીઆઓને એવું જાહેરનામું કરી ખબર આપી હતી કે તે ગીરકત વેચવાની છે માટે જે ભાગીઆઓ ખરીદ કરવાનો ઇરાદો રાખતા હોય તે મણે માગણી કરવી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ જાહેરનામું તરાકીતને ગીરકત વેચાણ આપવા સબંધી જોઇએ તેવું નથી. કે જેથી સહહીસેદારો પોતાના અગ્રક્રિયાધીકારનો હક પાછળથી જેમ પોતે ખરીદ કરવાને માગણી કરવાને ચુકે તે પ્રમાણે તેમને અટકાવ થાય.

## ફોજદારી ફેરી તપાસ.

ચી૦ જસ્ટીશ કરહોપર સાહેબની રૂબરૂ

રાગસુંદર વી૦ નારોતમ વગેરે

બીજા વરગના માજીસ્તરેટ—તપાસ કરવાને કમીટ કરવાનો અખતીઆર—પહેલા વરગના માજીસ્તરેટ અને સેશન કોરટને તપાસવા લાયક કામ—તોહમતવાળાને છોડી દેવો—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૬ અને પ્રશીષ્ટ ૩ આરટીકલ ૨, ૩ (૭)

પાનું ૪૭૭ બીજા વરગના માજીસ્તરેટને ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૬ પ્રમાણે અખતીઆર આપેલો, તેમની કોરટમાં ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલ

મ ૩૯૨ પ્રમાણે સીક્ષા કરવા લાયક ગુનો કરયાની ફરીઆદ કરવામાં આવેલી, માજીસ્તરેટે એવો હુકમ કરો કે તે તપાસ ભારી કોરટમાં થવી જોઇએ તેથી તે પ્રમાણે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાના બાબ ૧૮ મા મુજબ તપાસ ચલાવવામાં આવી અને તહોમતવાળાને છોડી દેવામાં આવ્યો.

ઠરાવવામાં આવ્યું કે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૦૧ પ્રમાણે જે અખતીઆર આપવામાં આવ્યો હોય તે ઉપર થી તે કાયદાના બાબ ૧૮માના ઠરાવમાંના હરકોઇ ઠરાવનો અમલ કરવાનો અધીકાર આપવામાં આવે છે અને તે બાબ ૧૮ માં જે કામ ચલાવવાની રીતી ઠરાવવામાં આવી છે. તે ફક્ત સેશન્સ કોરટને તપાસવા લાયક કામનેજ લાગુ થાય છે એમ નથી, પણ સબંધ રાખનાર માજીસ્તરેટના અભીપ્રાયમાંજે કામો તેવી કોરટને તપાસવા લાયક આવે તેમને પણ લાગુ છે અને માજીસ્તરેટનો જે એવો હુકમ છે કે તજવીજ ભારી કોરટમાં થવી જોઇએ તેનો હેતુ તેમના અભીપ્રાય પ્રમાણે જે કામમાં પુછવામાં આવ્યું છે તે કામમાં સેસન કોરટથી તપાસ થવો જોઇએ, માટે તેમણે તોહોમતવાળાને છોડી દેવાનો હુકમ કરેલો છે તે કાયદેસર છે,

---

## ફોજદારી ફરી તપાસ.

તા૦ ૧૪ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ ડરહોઇટ સાહેબની રૂબરૂ,

મહારાણી કઇસરેહીંદ વી૦ દાનઅલા,

સને ૧૮૬૪ના આક્ટ ૬ ની કલમ ૧૦—ફટકા મારવા—જવાન ગુનેગાર—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૯૨

પાનું ૪૮૨ } સને ૧૮૬૪ ના આક્ટ ૬ ની કલમ ૫ (ફટકા બાબતનો આક્ટ) ની કલમ ૫ માં 'જવાન ગુનેગાર' શબ્દો છે તેના અરથ સોળ વરસના અંદરના ગુનેગાર થાયછે.

---

તા૦ ૨૩ જુન સન ૧૮૮૪

મી૦ જસ્ટીસ રેટ્રે ઓફીસીએટીંગ ચીફ જસ્ટીસ અને મિ૦ જસ્ટિસ ડટહોઈટ સાહેબોની રૂબરૂ

મહારાણી કેશરેહીંદ વી૦ અબાહુખાન વીગેરે

સ્થાનીક સરકારે કરેલી અપીલ—સ્થાનીક સરકારે ફરી વીચાર કરવાની અરજી—ફરી વીચાર કરવાનો હાયકોરટનો અખતીઆર—ફોજદારી કામ ચલાવવાની રીતોના કાયદાની કલમ ૪૧૭, ૪૩૯

પા૦ ૪૮૪ એક બાજુ તરફ સરકારને અગર બીજી બાજુ તરફ તહોમતવાળાને અપીલ કરવાનો હક હોય અને તે હકનો તે અમલ કરે નહીં તો ફોજદારિ કામ ચલાવવાની રીતોના કાયદાની કલમ ૪૩૯ માં પ્રમાણે હાયકોરટના અખત્યારનો અમલ થઈ સકતો નથી માટે તેનો ખાશ હકીકત સીવાય સંભાળથી ઉપયોગ કરવો જોઈએ અને હકીકતની બાબતમાં બીલકુલ તે વાપરવો જોઈએ,

ફોજદારી કામ ચલાવવાની રીતોના કાયદાની કલમ ૪૩૯ ની પ્રમાણે નીરદોષ ઠરાવ્યાના હુકમનો ફરી વીચાર કરવાને સ્થાનીક સરકારે હાયકોરટના અરજી સેસનમાં તપાસ થયા પછી સુમારે દશ મહીને અને જે ગુનો કહેવામાં આવ્યો છે તે કરવામાં આવ્યો ત્યાર પછી બાર માસ કરતાં વધારે મુદતે કરેલી અને ફેંસલો જોતાં કાયદાની ચુક નથી અને હકીકતના સવાલ બાબત અપીલ કરવામાં આવી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરી વીચાર કરવાની અરજી પ્રમાણે કામના ગુણ દોષ ઉપર તપાસ કરવાને કોરટને જરૂર છે, એમ લાગતું નથી,

---

તા૦ ૨૫ જુન સન ૧૮૮૪

મી૦ જસ્ટીસ રેટ્રે ઓફીશીએટીંગ ચીફ જસ્ટીશ અને મી૦ જસ્ટીશ ડટહોઈટ શાહેબોની રૂબરૂ

મહારાણી કૈશરેહીંદ વીરૂધ સીવરયાબરાય

ફોજદારી કામ ચલાવવાની રિતીના કાયદાની કલમ ૪(ડ), ૮૮.૮૯ નાઠાના શખશોની મિલકત ઉપર જપતિ—ફોજદારી કામ ચલાવવાની રીં,

તીના કાયદાની કલમ ૮૮ ની પ્રમાણે માજીસ્તરેટનું પ્રોસીડીંગ—"જુ ડીસીઅલ પ્રોસીડીંગ" (ન્યાયની કોર્ટનું કામ)

પાનું ૪૮૭ | ફોજદારી કામ ચલાવવાની રીતિના કાયદાની કલમ ૮૮ પ્રમા ણે જે માજીસ્તરેટે માલકત જપત કરી હોય તે માજીસ્તરેટને કે બીજા કોઈ જોખમના તે મીલકત ઉપરના માલેક વીશે પણ તપા સ કરી જોઈએ એવો કાયદામાં કાંઈ ઠરાવ નથી. મહારાણી વી૦ ચન્દ્ર સેનના કામના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું.

માટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૮૮ ની પ્ર માણે માજીસ્તરેટનું "પ્રોસીડીંગ" તે કાયદાનિ કલમ ૪ (ડ) ના અરથ મુ જબ ન્યાયની કોર્ટનું કામ નથી.

## દીવાની અપીલ

મી૦ જશટીસ સ્ટ્રેટ એકટીંગ ચીફ જશટીસ અને મિ૦ જ શટીસ ઓલ્ડફીલ્ડ સાહેબોની હજુર

હાફીજ અહમદ વીગેરે (પ્રતિવાદીઓ) વિરૂધ શોભાનાથ વીગેરે (વા દીઓ)

અગ્રક્રિયાધીકાર—અગ્રક્રિયાધીકારના હકનો અમલ કરવાનો દાવો —ખરીદદારની અપીલ—કોરટ ફી—સને ૧૮૭૦ ના આ૦ ૭ (કોરટ ફી, આકટ)ની કલમ ૭ (૧) અને (૬)

પાનું ૪૮૮ | અગ્રક્રિયાધીકારના હકનો અમલ કરવાના દાવામાં ખરીદ કરનાર પ્રતિવાદીઓ ઉપર હુકમનામું કરવામાં આવેલું હતું તે ઉપર તે પ્રતિવાદીઓએ અપીલ કરી એ કારણથી કે વાદીઓ જે અગ્રક્રિયાધીકાર કરવા વાળાઓ છે તેમની પાસે અસલ કે રટે ખરીદીની કિમતનાં નાણાં ઠરાવેલા છે તે કરતાં અગાઉ તે વધારે લેવા નો હક છે અને વળી ખરીદ કરવાને તેઓએ ના પાડવાથી વાદીઓને પોતાનો તે હક બતાવવાને પ્રતિબંધ છે,

તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાનો પ્રકાર અપીલમાં ફેરવવામાં આવેલો નથી, પણ તેથી વીરૂધ પક્ષકારોની વચમાં તકરાર બાબત અગ્ર ક્રિયાધીકારના હકની છે માટે તેની કિંમત સને ૧૮૭૦ ના કોરટ ફી આકટની કલમ ૭ ની રકમ (૬)માં ઠરાવવામાં આવેલું છે તે પ્રમાણે કોરટ ફીના કારસુધાર ઠરાવવી જોઈએ.

આતીસ જોર વાપરવાનો સંભવ છે એમ તેના સમજવામાં પ્રથમ થીજ આવેલું છે, એમ અનુમાન થવું જોઇએ.

---

તા૦ ૩૦ જુન સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ વેસ્ટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જસ્ટીસ બરેડવુડ સાહેબોની રૂબરૂ

અસરફઅલી (પ્રતીવાદી) વી૦ જગનનાથ વીગેરે (વાદીઓ)

હોળી—મોહોરમ—જે જમીન હોળીના કારણસર વાપરવામાં આવે છે તે જમીન તાજીઆના ઉપયોગમાં વાપરવી નહીં એ બાબત દાવો—દાવાનું કારણ—ઇઝમેંટ—રીવાજ બાબત હક

પાનું ૪૫૭ } આમુક પડતર જમીનની નજીકનું એક મકાન એક મુસલમાન એ ખરીદ કરયું. ત્યારપછી મોહોરમની વખતે તેણે તાજીયો બનાવ્યો. તે વાગરે હીંદુઓએ તે ઉપર દાવો કરયો, અને દાવાની અરજીમાં તેઓએ એવું કહેલું છે કે આગળ લાંબી મુદતથી હોળીના તેહેવારની વખતે તે જગોએ અમે હોળી પ્રગટાવતા અને હોળીને લાગતી ક્રીયા ત્યાંહાં કરતા માટે પ્રતીવાદી અપવીત્ર રીતે તેમાં હાથ ઘાલે નહીં એમ તેને અટકાવવો જોઇએ અને વાદીઓ હોળીના હક જુના રીવાજ મુજબ તે જમીન ઉપર બજાવી શકે તેવો તેમને કબજો અપાવવો જોઇએ આ દાવો કરતા પહેલા વાદીઓનો વીસ વરસથી હોળીના તેહેવારમાં તે જમીન ઉપર બીન હરકતે જવાનો હક છે, એવું માલમ પડ્યું વળી એમ સાબીત કરવામાં આવ્યું છે કે વાદીઓનો કે પ્રતીવાદીનો તે જમીન ઉપર માલકીનો હક નથી. પણ તે કસબાના જમીનદારોના માલેકપણાની છે, તેઓ પ્રતીવાદી વીગેરે મુસલમાનોને મોહોરમની વખતે તાજીયાં કરી તે વાપરવાને હરકત કરતા જણાતા નથી.

તેમાં ઠરાવવામાં આવ્યું કે મહનશી વી૦ ઇસમેના કામમાં અને આબાટ વી૦ વીકલીના કામમાં બતાવ્યા પ્રમાણેના રીવાજ મુજબનો વાદીનો દાવો છે એમ જણાય છે માટે તે બરોબર રીતે ઇઝમેંટનો દાવો

છે એમ ગણી શકાતુ નથી આ હક કંઇ વીશેષ પ્રકારના અગર ચડતા દરજાનો હક નથી.

વળી ઠરાવવામાં આવ્યું કે વરસમાં એક વખત થોડા દીવસ તે જમીન ઉપર આવવનો દાવો રાખવામાં આવેલો છે તેથી પ્રતીવાદી બીજી વખતે તે જમીન ઉપર આવે નહી એવી હરકત લેવાનો હક વાદીનો કાઇ રીત થતો નથી અને સરરકુ હક કેવો અને કેટલો છે તે અને જે રૂપમાં દાવાની અરજી છે તે જોતાં તે જમીન ઉપર મોરમમાં તાજીયુ મુકવામાં આવે તેથી તેમના તે હકને એવી કાંઇ હરકત થતી નથી કે જેથી તેમને કોરટમાં આવવાને પ્રકત દાવાનું કારણ બને.

---

તા. ૩૦ જુલાઇ શન ૧૮૮૪

હકમસીંગ વગેરે (પ્રતીવાદીઓ) વી૦ મોતીલાલ (વાદી)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩—વેચનાર અને ખરીદદાર—કામ ચાલતાની દરમીઆનમાં ખરીદ કરવુ— એક વખત નીરણય થઇ જવો.

પાનુ ૫૦૬ | અમુક શખસોએ વારસાનો હક क ઉપર હોવાથી ख ને ग અને क વગેરે ઉપર અમુક સ્થાવર મીલકતનો કબજો લેવા દાવો કરયો હાય કોરટમાં અપીલ કરતાં તેમના તમામ સાનું હુકમનામુ કરવામાં આવ્યુ. તે કજીઓ ચાલતો હતો કે જેનું તે છેવટ હુકમનામુ થયુ તે દરમીઆનમાં ध અને ग અને क પાસેથી घ એ અમુક સ્થાવર મીલકત ખરીદ કરી શને ૧૮૭૬ ના ઓગસ્ટ માસના હુકમનામાની બજાવણીમાં તે મીલકતનો કબજો घ પાસેથી લેઇ લેવામાં આવ્યો તે ઉપરથી તેણે તે હુકમનામવાળાઓ ઉપર કબજા બાબત દાવો કરયો. એવું કહીને કે અમને વેચાણ આપનારાઓને તેમીલકત એક ड પાસેથી વારસામાં મળેલી છે અને પ્રથમના દાવામાં દાવાની અરજીમાં તે મીલકતના કુલ આંકડા બતાવવામા આવેલા છે તે ભુલ ભરેલા છે અને મારી પાસેથી અયોગ્ય રીતે કબજો લેઇ લેવામાં આવ્યો છે એમ જણાય છે क ની મીલકત કેટલી છે તેના કુલ આંકડામાં દાવાની અરજીમાં કહયા પ્રમાણે ખરી રીતે ચુક છે.

સ્થાનના પુરાવ આક્ટની કલમ ૨૭ તે કલમ ૨૫ મી નો વીશેસ ઠરાવ ન થી પણ ફક્ત કલમ ૨૬ મીનો વીશેસ ઠરાવછે માટે તકરારી હકીકત ની કબુલ પુરાવમા દાખલ થવા લાયક ન’હી,

એકટીંગ ચીફ જસટીશ રતરેટ સાહેબના અભીપાયમાં આ વું કે કોનસ્ટેબલ તહોમતવાળાની કહેલી હકીકત વીગતવાર કહે ને તે ઉ પરથી અમુક બાબત અગર બાબતો તેના જાણવામાં આવી હોય તે સા ક્ષીને ગપ્પતાઇથી ખરેખર કહેવાને તાકિદ કરી જોઇએ કે જેથી ભુલ અ ગર ખોટી સમજુત થવાનુ કારણ રહેત નહી,

વળી એકટીંગ ચીફ જસ્ટીસ રતરેટ સાહેબે જે કામમાં જે કેશેનો તપાસ થતો હોય તેમાં સાક્ષીઓની શાક્ષી કેવી રીતે લખી લેવી તે વીશે વીચાર બતાવેલા છે.

વળી એકટીંગ ચીફ જસ્ટીસ સાહેબ તથા મી૦ જશટીશ ડટ હોર્ટ શાહેબે હીંદુશતાનમાં તહોમત વાળાઓ કબુલતો આપે તેના પ્રકાર વીશે અને જે જે હકિકત તે કબુલતો કરવામાં આવેછે તે વીશે વીચાર બતાવ્યાછે.

---

તા૦ ૩૦ જુન શને ૧૮૮૪

મી૦ જશટીસ રટરેટ એ૦ચીફ જશટીશ મી૦ જશટીશ ઓલ્ડફીલ્ડ મી૦ જસટીશ બરાડવરસટ, મી૦ જશટીશ મહમદ અને મી૦ જશટીશ ડટહોર્ટ સાહેબની રુબરુ.

શીવલાલ (પ્રતીવાદી) વી૦ ગંગાપ્રસાદ (વાદી)

સ્થાવર મીલકત ઉપરની જવાબદારી સાથે નાણાં વસુલ કરવાને તે જવાબદારીનો અમલ કરવાનો દાવો—ગીરો રાખનારનો મીલકત વેચાવ વાનો દાવો—સને ૧૮૭૭ ના આ૦ ૧૫ (મુદતનો આક્ટ) ના પ્રશીષ્ટ ૨ જાની આરટીકલ ૧૩૨ ને ૧૪૭.

પાનુ ૫૫૧ | માગે ત્યારે દેવા એવા ગઇશા બાબતના ખતમાં શાંનમા તેની જામીની દાખલ સ્થાવર મીલકત લખી આપવામાં આવે લી તે ખતની રુઇના દાવામાં એવી દાદ માગવામાં આવેલી

છે કે તે શાનવાળી મીલકતમાં તે ખત લખી આપનારનો હક કબુ૦ બુ

આવી વ્યાજ સાથે તે રકમ લેવાનો હક છે તે હક ઠરાવી તે નાણાં લેવાં નો દાવો અપાવવો જોઇએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાને સ ને ૧૮૭૭ ના આ૦ ૧૫ મુદતના આકટ)નો આરટીકલ ૧૪૭ મીમાં જે મુદત ઠરાવી છે તે લાગુ થાય છે અને, આરટીકલ ૧૩૨ મીમાં ઠ રાવેલી તે લાગુ થતી નથી.

---

## પ્રીવીકાંઉનશીલ

તા૦ ૫-૬ ડીસેમ્બર ૧૮૮૩ અને તા૦ ૧ મારચ સને ૧૮૮૪

રાયબીશનચંદ (વાદી) વી૦ મહુગત અસમાયદા કુંવર (પ્રતીવાદી)

અહ્હાબાદમાં વાચ્ય પ્રાંતની હાયકોરટના ઠરાવઉપર અપીલ.

હિંદુશાસ્ત્ર—મજીઆરા કુટંબની મીલકતમાથી હીસ્સા આપવા કુટંબના આગેવાને અને તેના દીકરાએ—સગીર દીકરાને બક્ષિસનો અર થ—પોડુક નીશાહ્ળ જવાથી તમામ નાબુદ થતુ નથી,

પાનું ૫૬૦ | એક મજીઆર મીતાક્ષરા પ્રમાણેનું કુટંબ વડાઉવો, તે નો દીકરો અને દીકરાના દીકરાનુ છે તેમાં કુટંબની ગોઠવ ણ પ્રમાણે દીકરાની કબુલત શાથે દીકરાના દીકરાને તમામ વડીલો પારજીત મીલકત બક્ષિસ આપવામાં આવી તેમની સાથે જે હ વે પછી ભાઇઓ જનમે તેનો સમાસ કરવામાં આવેલો છે, બાપે વ ડીલો પારજીત મીલકતમાંના પોતાના હીશા બદલ પોતે કરેલુ કરજ આ પવા નાણાં લીધાં કબજો તે સગીરને તેની માની માંરફતે આપવામાંઆ વ્યો અને તે માને તે બક્ષિસ પત્રથી વાલી નીમવામાં આવી હતી. પછી સગીર મરણ પામો પણ માએ કબજો રાખ્યો.

વડાઉવાના મરણ પછી બાપના લેણદારોમાંના એક લેણદારનું હુક મનામું તેના ઉપર થએલુ તેણે કુટંબની મીલકત જપત કરાવી પછી તે બક્ષિસ પત્ર રદ કરવાના દાવામાં એવું ઠરાવવામાં આવ્યુ કે તે સગીરને મીલકત શુધ અંતઃકરણથી અને પાકા અવેજથી આપવામાં આવી છે માટે તે ખરેખર છે અને જોકે જે ભાઇઓ થાય તેને આપેલુ બક્ષિસ અધરવીનાનું છે તોપણ તે કુટંબના આગેવાને દીકરાની કબુલત શાથે તેના શગીર દીકરાને બક્ષિસ આપી. માલકત કબજામાં આપી છે

તે બાબત છેતે કાંઈ વહેચણ નહી હતી, કારણ કે (મીતાક્ષરા બાબ૧ કલમ ૫ શ્લોક ૩૧ વડાઉંવા અને દીકરાના દીકરાની વચમાં દીકરો ધ્યાન છતાંવહેંચણ થઈ સકતી નથી પરંતુ તે એક કુટંબ તરફની ગોઠવણછે કે જેમાંથી વહેંચણ એવી જાતની થાય છે કે તેના બાપને થોડીક મીલકત મળેલી છે અને તેથી તેને તદન બાતલ કરવામાં આવ્યો છે અને વડાઊવાએ પોતાનો હક દીકરાના દીકરાને આપ્યો છે.

---

## તા૦ ૧૧ જુલાઈ સને ૧૮૮૪

### મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જશટીશ, અને મી૦ જશટીશ ઓલ્ડફીલ્ડ, સાહેબોની રૂબરૂ.

નથુરાંમ વીગરે (વાદીઓ) વી૦ ફુલચંદ વીગરે (પ્રતીવાદીઓ)

રજીસ્ટર થએલો દસ્તાવેજ—મુખ જુબાનીનો કરાર—સને ૧૮૬૬ નો આકટ ૨૦ (રજીસ્ટર આકટ)ની કલમ૪૮—સને ૧૮૭૧ ના આ૦ ૮ (રજીસ્ટર આકટ)ની કલમ ૪૮.

પાનું ૫૮૧ | સ્થાવર મીલકત સાંનમાં આપવાનો મુખ જુબાનીનો કરાર સને ૧૮૬૫ ના આગષ્ટ માસમાં કરવામાં આવેલો છે, પણ તે મીલકત જો કે આપવામાં આવી નહીં અગર તેનો કબજો આપવામાં આવ્યો નહી હતો માટે તેજ મીલકતનું સને ૧૮૭૬ ના અગસ્ટ માશનુ વેચાણનું સરટીફીકેટ રજીસ્ટર થએલ છે તે વીરૂધ સને ૧૮૬૬ ના આકટ ૨૦ ની કલમ ૪૮ જોઈએ કે શને ૧૮૭૧ ના આકટ ૮ ની કલમ ૪૮ મી જોઈએ પણ કાંમનો નથી એવું ઠરાવવામાં આવ્યું.

---

## તા૦ ૮ જુલાઈ સને ૧૮૮૪

### મી૦ જસ્ટીશ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીસ અને મી૦ જશટીશ મહમુદ સાહેબોની રૂબરૂ.

શીબાતુલાખાંન સગીર (પ્રતીવાદી) વી૦ નાશીરખાંન (વાદી)

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની ક૦ ૪૨ ૪૩

એકજ વેચાણ ખતથી ૮ એ બે ઘર ખરીદ કરમાં બાર વ
પાનુ ૧૧૬ રસ પછી તે ઘરોમાંના એક ઘરનો કબજો લેવા દાવો ક
રયો; એવું કહીને કે પ્રતીવાદીના વડીલે ગેરી પાસેથી કબ

જો લઇ લીધો છે. તાર પછી તેણે તેન તે પ્રતીવાદી ઉપર બીજા મકાન નો કબજો લેવા દાવો કરયો, એવું કહીને કે જે વખતે મે પેહેલો દાવો દાખલ કરયો તે વખતે હાલના તકરારી ઘરનો કબજો તેજ સખશે મારી પાશેથી લેઇ લીધેલો હતો:

તેમાં ઠરાવવામાં આવ્યુ કે બેઉ ઘરો ઉપર વાદીનો હક એકના એક વેચાણ ખતની રૂઇએ છે તોપણ તેને જુદી જુદી વખતે કબજામાથી કાહાઢેલો છે, તેથી બે જુદા જુદા દાવાના કારણો ઉતપન થએલ છે આ ટે આ બીજા ઘર બાબત પ્રથમના દાવામાં દાવો ભેળો કરવાને તે બંધાએલો નહી હતો કારણ કે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં તેવી ફરજ પાડે તેવું કાંઇ નથી.

---

તા૦ ૯ જુલઇ સન ૧૮૮૪

મી૦ જસટીસ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફ જસટીસ અને મી૦ જસટીસ ઓલ્ડફીલ્ડ સાહેબોની રૂબરૂ

માનથા દેવી વીગરે (વાદીઓ) વી૦ જીવણરામ ઉરફે અમદુલ રેહેમાન વીગરે (પ્રતીવાદિઓ)

હીંદુશાસ્ત્ર—ધીધવા—દીકરી—ખોરાકી પોશાકી—રેહેઠાણ—લગનનુંખરચ

એક હીંદુ હતો તે મુસલમાન ધરમમાં ગયો અને મુ
પાનુ ૧૧૭ સલમાની સાથે લગન કરયુ અને તેણીને પોતાની સાથે રેહેવા
લઇ ગયો તે વટલયો તે વખતે તેને પોતાની હીંદુ ધણીઆણી

હતી તેણીએ પોતાની સગીર દીકરી સુધાં ખોરાકી પોશાકી લેવા. (૨) પ્રતીવાદીના તાબાની અમુક મીલકત ઉપર તે બાબતની જવાબ દારી ઠરાવવા( ૩) અમને જુદુ ઘર રહેવા આપવાની પ્રતીવાદીને ફરજ પાડવા અને સગીર વાદીઆણુના લગનના ખરચ સારૂ (૨૪૦૦) લેવા દાવો કરયો.

ઠરાવવામાં આવ્યુ કે રેહેવાની જગો વાદીઓને પુરી પાડવાને પ્રતી

વાદી ઉપર ફરજ પાડી શકાતો નથી કારણ કે જે અનામત તેમને આપવામાં આવ્યું છે તેમાંથી ખોરાકી પોશાકી અને ઘરનાં ભાડાનું ખરચ થવું જોઈએ.

વળી ઠરાવવામાં આવ્યું કે શગીર વાદીઅણના લગનના ખરચ બાબત રૂ ૪૦૦૦, નો દાવોછે તે રદ થવો જોઇએ કારણ કે એમ બતાવવામાં આવેલું નથી કે લગનનું ખરચ કાંઇ પણ કરવામાં આવ્યું છે અગર તેણીને માટે તે હાલ જોઇએછે અને જો તે પરણે તેવા વખત થાય તો તેણીના વાલીના હાથમાં તે બાબત છે.

વળી ઠરાવવામાં આવ્યું કે ધણીઆણીનો અને દીકરીઓનો ખોરાકી પોશાકીના હક પોતાના વડીલો અને બાપની મીલકત ઉપરછે તેમાં કાંઇ અંદેશો નથી, માટે જ્યારે કોરટ ખોરાકી પોશાકી તરીકે કાંઇ રકમ આપવાનો ઠરાવ કરે તો, તે ઠરાવનો અમલ કરવાને બેશક કોરટને અખતયારછ માટે તે પાછું કાંઇ જોડી અમુક ખાસ મીલકત ઉપરછ એવું ઠરાવવામાં આવેતો તે સારામાં સારસ થઇ શકછે.

---

## ફુલબેંચ.

તા૦ ૯ જુલાઇશન ૧૮૮૪

મી૦ જસ્ટીશ સ્ટ્રેટ ઓફીશીએટીંગ ચીફ જસ્ટીશ મી૦ જસટીસ બ્રોડહર્સ્ટ, મી૦ જસ્ટીશ મહમુદ અને મી૦ જસ્ટીસ ડ્યુથોઇટ શાહેબો ની રૂબરૂ

મહારાણી કૈસરેહીંદ વી૦ રામકુમારી.

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૨૯—શિક્ષાના હુકમનો પ્રકાર બદલવામાં આવે તેવી સીક્ષા વધારવી—હાયકોરટનો તપાસ કરવાનો અખતયાર.

પાનું ૬૧૨ | તપાસવાની સતા વાપરતાં હાયકોરટ શિક્ષા એવી રીતે વધારી શકે છે કે જેથી તેનો પ્રકારજ બદલાય.

---

## દીવાની અપીલ

તા૦ ૧૧ જુલઈ સન ૧૮૮૪

મી૦ જસ્ટીસ સ્ટ્રેટ ઓફીસીએટીંગ ચીફ જસ્ટીસ અને મિ૦ જસ્ટીસ મહમુદ સાહેબોની રૂબરૂ

રામ સખારામ વીગેરે (હુકમનામાના દેણદારો) બાપતરરાય (હુકમ નામાવાળો)

હુકમનામાની બજાવણી—સમાધાન—દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૧૦, ૨૫૭ અ—

પાનું ૬૨૭ } તા૦ ૧૪ મી જુલાઇ સન ૧૮૭૧ ના રોજના પઈશા બાબતના હુકમનામાના પક્ષકારોએ સમાધાની કરી હુકમનામાના નાંણાંના ભાગને બદલે હુકમનામાં વાળાના કબજામાં અમુક મીલકત આપી અને હુકમનામાની બાકીની રકમ દરવરસે અમુક હફતે થી આપવી. અને હફતો આપવામાં કસુર કરવામાં આવે તો તમામ રકમ એકદમ હુકમનામુ બજાવી વસુલ થાય. તા૦૧૧ ડીશમબર સન ૧૮૮૨ ના રોજ હુકમનામા વાળાએ હફતા પાડેલા છે, એમ કહી તે સમાધાનની ગોઠવણ પ્રમાણે બજાવણી કરવાને દરખાસ્ત કરી.

તેમાં ઠરાવવામાં આવ્યુ કે આવો કરાર હફતાબંધી હુકમનામા તરીકે છે. અને તે તરીકે બજાવવા લાયક છે એમ ગણીશકાતુ નથી.

---

## ફોજદારી અપીલ.

તા૦ ૧૪ જુલઇ સને ૧૮૮૪

મી૦ જસ્ટીસ સ્તરેટ ઓફીસીએટીંગ ચીફ જસટીસ સાહેબ ની રૂબરૂ.

તકરારો દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૧, ૧૧૫—લખેલી હકીકત પર જુઠી પ્રતીજ્ઞા—જુઠો પુરાવ—સને ૧૮૬૦ નો આકટ ૪૫ (પીનલકોડ) ની કલમ ૧૯૧.

પાનું ૬૨૬ | એક દાવામાં એક શખસે લખેલી હકીકત દાખલ કરે તો તે કાયદા પ્રમાણે સાચુ કહેવાને બંધાએલા છે માટે જો તે ના જાણવા તથા માનવા પ્રમાણે જુઠી હોય અગર જે સા

થી નથી એમ માનતો હોય તો તેણે પીનલકોડની કલમ ૧૯૧ પ્રમાણે જુઠી શાહેદી આપ્યાનો ગુનેગાર થાય છે.

---

## દીવાની અપીલ.

તા૦ ૧૪ જુલાઇ સને ૧૮૮૪

મી૦ જસટીશ સ્ટરેટ ઓફીસીએટીંગ ચીફ જસટીશ અને મી૦ જશટીશ મહમુદ શાહેબોની રૂબરૂ

ઇમતીયાજ બેગમ વીગરે (પ્રતીવાદીઓ) વી૦ સીયાહજુન નીશાબેગમ (વાદી)

સન ૧૮૭૧ ના આ૦ ૨૩ (પેનશન આકટ) ની કલમ ૧૨—મેહેરને બદલે પેનશન અશાઇન કરવું.

પાનું ૬૩૦ | અ ને સરકાર તરફથી મીઆબી પેનશન મળતું હતું તેનો ભાગ તેણે પોતાની ઓરતને મેહેર બદલ આપ્યો આ પ્રમાણે પેનશનની રકમ તેણીને આપવામાં આવેલી તે બાબત અ ના મરણ પછી તેની ઓરત અને અ ના વારસોની વચમાં તકરાર ઉતપન થઇ; પછી શને ૧૮૭૧ ના આકટ ૨૩ ની કલમ ૬ પ્રમાણે કલેકટરે તેણીને સરટીફીકેટ આપ્યું તેના આધારથી તેણીએ દાવો કરયો; તેમાં કે રકમ સબંધી મારો માલેકપણાનો હક છે અને તે બીજાને બદલી આપવાનો મારો હક છે એવું ઠરાવી આપો એવું માગ્યું.

તેમાં ઠરાવવામાં આવ્યું કે સને ૧૮૭૧ ના આકટ ૨૩ ની કલમ ૧૨ પ્રમાણે અ પોતાના પેનશનનો કાંઇ ભાગ કાયદેસર રીતે વાદીને શોંપી શકતો નથી.

તેણે પોતાની ઓરતને જે દસતાવેજ લખી આપ્યો છે તે રદ બાતલ છે અને તે દસતાવેજની રૂઇએ તે હાલ કોરટમાં આવી છે માટે તેનો દાવો નીષ્ફળ થવો જોઇએ. કારણ કે જે દસ્તાવેજ કાયદા વીરૂધ છે તે દસ્તાવેજના આધારથી હક ઠરાવવાને તે માગે છે.

---

